આઝાદીનો અવાજ-રૂંધવા આજ સુધીમાં શું શું કર્યું છે તેનું રેખાચિત્ર રજૂ કરીને ચંદ્રભાઈએ આજે આપણી સામે આપણા જ બાંધવરાષ્ટ્ર ચીનની વીરત્વગાથાનું વિરાટ ચિત્ર રજૂ કર્યું છે.

એવાં લોકવિરાટનાં મંથનનાં અને જીવનસંગ્રામનાં જીવંત ચિત્રો રજૂ કરવાને હેવાયે એ કલમે હજુ તો આપણા એ મહાન પડોશી બાંધવરાષ્ટ્રે જગતમાં અજોડ એવા આપભોગ, શહાદત અને શૌર્યના જોરી બતાવેલ ઇતિહાસનું પહેલું જ પ્રકરણ લખ્યું છે.

. એ અદ્ભુત જીવનનેઊડેલો કદમ હજુ થંભ્યો ક્યાં છે! ચેલી ફાસીવાદી પાશવતા ને, હેવાનિયત અને ગલીચતાની ઘટના કરવા મથનાર ચીનના ચાંગકાઈ-શેકે મચાવેલા ચીની જનતાના મહાસંહારને થોભાવવા ચીન આઝાદ દીકરા-દીકરીઓએ પોતાનાં લોહીમાંસથી નવી રચેલી મપ દીવાલના થર પર થર હજુ તે ચડતા જ જાય છે. ચીન પર સંહાર કરવા નીકળેલી હેવાનિયતક ત્યારે ચીનનો ખાંધિયો અને રેમહખોર ઉપરાંત ચીનને ભરખી જવા બેઠેલી યરોપની, અમેરિકાની અને જાપાનની શાહીશા જમાતો હતી.

આજે જાપાન તો પરાજય પામ્યું છે પણ એ ફાસી હેવાનિયતનો હાથો બનેલો ચાંગકાઈ-શેક ચીની લોકઆઝાદીનો સંહાર મચાવતો અટક્યો નથી. આજે એની પડખે ફાસીવાદની જંગલિયત તરફ દરેક ડગલે વેગળ વધતો ડુમેનનો અમેરિકી શાહીવાદ ઊભો છે. ડુમેને વેરેલા અણુઓમ્બરાણાંત્રીય રાજકારણનો, વિરાટ ચીન પર કેરી રણથંભ રોપાઈ ગ છે.

૧૯૨૭થી આજ સુધી ચીની જનતાની આઝાદીને અનુરાજ કરોડોની શહાદત પછી, અદ્ભુત આપભોગો પછી મુક્તિનાં લડાયક સંગઠનોના એકધારા જનસંગ્રામને જારી રાખ્યા છે આજે

ગૂંગળાઈ જશે! એ સવાલ જ અસ્થાને એટલા માટે છે કે ઇતિહાસના વિરાટ પરિબળ જેવો જનવિરાટ જ્યારે પોતાના રાજકારણનું ભાન પામીને આયુધ ધરીને જાગે છે અને માનવતાના જતન માટે નૂતન દુનિયા રચવાની રણહાક ગજવે છે ત્યા જંગલિયતની પાશવતા યંત્રાયુધોના ડુંગરા ખડકીને કે અણુબોમ્બના ઢગલા લઈને એને રૂંધી શકતી નથી.

જીવનનો એવો વિજય અને મોતનો એવો પરાજય એ તો માનવજાતના ઇતિહાસની જ હકીકત છે.

શહાદત અને આપભોગની પ્રચંડ ભરતીઓ ચઢાવીને એ હકીકતને પુરવાર કરવાની ધન્ય ઘડી કચડાયલી જગત-જનતા તરફથી એશિયાની કચ્ચડાયલી, રિબાયલી અને ગુલામ રખાયલી પ્રજાઓ માટે ઇતિહાસે ચીનની લોકમાનવતાને સોંપી છે. હિંદ એમાં પાછળ ન રહે તે જોવાની જવાબદારી હિંદ-લોકની છે.

અને એશિયાની લાલ પ્રાચી દિશામાં અરુણ બનેલો એ લોકશાહનો રથ જગતભરની કોઈ પૈશાચિકતાને અણુબોમ્બ સાંપડવાથી અટકવાનો નથી. ચીન વિરાટની હલચલે એ સાબિતી દીધી છે.

મારે એટલું જ કહેવાનું હતું. બાકી તો ચીની ઇન્કિલાબની ચીનના લોક-ઇતિહાસમાં જાગી ઊઠેલા પ્રચંડ જનપ્રાણની ઝાંખી કરાવતી આ કિતાબ લખીને ચંદ્રભાઈએ આપણી પડોશમાં ઊભેલા પ્રચંડ રાષ્ટ્રબાંધવ તરફ ઇશારો કર્યો છે. એના પરિચય તરફનો અભાવ કે અનાદર હિંદદ્રોહી છે, કારણકે આપણો મહાન દેશ પણ એ વિરાટના કદમમાં કદમ મિલાવીને જ સાચી લોક-આઝાદી મેળવી શકવાનો છે.

૨૫મી ઓગસ્ટ ૧૯૪૭ પજુભાઈ શુક્લ

# બે બોલ

ગુજરાતી જનતા પાસે ચીન વિરાટની લોક-દિલચાલનું આલેખન રજૂ કરવાની ઇચ્છા લાંબા સમયથી હતી. આજે જ્યારે આપણી જનતાની તાકાત પાસે નમીને અંગ્રેજી શાહીવાદને હિંદને આઝાદી આપવાની ફરજ પડી છે ત્યારે આઝાદીનાં ઊઘડેલાં કમાડમાં ઊભેલી આપણી જનતાને માટે ચીન વિરાટનું આ જીવનમંથન અને જન-જેહાદ આપણા ઇતિહાસ પર 'જાગતાં રહેજો'નો અવાજ બુલંદ બનાવે એવો આ લેખન પાછળનો આશય છે. આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાં દેવાળિયો બનેલો અંગ્રેજી શાહીવાદ આજે પણ જેમ દુનિયાભરમાં જનતાની આઝાદીને સંહારવા અમેરિકી શાહીવાદને પૂછડે લટકી નીકળી પડ્યો છે તે જ પ્રમાણે એણે એશિયા પર પોતાની જાલિમ એડને જુદા સ્વરૂપમાં ટકાવી રાખવા-હિંદ પર પણ પોતાનાં મેલાં અને કાળાં કરતૂકને કામ આવે તેવી જનતાવિરોધી અને પ્રગતિવિરોધી રેખાઓ દોરી છે. એ રેખાઓના દરેક રાહે આપણા વિરાટના કલેવર પર ખૂની જખમ કોતરીને એણે દેશના એકથી બીજા છેડાને લોહીઝરતો કર્યો છે અને ભૂખમરામાં હડસેલ્યો છે. આપણી આઝાદીનો આરંભ એ બધા સામેની જેહાદથી શરૂ થાય છે ત્યારે ચીન વિરાટનો જનગૌરવથી ઊભરાતો આ અનુભવ આપણો પ્રકાશ બનશે જ.

અંતમાં આ પ્રકાશનમાં આપેલા સહકાર બદલ સરસ્વતી પ્રેસવાળા ભાઈ શાંતિલાલ તથા પ્રૂફ રીડર ભાઈ ઉમર કુરૈશીનો આભાર માની વિરમું છું.

લેખક

# અનુક્રમ

શીખવતું હતું. એ અરસામાં ચીન રેશમ વણતું હતું. એ જ તબક્કામાં ચીન હળ ખેડતું હતું ને વૈદું ઘૂંટતું હતું. પછી લોહ-ચુંબક, પછી પૈડાં ચીન પર ફરતાં થયાં અને માટીમાંથી ઈંટ ને ચૂનાવાળાં ઊગી નીકળ્યાં હોય તેવાં ઘરબાર ચિનાઈ જનતા ચણી રહી. ઘરબારમાંથી મિનારા ઊગ્યા, ને મિનારા પર આકાશી પદાર્થોની ગતિ પર તાક માંડતા ને ગણિત ગણતા ચિનાઈ ચતુરો બેઠા હતા. ગતિ મપાવા માંડી, જમીનની માપણી થઈ, વસ્તુઓ-નાં વજન શોધાયાં. ચોખામાંથી દારૂ શોધાયો અને ઈજનેર કુએ પર્વતોની આરપાર નીકળે એવો સાર મૂક્યો.

## એક ડગલું આગળ

તે સમયે તો ચિનાઈ માટીને ચૂંથતી પડેલી સત્તરસો ઠકરાતો હતી. દરેક ઠાકોરની હકૂમત નીચે ચીની જનતા ખેડુત—ગુલામ હતી. દરેક ઠકરાતે પોતપોતાની હકૂમત આંતરી હતી, ને કિલ્લે-બંધી બાંધી હતી. પણ એ સત્તરસોમાંથી પડતી—આખડતી એક-બીજાને ગળી જતી એવી પચાવન જીવતી રહી. પંચાવનમાં પાવરધી સૌથી મોટી એવી શી—ની સરકાર હતી. એણે જ સૌથી પહેલાં પોતાની જાતને સીન કે ચીન કહેવડાવી શહેનશાહત સ્થાપેલી.

એ સરકારે અદાલતો નીમી, કાયદાઓ ઘડ્યા, દોલત વધારી ને સંપત્તિ જમાવી. એ સત્તાએ સંગીતકારો, વેશ્યાઓ, વિદ્વાનો, વકીલો, અમલદારો, અમીરો, ઉમરાવો અને લશ્કરોને પોતાની આસપાસ જમાવ્યા.

એ જમાવટના જોર નીચે ગુલામ ખેડૂતો નહેરો ખોદતા હતા, નગરો બાંધતા હતા, જમીનો ખેડતા હતા, રેશમ વણતા હતા, ધાતુઓ ખોદતા હતા તથા મીઠું ખોદતા હતા. એ કામગુ-

# ચીનનો પરિચય

## આરંભમાં

પેસિફિક મહાસાગરના પશ્ચિમ કિનારા પર મોટા મોટા ને લીલાપીળાં મેદાનોવાળો, વિશાળ પર્વતોવાળો અને જાજરમાન સરિતાઓવાળો પ્રદેશ પથરાયો છે એની એક બાજુએ સૌથી મોટું રણ છે. એના દક્ષિણને યાંગટ્સી નદી ફળદ્રુપ બનાવે છે ને ઉત્તરને પીળીના પાણી પશ્ચિમની પર્વતમાળાઓમાંથી તરબોળ કરે છે. એ ચીન છે

અને ચીન પર ચીની પ્રજા પથરાઈને પડી છે પાણીના પ્રવાહોને આરે આરે એણે ત્રણ હજાર વરસથી ઇતિહાસ આલેખવા માંડ્યો હતો. એ ઇતિહાસનો આરંભ કહે છે કે ચિનાઈ મનુ–પાન્કુ ચીનનો પહેલો પુરુષ હતો કેવો મોટો એ પુરુષ હશે! ચીની નજરમાં એ પ્રચંડ દેખાયો ને ચીની જમાને એ પુરુષને રાગમાં ગાયો કે એના શ્વાસના પવન ફૂંકાયા, અવાજમાં મેઘ ગર્જ્યા, નાડીઓમાં નદીઓ રેલાઈ, ને એના વાળ જેવી વનસ્પતિ લહેરાઈ. ... ..

એવા પુરુષ અને એવી સ્ત્રીને ચિનાઈ જનતા સાંપડી ચીન પર ચિનાઈ નરનારીના વસવાટ જામ્યા ચીન પર દૈવી લેખાયલી રાજસત્તાએ શાસન સંભાળ્યું ઇ સ પૂર્વે ૨૮૫૨માં રાજા ફૂ–સીનું શાસન ચીની લોકને લગ્ન કરતા, ગાતા, લખતા ને ચીતરતાં

શીખવતું હતું. એ અરસામાં ચીન રેશમ વણતું હતું. એ જ તબક્કામાં ચીન હળ ખેડતું હતું ને 'વૈદું' ઘૂંટતું હતું. પછી લોહ-ચુંબક, પછી પૈડાં ચીન પર ફરતાં થયાં અને માટીમાંથી ઈંટ ને ચૂનાવાળાં ઊગી નીકળ્યાં હોય તેવાં ઘરબાર ચિનાઈ જનતા ચણી રહી. ઘરબારમાંથી મિનારા ઊગ્યા, ને મિનારા પર આકાશી પદાર્થોની ગતિ પર તાક માંડતા ને ગણિત ગણતા ચિનાઈ ચતુરો બેઠા હતા. ગતિ મપાવા માંડી, જમીનની માપણી થઈ, વસ્તુઓ-નાં વજન શોધાયાં. ચોખામાંથી દારૂ શોધાયો અને ઈજનેર યુએ પર્વતોની આરપાર નીકળે એવો સાર મૂક્યો.

## એક ડગલું આગળ

તે સમયે તો ચિનાઈ માટીને ચૂંથતી પડેલી સત્તરસો ઠકરાતો હતી. દરેક ઠાકોરની હકૂમત નીચે ચીની જનતા ખેડૂત–ગુલામ હતી. દરેક ઠકરાતે પોતપોતાની હકૂમત આંતરી હતી, ને કિલ્લે-બંધી બાંધી હતી. પણ એ સત્તરસોમાંથી પડતી–આખડતી એક-બીજાને ગળી જતી એવી પંચાવન જીવતી રહી. પંચાવનમાં પાવરધી સૌથી મોટી એવી શી–ની સરકાર હતી. એણે જ સૌથી પહેલાં પોતાની જાતને સીન કે ચીન કહેવડાવી શહેનશાહત સ્થાપેલી.

એ સરકારે અદાલતો નીમી, કાયદાઓ ઘડયા, દોલત વધારી ને સંપત્તિ જમાવી. એ સત્તાએ સંગીતકારો, વેશ્યાઓ, વિદ્વાનો, વકીલો, અમલદારો, અમીરો, ઉમરાવો અને લશ્કરોને પોતાની આસપાસ જમાવ્યાં.

એ જમાવટના જોર નીચે ગુલામ ખેડૂતો નહેરો ખોદતા હતા, નગરો બાંધતાં હતા, જમીનો ખેડતા હતા, રેશમ વણતા હતા, ધાતુઓ ખોદતા હતા તથા મીઠું ખોદતા હતા. એ કામણ-

ગારા પર કરવતીની જેમ હરતોફરતો ચીનનો માલિક-સમાજ એક ડગલું આગળ વધતો હતો. રેશમી પોશાકમાં રૂપાળો બનતો હતો, મોજડીઓ ને બુટ પહેરતો હતો, રથોમાં ફરતો હતો, નૌકામાં વિહરતો હતો, મહાલયોમાં રહેતો હતો, ખુરશી-ટેબલ વાપરતો હતો, રકાબીઓમાં ખાતો હતો.

એ ચીનનો માલિક-વર્ગ હતો અને મૂડીભર હતો. એની એડી નીચે ચીની જનતાનો કરોડોનો સમૂહ સિતમ નીચે ચુસવતો હતો, જુલ્મગારની ઝડીઓ ઝીલતો, પીડાઓ અને પીડનો નીચે લોહી નીંગળતો, માલિકોના રથડા ખેંચતો, કરોડમાંથી વળી ગયેલો જમીન સૂંઘતો ઇ. સ. પૂર્વે ૧૨૫૦માં એક ડગલું આગળ ધપતો હતો.

....દીવા બળે એટલે

એ ચિનાઈ જનતા હતી. એણે અનાજના ઢગલા ખડકયા હતા, તો ય એ ભૂખી હતી. એણે રેશમ વણ્યાં હતાં, તો ય એના ડિલ પર ચીથરું નહોતું. એણે જ નગરો બાંધ્યાં હતા તો ય એના માથા પર છાપરું નહોતું. એની વિરાટ કાયા પર મૂઠીભર માલિકી નાથ ખેંચતી, નહેરો ખોદાવતી, રસ્તાઓ બંધાવતી, ખેતરો ખેડાવતી, ચરખા ચલાવતી, પોતાના વિહાર ને વિલાસના બોજા ખડકી કમરબંધ બેઠી હતી ને એને લોહી ટપકતી જનતાને એક ડગલું આગળ હાંકતી ફટકારતી દોડાવતી હતી.

'ક્યાં સુધી...!' એની હામ થંભી જતી હતી. એ હેડકી ખાતી નિરાધાર પૂછતી હતી:

'ક્યાં સુધી...?'

'ત્યાં સુધી...' ચિનાઈ ચિંતકો જનતાને આકાશી દીવો દેખાડતા દૈવી બનીને કહેતા હતા:

'ત્યાં સુધી...તેટલે સુધી...દીવા દેખાય ત્યાં સુધી જ... ત્યાં મામાનું ઘર આવશે ને લીલાલહેર જામશે ને...'

પણ દીવા દેખવા ટાંપી ટાંપીને જોતી ચિનાઈ જનતા એક પછી બીજું પગલું માંડતી, સંસ્કૃતિનાં કમઠાણ ખેંચતી આગળ ધપતી હતી ને મામાનું ઘર આવતું નહોતું...અકાળું મરણ આવતું હતું.

'મરણની પેલી પાર ... મામાનું ઘર ...'

ચિનાઈ ચિંતકો દુઃખી જનને દિલાસા દેતા માલિકોના રથડાને આગળ ધપાવતા હતા.

એવો ઈ. સ. પૂર્વે ૧૨૫૦નો વિદ્વાન યુ–જી નામનો હતો. પછી થીંગે ચિંતન માંડ્યું, અને કુદરતનાં ચોસઠ તત્ત્વો શોધી કાઢ્યા તથા એ તત્ત્વોના આઠ નિયમ બતાવ્યા.

## બુદ્ધિયુગની આગેકૂચ

કુદરતના તત્ત્વો જોઈ ને જાગેલી બુદ્ધિ સમજ માગતી ઈ. સ. પૂર્વે પાચમા સૈકામાં બેઠી થઈ ગઈ. કુદરતની સાથોસાથ માણસ-ની જાતની તપાસ મંડાઈ. શિક્ષકો અને ઉપદેશકો ધર્મશાસ્ત્રની અચોક્કસતા, નીતિની સાપેક્ષતા અને સરકારોની અપૂર્ણતા બોલતા હતા, અને બુદ્ધિના અજવાળામાં બધું ઠીક થઈ જવાના દીવા સળગાવતા હતા.

જૂના માલિકની જૂની સત્તાના રજવાડી સ્વરૂપે એ બધાનાં નામ બળવાખોર તરીકે લખ્યાં ને તેમને સૌને નાસ્તિકો જાહેર કરી, તેમનાં માથાં ઉતારી લેવા માડ્યાં. એમ એક ટેંગ–શી

હતો અને બોલ્યો હતો કે નીતિના ખ્યાલો ખોટા છે તથા તે સત્તાને સાથ આપવા જ રચાયા છે. બીજો લીઓ–ઝી હતો. એણે એક હજાર શબ્દોવાળું એક પુસ્તક લખ્યું હતું.

ત્રીજો કનફ્યુશિયસ હતો. એણે લીઓને જોયો હતો. એણે ચીની પ્રજાને કહ્યું કે, ‘ પક્ષીઓ કેવી રીતે ઊડે છે, માછલીઓ કેમ તરે છે અને પ્રાણીઓ કેવી રીતે દોડે છે તે હું જાણું છું. અને હું જાણું છું કે દોડનારાંઓ માટે જાળી બિછાવી રાખેલી હોય છે તથા ઊડનારાં માટે બાણ તાકી રહેલાં હોય છે. ’

પછી કનફ્યુશિયસ ઘરબાર વિના તેર વરસ ભટક્યો અને ભટકી રહ્યા પછી કહ્યું કે, ‘ સદ્ગુણ અને સૌંદર્યને ચાહનાર એક પણ આદમી મારા દેખવામાં આવ્યું નથી. ’

‘ પણ અમારું ય કંઈ બોલજો, બાપુ ! ’ જીવનકલહમાં ઝબ્બે થતી ચીની જનતાની હાય કકળતી બોલતી હતી.

પંચોતેર વરસના કનફ્યુશિયસને અંધારાં આવ્યાં. એણે આંખો મીચી દીધી ને આશીર્વાદ આપ્યા, ‘ દીકરાઓ, આજ્ઞાધારક રીતે દોડે રાખો, અંતમાં બધું ઠીક થશે. ’ અને એના મરણના દિવસે કનફ્યુશિયસ ગાતો સંભળાતો હતો :

‘ મોટા પર્વતો ક્ષીણ થઈ જાય છે, મોટી ઈમારતો નાશ પામે છે, અને મોટા ડાહ્યા માણસો કરમાઈ જાય છે. ’

જુલ્મગારોની ઝડીઓ નીચે લોહી ટપકની ચિનાઈ જનતા પાછી હતી ત્યાંથી જ આકાશી દીવા દેખતી હતી, જુલ્મ સામે જેહાદ સાંભળવાને બદલે પોતાની જાતને સુધારવાનો જ અવળો ઉપાયવાળો કનફ્યુશિયસ ચિનાઈ માલિકનો રથ ખેંચવાનો ઉપદેશ આપી ગયો હતો કે;–

'પ્રાચીન કાળમાં બધું સારું હતું કારણકે સરકારી તંત્ર દ્વારા સદ્‌ગુણો આચારમાં ઊતરતા હતા. સરકારી તંત્ર સદ્‌ગુણી હતું કારણકે કુટુંબજીવનો નિયમિત હતાં. કુટુંબજીવનો નિયમિત હતાં, કારણકે લોકજીવન ફૂલાંગરાં હતાં. લોક–આચાર શુદ્ધ હતો કારણ કે તે લોકહૃદયની શુદ્ધિ કરતો હતો, તેમનાં હૃદય શુદ્ધ થતાં હતાં કારણકે તેમના વિચારો સહૃદય હતા. એમના વિચારો સહૃદય હતા કારણકે એમનું જ્ઞાન વિશાળ હતું, અને તેમના જ્ઞાનની વિશાળતા વસ્તુઓની સમજ અને શોધ પર હતી.'

પણ મારે કરવું શું ?

ચિનાઈ બુદ્ધિ સમજતી હતી, અને સમજીને લાગણી લલકારતી હતી કનફ્યુશિયસે બુદ્ધિનાં બારણાં રોકી આંખો મીંચી દીધી હતી અને પછી ચિનાઈ લાગણી ઇ. સ. ૩૫૦ માં, ચુ–પીંગ નામના એક કવિનાં કવનમાં લલકારતી પૂછતી હતીઃ

'પણ મારે કરવું શું ? સત્ય તરફની વફાદારીને રસ્તે ચાલવું કે સડેલા લોકાચારને અનુસરવું કે તરવાર લઈને સેનાપતિના રસાલામાં લોહી ઉછાળતાં ઘૂમવું ? મારે સ્પષ્ટ શબ્દો બોલી જોખમ વહોરવાં કે શ્રીમંતો અને સત્તાવાનોને ગમે તેવી વાણી બોલી તેમને ખુશ કરવાં ? મારે સદ્‌ગુણી બનતાં મરી ફીટવું કે માગ સ્વાર્થને સફળ બનાવવા બીજાઓને ચૂસવાં ?'

પણ એને કોઈએ જવાબ દીધો નહિ અને એણે પાણીમાં ડૂબીને જીવનનો અંત આણ્યો.

અને એમ એક પછી બીજા શહેનશાહના સથવારાની એડ નીચે ચિનાઈ જનતા આગળ ઘસડાતી જતી હતી. ઉત્તર ચીનની ધરતી પર ઇ. સ. ૬૨૭ માં ચીનનો મહાન શહેનશાહ ટાઈ–શુંગ, સુધારા બોલતો હતો કે;

'જો હું મારા અને મારા અમલદારોના ખર્ચ ઓછા કરું, કરવેરાઓ હળવા કરું, પ્રમાણિક અમલદારોની નિમણૂક કરું તો મારા લોકોને–લોકસમુદાયને, રોટલી, રહેઠાણ અને કપડાં જરૂર પૂરતાં મળી રહે, અને તેમ થાય તો જ હું કોઈ પણ જાતની શિક્ષાઓના કાયદા વિના ગુનેગારીને ચીનમાંથી નાબૂદ કરી શકું.'

એ શહેનશાહે ચીનના સર્જક યુગ માટેનો રસ્તો શરૂ કર્યો. એણે જમીનને ફળદ્રુપ બનાવી, અને હસ્તઉદ્યોગોને વિકસાવ્યા. એણે ચિનાઈ નદીઓને અને નહેરોને વેપારી વ્યવહારથી ઉત્તેજિત બનાવી. એણે રેશમ વણવાનાં કારખાનાં પાથરી દીધાં. એક સૌથી મોટા કારખાનામાં એક લાખ મજૂરો એક સાથે કામ કરતાં હતાં. રેશમનાં વહાણો ભરીને ચીની વેપારીઓ દરિયા ડહોળતા ફરતા હતા. એના અમલમાં શિલ્પીઓ હીરામાં મૂર્તિ ઘડતા હતા; એની આબાદીમાં શ્રીમંતોનાં મુડદાં મોતીની પથારીઓમાં દટાતાં હતાં. એવી ચિનાઈ આબાદીની ચઢતીનાં અનેક અદિલનોનો વૈભવ એકબીજાને ટપી જતો આકારો બઢી રહ્યો.

## માર્કો–મિલિયન્સ

ત્યારે ઈ. સ. ૧૨૫૫ની આસપાસ, વેનિસના એક ઘરમાંથી મુસાફરી કરવા બે જણ નીકળ્યા હતા. એકનું નામ માર્કોપોલો હતું. એ સત્તર વરસની ઉંમરે ગોબીના રણમાં થઈને ચાન્ટુની મહાન દીવાલમાં પેઠો હતો. ત્યાં કુબ્લાઈ ખાનના દરબારમાં તેને આવકાર મળ્યો હતો. એના મોંગોલ પૂર્વજોએ આખી ચીનને જીતીને ચીન પર રાજ માંડ્યું હતું.

માર્કોપોલોએ ચીનમાં રહીને ચીનનો અભ્યાસ કર્યો હતો. આબાદીના શિખર પર ઝૂલતા ચીનને દેખીને એની આંખ ફાટી

હતા. ચીનનાં બંદરો પર શાહીવાદી ખૂનખાર જમાતોનાં નફાખોર થાણાં લાગી ગયાં હતાં. ચીનનાં બંદરો સુધી અને ખાસ કરીને પરદેશી હકૂમતી થાણાંમાં ચીનના લક્ષ્મીપતિઓ અખંડ વધેરાતા ચીનના ઢાંઢામાં પોતાનો લાગો લેવા મુકામ નાખીને પડ્યા હતા. ચીન પર પડેલી પરદેશી હકૂમતોના ચિનાઈ ખાંધિયાઓ ઉપરાંત ચીની લક્ષ્મીનંદનો મહાલયો ચણવાની શરૂઆત કરતા હતા.

અને ચીન તો પડ્યો પડ્યો કાચો માલ પકવતો હતો. ચીની જનતા પર ઠકરાતો ગોઠવાયેલી લેટતી હતી. ચીની જનતાની મહેનતના પાક પર વિગ્રહખોરની ટુકડીઓ તીડની જેમ ભમતી હતી. ભયાનક જંગલોમાં પશુઓ ત્રાડ દેતાં હતાં ને જંગલની પેલી પાર નહિ જોઈ શકનાર ચીની ખેડૂત પર આડે પહોર અનેક ત્રાડો ત્રાટકતી હતી. એ જ ખેડૂતનાં અનેક ભૂખ્યાં બાળકો કોઈ શહેરમાં આવી ચડતાં ને વગસોના પટે વેચાઈ ગયા પછી એ જીવતાં પાછાં ફરતાં તો ચિનાઈ નગરો પર દોડની આગગાડીઓ, સસવતી ચીમનીઓ તથા એકબીજાની પાછળ પડતી દોડ દેતી મોટરોની વાતો કરતાં ભયાનક જંગલોમાં જઈને તાજુબ બનીને વ્યાઘાત દેખતાં હતાં.

એવો ચીનનો વિકાસ શાહીવાદી નફાખોરના હાથમાં, મૂડીવાદી ખાંધિયાના હાથમાં, તરવારિયા વિગ્રહખોરના હાથમાં અને ઠકરાતી મારાઓના હાથમાં અનેક વ્યાઘાતો સરજતો હતો.

ચિનાઈ માટી પર મહેલ શોભ્યા હતા ને મહેલના પડખામાં જ ઘાસની, તાટની, ફટાઈ ગએલાં પતરાંની બખોલોમાં માનવી માતાં નહોતાં. ચિનાઈ ધરતી પર ઊભી થએલાં રાક્ષસી યંત્રોમાંથી બનેલા માલ સસવતા હતા પણ તેના જ પડખામાં લાકડાંના હળથી ધરત્રાળાને જોતરે દેતો ચિનાઈ ખેડૂત ડચકારતો ખેડતો હતો.

ચિનાઈ નગરોમાં મોટરકારો દોડતી હતી પણ તેની હડફેટમાંથી બચી ગએલો રીક્ષાવાળો રેમઝેમ દોડતો ચિનાઈ દંપતીને ખેંચતો ઘંટડી ખખડાવતો હતો. ચિનાઈ નદીઓ પર સ્ટીમ બોટો સરતી હતી પણ તેની સાથે જ હલેસાં હાંરી જઈને એક ડગલું આગળ ભરતાં હતાં. ચિનાઈ આંધિયો લક્ષ્મીનંદન શાહીવાદની હાટડીઓમાંથી, ગાનતાનમાંથી ને છેલ્લી ઢબના નાચમાંથી પાછો ફર્યા પછી ઘેર આવીને એની સ્ત્રીને ફટકારતો હતો, એની ચાર વરસની દીકરીના પગ તાણી બાંધતો હતો, એના બાર વરસના બાળકને પરણાવી નવી રખાતને ખરીદવા દલાલ દોડાવતો હતો.

ચીની જીવન પર શાહીવાદી મારો લોહીચૂસ બનીને ઊતરી પડ્યો હતો. ચીની મજૂરીને કાચોમાલ પકવનારી વેઠ બનાવી રાખતો હતો. ચીની વિકાસને અંદરથી રૂંધે કરતો હતો, ચીની જીવન પર આડાઊભા છેદ દોરતો હતો. એવો ચિનાઈ જીવનમાં વ્યાઘાત વદતો હતો

## અફીણ લો, રે અફીણ

ચીની સમાજના ખેડૂતની કેડ પર આખી ઘટના ટેકવાઈ રહી હતી. ખેડૂત ખેડતો હતો અને ખેતીને ઊપજાવતો હતો, પણ ઊપજેલું ખળામાંથી જ ઊડી જતું. જમીનદારનો ભાગ આપવાનો હતો, અમલદારોના લાગા દેવાના હતા, શાહુકારને વ્યાજમાં આપવાનું હતું. લિઅહ-ખોરોની ચોથ આપવાની હતી, સરકારનાં ભરણાં ભરવાનાં હતાં.

પછી અનાજ રહેતું નહોતું ખેડુની આંખમાં ઊતરાંની જુકી ઉડાડતો પવન એનાં હાડ પર હસતો હતો. ત્યારે એ કિસાન જનતાના કિનારા પર અફીણનાં જહાજ લાદીને અંગ્રેજ નામ-દારો લંગરાયા હતા અને ગાંગરતા હતા, 'પોકેલાંઓ, પાકેલાંઓ, અફીણ લો, રે અફીણ!'

સરકારને અભય આપ્યુ, 'લોકસમાજનો બળવો જો થશે તો અમે તમને બચાવશુ, અમે તમારા રક્ષણહાર છીએ, કારણકે તમારા વડે અમે ને અમારા વડે તમે છો.'

અને પછી જે કંઈ જુલ્મી હતું, નફાખોર હતુ, વિકાસ વિરોધી હતું, પછાત હતું, તે બધુ શાહીવાદને આશરે ભીંસાયુ બાધિયાઓ, બાધિયાઓની મંડ્યુ સરકાર ને પરદેશી શાહીવાદ ત્રિકોણુ રચીને ચિનાઈ માટી પર ત્રાટકી રહ્યા

## ચીન પર વેપારી ચઢાઈ

બિચારા બ્રિટિશોને ચીનના લોકોએ, શાંતિથી વેપારી લૂટ કરવાની રીતમા અનેક અંતરાયો નાખ્યા એટલે એમને ૧૮૩૯–૪૨ સુધી ચીન સાથે લડાઈ કરવાની ફરજ પડી હારેલા ચીનને પહેલી સનાહ અગ્રેજી રાજ સાથે કરવાની ફરજ પડી તેમા એને પહેલુ ભાન થયુ કે પોતાને હરાવી શકે તેવી વેપારી સરકારની સત્તા યુરોપમા છે ચીનને ભાન થયુ કે દરિયાપાર વસતી વેપારી જમાતો પોતાને મન ભને જંગલી હોય પણ વધારે જોરદાર હથિયારોવાળી છે જ આજ સુધી જમીન પરથી ચીન પર ચઢી આવેલા અનેક ધાડા ચીની પ્રજાએ કચરી નાખ્યા હોય કે પોતાની અંદર શમાવી દીધા હોય પરતુ જહાજોમા બેસીને આવતા આ નવા કાફલા તે સૌથી જુદી જાતના છે ચીનની આંખ પહેલી વાર ઊઘડતી હતી અને દરિયાના મોજા પરથી પોતાના નાશની નોબતો ચીનને ગગડતી સભળાતી હતી

પોતાના પાણીમા ચીને કોરનવોલીસ નામના લડાયક જહાજ પર નાનકીંગને કિનારે અગ્રેજ સાથે સનાહ કરી યાગત્ઝી નદી પર ઊભેના મહાન ચિનાઈ નગર નાનકીંગના અગ્રેજી તોપ-ખાનાથી ખખડી ગયેલા ખડિયેરોમાંથી પહેલી વાર દશા ધૂંધવાઈ

રહી. સલાહની જે કલમો લખાઈ તેમાં બે પ્રજાઓનાં બે જીવનના કલહની વાત હતી. એકની હાર થઈ હતી, બીજાની જીત થઈ હતી. જીતેલી અંગ્રેજશાહી, હારેલાની હાર લોહીના અક્ષરે લખતી હતી. એ લખાવટમાં બે સંસ્કૃતિઓનો સંગમ પણ હતો. એક જીવનનાં જોમ સાથે આગળ વધીને વેપારી ઝંઝાવાત જમાવતી આવી હતી, બીજી જીવનના વેગને સંકેલીને નિર્વાણની શાંતિ શોધવા સોડ તાણીને બેઠી હતી અને હવે ઝબકીને જાગતી હતી.

સલાહમાં બીજું કશું ખાસ હતું નહિ. માત્ર એટલું જ કે અંગ્રેજી જહાજો ચીન સાથે વેપાર કરવા આવ્યાં છે તે કાયદેસર રીતે આવ્યાં છે અને ચીનના કિનારા પર કાયદેસર રીતે જ પડાવ નાખવાનાં છે. કાયદેસર રીતે જ ચીને પોતાનાં બંધ કમાડ આ વેપારી મહેમાનો માટે ખોલી નાખવાં જોઈએ. એ સલાહ વેપારી સરકારનો કાયદો જ લખતી હતી. હોંગકોંગ ચિનાઈ પ્રદેશ પર અંગ્રેજી કોઠી બની ગયો. હોંગકોંગના ટાપુ પર કાયદેસર રીતે અંગ્રેજી સંસ્થાન સ્થપાઈ ગયું. અંગ્રેજી સ્થાનક પર અંગ્રેજી કાયદાનો વાવટો ફરકતો થયો.

## ફાંસાની ચૂક

ટીનસીનના અંગ્રેજી કરારની ૫૧મી કલમમાં ચોખવટ કરવામાં આવી કે ચીની સરકારે બ્રિટિશોને જંગલીઓ ન ગણવા. અને છતાં પણ ચીની સરકારે બીજે જ વરસે તેમને જંગલીઓ ગણીને ટાકુના કિલ્લામાંથી તોપમારો ચલાવીને આવકાર આપ્યો અને અંગ્રેજોને પાછા હઠી જવાની ફરજ પડી.

પછી ૧૮૬૦ની સાલમાં અંગ્રેજ–ફ્રેંચ લશ્કરે પેકીંગ પર કૂચ કરી ચિનાઈ શાહને ભગાડી મૂક્યો અને તેના શીતલ–મહાલને સળગાવી મૂક્યો. આ વખત ચીન પર પશ્ચિમથી લંબાયલા ભાલાની તાક બરાબર લાગી, ચીન વીંધાયું, અને પશ્ચિમની

સરકારો સાથેની અસમાન સલાહો અનિવાર્ય સલાહો છે તે વાત ચીન સરકારને સ્પષ્ટ થઈ. ત્રણ હજાર વરસથી ચાલી આવતી ચીની બાદશાહતના પાયામાં એથી ઘા થયો, અને દક્ષિણ તથા મધ્ય ચીનમાં વેપારી ગણિતના કાયદા જેવી પરદેશી કાચર પેસી ગઈ. ૧૮૫૮ થી ૧૮૬૦ સુધીમાં થયેલી અસમાન સલાહોના સ્ફૂ સન્જક કરવામાં આવ્યા. યાંગત્ઝી નદી પરનાં બધાં બંદરો ઠેઠ ઉત્તર સુધી વેપાર માટે ખુલ્લાં થઈ ગયાં. ચીનની બાદશાહતના પાટનગરને ફરતો ફાંસો પહેરાઈ ગયો.

એ ફાંસાની ગાંઠનું નામ એકસ્ટ્રા–ટેરિટોરીઆલિટી હતું. પરદેશી વસાહતોએ ચીનની ધરતી પર પોતે ગુનો કરે તો ન્યાય પોતાના જ–પોતાના દેશના કાયદા પ્રમાણે ચૂકવાય એમ ઠરાવ્યું. બે હજાર વરસ પહેલાં રોમન સરકાર પણ પોતાના પરાજિત ગુલામ પ્રદેશોમાં એમ જ કરતી.

તદ્દન શરૂઆતમાં તો પશ્ચિમની પ્રજાઓએ એ વાત નહોતી ઉચ્ચારી. એથી ઊલટું શરૂઆતમાં ટેરાનોવા ખૂન કેસમાં અમેરિકાએ જાહેરાત કરી હતી કે, 'અમે તમારા દરિયા પર કે જમીન પર હોઈએ, ત્યારે તમારા કાયદાઓ પ્રમાણે ચાલવાને બંધાયલા છીએ, તે ગમે તેવા અન્યાયી હોય તોય અમે તે માન્ય રાખશું...'*

પછી એકસ્ટ્રા–ટેરિટોરીઆલિટીનો પાયો નાખવાનું કામ એ જ અમેરિકાએ ૧૮૪૪માં કર્યું અને ધીમે ધીમે યરોપિયન અને અમેરિકન સત્તાઓએ ચીન પર એક પછી બીજી સલાહો ઠોકી બેસાડી ચીન પર એકસ્ટ્રા–ટેરિટોરીઆલિટીનું વેપારી ગજ શરૂ કરી દીધું.

* "We are bound to submit to your laws while we are in your waters; be they ever so unjust we will not resist them."

ચિનાઈ શાહી ફરમાનથી જ્યારે કેન્ટને અફીણની વીશ હજાર પેટીઓ સળગાવી દીધી હતી ત્યારથી જ અફીણના પવિત્ર વેપાર પર ,ચીનને સુધારવા આવેલી યૂરોપની વેપારી સરકારો સળવળી ઊઠી હતી. અને ચીનને અનેક રીતે ગરદન મારવાના કાયદેસર પ્રયત્નો છતાં ચિનાઈ શમની આખો જેવું કેન્ટન હજુ ટગમગતું દેખાતું હતું અંગ્રેજી સરકારને હવે તો ફ્રેંચ સાથે દોસ્તી હતી જ એટલે એણે નેપોલિયન ત્રીજા નામના ફ્રાન્સના બાદશાહના સાથમા ૧૮૫૭ મા કેન્ટન નગરનો કબજો લીધો અને પછી ૫ દરસો માઈલ સુધી શાંગદાઈ સુધી બંને દોસ્તો ચઢી ગયા.

આ વખતે એ વેપારી સરકારોએ ચિનાઈ પ્રદેશને ગળેથી પકડીને ચૂસી નાખવાનો નિરધાર કર્યો હતો અને ટીનસીન મુકામે નવા તહનામા ચીનના શરીર પર લખીને તેને રોમેરોમ ચૂંથી નાખવાનું નક્કી કર્યું હતું. આ અવસર જોઈને અમેરિકાએ પણ ટીનસીન પહોંચી જવા પોતાની સ્ટીમરના સચાને ટીનસીન તરફ દોડાવ્યા

આ નવાં તહનામામા આગળ તરી આવતી એક વાત એ મુજબ હતી કે ચીની શહેનશાહને આ વખત વેપારી સરકારો સમજાવવા માગતી હતી કે હવે તેમને માત્ર વેપાર કરવાના લાભ જ નથી જોઈતા પણ ચીની સરકાર પર પોતાની સરકારોનું સામ્રાજ્ય જોઈએ છે, કારણ કે તેમને આંતરરાષ્ટ્રીય સંબધોની ભવ્યતા વધારવી છે, પોતાના કાસદોને ચીનના દરબારમા નીમવા છે.

એવા શુભ આશયના તહનામાં પર છેવટની સહીઓની આપલેની તજવીજમાં અંગ્રેજ–ફ્રેંચ સરકારો હતી ત્યારે એ બંને દોસ્તો પર ટાકુના કિલ્લામાથી તોપમારો ચલાવવાનો ચીને અવિનય દેખાડ્યો અને બ્રિટિશ કાફલાએ પાછા હટી જવુ પડ્યું.

એવું ૧૮૫૯માં બન્યું. પણ પછી બીજે જ વરસે બંને ભાઈબંધો નવી જમાવટ કરીને આવ્યા અને પેકીંગ સુધી ઘૂસી ગયા. ચિનાઈ શહેનશાહને નસાડી મૂક્યો અને તેના શીતલ મહાલને સળગાવી દીધો.

પાછાં પેકીંગમાં નવાં જ તહનામાં લખવા યરોપ-અમેરિકાની વેપારી સરકારોની જમાતો બેઠી. એ વિજેતાઓના હાથમાં હવે ચિનાઈ કોળિયો બરાબર રંધાઈને આવ્યો હોય એમ લાગ્યું. વધારે જોરદાર યાંત્રિક સંસ્કૃતિની પકડમાં છેવટે ચીનની પછાત સંસ્કૃતિ આવી પડી હતી.

## ટીપીંગ બળવો

પછી શાહીવાદને ચોપડે વેચાઈ ગએલી મંચુ સરકારના જુલમગારો સામે ક્વાંગસી વિભાગના કિસાનોએ માથું ઊંચક્યું અને જોતજોતામાં તેણે બળવાનું સ્વરૂપ ધારણ કર્યું. એને શરૂ કરનાર ટીપીંગ નામનો એક ધાર્મિક વર્ગ હતો પણ શરૂઆત પછી તરત જ ઓગણીસમા શતકની અધવચમાં દક્ષિણ આખો સળગી ઊઠયો. એ બળવામાં બુદ્ધિમાન વર્ગ તથા બીજા મધ્ય વર્ગના લોકો પણ ભળ્યા. મંચુ ગાદીવંશને ઉખેડી નાખી રાજાશાહીનું ચીનમાંથી નિકંદન કાઢવાનું એ બળવાનું ધ્યેય બની રહ્યું.

ફેલાતા જતા બળવાની પાંખ જમીન વિનાના ખેડૂતો, રખડતા થયેલા હાથ-કારીગરો તથા બીજા બેકારોના ઉછાળાથી જોરદાર સળગી ઊઠી. ક્વાંગસીથી શરૂ થએલી એ ઝાળ ઉત્તરમાં યાંગઝી ખીણ સુધી પથરાઈ ગઈ. ક્વાંગસીથી યાંગઝી સુધી મંચુ સરકારનો નાશ કરવામાં આવ્યો અને પછી વિજેતા ટીપીંગ લશ્કરો પેકીંગને દરવાજે પહોંચ્યાં. હુંગ-સુ-શુન નામના બળવાના એક આગેવાને ટીન-વાંગ (દૈવી રાજા)નો ઈલ્કાબ ધારણ કર્યો અને નાનકીંગમાં પોતાનું મથક સ્થાપ્યું. પછી કિસાનોએ જમીનોના

કબજા લેવા માંડ્યા હતા. બળવાના આગેવાનોને એ વાત રુચતી નહોતી છતાં એ દિશામાં થોડાક સુધારા તાબડતોબ જાહેર કરવાની તેમને ફરજ પડી. ટીપીંગ બળવાએ સાથોસાથ અફીણના વેપારને દાબી દીધો, દેશમાંથી વહી જતી ચાંદીને અટકાવવા માંડી, કરભાર ઓછા કર્યા અને જમીનના સુધારા જાહેર કર્યા એ રીતે ટીપીંગ બળવાએ કિસાન જુવાળમાંથી શરૂ થઈને ચીન પર મૂડીવાદી સમૃદ્ધિ અને વ્યવસ્થા વિકસાવવાનાં બધાં ચિહ્નો બતાવ્યાં.

પરંતુ આ ટીપીંગ હિલચાલ એકદમ જમીન પરના ફકરાતી હકદારોના અધિકારો સામે અથડાઈ તથા ચિનાઈ શહેરોમાં જઈ વસેલા લક્ષ્મીનંદનો અને માંધિયાઓના જમીનદારી હક્કો સાથે પણ અથડામણમાં આવી. જમીનના તંત્રમાં સુધારાઓ વિના, જૂના લાગાઓ અને વેરાઓને બધ કર્યા વિના, મૂડીવાદી ઔદ્યોગિક વિકાસ શક્ય નહોતો. પણ તે વિકાસ માટે જરા જેટલો પણ આપભોગ આપવાને શ્રીમંતો અને જમીનદારો માંધિયાઓ તૈયાર નહોતા.

એટલે માંધિયાઓ મંચુ સરકારને પડખે ભરાયા, અને એ સૌને પરદેશી શાહીવાદીઓએ પડખામાં લીધા. શાહીવાદને અફીણનો વેપાર ધીકતો રાખવો હતો અને ચીનને ઔદ્યોગિક રીતે પછાત રાખવો હતો. શાહીવાદી ખજરી બધા અધારા પરિબળોને કામમાં લઈને બળવા સામે નાચી ઊઠી ઈ. સ. ૧૮૫૦ મા શરૂ થએલો ટીપીંગ બળવો ૧૮૫૪ ની સાલમાં શાંગહાઈ આગળ રોકાઈ ગયો. પરદેશી તોપો બળવાની ફોજ સામે મકાઈ ગઈ હતી. મંચુ સરકારે આંતરવિગ્રહ જારી રાખ્યો એ બધાનો લાભ લઈ ૧૮૫૮માં ફ્રેચ સરકારે તોપ બતાવીને નવા કરારો પર મંચુ સરકારનું મતું લીધું. પછી અંગ્રેજશાહીએ અફીણનો વેપાર કાયદેસર કર્યો અને આખા દેશને પરદેશી વેપાર માટે ખુલ્લો મૂક્યો.

૧૮૬૦ માં બધાં અધેર અને અપમાનોના દરવાજા જેવી મંચુ સરકારનો ભીષ્મ મહાલ જમીનદોસ્ત થઈ ગયો. બળવાખોર લશ્કરોએ તારાજ કરેલી મંચુ ઓલાદ શાહીવાદના ખોળામાં જઈને બેઠી. મંચુ સરકારના નાશ પર નીકળેલી ટીપીંગ જેહાદ શાહીવાદી વિરોધી દેખાઈ ગઈ. ટીપીંગ હિલચાલના મૂળમાં ઈસાઈ ચીનાઓ હોવા છતાં, ટીપીંગ બળવાના આશયો ઈસાઈ સિદ્ધાંતો પર રચાયા હોવા છતાં ઇસુનું અફીણ કાઢી' તેના કસુંબાનો વેપાર ખેલતા શાહીવાદી ઈસાઈઓએ એ બળવાના ધાર્મિક સ્વરૂપને ધર્મ વિરોધી જાહેર કરવા વિદ્વાન પાદરીઓને પોતાની વહારે બોલાવ્યા.

બટકું બટકું ખાઈ ગયા

યુરોપથી ઉદ્યોગવાદે આવીને પછી ચીનને ચૂંથવા માંડયો. દરેકે ચીનને ચૂસવાની ગણતરી કરીને પોતે પોતાની એડ ગોઠવવા માંડી.

ઈ. સ. ૧૮૪૨માં અફીણની લડાઈ પછી અંગ્રેજી હકૂમતે હોંગકોંગનો ટાપુ પડાવી લીધો.

ઈ. સ. ૧૮૬૦માં અંગ્રેજશાહીએ કોલુન પેનીનસુલા તથા સ્ટોનકટર ટાપુ આંચકી ખાધો.

ઈ. સ. ૧૮૮૫માં ફ્રાન્સે કોચીન–ચીન, આનામ તથા ટોંગકીંગ પડાવ્યા.

ઈ. સ. ૧૮૮૭માં પોર્ચુગાલે મેકાઓ પર શીલ મારી.

ઈ. સ. ૧૮૯૪માં જાપાને ફોરમોસા અને પોર્ટ આર્થર પડાવ્યા.

ઈ. સ. ૧૮૯૮માં એણે સીંગટાઓ, તથા કીઓશો પડાવ્યાં.

ઈ. સ. ૧૮૯૮ના જૂનમાં અંગ્રેજ શાહીવાદે વી–હાઈ–વીનું બંદર આંચકી લીધું.

ઈ. સ ૧૯૦૦માં ફ્રાન્સે ક્વાંગશીને ખતવી નાખ્યું

તોપણ મોટો ચીન અફાટ પડયો હતો. એને અઢાર ઈલાકાઓ હતા. પિસ્તાળીસ કરોડ જેટલી માનવતા ચિનાઈ માટી પર વસતી હતી. યરોપના શાહીવાદી માલિકો અને એશિયામાંથી જાપાની શાહીવાદી માલિકો પેસિફિકને પશ્ચિમને ચારે પથરાયલા ચીન પર પથરાઈ ગયા હતા.

ટીપીંગ બળવો એ ચીની રાષ્ટ્રના વિકાસનો જબ્બર ઉછાળો હતો પણ તેણે કઈ ઉકેલ લાવવાને બાલે ચીન પર યયેલા શાહીવાદી આક્રમણે ઊભા કરેલા નવા સંજોગના ખડક પર પછડાઈને પોતાની હસ્તીને નાબૂદ કરી. પણ એના પતનમાં પટકાઈને જમીનદોસ્ત થઈ પડેલી જનતા જમીન સુધી સુધી પોતાના લોહીના અમીમાંથી પાછી ઊભી થતી દેખાઈ. ચીનના ભાવિમા પાછી નવી જેહાદના મોરચા મંડાવા માંડ્યા.

એ મોરચા મંડાય તે પહેલાજ ૧૮૮૦ સુધી ચાલેલી ટીપીંગ બળવાની અસરો નીચે મંચુ સરકાર પાયામાંથી હચમચી ઊઠી અંદરની અસરો ઉપરાંત બહારથી પણ એક કે બીજા શાહીવાદનો ચાલુ ફટકો એના માથા પર ઠોકાતો જ રહેતો હતો. ઈ. સ. ૧૮૮૪-૮૫ માં ફ્રાન્સે પોતે પકડી રાખેલા કેબોડીઆ આનામના પ્રદેશો લડાઈ લડીને પચાવી દીધા. બીજે જ વરસે બ્રિટિશ શાહીવાદે બ્રહ્મદેશને ચીનના લોહીનીંગળતા શરીરમાથી કાપી લઈ હિંદ સાથે જોડી દીધો. ઉત્તર મંચુરિયામા રશિયાના ઝારે પગપેસારો શરૂ કરી રેલ્વે નાખવા માડી અને ૧૮૯૪ મા જાપાને દક્ષિણ મચુરિયા તથા કોરિયામાં છરી ખોસવા માંડી

એમ ચિનાઈ ધરતી પર ખેલતાં નવાં પરિબળોએ ચીની શહેનશાહની હસ્તી અર્થ વિનાની કરી મૂકી.

વેપારીઓ—ખાંધિયાઓ, ઉદ્યોગપતિઓ

પણ ચીની ઘટના પર શાહીવાદના દેશી સયવારા જેવા ચિનાઈ વેપારીઓ અને ચિનાઈ ખાંધિયાઓ, હવે જમીનદારો હોવા ઉપરાંત ઉદ્યોગપતિઓ બનવા માંડતા હતા. એ વર્ગ પાસે જમા થતી દોલત વધારે નફો સાંપડે એવું રોકાણ માગતી હતી. શાહીવાદની સોડમાં બેઠેલા મુરલીધરોએ પોતે ટીપીંગ બળવા પછી કારખાનાં અને ઉદ્યોગો ખીલવવા તરફ આંખ ગોઠવવા માંડી. શાહીવાદને આ નવો ફણગો પસંદ પડે તેવો નહોતો પણ એ અનિવાર્ય હોઈ તેને ટૂંપી નાખી શકાય તેમ પણ નહોતું. આ નવા ફણગામાંથી ફૂટતો અંકુર ચિનાઈ મૂડીવાદનો ઉદ્યોગપતિઓનો અંકોડો બનશે અને તે શાહીવાદના નફાઓમાં હરીફ બનશે તે વાત સાફ સાફ હતી પણ ન ભૂંસી શકાય તેવી હતી. શાહીવાદી જમાતોએ આજ સુધી ચીનનો અવરોધી રાખેલો વિકાસ ગૂગળાતો ગૂંગળાતો ફૂટતો હતો. એનો ઉગમ હવે કેવળ અટકાવી દેવાય તેવી શકયતા રહી નહોતી.

ખાંધિયાઓના આગેવાન લી-હુંગ-શાંગે પોતે પહેલું સાહસ કર્યું. એણે ૧૮૬૩ માં ગોખાની મોટી મિલ શાંગહાઈમાં બાંધી. પછી ૧૮૬૫ માં ફોઆંગશાનમાં શીપયાર્ડ બંધાયો. સાત વરસ પછી 'ચાયના મરચન્ટ્સ સ્ટીમ નેવીગેશન' કંપની બંધાઈ, અને તેણે નદી અને દરિયા પર પરદેશી વહાણવટાની હરીફાઈ આરંભી. તરત જ બીજે વરસે રેશમ વણવાના કારખાનાનો પાયો નખાયો અને ૧૮૭૬માં શાંગહાઈથી વુસંગ સુધીની પહેલી રેલ્વે ચિચિયારી કરતી, ચિનાઈ કિસાનોને અહોભાવ પમાડતી દોડવા માંડી. ઈસ ૧૮૭૮ માં પીપીંગમાં કોલસાની ખાણ ખોદાવા માંડી અને ૧૮૯૦માં કાપડની પહેલી મિલ શાંગહાઈમાં શરૂ થઈ તથા

લોખંડનું પહેલું કારખાનું વુચાંગમાં બંધાયું. ૧૮૯૬ પછી દીવાસળીનાં કારખાનાં ઊભાં થઈ ગયાં તથા આટાની અનેક ચક્કીઓ ફરતી થઈ. એમ ચીનમાં ઉદ્યોગવાદ ઊગતો હતો.

એ ઊગતા ઉદ્યોગવાદનાં પહેલાં પરિબળોને દેખાઈ ગયું કે શાહીવાદના અજગરભરડા જેવો મંચુ શહેનશાહ ચીનના ઊગતા ઉદ્યોગવાદને જરા જેટલો પણ કામનો નથી રહ્યો. ચીની ધરતી પર ભૂતકાળના ભમી જેવો ગાદી પાથરી રહેલો શહેનશાહ જ્યારે ચીનમાં ઉદ્યોગ ઊગતો હતો, વેપાર નવેસરથી રચાતો હતો, રેલ્વે દોડતી હતી, બૅન્કો બંધાતી હતી, ટપાલ વહેંચાતી હતી અને તારનાં દોરડાં નખાતાં હતાં ત્યારે નકામો દેખાતો હતો.

ઉપરાંત એ જ સરકાર ચીની માલિકો પાસે કર લેતી હતી અને એ જ કરોમાંથી શાહીવાદી મુરલીધરો મુક્ત હતા. શાહીવાદી મૂડી સાથે હરીફાઈમાં ઊતરેલી ચીની મૂડી પર ચીનની ખખડી ગએલી સરકાર લાગા લે, તે વાત ચીની ખાંધિયાઓને પણ રુચતી આવે તેવી હવે હતી નહિ. ચીનની સરકારનો જૂનો તાજ ચીનની માલિકશાહીના આર્થિક હિતો સાથે ઘસાતો હતો.

ખાંધિયાઓના આગેવાન લી–હુંગ–ચાંગે ચીનમાં નવો યુગ લાવવાનો પોતાની રીતે પ્રયત્ન શરૂ પણ કર્યો હતો. એણે ચિનાઈ લશ્કરમાં અને નૌકા–લશ્કરમાં નવીનતા આણી હતી, નિશાળોમાં નવી રીતો દાખલ કરી હતી, જુવાનોને ઉદ્યોગો શીખવા પરદેશ મોકલ્યા હતા. એ બધી નવી અસરોના સહવાસે ચીનના ઉપલા વર્ગોમાં બે પ્રવાહો એક સાથે વહેતા કર્યા હતા. બંને પ્રવાહો ચીનના મૂડીવાદી ક્રમઢાળની નવી રચનામાં સંમત હતા અને તે માટે ચીનની જૂની શહેનશાહતમાં જબ્બર ફેરફાર કરી નાખવામાં પણ સંમત હતા. એક પ્રવાહ ચિનાઈ શહેનશાહને રશિયાના

મહાન પિટર જેવો સુધારક બનાવી દઈ તેની સત્તાઓ ટૂંપી નાખી તેને ઈંગ્લેંડના પૂતળારાજા જેવો કરી દેવા માગતો હતો. બીજો પ્રવાહ આખા શાહીવંશને જ ઉખેડી નાખી ચીન પર ફ્રાન્સ અને અમેરિકામાં હતું તેવું શ્રીમંતોનું સ્વરાજ કરવા માગતો હતો. પહેલો પ્રવાહ રાષ્ટ્રીય દૃષ્ટિએ સુધારક હતો, બીજો રાષ્ટ્રીય ક્રાન્તિવાદીઓનો હતો.

શરૂઆતમાં જુવાન શહેનશાહ ક્વાંગશુએ સો દિવસની સુધારાની યોજના રજૂ કરી ત્યારે પહેલો પ્રવાહ વિજય પામશે એવું લાગ્યું પરંતુ તરત જ જુવાન શહેનશાહની આસપાસ જુનવાણી જાળાંઓમાંથી વિરોધ ઊઠવા લાગ્યો. અને જુવાન શહેનશાહને ઉન્માદ થઈ ગયો છે એવો અવાજ શાહી મહાલમાં ફરી વળ્યો. ૧૮૯૮માં તરત જ શહેનશાહબાનુ ડાકિમરે શહેનશાહને કેદ કરી જૂની જમાતોથી રક્ષાઈને જુવાન શહેનશાહે પેશ કરેલા બધા સુધારા ભૂંસી નાખ્યા અને શહેનશાહના સલાહકારોને ખરપી નાખ્યા અને કાંગ-યુ-વી તથા લીઆંગ-શી-ચાઉને દેશનિકાલ કર્યા. મંચુ શહેનશાહતમાં શાહીવાદી નફાખોરોએ બેસી રાખેલી ક્રાન્તિ કે પ્રગતિવિરોધી અસરોનો વિજય થતો દેખાયો. સુધારા પર પડેલા આ ઘા પર શાહીવાદી જમાતોએ એક પછી બીજા ઘા વીંઝવા માંડયા એક બનવા માગતા ચિનાઈ રાષ્ટ્રના ઉપલા વર્ગોનું પણ સંગઠન અટકાવવા એણે બધી બાજુથી ચીની શરીરને કાચવા માંડયું. પહેલો પ્રવાહ એ રીતે શાહીવાદી ગોઝારી ઘટનામાં ઊગ્યો તેવો જ શમી ગયો અને બીજો લોમ-ભીતર બનીને ધૂંધવાઈ રહ્યો. એ ધૂંધવાટમાં, જુલ્મી યાતનાઓ, ભયાનક દુષ્કાળો, પ્રલયો તથા અનેક પ્રકારનાં શોષણોથી કચડાઈ રહેલી ચિનાઈ જનતાના સળગતા શ્વાસ ધીખતા હતા અને આખા

ચીન પરથી, પરદેશી હેવાનિયત તથા તેના હાથો બનેલી મંચુ સરકાર પર ફિટકાર વરસતો હતો.

રશિયન ઝાર અને જાપાની મીકાડો

૧૮૫૪ની સાલમાં બંને બાદશાહોને આંગણે ઉષા ઊગી હતી. ઊગતી ઉષાના નવા જાગમાં બંનેની મીટ પશ્ચિમની વેપારી સરકારો પર મંડાઈ ચૂકી હતી. એ સરકારો ચીનને કિનારે ગોઠવાઈ ગઈ હતી. મહાખંડ જેવો ચિનાઈ પ્રદેશ ધોરનો પડ્યો હતો. પેલી સરકારો એને કાપી કાપીને ખાતી હતી.

રશિયાના ઝારે પણ એ ખાનાખરાબીમાં હાથ લંબાવ્યો હતો. ઝારનો પંજો ૧૮૬૧ ની સાલમાં લાડીવોસ્ટોકમાં દેખાયો. પશ્ચિમે માંડેલી સુધરેલી લૂંટાલૂંટમાં પાછા પડી જવાની બીકમાં ને બીકમાં જાપાનનો મીકાડો ઊભો થઈ ગયો. એની સામે ફ્રાન્સે આનામનો પ્રદેશ પડાવી લીધો હતો, અંગ્રેજ બ્રહ્મ-દેશ પર કફન ઢાંકી દીધું હતું. જાપાને ફોરમોસા અને કોરીઆ પર તાક મારી હતી.

૧૮૯૪ માં લોહીલુહાણુ ચીને જાપાન સામે પડકાર કર્યો. પણ ચીનનો પરાજય થયો અને તેણે સીમોનોસેકી આગળ જાપાન સાથે શરમજનક સલાહ કરવી પડી. એ સંધિથી મીકાડોએ લીઓ-ટુંગ, ફોરમોસા અને પીસ્કે ડોરીસ પડાવી લીધાં, અને વધારામાં નુકસાનીની જંગી રકમ લીધી.

પણ લીઓ-ટુંગના નાકા પરનું પોર્ટ-આર્થર તો રશિયાના ઝારને જોઈતું હતું. સેન્ટ-પીટર્સબર્ગની દૃષ્ટિએ જાપાન પાસે પોર્ટ આર્થર જેવું મથક જાય તે એને પાલવે તેમ નહોતું. ટ્રાન્સ-સાઈબીરિયન રેલ્વેના બાંધનારા કાઉન્ટ વીટેએ આ ચીન-જાપાન વચ્ચેની સલાહના અમલ સામે લાલ બત્તી ધરી.

ઝારની આ વાતનો અંગ્રેજ સરકારે તો વિરોધ કર્યો પણ ફ્રાન્સ અને જરમનીએ તે વધાવી લીધી. જાપાને નમતું મૂક્યું. તેણે રાજીખુશી અને અક્કલ–હોશિયારીથી લીઓટુંગ અને પોર્ટ આર્થર પરનો પોતાનો દાવો પડતો મૂક્યો.

પછી રશિયન ઝારે ચીનને ખાવાના પહેલા પગલા તરીકે ચીનને જંગી રકમની લોન ધીરી અને ચીનમાં રૂસો–ચિનાઈ બૅન્કની સ્થાપના કરી. પાછળથી એ બૅન્ક રૂસો–એશિયાટિક બૅન્ક તરીકે ઓળખાઈ.

રશિયન ઝારનું પહેલું પગલું મંડાયું બીજા પગલાથી જેણે ટ્રાન્સ–સાઈબીરિયન રેલ્વે બાંધી હતી તે વીટએ ચીનના પ્રદેશમાંથી ઠેઠ લાડીવોસ્ટોક સુધીના પાકા રસ્તાની યોજના કરી. એ પગલાથી ઉત્તર અને દક્ષિણ મંચુરિયામાં તથા આઉટર મોંગોલિયામાં પોતાનો ભાગ ચીનના દેહમાંથી કોતરી કાઢવાનો તથા વ્યૂહની દૃષ્ટિએ જાપાન સામે મોરચો ઊભો કરવાનો ઝાર મહાશયનો પ્રમાણિક ઇરાદો હતો.

ત્યારે રશિયાની ગાદી પર ઝાર નીકોલસ બેસવાનો હતો. તાજપોશીના સમારંભમાં પધારવાનું ચીનને આમંત્રણ આવ્યું. ચીનનો જુવાન દરબારી લી–હુંગ શાંગ સમારંભમાં પહોંચ્યો. ૧૮૯૬ની સાલમાં રશિયન પાટનગરમાં તાજપોશીનો ઉત્સવ પૂરબહારમાં સળગી ઊઠ્યો.

સમારંભના ઉત્સવના લોહિયાળ જલસાઓ ચાલતા હતા ત્યારે વીટ અને લી–હુંગ–શાંગ મસલત કરતાં હતા. જાપાનના આક્રમણ સામે ચીન અને રશિયાએ એકબીજાને મદદ કરવી અને ચીને ચિનાઈ ધરતી પર થઈને લાડીવોસ્ટોક સુધી રેલ્વે બાંધવાની રશિયાને પરવાનગી આપવી એવું નક્કી થયું.

૧૯૦૩ ના જુલાઇની ૧ લી તારીખે ચાઇનીઝ ઇસ્ટર્ન રેલ્વે ખુલ્લી મુકાઇ.

અને જાપાનનો મીકાડો અને રશિયાનો ઝાર એવાં કારણોને લીધે લડી પડયા. રુસો-જાપાનીસ યુદ્ધ લડાયુ અને પૂરું થયું ત્યારે રશિયાએ જાપાનને રેલ્વે લાઇનનો દક્ષિણુ મન્ચુરિયાનો ભાગ આપી દેવાની ફરજ પડી. એ લાઇન ૪૭૫ માઇલ જેટલી લાંબી હતી. અને એથી રશિયા પાસે ઉત્તર તરફની જ રેલ્વે લાઇન બાકી રહી. પરિણામે દક્ષિણુ મન્ચુરિયામા જાપાનની જાળ પથરાવા માંડી અને ઉત્તરે મન્ચુરિયા પર રશિયન ઝારની જાળ બિછાઇ ગઇ હતી.

ચીની બુદ્ધિમાનો અને મધ્યમ વર્ગીઓને હવે શહેનશાહત નાશ પામવાને યોગ્ય બની ચૂકી છે તેની ખાતરી થઇ હતી પ્રગતિશીલ પ્રવાહો હવે કાગ-યુ-વી તરફ પીઠ ફેરવી દેશનિકાલ થએલા એક સુન-યાત-સેનના અવાજ પર કાન માડતા હતા. ટીપીગ બળવો દબાઇ ગયો તેને બીજે વરસે કેન્ટન પાસેના એક ગામડામા જન્મી જુવાન સુન ટીપીગ બળવામા તરબોળ થયેલાં કેટલાક ઘટકોના સગમા આવ્યો હતો હોનોલુલુમા જઇને જુવાન સુન ખ્રિસ્તી બન્યો અને પછી તરત જ એણે બાઇબલને બગલમાં મારી અમેરિકન લોકશાસનનો અભ્યાસ કર્યો અને અજમાયશને અતે એણે ચીની શહેનશાહતને ઉથલાવી પાડવાની યોજનાઓના સહચાર સાથે પોતાના રાજકીય જીવનનો આરભ કર્યો. ૧૮૯૫ માં એ શહેનશાહતને ઉથલાવી પાડવાના કાવતરામા નિષ્ફળ નીવડી દેશવટે નીકળેલો સુન પોતાના રાજકીય કાર્યક્રમ માટે પરદેશોમા રખડતા ચીની જુવાનોને એક કરતો હતો.

સુનના કાર્યક્રમ માટે કામદારોએ, તથા વેપારીઓએ પૈસા આપ્યા. ચીનમાં ,એ કાર્યક્રમને સફળ કરવા કેટલીએ ખાનગી

અંકુશો જામી ગઈ. પરદેશથી પાછા ફરતા ચીની વિદ્યાર્થીઓ નવા વિચારોથી ઊભરાઈ જતા સુન તરફ વળ્યા હતા. જૂની સરકાર અને જૂની પ્રથાઓ તરફનો પ્રકોપ ઊછળી રહ્યો. ચિનાઈ વેપારીઓ અને મૂડીવાદીઓએ પણ આ નવા ઉછાળાને અપનાવી લીધો.

૧૯૦૫માં અમેરિકાનો બહિષ્કાર અને ૧૯૦૮ માં જાપાનનો બહિષ્કાર ચિનાઇ રાષ્ટ્રે રાષ્ટ્રહિતચાલનાં જંગી આંદોલનો જગવીને ઊજવ્યો. ચીની શહેનશાહતે બહિષ્કાર સામે પ્રતિબંધ કાઢયો પણ એ પ્રતિબંધને ફગાવી નાખી પરદેશી માગણીઓ સામેનો રાષ્ટ્ર જુસ્સો કૅન્ટન, સીંગાપુર, શાંગહાઈ, તથા ટીનસીનમાં સળગી ઊઠયો. એજ રીતે ૧૯૦૮ માં જાપાન સામેનો બહિષ્કાર વધારે ભયંકર બન્યો. જાપાનીસ જહાજો સળગાવી મૂકવામાં આવ્યાં. જાપાનનો માલ ઉઠાવવાની મજૂરોએ ના પાડી દીધી. આ બંને સામેના બહિષ્કાર સાથે, મંચુ સરકાર સામેનો વિરોધ પણ સળગતો ફેલાતો હતો અને સરકાર સામેનો ખુલ્લો બળવો ઝેચવાનમાં ફાટી નીકળ્યો.

ઈ. સ. ૧૯૦૬ માં ચીન પર ત્રણસો વરસથી ગાદી પાથરીને બેઠેલા મંચુ વંશે નિયંત્રિત રાજતંત્ર સ્વીકારવાની કબૂલાત કરી પણ ૧૯૦૮મા શહેનશાહબાનુ ડાઉગરના મરણ સાથે જ ચીની શહેનશાહની ગાદી પણ મડાપેટીમાં પુરાતી હતી. ઝેચવાનમાં ૧૯૧૧ માં શાહી અમલદારો સામે બળવો થયો અને બીજે જ મહિને, ઓક્ટોબરમાં વુશંગના લશ્કરે બળવો કર્યો. હેન-કાઉમાં પડેલા શાહી લશ્કરે બળવાખોરો સામે કૂચ કરવાની ના પાડી દીધી. એમ મંચુ શહેનશાહત ખખડી પડી અને નાશ પામી.

## અંધેર

અને તરત જ ચીન પર અંધારાં ઊતર્યાં. બુદ્ધિમાનોની બુદ્ધિ નવી રચનાનો અમલ કરવા જેટલી વ્યવહારુ ને વ્યાપક બની નહોતી. ઉપલો અને વચલો વર્ગ આખા ચીનની એક રાષ્ટ્રીય સરકાર ઘડવા જેટલો રાષ્ટ્રીય ઘડાયો નહોતો. નીચલા વર્ગોની આ હિલચાલમાં કશી અસર હતી નહિ તથા તેમનું કોઈ પણ જાતનું રાજકીય સંગઠન પણ હતું નહિ. અંધારા ચીન પર એ સંજોગોમાં ખખડી ગએલી શહેનશાહતના વિગ્રહખોર લશ્કરવાદીઓ એક કે બીજો ટુકડો પડાવી લેવા તરવાર તાણી નીકળી પડ્યા. ચીન પર સ્વાર થયેલી પરદેશી શાહીવાદી હકૂમતોને મન આ સ્થિતિ સર્વોત્તમ હતી, કારણકે ચીન પર નીકળી પડેલા આ વિગ્રહખોર જાલિમો, ચીની જમીનદારી અને ઠકરાતી હિતોને તથા શાહીવાદી શોષણને સલામત રાખવાની અને ચીની જનતાની કૂખમાં ઘૂસેલી બધી નળીઓને પવિત્રપણે સાચવવાની ખાતરી આપતા હતા.

એટલે જ યુનાન અને દક્ષિણ ક્વાંગસીના વિગ્રહખોર નાયકોને ફ્રેંચ શાહીવાદે શણગાર સજાવ્યા. હોંગકોંગ અને શાંગહાઈના કાબૂ નીચેના નદીપ્રદેશો પરના વિગ્રહખોરો પાસે પોતાનાં હિતોનું ખત પડાવી અંગ્રેજ શાહીવાદે તેમના કપાળમાં તિલક કર્યું. અને ઉત્તર તરફની વિગ્રહખોરીને જાપાને ફુલાવી.

એવો ૧૯૧૧ પછીનો અંધારકાળ ચીનની ધરતી પર અંધારા ઓળાઓએ મચાવેલો આંતરસંહાર ફેલાવી રહ્યો. ચીની જનતા પર પલાણેલી વિગ્રહખોરી ચીની લોહીથી ધરતીને ખરડી રહી. આ અંધારનો લાભ લેવા શાહીવાદી ભાગીઓ પોતપોતાની છૂરી વધારે ઊંડી ખોસીને જ્યાંથી ચીની ગરદનમાંથી વધારે લોહી કાઢી શકાય ત્યાં ઘા દઈ રહ્યા.

આ આંતરકલહોએ વિગ્રહખોરોનું શાસન ચીન પર ચરૂ કર્યું. એ શાસનનો દરેક દિવસ ચીની જનતા પરના અત્યાચારો અને અપમાનો વધારી રહ્યો. ચીની કિસાન પરના લાગાઓ વધી પડ્યા. ચીની કિસાન જનતાની કમાણી ઉજ્જડ બની. ચીની ધરતી ચીની માટીડાઓને ખાઈ રહી. જમીનની પેદાશ ખૂબ ઓછી થઈ ગઈ એક પછી બીજો વધારે ભયાનક દુષ્કાળ, પ્રલય અને સંહાર ચીની માટી પર ખેલાઈ રહ્યા. લાખો કિસાનોનાં હાડપિંજર સુસવતા સુકાઈ રહ્યાં. લાખો કિસાનોના દીકરા–દીકરી ચિનાઈ નગરોમાં વેચાયાં. કિસાનોના જૂથન. જૂથ ટળવા માટે વિગ્રહખોર નાયકોનાં લશ્કરોમા ખાવડી લઈને જોડાવા માંડ્યાં.

યુરોપનો શાહીવાદ આ સહારલીલાના દોરીસંચાર દાખવનો હસતો બેઠો હતો.

ચીનમા તાબડતોબ આવી ગયેલો રાષ્ટ્રનેતા સુન–યાત–સેન, યુઆન–શી–કાઈ નામના પોતાના રાષ્ટ્રીય સેનાપતિના સાથમાં પેકીંગમા બેઠો બેઠો પોતાના માથા પર મુકાયલા ચિનાઈ સ્વરાજના પ્રમુખપદના કાંટાવાળા તાજને ગોઠવતો હતો

ત્યારે ૧૯૧૪ ની સાલમા યુરોપના સમરાંગણ પર યુરોપના શાહીવાદી જલ્લાદો દુનિયાના પછાત પ્રદેશોનો શિકાર કરવાના ભાગ નવેસરથી વહેંચવા માટે વિશ્વયુદ્ધ રચતા હતા

પછી તો યુરોપની વેપારી સરકારો પછાત દુનિયાનો શિકાર કરવાના હકની મારામારી પર આવી ગઈ હતી. રશિયાના ઝારે પણ એમાં ઝંપલાવ્યું હતું. જ્યારે યુરોપના શિકારીઓ વરસાદી મુકામે દુનિયાને ચરી ખાવાની વહેંચણી કરવા બેઠા ત્યારે ત્યાં ઝારશાહીનો કોઈ દલાલ હાજર નહોતો કારણ ત્યારે જ ઝારશાહીની ઘોર ખોદાઈ ગઈ હતી. રશિયાના ખેડુત મજૂરે ઝારશાહીને એના

ખૂની અવશેષો સાથે દફનાવી દીધી હતી અને રશિયા પર સોવિયટની હકૂમત જાહેર કરી હતી.

અને ક્રાન્તિની અગ્નિઝાળ જેવી સોવિયટ સરકારની લાગવગને દૂર પૂર્વના રાજકારણમાંથી ભૂંસી નાખવા વિજેતા શાહીવાદે દોડધામ શરૂ કરી દીધી. રશિયાને ચાઈનીઝ તુર્કસ્તાન ટાનુ–ટુવા અને આઉટર મોંગોલિયાથી જુદું પાડી દેવા જબ્બર હિલચાલો શરૂ થઈ. અંગ્રેજી શાહીવાદ અને જાપાનીસ શાહિવાદ એ પ્રયત્નમાં મચી પડયા.

શાહિવાદનાં લશ્કરો રશિયા અને ચીન વચ્ચેની સરહદ પર ચોકી કરી રહ્યાં. રશિયાની આગ ચીનમાં પેસી જવાની તેમને રાતોરાત ચિંતા પેસી ગઈ હતી સીકીઆંગમાંથી રશિયન લાગવગ વાળીઝૂડીને સાફ કરવા બ્રિટિશ મિશનો મચી પડયાં અને કાશગાર આગળ અંગ્રેજી શાહિવાદે રશિયાની સોવિયેટ સરકાર વિરુદ્ધ પ્રચાર કરવા માટે એક વાયરલેસ-ટેલિગ્રાફ સ્ટેશન બાંધ્યું અને ત્યાંથી બોલશેવિક વિરુદ્ધ અનેક અફવાઓ ઉડાડવા માંડી. બીજી તરફ જાપાનીસ એજન્ટોએ એશિયનો માટે એશિયાનાં ગીતો ગાવાની શરૂઆત કરીને અને તેણે ચીનના લશ્કરવાદ સાથે ખત કરી ૧૯૧૮ના માર્ચની ૨૫મી તારીખે ચાઈનીઝ ઇસ્ટર્ન રેલ્વે પર છાપો માર્યો તથા આસપાસના પ્રદેશો કબજે કરવા માગ્યા. પણ આ વ્યવસ્થા અમેરિકાને અનુકૂળ આવે તેમ નહોતી એટલે તેણે તરત જ દરમિયાનગીરી કરી અને રેલ્વેનો કબજો ચીનને સોંપીને તેના પરનો બધો કાબૂ ઝારશાહીના ભાગી આવેલા લશ્કરી સરદારોને સોંપી દીધો.

લાલ લશ્કરની આગેકૂચ

અંગ્રેજ શાહીવાદની મદદ સાથે ચાઈનીઝ તુર્કસ્તાન ટુના–ટુવા અને સીકીઆંગની આસપાસ લશ્કરો ઘુમાવતા ઝારશાહીના

કોલચક, તથા ઉંગર્ન–સ્ટર્નબર્ગ નામના સરદારોની ખબર લઈ તેમને ખતમ કરવા હવે લાલ લશ્કર અંદરની સાફસૂફી કરી આગળ વધતું હતું. ૧૯૨૦ની શરૂઆતમાં લાલ લશ્કરે કોલચકને હરાવ્યો તથા એની ટુકડીઓ ચાઈનીઝ તુર્કસ્તાન, માંગોલિયા, મંચુરિયા અને ચીન તરફ નાસી છૂટી. એ રીતે ઝારશાહીનો અવશેષ ખતમ થવા લાગ્યો. આઉટર મોંગોલિયાની સરહદ પર ઉંગર્ન–ફોન–સ્ટર્નબર્ગ એનાં માણસો સાથે હજુ ભટકતો હતો. એ પહેલાં રશિયન નૌકાખાતામાં હતો, રૂસો–જપાનીસ લડાઈમાં લડ્યો હતો અને મહાયુદ્ધમાં પણ જોડાયો હતો. એ જંગીસખાનના વંશનો હતો અને બાલ્ટુનો વતની હતો. એની સ્ત્રી એક મંચુરીઅન રાજકુમારી હતી. એ પોતે બુદ્ધ ધર્મનો અભ્યાસી હતો અને ભગવાનની જેમ રાજાશાહીમાં માનતો હતો. એણે ૧૯૨૧ના મે માસમાં જનરલ ચુ–શાંગ–કુને લખ્યું હતું કે, 'અમે ઉમરાવજાદાઓ એક જ ખ્યાલમાં, એક જ વિચારમાં અને રાજાઓને ગાદીએ બેસાડવાના એક જ આચારમાં માનીએ છીએ.'

એની નજર ચીનની ગાદી પર ચિનાઈ શહેનશાહને અને રશિયાની ગાદી પર ફરી વાર ઝારને આરૂઢ થયેલો જોવા જંખતી હતી. ૧૯૨૧ ના ફેબ્રુઆરીમાં એણે ઉરગાનગર કબજે કર્યું અને પછી જાહેર કર્યું કે 'જેમ પૃથ્વી સ્વર્ગ વિના હોઈ શકે જ નહિ તેમ પ્રજાઓ રાજા વિના સંભવી શકે નહિ.'

અને ઝારશાહીના એ ભયાનક ઉમરાવે ઉરગાને આંગણે રશિયામાંથી બોલશેવિકોનું અને ચીનમાંથી ક્રાન્તિકારીઓનું નિકંદન કાઢી નાખવાના શપથ લીધા તથા ઉરગામાં એકધારી કતલ ચલાવી. એક પણ ક્રાન્તિકારી કે યહૂદી જીવતો ન રહી જાય તે જોવાની એણે સખ્ત કાળજી રાખી.

પછી એણે જાપાન સાથે મસલત શરૂ કરી. એણે જનરલ સુ-શાંગ-કુને કહાવ્યું કે તે નામદાર જ્યાં જ્યાં ક્રાન્તિકાર જડે તેને ત્યાં ત્યાંથી સંહારી નાખવાનો તેમના તરફનો ધિક્કાર જાણે છે, અને તેથી મોંગોલિયામાં રાજાશાહીને ફરી વાર સેનાપતિ શાંગ-સો-લીનની સરદારી નીચે આરૂઢ કરવામાં આપ નામદાર મને મદદ કરશો.

અને જાપાનની નામદાર સરકારે એને દારૂગોળો મોકલ્યો. પછી એ સાઇબીરિયાના બાઇકલ પ્રદેશ તરફ વળ્યો. પણ ત્યાં એ મહાસેનાનીનો તારો ખરતો હતો. એ શરૂઆતમાં ફતેહ મેળવતો સોવિયટ પ્રદેશમાં ઘૂસ્યો. પછી લાલ લશ્કરે એની હરોળોને ભિડાવી. એ હાર્યો અને નાઠો. ઠેઠ ઉરગા સુધી લાલ લશ્કર એની પાછળ પડ્યું, અને જુલાઈની ૭ મીએ લાલ લશ્કરે ઉરગાનો કબજો લીધો. છેવટે ઑગસ્ટમાં એ કેદ પકડાયો અને લાલ લશ્કરે એ ઝારશાહીના પડછાયાને જાહેરમાં વીંધી નાખ્યો.

આ છેલ્લા બનાવથી સોવિયટ સરકારને, સોવિયેટ સાઇબી-રિયા પર હલ્લો કરવા માટે મોંગોલિયા કેવું સરસ મથક છે તે વાત સમજાઈ

. એ વખતે ઉરગામા ચાર હજારનું અને પશ્ચિમ મોંગોલિયામાં ત્રણ હજારનું લાલ લશ્કર હતું. લાલ લશ્કર, લશ્કર હોવા છતાં તેની રીતભાતે મોંગોલિયન નરનારીઓને આકર્ષી લીધાં. લાલ લશ્કરની વાતો મોંગોલિયાના જુગજૂનાં બુદ્ધ મંદિરો અને મઠોની દીવાલોને વીંધીને લોકહૃદયમાં ઊતરી રહી. લાલ લશ્કરની હાજરી-થી મોંગોલિયાનાં ગામડાંઓમાં પણ વર્ગવિગ્રહની વાટ સળગી ઊઠી. ખાસ કરીને આઉટર મોંગોલિયામાં તરબોળ બનતી બોલ્શેવિક અસરથી, મોંગોલિયાની પોતાની જાતને માલિક માનતી, પેકીંગ,

ટોકિયો, અને મુકડેન નગરોની શ્રીમંતાઈ સળવળી ઊઠી. ચીનનાં માલિકો મોંગોલિયાના માલિક હતાં જ, ટોકિયોની સરકાર એ માલિકોની સર્વોપરી હતી અને શાંગ-સો-લીન એ માલિકોએ મૂકેલો ચીની ખાંધિયો હતો.

## સોવિયટ ચીન સંબંધોનો રાહ

ચીનની પીઠ પર યૂરોપની શાહીવાદી સરકારો બેઠી હતી; ચીન એશિયાઈ હોવાથી અને પોતે ય એશિયાટિક હોવાથી ચીનની ગરદન પકડીને જાપાનીસ શાહીવાદ આખા ય ચીનને ગળી જવાની મુરાદ સેવતુ હતું. અને ત્યારે જ પોતાને પોતાની બેડીઓ વિના બીજું કશું જ ગુમાવવાનુ નથી એમ જાણુનો ચીનનો આત્મા સોવિયટ રશિયાનો સાથ માગતો હતો, પણ એ સાથના સંબંધો પર એના પર પથરાયેલા માલિકોના કાબૂનો અખંડ ચોકીપહેરો રહેતો.

સોવિયટ રશિયાએ ૧૯૧૯ અને ૧૯૨૦થી એ વિશાળ બીજા પ્રદેશ સાથે લાલસેતુ બાંધવાના સંબંધોની શરૂઆત કરી. વરસાલી મુકામે મળેલી ૧૯૧૯ની કહેવાતી શાન્તિપરિષદ ચીનના શાન્ટુંગ ઇલાકામાથી જાપાનને ખસેડી ન શકી ચીનના રાષ્ટ્રીય પ્રાણે ધમપછાડા કર્યા. ચીનના એક છેડેથી બીજે વિરોધસભાઓ થઈ. પરદેશીઓ પર હલ્લા થયા. જાપાનીસ માલનો બહિષ્કાર થયો, અને ચીનના ઘવાયેલા પ્રાણને ભાન થયું કે યૂરોપની શિકારી જમાતોને હાથે તેનુ કશું જ હિત થવાનું નથી.

એ વખતે સોવિયટ સરકારે ૧૯૧૯ના જુલાઈના ૨૫મા દિવસે ચીની પ્રજા જોગ, જાહેરાત કરી. એ જાહેરાતે યુરોપના શાહીવાદના અને જાપાનના શાહીવાદના બધા દાવ ખુલ્લા પાડયા. સોવિયટ સરકારે એ જાહેરાતથી ઝારશાહીની બધી જીતોને ચીનમાંથી રદ કરી નાખી અને સમાન ધોરણ પરની મિત્રાચારી માટે હાથ

લંબાવ્યો. સોવિયટ મૈત્રીને પેકીંગ સરકાર તેના પર ચડી બેઠેલા શાહીવાદોને લીધે સીધી રીતે સ્વીકારી ન શકી, પણ ચીનના રશિયા સાથે ખાનગી સંબંધો બંધાયા.

ચીને જનરલ, શાંગ-સો-લીનને મોસ્કો મોકલ્યો અને મોસ્કો સરકારે પણ ત્યાર પછી પોતાના પ્રતિનિધિઓને ચીન મોકલવા માંડ્યા. એડોલ્ફ-એ-જોફી, સોવિયટ સરકારનો ચીન જનાર ત્રીજો પ્રતિનિધિ હતો.

જોફી ચીનમાં હતો ત્યારે ચાઈનીઝ-ઇસ્ટર્ન રેલ્વેનો સવાલ પાછો છંછેડાયો. એ રેલ્વે પર ચીનની પેકીંગ સરકાર કે મંચુરિયન સરકારનો તો કશો જ દાવો લાગતો નહોતો અને તો પણ ચીન પર જામેલા શાહીવાદી માલિકો રશિયાનો એ રેલ્વેનો જૂનો માલિકી હક્ક સોંપવા પણ તૈયાર નહોતા. જોફીએ પેકીંગ સરકાર સાથે એ બાબતમાં મહિનાઓ સુધી વાટાઘાટ કર્યા કરી પણ તેનું કશું જ પરિણામ ન આવ્યું. દરમિયાન વૉશિંગ્ટનની-શસ્ત્રસન્યાસની પરિષદનું કામકાજ પૂરું થયું હતું અને તેણે પણ ચીનને ધોકો દીધો હોઈ, ચીનની રાષ્ટ્રીય ચળવળ વધારે ક્રાન્તિકારી બનતી હતી. ૧૯૨૧ના એપ્રિલની ૭મી તારીખે કેન્ટનમા ચીનની પારલામેન્ટ મળી અને તેણે ડૉક્ટર સુન-યાત-સેનની ચીનના પ્રમુખ તરીકે વરણી કરી. બીજા જ વરસના ઓગસ્ટમાં જનરલ, ચેન-શુંગ-મીંગે ડૉ. સુનને કેન્ટન છોડી જવાની ફરજ પાડી પણ ડૉ. સુન-યાત-સેન ચીનની રાષ્ટ્રીય સરકારનો સાચો પ્રાણ બની રહ્યો, અને પોતાનો અવાજ દેશને ખૂણે ખૂણે પહોંચાડી રહ્યો પેકીંગની સરકારની સત્તા તો પેકીંગની દીવાલોમા જ અટવાયા કરવા લાગી.

૧૯૨૩ ના જાન્યુઆરીની ૧૬મીએ સોવિયટ પ્રતિનિધિ જોફી ડૉ. સુનને શાંગહાઈમાં મળ્યો, અને તેમણે ૨૬મી તારીખે

સંયુક્ત જાહેરાત કરી કે, 'ચીનનો મુખ્ય અને તાત્કાલિક હેતુ રાષ્ટ્રીય ઐક્ય અને રાષ્ટ્રીય આઝાદી મેળવવાનો છે તથા આ મહાન સવાલના નિકાલમાં ચીનને રશિયન જનતાની બધી સહાનુભૂતિ તથા મદદ છે.'

અને પછી ડૉ. સુને કબૂલાત કરી કે સોવિયટ રશિયા, ચીન તથા ચાંગ-સો-લીને મળીને ચાઈનીઝ-ઈસ્ટર્ન રેલ્વેના સવાલનો નિકાલ કરવો જોઈએ.

પછી ૧૯૨૩ ના જુલાઈમાં રશિયન પ્રતિનિધિ તરીકે જોફીની જગાએ કારાખાનની નિમણૂક કરવામાં આવી. ચીન સાથેના સમાન સબંધોની જાહેરાત કરનાર તરીકે એ ચીની જનતામાં જાણીતો અને માનીતો બની ચૂક્યો હતો. ચીન આવતા એ સોવિયટ પ્રતિનિધિને મચુરિયાએ દબદબાભર્યા દેખાવોથી વધાવી લીધો. દરેક ઠેકાણે એની વધાઈના પુકારો ઊભરાયા. એની અંદર અનેક નરનારીઓએ માનવીના સમાન હક રચતી સોવિયટ સરકારને અનન્ય અનુરાગથી વધાવી.

'હું ચીનમાં બે હેતુઓ સાથે જાઉં છું: એક સોવિયટનો ચીન સાથેનો સામાન ધોરણે સંબંધ બાંધવાની મસલતો કરવા અને બીજો ચીનમાં શાહીવાદ સામે લડત કરવા.' કારાખાને પોતાના હેતુઓ આમ સ્પષ્ટ રીતે સમજાવ્યા. એણે પરદેશી રાજકારણના દલાલોના દેખતા ક્રાન્તિવાદી રાષ્ટ્રવાદ અને શાહીવાદના વિરોધની ઘોષણા કરી. એણે પેકીંગ પહોંચતાં પહેલાં મંચુરિયામાં એક આણાના માનના જવાબમાં જણાવ્યું કે:

'જો એક વખત ફરીથી પરદેશી શાહીવાદી પંજાઓ ચીન અને સોવિયટ રશિયાની મિત્રાચારી અને પરસ્પર વ્યવહારમાં આડા આવે તો આપણે તેવા હાથોને કઠોર રીતે કાપી નાખવા જોઈએ.'

રસ્તામાં કારાખાન મુકડેનમાં ચાંગ-સો-લીન સાથે મસલત કરવા અટક્યો. મંચુરિયાનો સરદાર આ સોવિયટ પ્રતિનિધિ-પર ખુશ થયો. કારાખાન ચાંગ-સો-લીન સાથે દોસ્તી બાંધી પેકીંગ તરફ આગળ વધ્યો. પેકીંગમાં, જનરલ વુ-પી-ફુનું રાજ હતું. વુ-પી-ફુના સરદાર, ફેંગ-યુ-સીઆંગે કારાખાનને મિજબાની આપી. ક્રિશ્ચિયન જનરલ તરીકે જાણીતા થએલા ફેંગ યુ-સીઆંગે રશિયન પ્રતિનિધિના માનમાં બોલાવેલા મેળાવડામાં પેકીંગ સરકારના પરદેશ ખાતાનો પ્રતિનિધિ ડૉ. વાંગ આવ્યો હતો.

કારાખાનનું બધું કામકાજ ડૉ. વાંગ સાથે જ હતું. કારાખાને એક તરફ રશિયન નીતિ વિષે જાહેર સભાઓમાં બોલવા માંડ્યું, બીજી બાજુ તેણે ચિનાઈ, પેકીંગ સરકાર સાથેની વાટાઘાટો ચાલુ રાખી.

### ચીન સાથેની સમાન ધોરણની પહેલી સંધિ

ચીનની પેકીંગ સરકારના પરદેશ ખાતાના પ્રતિનિધિ સાથે કારાખાને સોવિયટ સરકારના નામમાં સમાન ધોરણ પર સંધિ કરી કે સોવિયટ સરકાર મોંગોલિયાને સ્વતંત્ર ચીનના એક વિભાગ તરીકે સ્વીકારે છે, તથા આઉટર મોંગોલિયામાંથી સોવિયટ લશ્કરને ઉઠાવી લેવાની તારીખ નક્કી કરે છે, તથા ચીનની સરકાર પણ સોવિયટ સરકારનો સ્વીકાર કરે છે ૧૯૨૪ના માર્ચની ૧૪મી તારીખે ડૉ. વાંગ તથા, લીઓ અને કારાખાને સહીઓ કરી.

અત્યાર સુધી ચીન સાથે પરદેશી શાહીવાદીઓએ કદી સમાન ધોરણે સંધિ નહોતી કરી. સોવિયટના આ પગલાથી પરદેશી શાહીવાદી શિકારીઓ સળવળી ઊઠ્યા અને તેમણે અનેક ધમપછાડા શરૂ કર્યા ૧૯૨૪ના મેની ૧૩જી તારીખે પેકીંગમાંના અમેરિકન પ્રધાન પ્રોફેસર શુરમાને ચાઈનીઝ પરદેશ ખાતાના વડા, ડૉ. વેલીંગટન કુને પોતાની વાંધા અરજી મોકલી આપી તથા સોવિયટ

સાથે સ્વતંત્ર સંબંધ બાંધવા સામે લાલ આંખ કરીને ચેતવણીની ધમકી આપી. પેકીંગમાં આવેલો રશિયન દૂત એ બધી જમાતોને આંખના કણાની જેમ ખૂંચવા લાગ્યો. છેવટે ફ્રેંચ-અમેરિકન અને-જાપાન સરકારે ચિનાઈ પરદેશ ખાતાને ૧૯૨૪ના માર્ચની ૧૪મીએ થએલી સંધિને નકારવાની ફરજ પાડી.

એ સંધિ નકારાઈ કે તરત જ કારાખાને સંધિપત્ર જાહેર જનતા પાસે રજૂ કર્યું. લોકસમુદાયમાં તેની જબ્બર અસર થઈ. છેવટે પેકીંગ સરકારે શાહીવાદી માલિકોને મનાવી એ જ સંધિ પર મેના ૩૧મા દિવસે સહી કરી. અને તો ય ચીન પર બેઠેલી માલિક સત્તાઓએ ચીન-સોવિયટ સંધિનો સ્વીકાર કરવા આનાકાની કર્યા જ કરી. પછી જૂનની ૧૬ મીએ ચિનાઈ સરકારે, અમેરિકા, જાપાન અને ફ્રાન્સને જાહેર કર્યું કે ચાઈનીઝ ઈસ્ટર્ન રેલ્વેની બાબતમાં સોવિયટ યુનિયન અને ચીન પોતે જ નિકાલ કરી લેશે.

એટલે ચાઈનીઝ ઈસ્ટર્ન રેલ્વેની બાબતમાં કારાખાને મંચુરિયાના સેનાની સાંગ-સો-લીન સાથે મંત્રણા શરૂ કરી, અને એ વિષયમાં મુકડેન-મોસ્કો સમજુતી થઈ, તથા એ રેલ્વેની બધી વ્યવસ્થા દશની સંખ્યાવાળા બોર્ડ ઓફ ડાયરેકટરોને સોંપાઈ. એ દશમાં પાંચ ડાયરેકટરોને સોવિયટ નીમે અને પાંચ ચીન નીમે એમ ઠર્યું.

આ સલાહ ચીન પર ગોઠવાયલા આંતરરાષ્ટ્રીય શાહીવાદ પરના વિજય જેવી બની રહી ચીન અને સોવિયટ, હાથમાં હાથ મિલાવી ચાલવા માગે છે એમ આ બનાવે ઠેરવ્યું. ચીનની સેંકડો સંસ્થાઓએ અને બહારનાં સંસ્થાનોએ આ પ્રસંગને અભિનંદન મોકલ્યાં. ૭મી જૂનને દિવસે પેકીંગમાં ખુશાલીના પ્રચંડ દેખાવો થયા અને વિશાળ સભાઓમાં આ નવા સબંધ પર ઠો-

જે. સી. વાંગ અને કારાખાને જાહેર ભાષણો કર્યાં. વેલીંગટન-કુએ જાહેરમાં સ્પષ્ટ કર્યું કે આજ સુધી ચીને પરદેશી કોઈ પણ સરકાર સાથે સલાહ કરી નથી. બધી સલાહો અને સંધિઓ તેના પર સંગીનની અણી બતાવી ઠોકી બેસાડવામાં આવી હતી. પરંતુ સોવિયટ સાથેની આ સંધિ જ પહેલી સંધિ છે કે જે ચીને સ્વતંત્ર રીતે સોવિયટ સાથે કરી છે.

મેના ૩૧ મા દિવસે જ્યારે એ સંધિ પર સહીઓ થઈ ત્યારે ચિનાઈ સરકારની પરદેશ ખાતાની ઑફિસનો સલાહકાર બોલ્યોઃ 'ચીન અને સોવિયટ આજે લગ્નથી જોડાય છે'*

ચિનાઈ ક્રાન્તિનો મહાન નેતા, ડૉ. સુન-યાત-સેન ૧૯૨૪ના નવેમ્બરની ૨૮ મી તારીખે સોવિયટ યુનિયન વિષે, ટોકિયો, પાન એશિયાટિક પરિષદમાં બોલ્યો કે; 'સોવિયટ રશિયા ન્યાયમાં માને છે અને લઘુમતી, વિશાળ બહુમતી પર જુલમ ગુજારે તેમાં નથી માનતું. સોવિયટ રશિયા પીડિત એશિયાટિક પ્રજાઓ સાથે હાથ મિલાવવા માગે છે તથા પશ્ચિમ સાથેની ગાંઠ તોડી નાખવા માગે છે. પશ્ચિમના શાહીવાદો તેના નવા સિદ્ધાંતોથી ડરી ઊઠયા છે અને તેને ખળવાખોર કહી-તેના પર અનેક ગાળો વરસાવી રહ્યા છે.'

### લાલ ચાકડા પર ચિનાઈ માટી

તે પહેલાં વરસાલીના શાંતિ કરાર ઘડવા શાહીવાદી વિજયી કાધુઓ મળ્યા હતા. ડૉ સુન-યાન-સેને કરોડો શબના સ્મશાન પર શાંતિ ઘડવા બેઠેલાઓને ચીનની ઉત્પાદક શકયતાઓ અને તેની સફળતાઓના પરદેશી સરકાર માટેનું એક મેમોરેન્ડમ ઘડીને મોકલ્યું હતું.

* "We are celebrating to-day the wedding of China and Soviet Russia.

'આપનું મેમોરેન્ડમ ઘણું સરસ છે, ઘણું સુંદર છે, જરૂર આવકાર યોગ્ય છે.' ૧૯૧૯ના માર્ચની ૧૭મીએ પેકીંગમાંના અમેરિકન પ્રધાન પોલરીશે લૂખો વિવેક બતાવ્યો હતો. ૧૯૧૯ના મેની ૧૨મીએ વોશિંગટનથી સમાચાર આવ્યા કે, આપની યોજનામાં અમેરિકન સરકાર ભાગ લઈ શકશે નહિ. અને ઇટાલીના યુદ્ધ ખાતાના પ્રધાને માત્ર એ યોજનાનું પત્ર મળવાનો. સવિનય સ્વીકાર કર્યો હતો.

ડૉ. સુન અને ચિનાઈ રાષ્ટ્રનો ભ્રમ સારનો ભાંગી ગયો હતો અને તેમને સાફ વાત સમજાઈ કે પશ્ચિમના કોઈ પણ શાહીવાદ પાસે તેના ઉત્કર્ષની આશા રાખવી ફોગટ છે.

પછી ૧૯૨૩ માં ડૉ. સુન અને સોવિયટ પ્રતિનિધિ જોફી શાંગહાઈમા મળ્યા, અને ઑગસ્ટમાં જનરલ ચાંગ-કાઈ-શેકને તેના મંડળની સાથે લેનિનને મળવા તથા સોવિયટની લશ્કરી મદદની શરતો નક્કી કરવા માટે મોકલ્યો.

એટલે જ્યારે કારાખાન પેકીંગ પહોંચ્યો ત્યારે તેણે કેન્ટન સાથે તરત જ વાતચીત શરૂ કરી અને ૧૯૨૩ના સપ્ટેમ્બરના ૮ મા દિવસે ડૉ સુનને પોતાના શાહીવાદી વિરોધી ઉદ્દેશની ચોખવટ કરી. *

પછી સપ્ટેમ્બરમાં સોવિયટ સરકારે માઈકલ-એમ-ઓરોડીનની નિમણૂક કેન્ટનની કચોમીનટાંગ સરકાર ખાતે કરી. એમ ચીનના આમંત્રણથી ચીનમાં બોલશેવીકો આવ્યા.

આ બનાવને અંગ્રેજ શાહીવાદ ચિંતાથી જોતો હતો. રશિયા, હિંદ, ઇરાક અને ઇજિપ્તની તરફદારી કરતું હતું તે એને ખૂંચતું

* "I count on your support Dr. Sun, old friend o New Russia, in my responsible task of establishin close contact between our two peoples."

હતું. એની આંખ સામે ચીનની મોટી બોલશેવિક ચાકડા પર ચડતી એને દેખાઇ. અંગ્રેજી શાહીવાદ એ સામે ખુલ્લો પડકાર કરી શકે તેમ નહોતું પણ તેણે ક્રાન્તિકારી બનતા ક્યોમીનટાંગને હરાવવા અને ચીનની ક્રાન્તિકારી પાંખને ટૂંપી નાખવા દોરી-સંચાર શરૂ કરી દીધા

નવો કાર્યક્રમ

કારાખાને ૧૯૨૪ના જાન્યુઆરીની ૭મી તારીખે ડૉ. સુનને લખ્યુ. 'ચીનના કરોડોના લોકસમુદાયને તમારો બનાવવા અને તેને તમારી સાથે લેવા જમીનધારામા ક્રાન્તિ કરો ક્યોમીનટાંગ પક્ષ પાસે એ જ મહાફરજ છે. એ ફરજને અદા કરવામા તમે ક્રાન્તિનાં ઍન્જિનો ઊભા કરશો, એથી જ તમારા દુશ્મનોના પગની નીચેની પૃથ્વી સરવા માંડશે અને તમારાં પગલા અવિચલ ધરતી પર સ્થપાશે. જો ક્યોમીનટાંગમાથી થોડોક ભાગ આનો વિરોધ કરે તો તેને ઉખેડીને ફેંકી દો, બોલશેવિકોએ પણ પોતાના એવા મૂઢ જિગર-વાળાઓને હદપાર કર્યાં હતા. ક્યોમીનટાંગને બળવાન બનાવવાનો એ જ માર્ગ છે લશ્કરની જ હાર થતી હોય છે, પક્ષ કદી પરાજય પામતો નથી.'

૧૯૨૩ના સપ્ટેમ્બરમા બોરોડીન સોવિયટ સરકારના પ્રતિ-નિધિ તરીકે ચીનમા આવી પહોચ્યો હતો. જે પરિસ્થિતિમાં એને ફેંકવામા આવ્યો હતો ને એટલી બધી સીધીસાદી નહોતી. ચીન પર અડ્ડા નાખીને પડેલા વિગ્રહખોર સરદારો પાસે બે લાખનું તૈયાર લશ્કર હતુ અને તે બધા જ ક્યોમીનટાંગ વિરોધી હતા. કામદારોમાં તડ હતા. ચીનના કિસાનોની આંખમાથી હજુ ઊંઘ ઊડી નહોતી કેન્ટન સરકારને ક્વાનટુંગનો ઈલાકો નિયમિત ભરણ ભરતો હતો. ડૉ. સુન કેન્ટન બંદરના હોનામના ટાપુમાં

ટકાનો કાપ અને બીજો સુધારો ઠેર ઠેર કિસાનસભાઓનાં પ્રચંડ-સર સંગઠન. બીજા સુધારામાં બોરોડીનને મહાન ક્રાન્તિકારી શક્યતા દેખાઈ.

અને આ પહેલા તબક્કે ક્યોમીનટાંગ પક્ષમાં ગતિમાન થતી અસરો સપાટી પર આવીને દેખાઈ. ક્યોમીનટાંગ પક્ષમાં રજવાડી અસરો અને તેના હિતોની તરફદારી કરનારાં તત્ત્વો ઠીક ઠીક હતાં અને એ તત્ત્વો લાલ ક્રાન્તિ કે બોલશેવિઝમ તરફ નહિ પણ મૂડીવાદી પ્રગતિ તરફ વધારે ઢળતાં હતાં. ટૂંકમાં સામાજિક બળવા માટેની શક્યતા ઘણી ઓછી હતી.

બધા વર્ગોના બનેલા અને માલિક જમીનદારી હિતોથી રંગાયલા, ક્યોમીનટાંગ—ચાઇનીઝ રાષ્ટ્રીય પક્ષમાં કિસાન કે વિચાર-ની એકતા અથવા જનતાનાં હિતો માટેની ક્રાન્તિકારી હિલચાલો એકદમ નીકળી પડશે એવો ભ્રમ બોરોડીને સેવ્યો ન હતો. એણે સુન-યાત-સેને રજૂ કરેલા ચીનની રાષ્ટ્ર લડતના સિદ્ધાંતોમાંથી, જમીનની સમાન વેંચણી વહેંચણીના સિદ્ધાંતને અને મૂડી પરના કાબૂને વધારે જોરથી ઉપાડવા માંડ્યો. એણે જમીનના રાષ્ટ્રી-કરણની અથવા તો બદલો આપ્યા વિનાના રાષ્ટ્રીકરણની વાતની હિમાયત કરી. ઉદ્યોગોની બાબતમાં પણ એણે સાવધાનીથી વસ્તુની રજૂઆત કરવા માંડી હતી. એણે કહેવા માંડ્યું કે પક્ષે પોતાની હકૂમતમાં બેન્કીંગ, રેલ્વે અને વહાણવટા જેવા ઉદ્યોગોને રાષ્ટ્રીય માલિકી નીચે લાવી દેવા જોઇએ. આ બંને પહેલાં પગથિયાંમાં જમીનદારી અને મૂડીવાદી હિતોને પછીનાં પગલાં વાંચતાં મુશ્કેલી આવે તેમ નહોતું

એ ઉપરાંત બોરોડીને ક્યોમીનટાંગ પક્ષ તરફથી શાહીવાદ વિરોધીની ઉગ્ર નીતિ જાહેરાત કરી, અને અપમાન સંધિઓ,

પરદેશીઓના ખાસ હકો, એકસ્ટ્રા ટેરીટોરીઆલીટી તથા કસ્ટમ્સ પરનાં પરદેશી કાબૂને નાબૂદ કરી નાખવા ચીને લડતે ચલાવવી જોઈએ તેવી ઘોષણા કરી. ક્યોમીનટાંગ પક્ષે આખો કાર્યક્રમ તૈયાર કરવા માટે, વોંગ–શીંગ–વી, હુ–હાન–મીન, ટાઈ–ચી–ટાવ, લાવ–ચુન–કાઈ અને બોરોડીનની કમિટી નીમી.

હુ–હાન–મીને બોરોડીનનો સખત વિરોધ કર્યો, પણ ડૉ. સુને રશિયનની તરફદારી કરી. પરિણામે નીચેનો કાર્યક્રમ સ્વીકારાયો.

(૧) સોવિયટ રશિયા તથા ચીનના કમ્યુનિસ્ટ પક્ષ સાથે ક્યોમીનટાંગે સંપૂર્ણ સહકાર રાખવો.

(૨) સામ્રાજ્યવાદ વિરોધી હિલચાલ.

(૩) કામદાર, કિસાનોનું સંગઠન.

યોજનાના આ ત્રણ તત્ત્વોની આસપાસ ચિનાઈ જનતા જોગ બોરોડીને એક મોટું જાહેરનામું બહાર પાડ્યું. ચિનાઈ ધરતી પર ઊગતી રાષ્ટ્રહિલચાલના રુધિરમાં એણે બોલશેવિક અસર રેડવા માંડી

આ નવી યોજનાએ ઉપલી ત્રણ વાત ઉપરાંત એક વાત વધારે સ્પષ્ટ કરી દીધી. એ વાત, ચીનની ધરતી પર જમાવ નાંખી-ને પડેલા રજવાડી મનોદશાવાળા વિગ્રહખોર સરદારો સામે લડી લેવું. એ આંતરવિગ્રહ આ યોજનાના મૂળમાં જ અનિવાર્ય બનેલો પડ્યો હતો. ક્યોમીનટાંગ પક્ષનો એ વિગ્રહખોર સરદારી સામે લડ્યા વિના છૂટકો ન હતો.

## ચિનાઈ ખાંધિયાઓ

૧૯૨૨માં જ પરિસ્થિતિને લક્ષમાં લઈ બોરોડીને કેન્ટન બંદર-માં વેમ્પુઆની લશ્કરી સંસ્થાનો પાયો નાખ્યો. એ સંસ્થા મારફત

પોતે શા માટે લડે છે તે સમજાવવા રાષ્ટ્રસૈનિકો તૈયાર કરવાનો ઇરાદો હતો. પછી જેણે અરધા ચીન પર વિજય મેળવ્યો તેવા સૈનિકો તૈયાર કરવાની એ સંસ્થા શાળા બની રહી તથા રશિયન અમલદારોને તેમાં રોકવામાં આવ્યા, અને સોવિયટ સરકારે ત્રણ લાખ રૂબલ્સ સંસ્થાના શરૂઆતના ખર્ચ માટે ધીર્યા.

ક્વાનટુંગ ઇલાકામાં પહેલા વરસના વાસ દરમિયાન બોરોડીને ઉત્તર તરફની, વુ-પી-ફુને દંડવાની કૂચને અટકાવી, બધું ધ્યાન કેન્ટનમા જ રાષ્ટ્રીય સરકારને મજબૂત કરવા તરફ રોક્યું. એ ઉપરાંત ક્વાનટુંગ ઇલાકામા ચીની મૂડીવાદના અંગ્રેજી શાહીવાદના ચિનાઈ ખાંધિયાઓ ભરાયા હતા તથા ક્યોમીનટાંગ સામે છૂપી પ્રવૃત્તિઓ કરતા હતા, અંગ્રેજી શાહીવાદને ખાનગી ખબરો પહોં-ચાડતા, બીજા પરદેશી વેપારી હિતો સાથે મળતા રહેતા હતા અને ચીનની જનતાના શોષણમાં કેવળ પરદેશી કુત્તાઓ જેવા જ બની ગયા હતા. એ ખાંધિયાઓ માટે ચીન પર મંડાયેલા, હોંગકોંગના અંગ્રેજી નાણામાંથી વિચાર ને વર્તનની સૂચનાઓ આવતી હતી.

૧૯૨૪ના ઓકટોબરમાં તેમણે સુન-યાત-સેન સામે બળવો કર્યો તથા ક્યોમીનટાંગની અંદર બીજી સરકાર સ્થાપવાની ધમકી આપી. બોરોડીનની સૂચના પ્રમાણે આ ખાંધિયાઓ સાથે લડત કરવા એક ખાસ કમિટી નીમવામાં આવી. એ કમિટી, ચાંગ-કાઈ-શેક, વોંગ-શીંગ-વી તથા બોરોડીનની બની. ખાંધિયાઓના ખૂબ શ્રીમંત એવા કેન્ટનના વિભાગ પર હલ્લો ગોઠવાયો. ખાંધિ-યાઓનાં આલેશાન ખોરડાં પર ક્યોમીનટાંગે તોપ-મારો ચલાવ્યો. આગ ભભૂકી ઊઠી. શેરીઓમાં લોહી છંટાયાં. અંતમાં ખાંધિયા-ઓની ટુકડીઓ હારી અને કેદ પકડાઈ અને ખાંધિયાઓની ટોળકી એમના અંગ્રેજી માલિક પાસે હોંગકોંગ ભાગી ગઈ.

પણ હવે ડૉ. સુન-યાત-સેનની તબિયત તદ્દન લથડી ગઈ હતી, એટલે તે ૧૯૨૪ના અંતમાં પેકીંગ ગયો અને કયોમીનટાંગે તો પોતાનું મથક હોનામ ટાપુમાં જ રાખ્યું. પછી ૧૯૨૫ના જૂનમાં કેન્ટનના નવા રાષ્ટ્રીય સૈનિકોએ યુનાન લશ્કરનો નાશ કર્યો અને તેમને હદપાર કર્યા તથા કયોમીનટાંગના આગેવાનો વીજળી બનીને નગરમાં પેઠા. જાણે બે જ વરસમાં કયોમીનટાંગ સરકાર પેકીંગને સર કરશે એવું લાગ્યું.

અને પછી શું થયું? જગતભરમાં અજોડ એવો ચીનનો વિરાટ પછી કદમ ઊંચકતો અદ્ભુત શહાદતના અતિરેકની પ્રચંડ પગલી પાડતો એશિયાખંડની ગુલામ પ્રજાઓને જાગી ઊઠવાની રણખંજરી સંભળાવતો એશિયાઈ ઉષાના રણદુંદુભિ પર પહેલો તાલ પેશ કરતો હતો. એ જ ચીની ઇન્કિલાબનો અવામી ઉઠાવ હતો. -

એ ઉઠાવને અવલોકવા મહાન ચીન દેશના વિરાટના કદમની ગતિરેખાને ચાલો આપણે ચીનની મહાન દીવાલના પ્રાચીન કાળથી દેખીએ.

# ૨

# ચીની દીવાલ



ત્યારે કનફ્યુશિયસ મરણ પામી ચૂક્યો હતો પણ આખા ચીન માટે મૌટેરાંઓ તથા માલિકો તરફની આજ્ઞાધારકતાનો પાઠ ઘેર ઘેર વંચાતો હતો. એણે રાજાઓ અને માલિકોને પણ કહ્યું હતું કે તમારી પ્રજાના વાલીઓ બનવું નહિ તો જેમ મહાન પર્વતો પણ ઘસાઈ જાય છે તેમ ..

પણ એ ઉંચું વાક્ય સાંભળવાનો, તોફાનનો ઘડ્યો હોય એવો સીનનો જુવાન રાજા શી–હુઆંગ–ટી ઈન્કાર કરતો હતો. એની તો એક જ નેમ હતી. એ નેમ આખા ય ચીનના ચક્રવર્તી બનવાની.

ત્યારે ઈ. સ. પૂર્વે અઢીસો વરસનો સમય હતો.

શી-હુઆંગ-ટી પોતાનું આખું માથું એ એક જ ખ્યાલથી ઊભરાતું રાખીને દરબાર ભરીને બેઠો હતો. એના ગોઠણ પર લાંબી ને પહોળી તલવાર નાગી પડી હતી. એની સામે એક પણ અવાજ ઉઠાવનાર દેહાંત પામતું હતું. એનું નામ તો હતું શેંગ, પણ એણે હવે પોતાને શી-હુઆંગ-ટી કહેવડાવવા માંડયું હતું. એના દરબારના એક ખંડમાં એણે તેલની ઊકળતી કઢા હમેશાં તૈયાર રાખી હતી. એની સામેનો અપરાધ કોઈ ને પણ એમાં તળી નાખવા પૂરતો ગણાતો.

એવો એ જુવાન રાજા ભયાનક બનીને દરબાર ભરતો સળગતી આંખોથી એ એક જ નિરધાર ઝંખતો હતો. આખા ચીન પરનાં મુખ્ય દશ રજવાડાંનો નાશ કરી, આખા ચીનનો પોતે એક શહેનશાહ બનવાનો એ નિરધાર હતો.

ત્યારે ભર્યા દરબારમાં એક વૃદ્ધ ખેડૂત એની સામે ઊભો થયો અને અદબથી બોલ્યો: 'મારે આપ નામદારને કંઈ કહેવું છે.'

'ભલે બોલો.'

આખો દરબાર શ્વાસ થંભાવીને સાંભળી રહ્યો.

અને એ નમન કરીને બોલ્યો: 'આપ નામદારનો સ્વભાવ ક્રૂર છે. આપ નામદારનું વર્તન તોફાની અને સ્વચ્છંદી છે. આપ નામદારે આપની માતાને પણ દેશવટે કાઢી છે અને ડાહ્યાઓની શિખામણને ઠોકરે દીધી છે. મને બીક છે કે તમારો અને તમારા વંશનો નાશ થશે.'

અને પછી એ વૃદ્ધ પેલા ઊકળતા ચરુવાળા ખંડ તરફ ચાલ્યો અને બોલ્યો: 'આપના ગુલામોએ મને ચરુમાં નાખી દેવાની

જરૂર નથી. હું આપ મેળે તેમાં પડવા જાઉં છું. મારા અપરાધની શિક્ષાની મને ખબર છે.'

એક ભયાનક શાંતિ એક પળવાર પથરાઈ ગઈ. એ શાંતિને તોડતો શી–હુઆંગ–ટી છલંગ દઈને પેલા વૃદ્ધ પાસે પહોંચ્યો અને બંને હાથે એ વૃદ્ધને પોતાના તાજ પાસે દોરી લાવતો જાહેરાત કરી રહ્યો: 'આજથી આ વૃદ્ધ મારો વડો પ્રધાન છે. મને સાચી વાત કરનાર એક પણ ન હોય તો આખો ચીન એક શાસન નીચે આવે કેવી રીતે !'

અને પછી શી–હુઆગ–ટીનાં લશ્કરો ચીન પર તમામ રજવાડાંને નમાવતાં અને સહારતાં ફરી વળ્યાં. તમામ રાજાઓ, રાજકુમારો અને ઉમરાવો શી–હુઆંગની અખંડ લોહી ઝરતી તરવાર પર મરી પડ્યા.

એ સળગતો જુવાન શહેનશાહ આખા ચીનનો ચક્રવર્તી બનીને પોતાના સરદારોને પૂછતો હતો:

'આખા ચીનને એક શાસન નીચે લાવવાની લડાઈઓમાં બધા મળીને આપણે કેટલાનો સંહાર કર્યો હશે!'

'કેવળ પંદર લાખ.'

અને પછી એણે પોતાના બધા અમાત્યોને એકઠા કરીને દરબાર ભરીને કહ્યું:

'દેખો મારી શહેનશાહત...મારું હુઆંગ–ટી (મહાન શહેનશાહ) નામ આજે સાચું બન્યું.' પછી એની કલ્પના લંબાઈ. એ બોલી રહ્યો: 'આખા ચીનનો પહેલો મહાન શહેનશાહ હું પોતે, પછી મારો દીકરો બીજો મહાન શહેનશાહ, તેનો દીકરો ત્રીજો મહાન શહેનશાહ, એમ ગણિતના અંત સુધી મારો વંશવેલો !...'

'ના, નામદાર,' પાછો પેલો વૃદ્ધ ઊભો થયો, 'ચીન પર જે જબરો જાલિમ નીવડશે તે આખા ચીનને આપની જેમ..'

અને આ વેળા એ વૃદ્ધ પોતાની વાત પૂરી કરે તે પહેલાં એના પર દેહાંતદંડનો અમલ થયો.

ત્યારે એ પહેલા મહાન શહેનશાહના કાન પર ખબર પહોંચવા માંડ્યા હતા કે ઉત્તરની દિશામાંથી ભયાનક તાર્તર ઘોડેસ્વારો આપણા ચીન પર ઊતરી પડીને લૂંટ અને સંહાર મચાવે છે.

એટલે એણે એક મોટું લશ્કર એ ધાડાંઓને મારી હટાવવા મોકલ્યું.

તાર્તરોને હાંકી કાઢીને પાછો આવેલો સરદાર પછી શહેનશાહને કહેતો હતો: 'એ તાર્તરલોકના ઘોડાઓને થંભાવી રાખવા અઘરા છે.'

'કેમ!'

'કારણકે તે જેવી પવનની લહેર અને પાણીની હલક આવે તેવા આવી ચઢે છે અને આપણે તેમનો સંહાર કરીએ તે પહેલાં પાછા ભાગી જાય છે; પણ પાછા પવનની લહેર જેવા અને પાણીની હલક જેવા આવી ચઢે છે.'

'તો એક એવી પહોળી દીવાલ...એક એવી શિલાઓની ઘડેલી પહોળી દીવાલ કે જેના પર એકી સાથે એકવીસ ઘોડેસ્વાર દોડી શકે અને જે જગતભરમાં ભયાનક રીતે અજોડ બનીને ચીનની છાતીમાં પડેલા અજગર જેવી...'

'પણ નામદાર!' શહેનશાહની આગળ દોડતી કલ્પનાની વચમાં પેલો સરદાર બોલી ઊઠ્યો, 'આપણી ઉત્તરની સરહદ તો ઘણી લાંબી છે.'

'કેટલીક?'

'પંદરસો માઈલ જેટલી.'

અને વિકરાળ હસતો શી ઘૂરકી ઊઠ્યોઃ 'એ તે પણી લાંબી કહેવાય?'

'અને એ સરહદના પંદરસો માઈલ પર ડુંગરા ને પર્વતો, નદીઓ ને ખીણો...'

'તે તો આવે જ ને' શહેનશાહ બોલ્યો, "પંદરસો માઈલ પર ભયાનક અજગર જેવી એ ઊંચી અને વિશાળ દીવાલ પર અનેક કિલ્લાઓ અને બૂરજો અને મિનારાઓ...તો તો એ ઉત્તર તરફથી ધસતા પવન ને પાણીના હોય તેવા ધસારા થંભી જાય ને?"

'જી.'

'તો આપણા ઈજનેરોને હાજર કરો...આખા ચીન પરથી ઈજનેરી આવડતને ઉત્તર પર એકઠી કરો. આપણાં લશ્કરોમાંથી ત્રણ લાખ જેટલા સૈનિકોને ઉત્તર પર મજૂરી કરવા મોકલી આપો અને તમામ કેદીઓને આખા ચીન પરથી છૂટા કરીને ત્યાં રવાના કરો, આખા ચીન પરથી લાખો ગુલામોને ઉત્તરના પંદરસો માઈલ પર રવાના કરો અને ઉત્તરની સરહદ પર એ લાખોને દાણોપાણી દેવા અને અવરજવર ચલાવવા નવાં નગરો ઊભા કરો અને...'

'પણ એ બધું અશક્ય...' બોલતો શહેનશાહનો વડો દીકરો ઊભો થઈ ગયો.

'તુ પણ એ મહાન દીવાલના પથરા ઘડનાર મજૂર બનીને ત્યાં પહોંચ...' ભયાનક શહેનશાહ વિકરાળ આંખો ઊંચકતો અમલનો અવાજ બોલ્યો, 'મારું એ ફરમાન છે.'

અને પછી લાખો વાહનોની અવરજવર ઉત્તરની સરહદ

તરફ ચાલતી થઈ. ગુલામ ખેડૂતો અને ગરીબોની હાય આખા ચીન પર કકળી ઊઠી કે:

'આપણા દીકરાઓને ડુબાડી દો અને દીકરીઓને દૂધ પીતી કરી નાખો નહિ તો ઉત્તરની દીવાલ બાંધવા...'

પણ દીવાલ બંધાઈ, અને એ દીવાલને બાંધનારી શ્રમ માનવતાનાં લાખો બેટાબેટીઓનાં શબ વેદની યાતનાઓ નીચે એ દીવાલના પાયામાં જ ધરબાઈ ગયાં.

અને પેલો મહાન શહેનશાહ મહાન દીવાલની રચના જેનો દરબાર ભરીને કહેતો હતો: 'આપણા ચીન પરના બધા મહાન ડાહ્યાઓ એવું લખી ગયા છે કે પ્રાચીનમાં બધું સારું હતું.'

'જી.'

'પણ એ જૂઠું છે. પ્રાચીનમાં...જૂના કાળમાં કંઈ જ સારું નહોતું...આપણે અર્વાચીન ચીન બાંધ્યો છે. મોટાં મોટાં મહાલયો, નગરો, નહેરો, અને આ મહાન દીવાલ.' એની આંખ આગળ એક શાસન નીચેનો ચીન દેખાયો, એ બોલ્યો: 'આપણે પ્રાચીનતાનાં વખાણ કરતાં બધાં પુસ્તકો સળગાવી મૂકવાં પડશે અને નવેસરથી લખવું પડશે કે વર્તમાન સારો છે, પ્રાચીન નહિ.'

અને પછી આખા ચીન પરથી તમામ પ્રાચીન પુસ્તકો સળગાવી નાખવાનું શાહી ફરમાન નીકળ્યું. આખા ચીન પર પ્રાચીનતાની હોળીઓ સળગી. એ આગમાંથી પુસ્તકો બચાવી રાખનાર પંડિતોનાં માથાં ઉતારી લેવાયાં.

એક ભયાનક સંહાર નીચે જીવતો શહેનશાહ શી હવે બરડો થતો હતો.

અને પછી એક દિવસ એ મુસાફરીમાં મરણ પામ્યો.

પણ એણે મરણ પામતાં પહેલાં જ એક મોટા ડુંગરને આખો કોચી નાખી કબરો બંધાવી રાખી હતી. ત્યાં સેંકડો સુંદર ગુલામ છોકરીઓને, ગુલામોને તથા શહેનશાહને શોભે તેવા સામાનના ઢગલાઓને એ મહાન શહેનશાહના શબ સાથે દફનાવી દેવામાં આવ્યાં.

## ૩

# હાનમાં દીકરાં અને ગોબીના ઝંઝાવાત

'જાવ તમે છૂટા છો...તમે આજથી આઝાદ છો.' એ ઊંચો સોટા જેવો સુંદર જુવાન પોતાના ગામ પાસેના કિલ્લાના દરવાજા ખોલી નાખતો મોટે અવાજે બોલતો હતો, 'બધા ગુલામો ને બધા કેદીઓ! આજ તમે છૂટા છો.'

અને બહાર નીકળીને ઊભેલા કારાગારના બધા કેદીઓ આ જુવાન તરફ જોઈ રહેતા ઊભા હતા. એ જુવાન એક ગામ ધટકનો આગેવાન મુખી હતો. એના વિશાળ ચહેરા પર આજે તોફાન તરવરતુ હતું. એની આંખમાં જાણે સમશેરો રમવા નીકળી હતી.

'મેં ન કહ્યું કે તમે સૌ આઝાદ છો!' એ પાછો બોલ્યો, 'શી-હુઆંગ-ટી મરી ગયો છે ને દફનાઈ ગયો છે. આપણા દેશનો એકેએક ખૂણો બળવો કરે છે...તમારા તમામ ગુના માફ છે અને તમે સૌ...'

'પણ અમે જઈએ ક્યાં...જ્યાં તમે ત્યાં અમે.' અને લિયુ-પેંગની સરદારી નીચે બળવાની કતાર જામી ગઈ.

ચીન પર બળવાનાં ડંકાનિશાન ગાજી રહ્યાં. લિયુની સરદારી નીચે તોફાનો ચઢ્યાં. કબરમાં દફનાયલા શી પરની માટી ઊતરડાઈ ગઈ. શીની કબર ખૂંદતી ચીની કિસાન જનતા લિયુની સરદારી નીચે પાટનગર પર ચઢી.

પાટનગરની દીવાલો હચમચી ઊઠી. પાટનગરના કારાગારનાં કમાડ ખોલીને લિયુ-પેંગ પાછો ગરજતો હતો:

'તમે સૌ છૂટા છો.'

અને પાટનગર પાયામાંથી હચમચી ઊઠ્યું. પાટનગરમાંનો રાજમહાલ કંપી ઊઠ્યો. નવો શહેનશાહ કેદ પકડાયો અને શહેનશાહનું માથું છેદાઈ ગયું. આ ઊંચો ને સીધો જુવાન આખા ચીન પર કચડાયલી માનવતાનો છુટકારો ગર્જતો જાલિમોનો સંહાર કરતો ફરી વળ્યો. એની આસપાસ ગરીબોનું લશ્કર જન્મ્યું- ઉમરાવો અને જમીનદારોએ એને મુજરા કરીને કહ્યું: 'આપ હાન, મહાન. છો. આપ અમારા પર રાજ કરો અને આખા ચીનને ઉગારો.'

પછી ચીનનો એ મહાન હાન કહેવાયો. હાન શહેનશાહોની ગાદી પર દૃઢ ધરીને બેઠો. એણે ચીનની જનતા માટે શાસન શરૂ કર્યું.

ચીનનો એ લોકશહેનશાહ હાન કહેવાયો.

હાનના દરબારમાં પંડિતો પાછા આવ્યા. એણે સૌને કહ્યું: 'હવેથી પુસ્તકોને સળગાવી મૂકવામાં નહિ આવે, કારણકે સમશેરથી સત્તા હાથ કરાય છે પણ પુસ્તકો વિના તે ટકી શકવાની નથી.'

આખા ચીન પર સુખચેનનું શાસન પથરાઈ ગયું. ચીનનાં ખેતર ખેડવા સૈનિકો પોતાને ઘેર પાછા રવાના થયા. ચીનના ઇજનેરો ચીન આખા પર નહેરો, પુલો અને રસ્તાઓ તથા પાન્થશાળાઓ બાંધી રહ્યા. ચીની માતાઓ આનંદમાં બાળકોને ઉછેરતી, રેશમના કોશેટામાંથી રેશમના વધારે બારીક અને સુંવાળા તાર ખેંચી રહી. ચીનની શિલ્પકળા અને હુન્નર આગળ વધી ગયાં. ચીનનાં દીકરા-દીકરીઓ હાનનાં દીકરાં કહેવાયાં. હાનનાં દીકરાંઓએ ચીનની દોલત વધારી મૂકી.

પણ પાછાં ઉત્તરની સરહદ પરની મહાન દીવાલ પરથી

સમાચારો આવ્યાઃ ' તાર્તર લોકના ધસારા વધારે જોરદાર બનીને આવ્યે જ જાય છે. '

અને હાને એ ધસારાઓનું રૂપ સમજવા જાસૂસો રવાના કર્યા.

જાસૂસોએ આવીને ખબર આપ્યાઃ ' જેવી પવનની લહેર વાય છે...જેવો પાણીનો રેલો ધસે છે તેવા એ...'

' પણ એવું બને છે કેમ ? ' હાન વિચારમાં ગરકાવ થઈ ગયો.

અને જાસૂસો બોલ્યાઃ ' એ જંગલીઓ છે. એ લોક ટાઢ અને તાપથી બચવા શરીરે તેલ ઘસેલું રાખે છે. એ બધા ટોળાબંધ વેરાન મેદાનો પર તંબૂઓ ઠોકીને રહે છે. લાખો ઘોડાઓ પર એમનો આખો ય સંસાર ઊડતો રહે છે એમનાં કલેવરો કડછુ ને કપરાં છે. એમને મેદ ઓછો છે, ચામડી સખત છે અને જડબાં ઊંચાં છે તથા એમની આંખો પવનના સુસવાટ ઝીલી ઝીલીને અણીદાર થઈ ગઈ છે. તાકાતવાળી બાંધ ટેકવતા એમના પગ ઝડપી અને ટૂંકા છે એમનાં આયુધો હલકાં અને ઝડપી છે. એ લોક દોડતે ઘોડે કામઠાં તાણે છે અને નિશાન તાકે છે. એમનાં ઘરબાર પણ જાણે દોડતાં રહે છે. એમનાં રાચરચીલાં ખૂબ હલકાં અને ઓછાં છે.'

' અને આપણા પાટનગર લોયાંગમાં ? ' હાનના માથામાં વિચાર ઝબક્યો, ' આપણાં મહાલયો અને જમીન-જાગીરો, આપણા વિલાસ અને મોજમઝાઓ, આપણી વાટિકાઓ અને ખેતરો...આપણું ઉત્તર ચીનનું મહાન દીવાલ નીચેનું પાટનગર ચેન-કીંગ ( પીપીંગ અથવા પેકીંગ ) પણ એવું જ લહેરાય છે. એની આસપાસ આબાદીના ભાર છે. એ ભાર માલિકોના અને જમીનદારોના છે. એ ભારવાળા સંસારો સડે છે અને એ બોજા વહેનારા ખેડૂત અને કારીગર ગુલામ છે. ' હાન ગમગીન બનીને નિસાસો નાખતો બોલ્યોઃ ' એ જંગલીઓ બલે છે પણ એમનો

સુસવનો આખો સંસાર આઝાદ છે. એમની ઝડપ એટલે જ ભયાનક છે. ઘોડા પર એમીને ઊડતા આવતા એ ઝંઝાવાત આપણને મહાત કરશે '

અને હાન પર સૌ સાગરીતોની આંખ અચંબો પામીને જોઈ રહી

'આપણે એમને ખાળી શકશું નહિ, કારણકે આપણે લોક ગુલામ છે...એના પગ ઝડપી નથી કારણકે છૂટા નથી, એની નજર વેગીલી નથી કારણકે એના પડળ પર પાટા બંધાયા છે, આપણા સંસારના ભાર લઈને આપણે એ વીજળવેગને અટકાવી શકશું નહિ.'

'પણ એ જંગલી લોક...!'

'પણ એ જીવનની ઝડપવાળા અને આઝાદ છે...આપણે એમને છેવટ સુધી ખાળી શકશું નહિ ' અને પછી હાન પોતે એ ઝંઝાવાતને રોકવા લશ્કરો લઈને ચઢ્યો. એ કાળનાં નિશાનોને એણે પીંગ-ચીંગ (શાસી) નગરથી દૂર ધકેલી દીધાં પણ પાછાં પીંગ-ચીંગને ફરતા તાર્તર ધાડાઓ ધસી આવ્યાં. પીંગ-ચીંગ નગરમાં હાન પોતાના લશ્કર સાથે ઘેરાઈ ગયો.

એણે પોતાના ડાહ્યાઓને એકઠા કર્યા. એમાં એની દીકરી પણ હતી. એણે સૌને કહ્યું:

'આપણી ચારેકોર ઘોડાઓની દીવાલો ખડકાઈ છે તે દીઠી આપણી મહાન દીવાલો કરતાં એ મહાન છે કારણકે તે જીવતી દીવાલો છે. એમના સંચલન પણ ઊડતાં અને અજબ છે. એ જંગલીઓ ભલે રહ્યા પણ એમની પાસે આઝાદ અને ઝડપવાળું જીવન છે. એ લાખો છે, આપણે કરોડો છીએ આપણે એમને એક જ રીતે જીતી શકીએ.'

'તે રીત!' સૌએ આતુર મીટ માંડી.

'એમને શરણે જઈને...આપણે એમને આપણી અંદર શમાવી લઈએ અને આ સંહાર અટકાવી દઈએ. આપણે અનેક યુગોમાં ઘડેલો સુધારો એમને એક ઘડીમાં દઈ દઈએ.' સૌ સમજ્યા વિના જોઈ રહ્યાં. અને એ બોલ્યોઃ 'આ લોકના વડા સરદારને હું મારી દીકરી પરણાવું. આપણે લોહીનો સંબંધ બાંધીને એક બનીએ.'

અને પછી હાનનાં દીકરાં તાર્તરો સાથે લોહીના સંબંધે જોડાયાં. તાર્તરોના ઝંઝાવાત પહેલી વાર બંધાયા અને હાનની ઉત્તર સરહદો વધારતા વસવા માંડ્યા. હાનની દીકરી તાર્તર લોકની રાજરાણી બની. પછી હાન મરણ પામ્યો.

પછી ઝેશુઆન પ્રાંતમાં થઈને હાનનાં દીકરાં હિંદ દેશ પહોંચ્યાં. પછી રોમના રસ્તાઓ ચીન દેશ સાથે સંધાયા. હાનના વંશવાળો મીંગ–ટી ચીન પર રાજ કરતો બેઠો હતો ત્યારે ઈસુના ૬૭મા વરસમાં ઊંટ પર બેસીને વણજારાની સાથે હિંદમાંથી બુદ્ધનો ધર્મ ચીન પહોંચ્યો. પછી ચીન–હિંદની બાંધવતા તથાગતના સંઘશરણ પર અનુરાગથી બંધાઈ.

ત્યારે કનફ્યુશિયસ અને લાઓનો રજવાડીધર્મ ચીન પર ચાલતો હતો. એ ધર્મનાં અનેક દેવળોમાં આજ્ઞાધારકતાના વિકરાળ આકાર જેવાં અનેક દેવદેવીઓ ચીન પર ગોઠવાઈ ગયાં હતાં.

ત્યારે હાનના વંશવાળો વુ–ટી નામનો શહેનશાહ નવા આવેલા બૌદ્ધ સાધુઓને પૂછતો હતોઃ 'જે પીવાથી અમર બની જવાય તેવું કોઈ અમૃત બનાવતાં આવડે છે?'

અને બૌદ્ધ ભિખ્ખુ બોલતા હતાઃ 'સંઘને શરણે જાવ અને તથાગતની જેમ...'

અને શહેનશાહ માથું ધુણાવતો પોતાના શરીરને અમર બનાવતો પોતાના જૂના ધરમવાળા ભૈરવોને એકઠા કરતો હતો. એ બધા ટાઓ પાદરીઓ શહેનશાહના તાજ પાસે ગોઠણ ભર

નમતા શહેનશાહને અમર બનાવવાનો જાદુઈ રસ અમૃત તૈયાર કરતા હતા.

પછી શહેનશાહ માટે એવો રસ તૈયાર થઈ ગયો. જાદુઈ ક્રિયાઓ પછી દબદબાવાળો દરબાર ભરાયો. અમૃતની પ્યાલી પીવા શહેનશાહ દરબારમાં આવ્યો. શહેનશાહની સામેના રત્નજડિત બાજઠ પર પ્યાલીમાંનો પ્રવાહી ચમકાવતા ભૈરવો ઊભા. –

ત્યાં એકાએક એક ભિખ્ખુ દરબારમાંથી ઉતાવળો આગળ આવ્યો. ભૈરવોને હડસેલતો એ પ્યાલી પાસે પહોંચી ગયો અને પ્યાલીના પ્રવાહીને એક જ ઘૂંટડે પી ગયો.

આખો દરબાર અવાક અને અનિમીષ બન્યો.

બીજી જ પળે એને મારી નાખવાનો કોલાહલ ઊછળ્યો. શહેનશાહના સૈનિકોએ એને બાંધીને શહેનશાહ સામે હાજર કર્યો.

'તેં આ સાહસ કેમ કર્યું?' શહેનશાહ બરાડ્યો.

'હું જાદુને પી ગયો. તથાગતે ચમત્કારો અને જાદુનો વિરોધ કરવાનું કહ્યું છે.'

'પણ એમ કરવાથી તને દેહાંતદંડ થશે તેની તને ખબર છે!'

અને ખડખડાટ હસતો ભિખ્ખુ બોલી ઊઠયો 'જો આ રસ અમૃત હશે તો આપ મને મારી નાખી શકશો નહિ... પણ મને ખાતરી છે કે આપના ભૈરવોએ આપને છેતર્યા છે ..તેનો પુરાવો જોઇતો હોય તો જુવો આપ મને મારી નાખી શકશો જ.'

## ૪

# ઘણાં વરસો વહી ગયા પછી

અને પછી ચીન પર ઘણાં વરસો આવ્યાં અને ગયાં, ત્યારે સત્તરમો ઈસાઈ સૈકો શરૂ થઈ ગયો હતો. ચીંગ વંશનો શહેનશાહ હી ત્યારે પોતાના પૂર્વજોની પ્રતિમાઓ આગળ શપથ લેતો હતો: 'હું આખા ચીનને ફરી વાર સંયુક્ત શાસન નીચે લાવીશ...હું ગોબીનાં રણ ઓળંગીને આપણો વિજય-વાવટો ફરકાવીશ.'

અને એણે ગોબીના રણમેદાન પર વિજયથંભ રોપ્યા. એણે ચીનની બધી સીમાઓ પર વાવટા ફરકાવ્યા.

પછી એ ઉત્તરનાં અરણ્યોમાં શિકારે ફરતો હતો ત્યારે એના રસ્તાની બાજુ પર એક વૃદ્ધ માથે હાથ દઈને બેઠેલો દેખાયો અને એ થંભીને બોલ્યો: 'તને શું દુઃખ છે તે આમ બેઠો છે...શહેનશાહ હીના શાસનમાં કોઈને કશું દુઃખ જ ન હોય.'

અને વૃદ્ધે જમાનાના ભાર નીચે કચડાયલું માથું ઊંચકીને અટ્ટહાસ્ય કર્યું. એ બોલ્યો: 'મોટી શહેનશાહતો ગઈ છે ને...' કાળના ગર્તામાં?'

'હા.' શહેનશાહ જોઈ રહ્યો.

'તેવી આ પણ જશે ને વિજય-વાવટા રોળાઈ જશે આ ચીંગ શાસનના પણ. એ શાસન નથી, શિકાર છે. શિકારીઓ અંદર અંદર અને ચીન પર શિકાર ખેલે છે. સૌથી મોટો

'શિકારી શહેનશાહ બને છે અને તેનો દરેક અફસર જનતા પર શહેનશાહતનો શિકાર ખેલે છે.'

'પણ તારે શું દુઃખ છે?'

'મારે શું સુખ છે એમ પૂછ્યું હોત તો ઠીક હતું. મારી સ્ત્રી દુકાળમાં મરણ પામી પછી મારી જુવાન દીકરીને મેં જાતે વેચી દીધી અને મારા એકના એક છોકરાને અહીંનો હાકેમ ગુલામ તરીકે ઉપાડી ગયો. મારા બાપદાદાનાં જ્યાં ખાતર વેરાયાં છે તે મારું ખેતર વેરાન પડ્યું છે અને હું મારા છેલ્લા દિવસો પર બેસીને આ રસ્તા પરથી સૌને સંભળાવું છું કે...'

'પણ પણ વૃદ્ધ...' શહેનશાહ બૂમ પાડી ઊઠ્યો, 'હું તારું બધું પાછું અપાવું...હું. હાકેમને તું કહે તે શિક્ષા કરાવું...તું તારું ગામનું નામ બોલ...'

'હાન...ચીન' વૃદ્ધ ખડખડાટ હસ્યો, 'એ બંને એક હતા હાન અને ચીન...મને પાછું શું અપાવી શકશો? માગ ગયેલા દિવસો...મારી મરેલી સ્ત્રી...વેચાયલી દીકરી અને...ને ગામેગામ મારા જેવાં જ વૃદ્ધ કલેવરો...હું તો અનેકોમાંનો એક છું અને આપણી કચડાતી ધરતી સૂંઘતો વાટેઘાટે બેસું છું.'

અને શહેનશાહ શિકારી લગામ ખેંચીને પાછો પાટનગર પહોંચ્યો. એણે ગરીબોની રાહતના કાયદા ઘડવા મહાપંડિતો અને વિદ્વાનોને એકઠા કર્યા.

'તમે પણ તમારા પોપ શહેનશાહના નામમાં ચીન પર ચીની માનવતા પર શિકાર ખેલવા જ આવ્યા છો' એ ભયાનક બરાડી ઊઠ્યો. 'એકલા બૌદ્ધ ભિખ્ખુઓ વિના પરદેશી આવેલાઓ મારી ધરતી પર કોઈ રહે નહિ.' એણે ફરમાન કાઢ્યું.

અને પગત ચીન પર શિકાર કરવાનાં પાણી છાંટવા આવેલા

ઈસાઈ પાદરીઓ ચીનમાંથી દેશનિકાલ થયા પાદરીઓનાં થાણાં-ઓમાં નિશાળો, દવાખાનાં અને પાઠશાળાઓ ઊપડી ગયાં.

ત્યારે ફ્રાન્સમાં લુઈ ચૌદમો ચીની શહેનશાહ હી-ના આ પગલાથી છંછેડાઈ ઊઠયો ત્યારે રેશિયાના ઝાર પિટરે ચીનના આ શહેનશાહ સામે વિરોધ નોંધાવ્યો.

અને એ શહેનશાહે પોપ નામના શહેનશાહ જેવા ધર્મ-વડાને કહાવી મોકલ્યું: 'અમે સંઘને શરણ જઈએ છીએ...તમે શયતાનને શરણે જઈ ને બીજા દેશો પર વેપારી અને લશ્કરી થાણાં જમાવવા પાદરીઓને મોકલો છો. આજે અમારી સરહદો પર જેંઘીસખાન જેવાના વંશજો સંઘનુ શરણ સ્વીકારીને ચીન અને હિંદની ભયાનક સરહદોના વિકરાળ રણો અને વેરાનો પર તથા મોંગોલ પ્રદેશો પર ભિખ્ખુઓ બનીને ફરે છે.'

અને પછી શહેનશાહ હી મરણ પામ્યો ત્યારે સત્તરમો સૈકો અરધો વીતી ગયો હતો અને પશ્ચિમના સાગરની ક્ષિતિજમાંથી જહાજો ચીનના બંદરો તરફ ધસતાં હતા.

ચીનની શહેનશાહત એ 'પશ્ચિમના શયતાનો' તરફ ધિક્કાર બોલતી એમની નવી જાતની બંદૂકો અને તોપોના અવાજોની દારુણ કથાઓ સાંભળી રહેતી હતી.

એટલે એ 'શાહીવાદી શયતાનો' માટે ચીની સરકાર ચીનની દક્ષિણના એકલા કેન્ટન બંદરે જ ઊતરવાનો કાયદો ઘડતી હતી. કેન્ટન બંદરથી ઊતરીને કેન્ટનમાં પેસવાની કે નદીને કિનારે ચીનની અંદર જવાની એમને મનાઈ હતી એ 'હેવાનો' માટે બંદર પર જ રહેવાના ખાસ મકાનો બનાવવામા આવ્યાં હતાં. એ મકાનોનુ નામ 'હોંગ' હતુ. હોંગ મકાનોમાં જઈ વેપાર કરવા માટે ચીની વેપારીઓની એક ખાસ મંડળી નીમવામાં આવી હતી.

એ હોંગ મકાનો પરથી ઇંગ્લેંડ, ફ્રાન્સ, હોલેન્ડ, સ્વીડન, ઓસ્ટ્રીયા તથા સ્પેનના વાવટા ઊડતા હતા.

ત્યારે શહેનશાહ કીન્નો પૌત્ર લુંગ ચીનનો શહેનશાહ હતો.

ત્યારે અમેરિકન વેપારીઓ અને જમીનદારો ઇંગ્લેંડના વેપારીઓ સામે યુદ્ધ લડતા હતા અને અમેરિકાની આઝાદીનું તહનામું લખતા હતા.

અને આઝાદીના પહેલા પગલા તરીકે જાહેર કરતા હતા કે ચીન દેશ સાથે વેપાર ખેડવા અમે પણ સ્વતંત્ર રીતે જઈએ છીએ.

અને પછી એ લોકો પોતાની નફાખોર જાતને નવાલોક તરીકે ઓળખાવતા, પોતાના ગુલામો પાસે વહાણો હંકાવતા, લાલધોળા રંગની પટ્ટીઓમાં તારાઓ ચીતરેલા વાવટા ફરકાવતા કેન્ટન બંદર પરના પોતાના હોંગ પર પહોંચતા હતા.

એ બધા ' શાહીવાદી હેવાનો ' હોગમાં ઊતરતા હતા. હોંગની બારીઓમાંથી ઊકાતા દીવાલો પાછળના કેન્ટન નગરમાં શું હશે...કેવું હશે તેની કલ્પનાઓ કરતા અંદર પેસવાની ઇચ્છા કરતા હતા. પણ એ લોકને હોંગને ફરતી શેરીઓને વટાવીને અંદર પેસવાની મનાઈ હતી.

એવા હોંગના વસવાટમાં યુરોપની ઈસ્ટ ઇન્ડિયા કંપનીઓના વાસ હતા. એ આવાસમાં નશા કરીને સાહસિકો નાચતા હતા. એમાં કોઈપણ ચીની સ્ત્રી નોકરી કરવા જઈ શકતી નહિ. એ વાસમાં યુરોપના રાજાઓની અને અમેરિકી પ્રમુખની છબીઓ લટકતી હતી.

કેન્ટન નગરનાં નરનારીઓ પોતાને દેશથી ચાનાં જહાજો ભરીને લઈ જતા, રેશમનાં કાપડ લઈ જતા એ જંગલીઓનાં હોંગ તરફ દૂરથી દેખતાં હસતાં હતાં અને એમનાં ડચ જહાજો-માંથી જાવા અને સુમાત્રાથી લૂંટી લવાયેલા મસાલા અને

અમેરિકાથી આવતાં 'ફર' ખરીદતાં હતાં. અને હિંદ દેશને ગુલામ બનાવી હિંદનાં વતનીઓ પાસે વેઠ કરાવી ઉગાડેલાં અફીણ લઈને અંગ્રેજ વેપારીઓ પણ આવી પહોંચ્યા હતા તથા ચીની લોકને એ ઝેરના કસુંબા પીવાની તથા ચલમ ફૂંકવાની ટેવ પાડતા હતા.

ચીની લોક આ પરદેશી શયતાનોની પકડમાં સપડાતા હતા. એ શયતાનોમાંથી અંગ્રેજ જમાતને ચીની લોકો 'લાલમથાળા ડેવિલ' તરીકે તથા ડચને 'હોલન ડેવિલ' અને અમેરિકનોને 'ફ્લાવરી ફ્લેગ ડેવિલ' તરીકે ઓળખતા હતા; અને ચીની સરકારી હેવાલોમાં એમનો ઉલ્લેખ 'બહારના બર્બરો' તરીકે થતો હતો.

એ બધા જ બર્બરોને ચીની પાટનગર કેન્ટનની દીવાલની અંદર પેસવાની મનાઈ હતી

અને એ સામે બહારના તમામ બર્બરોનો વિરોધ હતો. એ બધા કહ્યા જ કરતા હતા કે અમારે માટે તમારાં તમામ નગરોમાં પેસવાનાં કમાડ ખોલી નાખો, અને અમને બર્બર કહેવાનું બંધ કરો.

અને પીપીંગ (પેકીંગ) નગરમાં રહેતા ચીની શહેનશાહ સાથે સંબંધ બાંધવા યુરોપના શહેનશાહોએ પોતાના પ્રતિનિધિઓને નજરાણાં લઈને મોકલવા માંડ્યા.

એવાં નજરાણાં ધરીને એ પરદેશી મંડળીઓ આંખો નીચી ઢાળીને ચીની શહેનશાહ સામે ઊભી અને ગોઠણભેર થઈને જમીન પર માથું અડાડીને, ત્રણ ત્રણ વાર મુજરા ભરીને પોતાની માગણીઓ મૂકી રહી.

અને ૧૭૯૨માં શહેનશાહ લુંગને મુજરો કરવા અંગ્રેજ રાજા જ્યોર્જ ત્રીજાનો કાફલો પીપીંગના ટીન-સીન બંદર પર લંગારાયો. ચીની શહેનશાહે એમનાં બહુમાન કર્યાં. શહેનશાહને

પછી અંગ્રેજી એલચીએ મુજરા ભર્યા અને ૮૩ વરસના વૃદ્ધ ચીની શહેનશાહે અરસપરસનું કલ્યાણ અને શાંતિની દુવા દીધી અને આખા કાફલાના એકેએક ખલાસીને પણ ભેટો મોકલાવી. અને અંગ્રેજી રાજાને કહેવડાવ્યું:

'આપને માટે કેન્ટન સિવાયનાં બીજાં બંદરો ખુલ્લાં મૂકવા-ની આપની વિનતીનો ઇન્કાર કરવામાં આવે છે. અમારા દેશમાં તમારા ધર્મનો ઉપદેશ કરવા દેવાની તમારી વિનંતીને પણ અયોગ્ય ગણીને પાછી ઠેલવામાં આવે છે; કારણકે અમારા દેશના કરોડો લોકો જીવનવ્યવહારનાં કદાપણ અમારા મહાનુભાવો પાસેથી શીખ્યા છે. અમારે તે વસ્તુ તમારી પાસેથી શીખવાની જરૂર નથી'

અને લાલમયાળા ધર્મરાજનો અંગ્રેજી બાદશાહ છેડાઈ પડ્યો. એમના વેપારી કાફલાઓએ ચીન દેશ પરનાં તમામ બંદરો ખુલ્લાં કરવાની, ચીની સરકારના પાટનગરમાં પોતાની કોઠી રાખવાની, ચીની વેપારીઓની નિમાયલી મંડળી સાથે જ વેપાર કરવાને બદલે મુક્ત વેપાર કરવાની, પોતાની અદાલતો સ્થાપવાની તથા પોતાના કોઈ પણ ધર્મરતો ન્યાય ચીની અદાલત ન કરે તેની તથા આખા ચીનને વધારે ને વધારે અફીણનાં ઝેર પાવાની સગવડો મેળવવાની તજવીજો શરૂ કરી દીધી.

## ૫

## અફીણનાં ઝેર ઘોળતા જલ્લાદો



૧૮૩૩ની સાલ હતી. ચીન પર વેપાર કરવાના વધુ પરવાના લેવા અંગ્રેજી શહેનશાહતનો હાકેમ લૉર્ડ નેપિયર કેન્ટન બંદરે પહોંચ્યો ત્યારે રાત અંધરાતી હતી. અંધારી રાતનો એ ઓળો ચીન પર અફીણનાં ઝેરના વેપાર ખેડવાના નવા પરવાના માગવા આવ્યો હતો.

'તમે રાતોરાત ઊપડી જાવ નહિ તો તમારુ શયતાની માથું ઉતારી લેવામાં આવશે.' કેન્ટનની ચીની સરકારના વડાએ આ લાલમપાળને ફરમાન મોકલ્યું.

'પણ કંઈ કારણ!' એ સતો થવા ઊંચો થઈ ગયો.

'કારણ! કારણ તમે નીચ છો...તમે અમારા લાખો લોકને અફીણનાં ઝેર પાયાં છે...સૂરજ ઊગે તે પહેલાં અહીંથી પરવારી જાવ.'

અને નેપિયર મધરાતે જ પાછો ભાગ્યો અને મકાઓ પહોંચ્યો. મકાઓ પહોંચેલો એ અંગ્રેજ એની બિમાર પથારીમાં સળવળતો હતો. એની આંખ સામે અફીણનાં ઝેર પીને મરણ જેવા જીવનમા સળવળતા ચીની આકારો એની મરણપથારી પરથી જાણે એના કાનમા ચિત્કાર કરતા હતા, 'તું...તમારી આખી વેપારી જાત શયતાનં છે.'

અને શયતાનિયતનો એ સોદાગર ૧૮૩૪ના ઓક્ટોબરના ૧૧મા દિવસે મરણ પામ્યો.

પણ એવા તો એ ઓલાદમાં અનેક પાક્યા હતા નેપિયરના પડછાયામાંથી ઘડાયો હોય એવો એક કેપ્ટન ઇલિયટ આવ્યો અને કેન્ટનના દરિયા પર અફીણના જહાજને લંગરાવી રહ્યો.

ત્યારે ચીની સરકારના કેન્ટનના વડા લીને અંગ્રેજી અફીણના કોઠારના મુલાકાત લીધી. અફીણનો સોદો કરતા ચીની વેપારીઓની ધડપકડ કરીને તેમને ઠાર કર્યા.

અફીણ ઘોળતા અંગ્રેજી જહાદને એણે એક તહોમતનામું આપ્યું. એણે અંગ્રેજી અફીણ-કોઠારની આસપાસ ચોકી-પહેરા ગોઠવી દીધા. એણે અંગ્રેજી અફીણની ૨૦૨૮૩ પેટીઓ ખરીદી લીધી અને એ તમામ પેટીઓનો નાશ કર્યો.

અને લીન ઉતાવળો મકાઓ પહોંચ્યો. મકાઓના ટાપુ પરની વલંદા ગોદીઓમાં પણ અંગ્રેજી જહાદો ચીનને પાવાનું અફીણ ભરીને બેઠા હતા. કેપ્ટન ઇલિયટ ત્યાં જઈને ભરાયો હતો. લીને આ શયતાનોની બોડ:પર છાપો માર્યો. અફીણ ઘોળતી ઇમારતોમાંથી ચીના વેપારીઓને ઠાર કરી દીધા. તમામ અફીણના જથ્થાનો નાશ કર્યો અને અફીણની બોડોને ધરાશાયી કરી નાખી.

છંછેડાયેલા વલંદા અને અંગ્રેજ જલ્લાદો કાળાં મોઢાં કરીને ભાગી ગયા

અને અંગ્રેજી જલ્લાદ ચીન પર યુદ્ધની નોબત વગાડી રહ્યો. અંગ્રેજી જહાજો ચીની લોકનો સંહાર કરવા નીકળી ચૂક્યાં કારણ કે ચીન અફીણનાં ઝેર પીવાની ના પાડતો હતો. ત્યારનો અંગ્રેજી પ્રધાન ગ્લેડસ્ટન આ પોતાની ઇન્સાનિયત જોતો શરમિંદો બનતો લવતો હતો. *

એવો અફીણસમ્રાટ, અંગ્રેજી જલ્લાદ ચીન પર લડવા આવતો હતો.

એ જલ્લાદી જોનબુલનાં જહાજ ચીનની કતલ કરવાનાં હથિયારોથી લદાયલાં હતાં એ જહાજ પરથી અફીણના ઝેરથી ચીન-લોકને મારી નાખવાનો ખાસ પરવાનો મેળવવાનો શોર કરતો અંગ્રેજી ચાંચિયો બેઠો હતો

એની મેલી મુરાદની છબી જોતો એ ચીન પર ચઢતો હતો. ચીની લોકને કસુંબા પાવા અને બીડીમાં ફૂંકવા એ અફીણ લાવતો હતો. એની દરેક ફૂંકે ચીની વિરાટની આંખો ઘેનતી હતી. એના એક વખત પીતાની સાથે એ ઝેર પીધા વિના ચાલતુ જ નહોતુ અને એ ઝેર એના પીનારાનું માથું ભમાવતુ ધીમે ધીમે લોહીમાંસ સૂકવી નાખતુ મરણ લાવતુ હતુ.

અંગ્રેજી જલ્લાદ ચીની લોકને એવું હાડપિંજર બનાવી નાખવાનો પરવાનો મેળવવા ચીન પર આવી પહોંચ્યો અને અંગ્રેજી બ્યુગલે અફીણસમ્રાટનું આવાહન વગાડતાં ચીસો પાડી જોયાં.

ચીની સરકારની કારવાઈ કંપી ઊઠી. એ જ કારવાઈએ

---

* "A war more unjust, a war more calculated to cover my country with permanent disgrace I do not know and have not heard of."

૧૮૦૦ની સાલમાં અફીણના વેપારને ગેરકાયદેસર કર્યો હતો. એ કારવાહીએ ૧૮૩૩માં એ ગલીચ વેપાર સામે પગલાં લીધાં હતાં. આજે હિંદનાં વેઠિયાં પાસે ચીની લોકસંહારનું એ ઝેર ઉગાડાવીને તેની ચાળીસ હજાર પેટીઓ ભરીને સંગ્રામ ખેડવા અંગ્રેજી ડાકુ આવી પહોંચ્યો હતો.

'અફીણનો નાશ હો...' બોલતા એક ચીની મજૂરે કેન્ટન-ની અંગ્રેજી કોઠીમાથી એક અફીણપેટીને પાણીમાં હડસેલી દીધી. અને અંગ્રેજી બંદૂકની નિશાનબાજીએ એ ચીની દીકરાને વીંધી નાખ્યો.

'અમારા ચીની મજદૂરનું ખૂન કરનાર ખૂનીનો ન્યાય તોળવા અમને અંગ્રેજી ખૂની સોંપી દો.' ચીની સરકારે કાસદ મોકલ્યો.

અને અંગ્રેજી જલ્લાદ ફિટકારભર્યું હસી ઊઠયો. અને ચીની સરકારના ચાર જહાજો અંગ્રેજી ખૂનીનો કબજો લેવા અંગ્રેજી હોંગ પાસે આવ્યાં

પાછી અંગ્રેજી તોપો બરાડી ઊઠી. ચીની સરકારની ચારે હોડીઓ ડૂબી ગઈ.

એવો અફીણસંગ્રામ ચીનના બંદર પર ખુલ્લો મુકાયો.

અંગ્રેજી યુદ્ધ-જહાજોએ કેન્ટન અને યાંગઝી નદી વચ્ચેનાં તમામ બંદર પર ગોલંદાજી શરૂ કરી. એક પછી એક તમામ બંદરો અંગ્રેજી જલ્લાદે જીતી લીધાં. યાંગઝી નદી અને ગ્રાન્ડ કેનાલના સંગમ પરનું ચીંકીઆંગ પણ પડ્યું.

અને ચીંકીઆંગ પરથી વિકરાળ બનીને અંગ્રેજી પશુ દક્ષિણ ચીનના પાટનગર નાનકીંગ પર ચડયો.

નાનકીંગ પડ્યું.

નાનકીંગ નગર પર જૂના ચીનનો પરાજય થયો. નાનકીંગ નગર પર ચીની પરાજયની અપમાનિત છબી અંકિત થઈ. નાનકીંગ નગર પરનો જૈનશુદ્ર ચીની જનતાનો સંહાર કરવાનો

પરવાનો લખવા હારેલા ચીનને પોતાના યુદ્ધ-જહાજ પર બોલાવતો હતો.

અને હારેલો ચીન અપમાન અને આપઘાતના તહનામા પર મતું મારતો હતો.

'પણ તમે અમને મારી નાખવાનાં ઝેરનો વેપાર કરવાનો વેપાર...' ચીની કલેવરનો હાથ કંપી ઊઠતો કરગરતો હતો.

અને ચીનના પહેલા કલેવર પર મુસ્તાક ડોલતો અંગ્રેજી મારો કહેતો હતો: 'પણ તમે સમજતા નથી...અમે અફીણ લાવીને નહિ વેચીએ તો બીજા વેચશે...તો પછી અમે શા ખોટા છીએ!'

'પણ અમારાં જીવન!'

અને ચીની કલેવરને પોતાના પલ્લામાં જોખતો અંગ્રેજી પણ અટ્ટહાસ્ય કરતો હતો.

ચીની જીવન પર યાતના ઉતારતો પણ કચડતો ચાલતો હતો ચીની આણ એની પછાત જીવનની ઘટમાળમાં પરાધીન બનતો સ્વિકાર કરતો હતો. પરાજય પામેલો ચીની હાથ ગુલામ બનીને સહી કરતો હતો કે:

'અંગ્રેજી સરકારને અફીણના નાશને અને યુદ્ધને અંગે થયેલી નુકસાની બદલ ચીન, ૨૧,૦૦૦,૦૦૦ ડૉલર ભરપાઈ કરશે તથા અમોય, ફૂચો, નિંગપો, શાંગહાઈ અને કેન્ટન બંદરો અંગ્રેજી વેપાર માટે સદંતર ખુલ્લાં મૂકવામાં આવશે, હોંગકોંગનો ટાપુ અંગ્રેજને સોંપવામાં આવશે અને અંગ્રેજી વસાહતોમાં અંગ્રેજી અદાલતો જ ન્યાય ફરમાવશે.'

એવાં ચીનનાં કમાડ અંગ્રેજી અફીણ માટે ખૂલી ગયાં.

અને ચીની શહેનશાહ પોતાના મહાન પ્રદેશમાં પેસતા ઝેરના રેલાઓ દેખતો કંપી ઊઠ્યો. એ અપમાનમાં કચડાતો ઝાંખી બનતી નજર સંકેલતો બોલતો હતો: 'અને હું...આ

લોભી અને ધૂર્ત પશુઓને ભાગ લોકના લોહીમાંથી દોલત ઘડતા અટકાવી નથી શકતો.

'પણ મારો લોક...ચીન–લોક એ સહન નથી કરી લેવાનો.' શહેનશાહ આપત–કાળમાં એના લોકને પહેલીવાર યાદ કરતો હતો.

અને ચીની લોક સૈકાઓનાં કમભાગ્યોની જૂની યાદની ઊંઘના નશા નીચે સળવળતો આ કારી ઘાની વેદના નીચે ઊઠતો હતો.

અને વિકરાળ બનતો વિગટ ચીની શહેનશાહતને પણ હચમચાવી નાખતો શાહીવાદી ચાંચિયાઓને પોતાના પુણ્યપ્રકોપનો પહેલો પડકાર સંભળાવતો હતો

## ૬

# ટીપીંગ બળવો

એમ યુરોપનો શાહીવાદી હાથો ચીન દેશ પરનાં જુગજૂનાં કમાડ ખખડાવતો અને એક જ ધક્કે તેમને મુક્ત વેપાર માટે ખોલી નાખતો ચીનના જરી પુરાણા કોટકિલ્લા કેવા માટીના બની ગયા હતા તે પુરવાર કરતો હતો.

અને ચીની જનતાને અફીણ પાવાના પોતાના સુધરેલા હક્કને સાબિત કરતો હતો.

ચીન દેશ ઝબકીને જાગી ઊઠયો અને મંચુ શહેનશાહત તથા શાહીવાદી દુશ્મનો સામે કોપી ઊઠયો.

ખેડે તેની જમીન હો–નો યુદ્ધનાદ ચીની કિસાનોમાં ગાજતો થયો. મંચુ શહેનશાહતનો નાશ મગાયો. યુરોપમાં કિસાન–વિગ્રહોએ જે માગ રજૂ કરી હતી તે માગણી ચીની ધરતી પર હથિયાર ધરીને ઘરબાર નીકળી.

અને મંચુ સરકારને હરાવનાર શાહીવાદીઓ પડતી શહેન-શાહતની વહારે દોડતા આવ્યા.

ચીની જનતાનાં શોષણ પર સરજાયેલા શાંગહાઈના શ્રીમંતો અને શાહીવાદી ચીની ખાંધિયાઓએ ટીપીંગ બળવાખોરોનો સંહાર કરવા લશ્કર જમાવ્યું.

એ લશ્કરની સરદારી કરવા અને દોરવણી કરવા અંગ્રેજ–અમેરિકી શાહીવાદી સ્વયંસેવક બનીને આવી પહોંચ્યો.

ક્વાનટુંગ ઈલાકામાં એક હુંગ–શુઈ–સુન નામના આદમીને સત ચડતું હતું અને મન થતું હતું કે પોતે મેશીઆ છે અને ચીન પર ચાલતી મંચુ સરકારની હેવાનિયતનો સામનો કરવા પોતે જનમ્યો છે.

અને સામનો કર્યો પછી!

પછી એના મગજમાં નવી રચનાને, સારી રચનાને ચીન પર ઉતારવાનો ખ્યાલ હતો, એ ખ્યાલે એને ઊભો કર્યો હતો. એ ખ્યાલની આસપાસે એને અનુયાયીઓ મળતા હતા.

એ અનુયાયીઓની સામે એ ભાવિમાં ગૂઢ વાતો જોતો હોય તેમ ઊભો રહેતો પણ આજે જ કરવાની વ્યવહારુ વાત બોલતો હતો ભગવાનનું નામ જાણતો હતો, સદાચાર ન્યાય મેળવવામાં છે એમ સમજાવતો હતો, જગત પર–ચીન પર ઈશ્વરી સમાજ ઉતારવા લડવુ પડશે, ચીન પર ચરતા મંચુ નામના પશુરાજને ઉખેડી નાખવું પડશે એમ એ કહેતો હતો.

અને મેશીઆએ મચાવેલી ધૂનમાં આસપાસનાં દુખીઓ અને ભૂખ્યાં કિસાનો પોતાનાં સીધાંસાદાં હથિયાર ધરતાં એકઠાં થતાં હતાં અને અરેરાટી ઉપજાવતાં જાહેર કરતાં હતાં કે:

'અમે ભૂખ્યા છીએ. કારણકે મંચુ સરકાર નિર્દય બની છે. પ્રલયો અને દુષ્કાળોમાં પણ એના અમલદાર પશુઓ લોકને પીડે છે, લૂટે છે અને દરેક રસ્તે ચીની સ્ત્રી–પુરુષો કકળાટ કરે, રડે છે, મરે છે... એવા પીડક પશુઓની સરકાર બની છે. એવી સરકારમાં થોડાક હજાર જુલમીઓ જ ગોઠવાઈ ગયા છે અને અમે તો કરોડો છીએ...

'અમે કરોડોએ એ હજારોની શોષણીને–સરકારને ફેંકી નાખવાનો નિરધાર કર્યો છે, માથાં ઊંચક્યાં છે, હથિયાર સજ્યાં

છે, અમે સળગી જઈને પ્રકાશ બન્યાં છીએ અને અંધારાનો પ્રતિકાર કરીએ છીએ.

'અમારે નવો સમાજ બાંધવો છે, જેમાં ન્યાય હોય, જેમાં બળવાન નબળાંને પીડે નહિ, 'જેમાં જાણકારો અણુજાણુને શોષે નહિ અને જેમાં બહાદુરો બીકણુને દબાવે નહિ...'

હુંગ–શુઈ–સુન એ બધી જાહેરાતનો મેશીઆ બનીને ઈસુના નામનો જાપ જપતો પોતાને ઈસુનો સાચો અનુયાયી કહેવડાવતો જનતાંનો જગ રચતો ઘૂમતો હતો. અને એ નવો સંઘ નવી સમાજરચનાની વિગતો રચતો કહેતો હતો કે 'સમાજની ધનદોલત જરૂર પ્રમાણે સરખે ભાગે વહેંચવામાં આવશે, ખેડે તેની જ જમીન બનશે, અને બીજી જંગમ મિલકતો સમાજની લેખાશે. વિજ્ઞાનની રીતોથી સંકટો અને દુઃખોનો સામનો થશે, દુકાળ સામે લડત મંડાશે અને એકેએક ચીની નરનારી અને બાળકને પૂરતાં રોટલી, રહેઠાણ અને આરામ આપવાને નવી રચનાની નીતિમાન સરકાર બંધાશે.'

એ જેહાદી સંઘ ટીપીંગોનો સંઘ કહેવાયો અને એ જેહાદ ટીપીંગ બળવાને નામે શરૂ થઈ ગઈ. બળવાના મેશીઆ સામે ચીનને કિનારે પાથરણાં પાથરીને પડેલી ઈસાઈ મંડળીઓએ આ નવી જામેલી ઈસાઈ હિલચાલને કચડી નાખવા માટે મંચુ સરકારને મદદનાં કહેણ મોકલવા માંડ્યાં.

૧૮૫૩માં ટીપીંગ સેનાએ નાનકીંગ નગર લીધું અને તેને પોતાનું પાટનગર બનાવ્યું. પછી નાનકીંગમાંથી ટીપીંગ લશ્કરોએ ઉત્તર પર ચઢાઈ કરી. ટીપીંગ સેના ઉત્તર પ્રદેશને જીતતી પીપીંગ નગર પર પહોંચી પણ ત્યાં આગળથી તેના બહાદુર સરદાર સુંગ વાંગને યાંગઝી સુધી પાછા હટી જવું પડ્યું.

સાત સાત વરસ સુધી ચીની જનતાની બનેલી ટીપીંગ

ફોજ લડી, જીતી, અનેક અથડામણોમાં પડી, ને નાનકીંગ પર લોકસત્તાનો વાવટો ફરકતો રાખી મચુ સરકારની સામેસામ ઝઝૂમતી ઊભી.

પછી ૧૮૬૦મા મચુ સરકારે અને તેના ખાંધિયાઓએ ટીપીંગોને કચડી નાખવા ચીનને ખાઈ જવા પડેલા યુરોપ-અમેરિકાના શાહીવાદના મારાઓની મદદ લેવાનું નક્કી કર્યું. શાંઘહાઈમા પોલી ચીની માલિકોની જમાત હવે સાગવળી ઊઠી, સરકાર સફાળી બની અને ચીન પર આવી પડેલી યુરોપ અમેરિકાની શાહીવાદી જમાતોને ચીની જનતાનુ ખૂન કરવાના બદલામાં ચીન પર વેપાર કરવાના ખાસ હક્કો લખી આપવા માંડ્યા.

મેક્સીકોથી એક વોર્ડ નામનો અમેરિકન સાહસિક ચીન આવી પહોચ્યો એની પાસે પરદેશમા લૂટફાટ ને અત્યાચારોની લાલચવાળા ગુડાઓનુ એક લશ્કર હતુ શાંગહાઈના ઐનરોએ એને પૈસા આપ્યા, હથિયાર આપ્યાં અને ચીની જનતા પર છૂટો મૂક્યો

પણ નીંગપો પર ચઢાઈ કરતા અમેરિકન વોર્ડ કપાઈ મૂવો પણ એના ગુડાઓની સેના જેવી ને તેવી મોજૂદ હતી. એ સેનાની સરદારી લેવા (મહાત્મા) કર્નલ ગોરડન આવી પહોંચ્યો અને ચીની જનતા પર ચૂકી પડ્યો. મચુ સરકારે એ બહારથીના ગુંડાઓને હમેશા વીજળી–લશ્કર એવુ બિરુદ આપ્યું.

પછી ચીની જનતાને હલાલ કરતાં મરણ પામેલા વોર્ડને સુંકીંગમા લાવીને દફનાવવામાં આવ્યો અને તેની મેલી માટી પર મંચુ સરકારના ખર્ચે એક દેવળ ચણાવવામા આવ્યુ. ત્યાંના અમેરિકન ૨૫૬ સમાજની મડળી દર વરસે એ મદિરમાં એક દિવસ વોર્ડના માનમા ભેગી થઈને પ્રાર્થના કરે છે અને વોર્ડ નામના પોતાના શયતાનને ઈસુનો બેટો કરાવી માનવતાનો ઉપદેશ કરે છે.

પર્ણું વોર્ડની જગાએ આવેલા ગોરડને પેકીંગ સરકાર માટે એક પછી બીજી હલાલખોરી ચાલુ રાખી અને સોકો ટીપીંગ સેનાના હાથમાંથી પડ્યુ. ટીપીંગ કેદીઓ અને તેમના સહાયકો મળીને ત્રીસહજારને કર્નલ ગોરડને સોકોની આસપાસ તરવાર પર કાપી નાખ્યા. પછી પરદેશી મૂડીવાદનો સંત સરદાર ગોરડન હેંગશો પર ચઢ્યો અને એક મુલ/નામનો પાદરી વર્ણન કરે છે કે ત્યાં એણે સિત્તેર હજારને પકડી પકડીને કાપી નાખ્યા. હેંગશોનો એકેએક રસ્તો લોહીના ખાબડાથી ઉભેરાયો અને સેકડો સ્ત્રીઓએ એ મહાત્માના ગુંડાના અત્યાચારોમાંથી બચવા પાણીમાં પડીને આત્મઘાત કર્યો હેંગશોના પાણી પર લોહીની છારી પથરાઈ હતી, સેંકડો ચોટલાઓ તરતા હતા, હેંગશોના રસ્તા પર માથાં ફરતાં હતાં, શબ સૂતા હતા

મચુ સરકાર સામેનું તોફાન દાબી દેવા સુધરેલા મારા મસ્ત ફરતા હતા

એમ કર્નલ ગોરડન મચુ સરકારના લશ્કરો દોરતો આગળ વધતો હતો. ટીહુ સરોવરની દક્ષિણે લીઆગ લીધા પછી દશ હજાર ટીપીંગોને એણે ઘેરી લીધા અને કેદ પકડ્યા તેમાંથી નાના છોકરાઓ તથા ઘરડા મગીને ચાર હજાર જેટલાઓને નાગા કરીને છૂટા મૂકવામા આવ્યા અને છ હજારને વધેરી નાખી તેમના અંગોના કટકા કરવામા આવ્યા.

ટીપીંગ બળવાને, એના આગેવાનોને, ચીનની નવરચના કરવાના તેમના સકાયક નિરધારને અને ચીન પર નવી ઘટના ઘડવા જૂના ને ખખડી ગયેલા મચુ સરકારના અમલને ઉખેડી નાખવા માટેના તેમના બળવાને એક અંગ્રેજ જુવાન પિછાણી શક્યો. ટીપીંગ બળવામાં જોડાયલી એક ચીની છોકરીએ એને ટીપીંગ બળવામાં ખેંચ્યો હતો.

એણે એની ચીની સખી સાથે બળવાખોર સેનામાં જોડાઈને કામ કર્યું, એ જેહાદના આગેવાનોની મહાન બુદ્ધિમતાને પિછાણી, અને નવા ચીનના સર્જનના એ રાષ્ટ્રીય ઉછાળાનો ઇતિહાસ લખ્યો.

પણ અંગ્રેજ ને અમેરિકન માલિકશાહીની જ મદદથી મંચુ સરકારે ટીપીંગોની સેનાઓને ઘેરી લીધી, કેદ પકડી, એક સાથે હજારોની સંખ્યામાં ગોરડનની સરદારી નીચે કત્લે કરી.

ટીપીંગ બગીચો ઝૂમતો હતો ત્યારે ત્રીસ લાખ જેટલાં ચિનાઈ શરીરો બળવામાં કપાઈ જઈ ચીની ધરતી પર છવાયલાં સુસવતાં હતાં.

શાહીવાદી પાદરીઓની અંજલી પીને ઇસાઈ સરદાર જનરલ ગોરડન અંગ્રેજ અને ફ્રેંચ ફોજ લઈને બળવાની ફોજ પર તૂટી પડ્યો. શાહીવાદી સમશેર ચિનાઈ જનતા પર ધોળે દહાડે ફેરવાઈ ગઈ. સાદાં હથિયારોવાળી ટીપીંગ સેના શાહીવાદી યંત્રો આગળ કપાઈ જવા લાગી. આ ધર્મયુદ્ધમાં શાહીવાદે મંચુ સરકાર તરફથી એ ચિનાઈ મારાઓને આગળ કર્યા. એક ચિનાઈ હકગતી હિતોનો આગેવાન સેંગ-કુ-ફાન હતો અને બીજો આંધિયાઓનો આગેવાન લી-હૂંગ-ચાંગ હતો.

ઇ. સ. ૧૮૬૪માં ટીપીંગ હિલચાલને શાહીવાદી મારાઓએ છેદી નાખી. ટીપીંગ બળવાના છૂટીછવાયેલા આગેવાનો બહારવટે નીકળ્યા, ને બીજા રખડતા થયા. લોકસમુદાયનાં હાડપિંજર પર શાહીવાદી જલ્લાદે મંચુ સરકારના પૂતળાને ફરી વાર બેસાડ્યું. શાહીવાદી જલ્લાદે ઔદ્યોગિક વિકાસ તરફ વ્યવસ્થિત બનવાના ચિનાઈ ઉછાળાને દાબી દઈ ચીનના વિકાસ પર છરી ફેરવી. ટીપીંગ બળવાને કચડી નાખી પરદેશી શાહીવાદો અનેક ખંજરોની જેમ ચિનાઈ ગરદનમાં ભોંકાઈ ગયાં.

ટીપીંગ બળવાએ સાત સાત વરસ સુધી ચીની પ્રદેશ પર (ટીન-કુઓ) શાંતિનું રાજ સ્થાપવા લોકબલિદાન દીધા કર્યાં અને ચીની ધરતી પર ત્રણુ લડાયક સૂત્રો કોતરી કાઢ્યાં. એક મંચુ શહેનશાહતનો નાશ, બીજું રજવાડી રચનામાં ક્રાન્તિ તથા શાહીવાદ સામે સતત્ સંગ્રામ.

અને શાહીવાદીઓની મદદે ટીપીંગ બળવાને કચડી નાખ્યો. અને કચડી નાખીને ફરી વાર ચીન પર નુકસાની રકમનો ગંજ ખડકાયો. ફરી વાર શાહીવાદી યુદ્ધજહાજોએ ચીની પ્રદેશ પડાવવા માંડયા. ઈંગ્લેંડ અને ફ્રાન્સના શાહીવાદે લોહીલુહાણ પડેલા ચીન પર નવા કરારો લાદી દીધા. રશિયાના ઝારે પોતાની સરહદો મોંગોલિયા અને મંચુરિયા તરફ ધકેલવા માંડી. પોતાને ઘેર આઝાદીનું તકનામુ લખીને ચીન પર ત્રાટકી પડેલું અમરિકી સ્વરાજ જોન-હે નામના પોતાના આડતિયાને ચીન સાથે ખુલ્લાં કમાડ રાખવાનો પોતા સાથેનો મુક્ત વેપારનો કરાર કરવા મોકલતુ હતું.

અને એ એલ્ચિ પોતાની માલિક સરકાર આગે શાહીવાદને આગોટવાની નવી નજર પેશ કરતો કહેતો હતો:

'નામદારો, હું ચીન જાઉં છુ અને અમેરિકન સંસ્કૃતિના નામમા એશિયા ખંડના કરોડો મજૂરિયાઓના કમાડ અમેરિકા માટે ખોલી નાખવાનો છુ'

અને કેલેબ કુશીંગ નામનો અમરિકીએ શાહીવાદી પ્રાચીન રોમન માલિકોએ શોધેલી પરાધીન પ્રદેશોને કચડવા બીજા પ્રદેશ પર પોતાના પ્રદેશની પોતાને માટેની ન્યાય હકૂમત ચાલુ કરવાનો વાઘીઆ મુશમે કરાર કર્યો. ચીન પર શાહીતદે 'એક્સ્ટ્રા ટેરિટોરીઆલિટી'નો બેશરમ વાવટો ફરકાવ્યો.

અંગ્રેજી 'સંસ્કૃતિએ એવો જ કરાર નાનકીંગ મુકામે કર્યો હતો. અમરિકી શાહીવાદે એથી પણ વધારે ક્રૂર તહનામું વાંઘીઆ મુકામે કર્યું. એ કરારની ૨૧મી કલમ કહેતી હતી કે:

'અમેરિકાનાં કોઈ પણ નાગરિકો ચીનમાં ગુનો કરે તો તેમનો અમેરિકન કોનસલ અમરિકી કાનૂન પ્રમાણે ન્યાય કરશે.'

એમ ચીનની ધરતી પર ચીની શહેનશાહતનો અને ચીની સરકારનો નિષેધ થયો અને ચીન પર શાહીવાદીઓનો અમલ શરૂ થયો.

આ બધી લીલા દેખતો જાપાની બર્બર પણ ૧૮૯૪માં ચીન પર ચઢ્યો. પાયામાંથી સડી ગયેલી મંચુ શહેનશાહતે જાપાનને નુકસાની પેટે, ૩૦૦,૦૦૦,૦૦૦ ટેલ્સ સિક્કાઓ ભરપાઈ કરીને પાછો કાઢ્યો.

પાછો વળીને એ જંગી રકમમાંથી ચીન પર નવું આક્રમણ કરવાનો સાજ જાપાને ઉતાવળથી સજવા માંડ્યો.

એણે યરોપે બાંધ્યાં હતાં તેવાં કારખાનાં બાંધવા માંડ્યાં. એણે યરોપે બનાવ્યાં હતાં તેવાં મંત્રાયુધો બનાવવા માંડ્યાં અને પછી યરોપે પહેર્યો હતો તેવો પોશાક પહેરીને સાહેબ બનીને એણે ચીન પર ચઢવાનાં સમયપત્રક ઘડવા માંડ્યાં.

૭

# શહેનશાહતનું શમન

અંધારમહાર ચીની જનતા પર શોષકો બેસી ગયા. અંદર-ારથી ચીની જીવન પર સંહાર મચાવતા દુશ્મનો જાગી પડ્યા. ાનની અંદર સડેલી મંચુ સરકાર ચીની લોકને ચૂસતી હતી. ાનના એકેએક કમાઉ પર પરદેશી શાહીવાદ પોતાનાં લશ્કરો ને પોતાના પોલીસો સાથે પોતાને ફાવે તેમ વેપાર ખેડતો તાની અદાલત બાંધીને બેઠો હતો.

એ બધી કારવાહી સામે ટીપીંગો ઊઠ્યા અને મરી પરવાર્યા.

એ મરેલાંની માટી પર ચીની શાહીવાદી, ચીની ખાંધિયો, ોની વિશ્વદ્રોહ અને ચીની શહેનશાહનો અમલદાર અપમાન ાતરતી સંગીનો ધરતો હતો. એ બધાની ઠેકડી કરતી દીનદયા રતા યુરોપના પાદરીઓ આલેશાન મકાનોમાં આળોટતા હતા.

હજારો વરસ પહેલાંનો કન્ફ્યુશિયસ અને બે હજાર વરસ ાનો બુદ્ધ ચીની જીવનની વહાર કરી શકતા નહોતા. શાહીવાદી ાકુઓને પૂંઠે બંધાઈને આવેલા પાદરીઓ ચીની જીવનનો યાનક ઉપહાસ કરતા હતા. ચીનનું કેન્ટન બંદર હવે ધીકતો ાપાર કરતું ચીની જનતા પર વિકરાળ પડછાયો પાથરતું પડ્યું ાતું. કેન્ટનની આસપાસનાં ગામોમાં ટીપીંગોએ ગજવેલા બળવાના ાકાર જાણે હજુ ય ફરફરતા હતા.

* હું ય ટીપીંગ હતો......ટીપીંગો દેવના માણસ હતા

પણ તે હાર્યા અને મર્યા. આજેય આપણા ગામના પાદર પર તેમનાં હાડની કણિકાઓ વેરાયલી પડી છે.'

૧૮૬૬ની સાલમાં કેન્ટન પાસેના સુઈ હેંગ ગામમાં જન્મેલા એક ખેડૂતના જુવાન દીકરાને તેનો કાકો ગઈકાલે જ વીતી ગયેલી વાતની છબી દેખાડતો કહેતો હતો.

અને જુવાન ભત્રીજો અજબ બનીને જોઈ રહેતો, પૂછતો હતો: 'તમેય ટીપીંગ હતા, કાકા!'

'હા, ટીપીંગો તોફાનીઓ નહોતા, મારા જેવા ભલાભોળા ખેડૂતો હથિયાર ધરીને નીકળ્યા હતા અને ચાલીસ લાખ ચીન પર બેઠે તેની જમીનનો ગુણાનુવાદ ગજવતા હતા...એ તો કાળનાં પરિબળ પોતે જ પોતાનાં હથિયાર ધરી લે છે.'

'એ કાળના પરિબળ...પાછાં ક્યારેક આવશે ને કાકા.... અને ત્યારે હથિયાર પણ ધરી લેશે ને?' જુવાન કાકાની છબીમાં ક્રાન્તિનો શ્વાસ ખેંચતો પૂછતો હતો.

'હા, પણ ત્યારે હું...હું નહિ હોઉં, મારી હવે ઉમર થઈ ને!'

'પણ હું તો હોઈશ ને?'

'તું તો હોઈશ જ પણ...'

'શું?'

'આપણા દુશ્મનો ઘણા ક્રૂર હોય છે.'

અને પછી જુવાન ક્રાન્તિનું રટણ કરતો દવાઈમાં ભણવા ગયો અને ત્યાંથી પાછો આવીને ૧૮૮૩માં હોંગકોંગની ક્વીનસ કોલેજમાં જોડાયો. પણ હવે એના કાકા મરણ પામ્યા હતા અને હોનોલુલુથી એનો વેપારી ભાઈ એને મદદ કરતો હતો.

ભણીને જુવાને ડૉક્ટરની પદવી મેળવી તથા પોતાના ક્રાન્તિકારી ખ્યાલથી ડૉ. સુન ચીની જુવાનોનો માનીતો બન્યો.

એણે તરુણ ચીનને નિશાન સંભળાવ્યું: 'આપણે મચ્યું શહેન-શાહતનો નાશ કરી ચીનને પ્રજાસત્તાક બનાવવું છે.'

અને તરુણ ચીનમાં નવો નાદ જાગ્યો, 'શાંતિને તોડી નાખો'

ચીન પર બેઠેલા કનફ્યુશિયસે રચેલી હજારો વરસ જૂની વાડ તોડીને તરુણ ચીન ગર્જતો હતો. નિર્વાણ પાળવા સમાધિ લગાવેલો બુદ્ધ જાણે બેઠો થઈ જતો હતો. તરુણ ચીન નવો દારૂ જગવતો હતો.

પોતાની વંડીઓના કમાડ વાસીને કસુંબા ઘોળતા ચીની માલિકો ચમકી ઊઠતા હતા.

'અરે આપણે ત્યાં કંઈ નવું શું ચાલી રહ્યું છે!' બોલતી ચીનના બાળક શહેનશાહ ક્વાંગ-સુને પંપાળતી ચીનની રાજમુગટ ધારણ કરીને બેઠેલી રાણી ડોવેજર અકળાતી પૂછતી હતી. વિષયના કીડા જેવા કંચુકીઓ અને અધારા પંડિતો એને કંઈ જવાબ આપી શક્યા નહિ.

અને જાગતા નૂતન ચીનના ચોઘડિયા એના કાન પર જ્યારે ને વધારે અથડાવા લાગ્યા. શહેનશાહબાનુના ઘડપણની અજ્ઞાનતા ઝંખી પડીને મૂંઝાઈ રહી. એના આનંદના સમારંભો અને ચાંદી સરોવરો પરની મીજમાનીઓમાંથી રસ ઊડી ગયા. કિલ્લાબંધીઓ વટાવીને આવતા નૂતન ચીનના અવાજે એના મહાલયના સુખ-ચેનને ખાક કરી ગયા.

શહેરો અને ગામોમાં ઠેર ઠેર ખાનગી મંડળીઓ મંડાવા લાગી. જુવાનો કવાયત કરવા લાગ્યા.

એ મંડળો 'પ્રમાણિક સમતાની મુક્કીઓ' તરીકે જાણીતાં બન્યાં. એનું ટૂંકું નામ બોક્સર કહેવાયું. બોક્સરોની બળવાખોર ટુકડીઓ ભમવા લાગી.

'આપ-હો-ટુઆન' બોલતી ડોવેજર રાણી એની મન—

રાતની પથારીમાંથી કંપી ઊઠતી હતી. એણે સુધારાની હિલચાલ ચલાવનારા આગેવાનોના શિરચ્છેદ કરાવ્યા હતા. એને કલીઓ-પેટ્રા બનવાનાં સ્વપ્ન આવતાં હતાં ત્યાં એના કિનારાઓ પર પથરાયલા પરદેશી રાયતાનો આખા ચીનનો ભાગ વહેંચી ખાવાનાં કાવતરાં કરતા હતા અને 'આય–હો–ટુઆન' (દેશપ્રેમની મુક્કી) હવામાં વીંઝાતી હતી. એ બંનેની વચમાં દયામણી બનેલ વિકરાળ થતી ડોવેજર કહેતી હતી:

'ભલે એ પરદેશી રાયતાનોનો એકવાર મેહાર થઈ જાય પણ...'

'પરદેશી રાયતાનો સાથે દેશની ડાકણ પણ...' એની ચૂંથાતી કલ્પનામાં એક આકાર આડો આવતો હતો. એ આકાર ફુગ-સુઆન-ફૂનો હતો. ટીપીંગ બળવાના શહીદ સરદારના એ ત્રીજા ભાઈએ દક્ષિણમાં દેશપ્રેમ મુક્કી ઉગામી હોવાના સમાચાર એને સંભળાઈ ચૂકયા હતા. દર વરસે એના રાજ્યમાં બળવાના સમાચાર આવ્યા કર્યા હતા પણ આ વારે તો પેલી મુક્કીના ભોમભીતર આકારો પથરાઈ ગયા હતા. દક્ષિણમાં ઊઠેલું તોફાન દબાવું નહોતું.

એટલે એને એક અકલ સૂઝી. એણે એના જાસૂસોને જમાવીને આદેશ આપ્યો: 'તમે દેશમુક્કીઓ સાથે ભળી જાવ. એ મુક્કીઓને પરદેશી રાયતાનો પર વીંઝાવા દો અને એના રોષમાંથી આપણી ગાદી ઊગરી જાય એવું કરો.'

અને અગ્નિઝાળ સાથે રમત ખેલવા રાણીના જાસૂસો રવાના થઈ ગયા.

ચીનભર પર દેશ–સમતાની મુક્કીઓ છૂટીછવાઈ બળવો પુકારતી ઉઠી. શાહીવાદી કમઠાણો પર આગ ભભૂકી ઊઠી. શાહીવાદી સાગરીતોના પ્રાણ પર બોક્સરોની મુક્કીઓ વીંઝાઈ.

રાણી ડોવેજર એક પળવાર આરામનો શ્વાસ ખેંચી શકી પણ

પરદેશીઓ સામે લડતા બોક્સરો જીતે એમ પોતે ઇચ્છતી જ નહોતી.

'તો તો એ લોક હારશે જ તે...અને સંહારાઈ જશે.' રાણીનો લશ્કરી જુંગ-લુ પૂછતો હતો.

'એ તો આપણે પણ ઇચ્છીએ છીએ.' રાણી સમજાવતી હતી.

'પણ એનો અર્થ એમ થયો કે પરદેશીઓ જીતશે અને પછી આપણી પાસે નુકસાની માગશે, પ્રદેશો માગશે.' જુંગ-લુ બોલ્યા.

'હારતો.' રાણી જોઈ રહી

'અને તે બધું આપણે ભરી આપવું પડશે...ને એ બધો ભાર ચીની લોક પર પડશે એટલે ચીનલોક પાછો આપણો જ અંત માગશે.' રાણીએ પાંજરે પૂરેલો જુવાન રાજા આંખમાં આંસુ લાવતો દેખા રહ્યો, અને બોલ્યોઃ 'એથી તો આપણે સુધારા દીધા હોત તો શું ખોટું હતું?'

'પણ મેં સુધારાના સરદારોનો શિરચ્છેદ કરાવી દીધો.' રાણીની નજર સામે તોફાનો દોડતાં દેખાયાં.

ચીન દેશની બહારની સરહદો પર શાહીવાદ ટાંપી રહ્યો હતો. અંદર દાવાનળ દોડતા હતા. અને ખુદ પેકીંગ પાટનગર પર બોક્સર બળવો સળગી ઊઠ્યો.

બોક્સર બળવો ઉત્તરના પ્રદેશ પર પહોંચી ચૂક્યો હતો. પેકીંગ પર વીફરતી દેશપ્રેમી મુક્તી વિકરાળ બનીને પરદેશી શયતાનો-ની કોઠીઓ પર તૂટી પડી. ચીન પર પથરાયલી શાહીવાદી કોઠીઓમાં લોહી રેલાયા.

પણ દેશ દેશના શાહીવાદોએ પેકીંગ પર પોતાના લશ્કરો બોલાવ્યા. અંગ્રેજ અને અમેરિકી પલટણો આવી પહોંચી. ફ્રેંચ અને જાપાની સૈનિકોએ બોક્સરો સામે લડાઈ શરૂ કરી. રશિયનો અને જરમન સૈનિકોએ કૂચ કરી. પરદેશી ડાકુઓ આ ભય સામે એક બનીને ઊભા.

રાણી ડોવેજરના પાટનગર પર શાહીવાદનાં લશ્કરો તૂટી પડ્યાં. પેકીંગની દીવાલો પર શાહીવાદી ગોલંદાજી ગરજી ઊઠી. રાણી આ આગમાંથી બચી જવા પાંજરે પૂરેલા શહેનશાહને સોડમાં લઈને ગાડીમાં બેસીને ભાગી છૂટી, અને શેંસી પ્રાંતમાં સીંગાન નગરમાં પહોંચી ગઈ.

પેકીંગ પર પરદેશી શાહીવાદીનાં તૈમૂર-ધાડાં તૂટી પડ્યાં. દેશપ્રેમી મુક્તિ લોહીલુહાણ બની ગઈ. પેકીંગનાં ઘરબાર પર શાહીવાદી લશ્કરોએ લૂંટ ચલાવી. પેકીંગના ઘર ઘરમાં શબ ખડકાયાં. પેકીંગ નગરની નારીનાં શબ શેરીઓમાં ચૂંથાયાં. પેકીંગ નગરની ગેરીઓમાં હાહાકાર મચ્યા અને લોહી, ધૂળ અને ધુંવામાં ચીનનું પુરાણું પાટનગર તરબોળ થઈ ગયું. પેકીંગની લૂંટમાંથી એકેએક શાહીવાદી સૈનિકે કમાણી કરી.

પાછો આખા ચીન પર એક ભયાનક અંધકાર છવાઈ ગયો. રાણી ડોવેજરનો મહાલય સળગીને ધરાશાયી બન્યો.

પછી પાછી આવેલી શહેનશાહત પાસે શાહીવાદી મંડળીએ નુકસાની માગી. એ નુકસાનીની ૩૨૫,૦૦૦,૦૦૦ ડૉલર જેટલી જંગી રકમ નીચે આખો ચીન કચડાયો

એવી ૧૯૦૧ની સાલ ચીન પર ધિક્કાર કરતી ખતમ થઈ ગઈ. શાહીવાદી મંડળીએ નવી નાતાલ ઉજવી અને આખા ચીનને વહેંચી લેવાની વિકરાળ યોજના ખાનગીમાં નક્કી કરી નાખી.

૧૯૦૧ના સપ્ટેમ્બરના સાતમા દિવસે લોહીમાં ખરડાયલા ચીન પર ક્રૂર શરતોનો સ્વીકાર કરીને ચીનની શહેનશાહતે સહી કરી.

ત્યારે પેલો ચીનનો જુવાન ડૉક્ટર સુન તરુણ ચીનાઓની એક ખાનગી સભામાં સમજાવતો હતો: 'ચીની શહેનશાહતે પોતાને વિદાય લેવાની ઘડી પર સહી કરી છે.'

એ ઘડીનો અંદાજ લખતો ડૉ. સુન-યાત-સેન પછી દેશ-

પરદેશમાં ક્રાન્તિ માટે નાણાં એકઠાં કરતો અને તરુણ ચીનને ક્રાન્તિની વાત સમજાવતો ફરવા લાગ્યો.

પછી ૧૯૧૧ની સાલ આવી પહોંચી અને વુહાંગ નગરમાં અચાનક રીતે એક બૉમ્બ ફૂટ્યો.

એ બૉમ્બના ધડાકાથી ધમકી ઊઠેલી ચીની શહેનશાહતે ભળવાખોરોની તપાસ શરૂ કરી, પણ ત્યાં તો એ ધડાકામાંથી જાગી ઊઠ્યો હોય એવો બળવો આખા ચીન પર સળગી રહ્યો.

અને બાળક શહેનશાહે ગાદીત્યાગ જાહેર કર્યો પાંચ હજાર વરસથી ચાલી આવતી ચીની શહેનશાહત ૧૯૧૨ના આરંભમાં મરણ પામી.

ચીન પ્રજાસત્તાક જાહેર થયું. પ્રજાસત્તાકના પાટનગર નાનકીંગમાં પ્રજાસત્તાકનો પહેલો પ્રમુખ ડૉ. સુન-યાત-સેન ચૂંટાયો.

અને ૧૯૧૨ના ફેબ્રુઆરીમાં સુન-યાત-સેન અને પ્રજાસત્તાકના પ્રધાનો નાનકીંગમાંની પહેલા મીંગ શહેનશાહની કબર પર ગયા એ કબરની છબી આગળ તેમણે ખોરાકનાં બલિ મૂક્યાં અને મીણબત્તી સળગાવીને કહ્યું.

'આપણા ચીન દેશની પર્વતો અને નદીઓવાળી પ્રાણથી પણ પ્યારી ભોમ અમે મંચુ શહેનશાહ પાસેથી જીતી લીધી છે— જેમ એ આપણી પિતૃભોમને આપે મોગલો પાસેથી પાછી મેળવી હતી તેમ. એ ધરતી આજે પ્રજાસત્તાક બની છે અને અમે તે પર નૂતન ચીન રચવાના કામમાં લાગી જઈએ છીએ.' અને નૂતન ચીનનો ઉગમ આરંભાયો.

એ આરંભને દેખતો અને એશિયા પર સામાજિક ક્રાન્તિના તાર ગૂંથતો લેનિન ચીની લોકને અભિનંદન આપતો ૧૯૧૩ના મે મહિનામાં ચીની જનતા જોગ જે પાઠ લખતો હતો તેનું મથાળું હતું, 'પછાત યરોપ અને આગેકૂચ કરતો એશિયા'

અને જૂનના સાતમા દિવસે યુઆન મરણ પામ્યો તથા લી–યુઆન–હુંગ નામનો બીજો ખાધિયો યુઆનની જગાએ પ્રમુખ બન્યો.

૧૯૧૭ના ફેબ્રુઆરીમાં અમેરિકન શાહીવાદે જરમની સાથેના રાજકીય સંબંધો તોડી નાખ્યા તથા ચીનને પણ તેમ કરવાની સૂચના મોકલી. લી-યુઆન–હુંગે જરમની સાથેના સંબંધો તોડી નાખ્યા પણ પછી અમેરિકાએ જરમની સામે લડાઈ જાહેર કરી અને ચીનને કહાવ્યું કે તમે પણ અમારે પગલે આવી પહોંચો.

પણ લી-યુઆન–હુંગની કારવાહીએ તેમ કરવાની ના પાડી એટલે શાહીવાદી રીતરસમે ચીનનો ખાંધિયો બદલ્યો. ટુઆન નામના સેનાપતિએ યુઆન સામે બળવો કર્યો અને અમેરિકન શાહીવાદની ઇચ્છા પ્રમાણે માર્શલ ટુઆને પ્રમુખ બનીને જર્મની સામે લડાઈ જાહેર કરી ત્યારે ૧૯૧૭નો ઑગસ્ટ મહિનો બેસી ચૂક્યો હતો.

અને લશ્કર વિનાના સરદાર જેવો ડૉ. સુન કેન્ટનમાં બેઠો હતો. કેન્ટનમાં એની નામની સરકાર હતી. ડૉ. સુનની આગેવાની નીચેની પારલામેન્ટે ૧૯૧૮ના જાન્યુઆરીના ૧૭મા દિવસે દક્ષિણ–પશ્ચિમ ચીની ફેડરેશનની જાહેરાત કરી, અને પોતે શાંગહાઇમાં જઈને રહ્યો.

અને પેકીંગ અને કેન્ટન વચ્ચે કામચલાઉ સલાહ થઈ.

ત્યારે વિજતા શાહીવાદો વરસાલીમાં શાંતિનું તકનામું ઘડવા બેઠા હતા. એ જ વિજેતાઓના પક્ષમાં ચીને પોતાના દીકરાઓ લડવા મોકલ્યા હતા અને પોતાની સેવાના બદલામાં શાહીવાદી વિજેતાઓ ચીન પરની પકડ થોડીક ઢીલી તો કરશે જ એવી આશાથી ચીનના પ્રતિનિધિઓ પણ વરસાલીની બેઠકમાં જઈને બેઠા હતા.

અને પછી શાંતિ સલાહના ચોથા વિભાગનો સાતમો કાનૂન વંચાયો કે ચીનની અંદરનો જર્મનીએ જીતેલો શાનટુંગ પ્રાંત

તથા સીંગટાવ-સીનાનફૂ રેલ્વે પરનો જર્મન હક તથા ફ્રાઓશોની જર્મન મિલકત જાપાની સરકારને બક્ષિસ કરવામાં આવે છે.

અને ચીન પર લદાયલી અસમાન સંધિઓ વિષે કોઈએ એક હરફ પણ ઉચ્ચાર્યો નહિ

અંગ્રેજ-અમેરિકી શાહીવાદ ચીનમિત્ર તરફ ડાકુ બનીને નફટાઈથી હસતો હતો. ચીનની આશાઓના ચૂરા બનતા હતા. ચીનનો ઘવાયલો પ્રાણ નવો સંચાર પામતો સળવળી ઊઠતો હતો.

અપમાનિત ચીન યાદ કરતો હતો કે ચીન વિજેતા નથી. વિજેતાઓનો મિત્ર પણ નથી પણ ડાકુઓએ વહેંચવા જેવો શિકારનો ટુકડો જ છે.

અને તરુણ ચીનના ઘવાયલા પ્રાણે આ તહનામા પછી ત્રીજે જ દિવસે પડકાર ફેંક્યો પેકીંગ વિદ્યાપીઠનાં વિદ્યાધામ ધમધમી ઊઠયાં.

ચીનના પંદર હજાર દીકરા જાપાન-વિરોધી સૂત્રો ગજવતાં પેકીંગના બજારમાં નીકળ્યાં. પેકીંગ સરકારના જાપાન તરફી ત્રણ પ્રધાનોને શિક્ષા કરવાનો અવાજ પેકીંગ પર ગાજી ઊઠયો.

વિદ્યાર્થીઓનું વિરાટ સરઘસ તોફાને ચડેલા વા-વંટોળ જેવું વીફરતું ચાલ્યું. સરઘસના રસ્તા પર જાપાન તરફી પ્રધાન સાઓ-જુ-લીનનો મહાલય આવ્યો. પોતાના મહાલયની અટારીમાથી ચીનનાં દીકરાઓનો સળગતો મિજાજ દેખતો અને થરથરતો સાઓ પાછલે બારણેથી ભાગી છૂટયો.

અને સાઓના ઘર પર કટક ચઢયું. વિકરાળ વહેતા માનવતાના પ્રવાહ ગાઢળ ભડભડ સળગતું સાઓનું ઘર આ નવીન ચીનનાં તરુણોની તસવીર પર તેજછાયા પાથરતું હતું. ઘૂઘવતો પ્રવાહ જોતજોતામાં ચાંગ-ચુંગ-સીઆંગ નામના બીજા પ્રધાનના ઘર આગળ પહોંચ્યું અને ચાંગ માર ખાઈને હતો પડ્યો. પછી

જાપાન તરફી ત્રીજો પ્રધાન લુ પકડાયો અને જેમતેમ જીવતો રહેતો ભાગી ગયો.

અને શાંગહાઈના વિદ્યાર્થીઓએ ૬ઠ્ઠી મેએ વિદ્યાર્થી પરિષદ ભરી. ચીન પર વિદ્યાર્થી હિલચાલ સળગી ઊઠી. શાહીવાદી વિજેતાઓ સામેના વિરોધ તરીકે ચીનનાં તમામ શહેરોમાં વિદ્યાર્થીઓએ હડતાલ પાડી. ૨૬મી સુધીમાં પચાસ હજાર વિદ્યાર્થીઓએ હડતાલ પાડીને પડકાર ફેંક્યો.

એ પડકારને પાછો કાઢતા પેકીંગના વિદ્યાર્થીઓ પર ભયંકર દમન શરૂ થયું. હજારો વિદ્યાર્થીઓ કારાગારમાં જકડાઈ ગયા.

પણ તોફાન શમ્યું નહિ. જાપાની માલનો બહિષ્કાર પોકારાયો. વિદ્યાર્થીહિલચાલમાં ચીની જનતા જોડાઈ શાંગહાઈના મજૂરો અને કારકુનોએ વિદ્યાર્થીઓના છુટકારા માટે હડતાલ પાડી.

પછી જૂનની અધવચમાં જાપાન તરફી ત્રણે પ્રધાનોને પેકીંગ સરકારે બરતરફ કર્યા. જાપાન તરફી આનફુ સરકાર સત્તા પરથી પછડાઈ ગઈ. પેકીંગની સરકારનો વડો ટુઆન પાટનગર છોડીને ભાગી છૂટયો.

પણ એની ખાલી પડેલી જગાઓમાં અંગ્રેજ અમરિકી શાહીવાદે તૈયાર રાખેલા ચીચલી ટોળકીના લશ્કરી આગેવાનો આગળ આવતા હતા. વુ-પી-ફુ ચીનના પાટનગર પેકીંગ પર પોતાનો અમલ શરૂ કરતો હતો.

મંચુરિયા તરીકે જાણીતા બનેલા પૂર્વના ત્રણ પ્રાંતો પર ચાંગ-સો-લીન જાપાનનો ખાંધિયો બનીને ગાજ કરતો હતો. ચેકીઆંગ તથા શાંગહાઈ પ્રદેશ પર લુ-યુંગ-સીઆંગ અંગ્રેજ, જાપાન અને અમરિકી શાહીવાદને સલામી ભરતો જામી પડ્યો હતો. જનરલ ચેનના લશ્કરી કારભાર નીચે કાંટોની પ્રાંત જાપાની અને અંગ્રેજી શાહીવાદની રહેમ-નજર તળે ચગદાતો હતો

અને દક્ષિણ ચીન પર હોંગકોંગની અંગ્રેજ શાહીવાદી એડ નીચે રહીને વિગ્રહખોરો એક કે બીજો ટુકડો લઈને બેસી ગયા હતા.

ત્યારે એકલા કેન્ટન નગરમાંથી ડૉ. સુનનો અવાજ લોક-આઝાદીની ઝંખના કરતો બેઠો હતો. લોક-આઝાદીની નેમ કેન્ટનમાં લોક-સરકાર રચીને બેઠી હતી. એ કેન્ટન સરકારને કચડી નાખવા અંગ્રેજ શાહીવાદ દક્ષિણના વિગ્રહખોર ચેન-ચુંગ-મીંગને હથિયારો આપીને ધકેલતી હતી

એમ આગળ વધતા વિરાટ ચીન પર યૂરોપની શાહીવાદી ડાકણોએ અડ્ડા જમાવી દીધા હતા. એ હરોળમાં જાપાન પણ યૂરોપી લેબાસમાં ગોઠવાઈ ગયું હતું.

એ બધાના બાધિયા બનેલા વિગ્રહખોરો ચીન આખા પર ચોથ ઉઘરાવતા લોક-જનતાનો સંહાર મચાવતા ફરતા હતા. એ વિગ્રહખોરોના બધા મળીને ૧૫૦૦૦૦૦ સૈનિકો ચીન પર લૂટફાટ કરતા હાહાકાર વર્તાવતા હતા

યૂરોપ-અમેરિકા અને જાપાની શાહીવાદે ચીન પર સુધારો ગોઠવી દીધો હતો

ત્યાર ખોવાઈ ગયેલા ચીનને શોધતો ડૉ. સુન કેન્ટનમાં બેઠો હતો.

- ૯ -

# 'ચીન! ચીન!'

ચીન! ચીન! ચીન!

ચીન ક્યાં હતો?

જ્યારે ચીનના ભૂતકાળના અધોભાગમાં શગડીએ તાપતી ડોસીઓ દંતકથાઓ કહેતી હતી, જ્યારે મૂંડિયા સાધુઓ કર્મનો કાયદો અને પુનર્જન્મનો ચકરાવો સમજાવતા હતા, જ્યારે તેઓ ચાંગ-ટાઓના ચમત્કારની, કનફ્યુશિયસની નીતિની વાતો કરતા હતા; ત્યારે ચીન ત્યાં હતો!

પણ જ્યારે હોંગકોંગ ને શાંઘાઈની બેન્કોમાં ચીનનાં ખૂન ખખડતાં હતા, ચીનના પેટ પર રેસ-કોર્સ દોડતા હતા, ચીનના ભૂખમરા પર યરોપના શાહોની હોટેલો પિચકારીઓ મારતી તાંડવ ખેલતી હતી, જ્યારે સટ્ટાબજારો ખુલ્લાં મુકાતાં હતાં, ફ્રેંચ અને જાપાની રેલ્વેઓ પોતપોતાના રસ્તા ખોતરતી હતી, અને જ્યારે યરોપના સિપાઈઓ, યરોપની પોલીસ ને યરોપના નફાખોરો એફામ દોડતા હતા ત્યારે ચીન ક્યાં હતો!

ત્યારે ચીન ખોવાઈ ગયો હતો. ત્યારે ચીનનો ડૉક્ટર સુન ફાટેલા આભને સાંધવા અહીંથી તહીં દોટ દેતો, હાહાકાર કરતો હતો, 'ચીન, ચીન!' એ વરસાલી તરફ દોડ્યો. એણે પેરિસની પરિષદ જોઈ, એ વૉશિંગ્ટનના ઉંબરા ખૂંદી આવ્યો. ચીન ત્યાં હતો નહિ.

અને રાત પડતી હતી. આકાશમાંથી અંધારાનો પડદો પડતો હતો. ચીનના પર્વતોની રેખાઓ જ કેવળ આકાશમાં અંતરાયો ઊભા કરતી હતી. પર્વતો પાછળથી તારાઓ એકલી અદ્ધર લટકતી આશાઓ જેવા ટગમગતા હતા.

ત્યારે બે-ચાર ઝાડ નીચે થોડાંક છોકરાઓ ને છોકરીઓ સભા કરતાં હતાં. કોઈ ભાષણ આપતું હતું.

'અમે 'હ્યુમીલીએશન દિન'ની જયંતી ઊજવીએ છીએ' એમ એને કોઈએ કહ્યું ડૉ. સુનનો પડછાયો એક ઝાડના ઓથાર પાછળ માથું ધુણાવતો હતો. થોડે થોડે છેટે ખેડૂતોનાં છૂટાં છૂટાં ટોળાં તમાશો જોતાં ઊભાં હતાં.

'તમે બધા કયોમીનટાગમાં કેમ જોડાતા નથી?' ડૉ. સુન ખેડૂતોનાં ટોળાં પાસે જઈ જઈને પૂછતો હતો.

'મીજ્યાનીમા?'

'ના ના, કયોમીનટાગમા...આ ભો ચીન દેશ...'

'કારણકે અમારા પગ મેલા છે' સૌ સમજ્યા વિના જોઈ રહેતાં હતાં.

પછી એક દિવસે ગામડાં ઉન્સર કરતા હતા ગામડાંની ધૂળ ઉડાડતા કિસાન નરનારીઓ પશ્ચિમની ટેકરીઓ તરફ જતા હતા. એક ટોળું એક ઘવાયેલા મજૂરને ઊંચકીને પશ્ચિમની ટેકરીઓ તરફ વળતું હતું. એક ખેડૂતની પીઠ પર માલિકે વાંસની સોટીઓથી ફટકા મારીને ઘા કર્યા હતા. એ ઘાને સૂર્યનો એ કપી ભીડતો હતો. લાખો ને કરોડો, ચિનાઈ પીડિતોને જમીનદારી માલિકની વિગ્રહખોર ઘટનાની હકાલ ચક્કી પર ચૂંથાઈ જતી જનતામાં છેલ્લી આશા પર મીટ માંડતો ચીનને શોધતો હતો.

ત્યારે જીવન-મસાણમાં ભૂલા પડેલા કોઈ પડછાયા જેવો એક જુવાન રાખ સૂંઘતો હતો. વેરાયેલા જીવનનાં હાડની કણિકાઓને

ખખડાવી જોતો હતો ને માટી પર છલકાતી આંખો ઠારતો વેરાનમાં પૂછતો હતો કે:

'આવો અફાટ પડેલો પ્રદેશ! આવો, કચડાતો, પીડાતો, રિબાતો, ગુલામ લોકસમુદાય ક્યારેક ઊઠશે કે?'

-'ઊઠશે જ ઊઠશે...'એનું દિલ ઝંખતું હતું.

એવો એ જુવાન મસાણમાં જીવન શોધતો હતો. એવા એનું નામ ડૉ. સુન-યાત-સેન હતું. એ જુવાનનો દેશ જેનો દેશ ખોવાઈ ગયો હતો.

'મારો દેશ, મારો દેશ...મારો ચીન ખોવાયો છે.' એ ઝંખતો-ઝૂરતો હતો.

'મારો દેશ...મારો ચીન છે જ નહિ શું?' એ અકળાયેલો પૂછતો હતો.

'જ્યાં ચીન હતો ત્યાં તો મેદાને જંગ ઝૂકે છે...જ્યાં ચીની ધરતી હતી ત્યાં માલિકોની રણભોમ છે, રણભોમ...!' એના કાનમાં ભણકારા વાગતા હતા, ને એ સોડો પડેલો આંખ ફાડીને જોઈ રહેતો હતો.

ચીનના કિનારાઓ પર ગોરા મહેમાનો પથરાઈને પડ્યા હતા. કિનારાઓનાં પાણી પર ચીની લોક ને નગરજનો સામે મોં ફાડી રહેલી યુદ્ધ-નૌકાઓ હીંચતી ખડી હતી. ચીનનાં શહેરોમાં પોતાની કાયદેસર અદાલતોમાં ચીની લોક પર જલ્લાદી ન્યાય જોખતાં 'લીગેશનો' લાગી ગયાં હતાં. ચીની નગરનાં હવાખાનાંમાં ચીનને પેસવાની મનાઈ હતી, ચીનના બાગબગીચાઓમાં ચીની નગરજનને બેસવાનો પ્રતિબંધ હતો, ચીની રસ્તા પર ચીની લોકને ચાલવાની ના હતી, ચીની રેસ્ટોરામાં ચીની હડધૂત થતો હતો. ચીનને હડસેલીને ગોરા મહેમાનો ચળકતો પોશાક પર

ચમકતા પટ્ટા લગાવીને, ચળકતી દાઢી પર તેલ. માલિસ કરીને, ઊંચી એડ પર ઠમકતી ગોરી નારીને મુજરો કરતા ચીનની છાતી પર મગરૂબ ફરતા હતા.

ગોરો તુંડ મિજાજ ચીનની છાતી પર ચીનનું ખૂન, ચીનનું દૂધ, ચીનનું ખમીર કચડતો ચીન પર રાજ કરતો હતો.

એ ગોરી માલિકીનો તુંડ મિજાજ પોતાના હાથ લોહીથી બગાડ્યા વિના ચીની લોકનાં માથાનાં તુંબડાં શરીર પરથી ઉતારીને રસ્તા પર ગબડતાં કરતો હતો. પોતાનો અવાજ પણ ઊંચો કર્યા વિના એક ઈશારે પડકાર કરતો કંપાવતો હતો, ને એ મિજાજ ચીનના પછાત પ્રદેશ પર પોતાના ખાસ હક્કોને તોપની ડોક ઊંચી કરીને જ ચિનાઈ માટી પર સ્થાપતો હતો.

એવું રાજ મંડાયું હતું એવા ફરમાન ટૂંકાં અને ચીનની ગરદન પર રહેંસાતી કત્વતી જેવાં કાતિલ ચાલતાં હતાં. પડેલા ચીનના કાંધ પર એવી પરદેશી મૂડીની દિલચાલ ધોળા દિવસે દોડતી હતી

એવી દિલચાલના પાસો ફૂદનો ફરતો એ દેખતો હતો

દેવનો દીધેલો દેવતાઈ રાજવંશ સડી ગયેલા મૂળમાંથી મરડાઈ પડતો હતો, ત્યારે ચીનના ઉદ્દામોમાં એ આગેવાન હતો. ચીન પરથી સડી પડતા રાજવંશને દેખતો જાપાની માલિક નારાજ થતો હતો પણ નવા ચીનમાંથી ઉત્તર-દક્ષિણની બે પાંખો છૂટતી દેખી રાજી થતો એ દેખતો હતો. દૂર પૂર્વની શાંતિ માટે જાપાની માંકડું ચીનના નવા બનાવમાં બંને બાજુએ ટેકવું એ જોઈ રહ્યો હતો. જાપાનનો મતસુઈ નામનો એક કાસદ રાજવંશની પડતી રાજાશાહીને ટેકવી રાખવાની વાતચીત ચલાવવા પેકિંગ પહોંચ્યો હતો અને તે જ વખતે ચીની બળવાખોરો સાથે પણ જાપાન સરકારનો ધારા-સલાહકાર ડેનીસન વાટાઘાટ ચલાવી

રહ્યો હતો. બીજી બાજુ રાજવંશ અને પોતાના બળવાખોર પક્ષ અને સામે કાવતરું કરતો અંગ્રેજ શાહીવાદ યુઆન–શી–કાઈના કપાળમાં ચિનાઈ સ્વરાજના પ્રમુખ તરીકે તિલક કરવાનું કંકુ ઘોળતો હતો. પછી યુરોપ–અમેરિકાએ યુઆન–શી–કાઈને ચીની સ્વરાજના પહેલા પ્રમુખ તરીકે ૧૯૧૧ માં આશીર્વાદ આપ્યા ને એના ચીનમાં રખડતો નાસભાગ કરી રહેલો એ ચિનાઈ પાટનગર પેકીંગમા ખેલાતા નાટારંગ જોઈ રહ્યો હતો.

પછી પહેલા શાહીવાદી વિશ્વયુદ્ધની રણુખંજરી ખખડની એના કાનમા અથડાતી હતી ત્યારે ચીની જનતા એની ૪૮મી જયંતી ઊજવતી એને સભળાતી હતી. યુઆન એની કબરમાં દફનાતો હતો. નવો પ્રમુખ લી–યુઆન–હુંગ, નવું અંધારણ લખતો બેઠો હતો, ને એનો મુખ્ય પ્રધાન ટુઆન અગ્રેજ શાહીવાદે માંડેલી લડાઈની ધૂંસરીમા ચીનને જોતરવાના તાણા વણતો બેઠો હતો, ત્યારે ઉતાવળો ને અકળાયલો એ ૧૯૧૭ના માર્ચના ૭ મા દિવસે અગ્રેજ વિગ્રહખોર લૉઈડ જ્યોર્જને ખુલ્લો કાગળ લખતો હતો ને યુદ્ધનો વિરોધ કરતો હતો.

પણ એનો વિરોધ અંગ્રેજી શાહીવાદે ચીન સામે ધરેલી સંગીનના શોરબકોરમાં ડૂબી જતો એ ધડકતે દિલે જોઈ રહ્યો હતો. ચીનનો બાપડો પ્રમુખ એના પહેલા દિવસે યુદ્ધમાં ઊતરવા યુદ્ધનો વિરોધ કરતી પોતાની રાજસભાને બરખાસ્ત કરતો હતો ને ચીનને શાહીવાદી કતલખાનાને ખીલડે બાંધતો હતો. પછી લડાઈ ખતમ થઈ અને યુરોપ–અમેરિકાના શાહીવાદી ડાકુઓ વરસાલી મુકામે વિશ્વશાંતિ ઘડવા બેઠા. લડાઈના શિકારની વહેંચણી કરતા ને વિશ્વશાંતિની માળાનાં મણકા પાછળ મણકા દોડાવતા શાહીવાદી શિકારીઓમાં વડો એવો લૉઈડ જ્યોર્જ જાપાન સાથે પોતાને થયેલા ખાનગી કરારને યાદ કરતો બોલતો હતો:

‘ચીનના શાનટુંગ ઈલાકામાં જર્મનીના બધા અધિકારો, બધી ખાનગી મિલકતો, ધનદોલત, બધી લાગવગ ને બધી માલિકી જાપાનને બક્ષિસ આપવામાં આવે છે.’ એની યાદ સળગતી હતી.

‘અમારા ચીનનો....અમારો શાનટુંગ...અમારું અંગ ઊતરડીને જાપાની જલ્લાદને ભેટ ધરો છો ! અમે તમારે મિત્ર-રાજ્યોને પક્ષે માથાં વઢાવ્યાં તેનો આ બદલો છે !’ ચીની પ્રતિનિધિઓ પગથી માથા સુધી કંપી ઊઠ્યા હતા અને એની અંખના ધ્રૂજી ઊઠી હતી. એક તુંડ મિજાજનું ભયાનક હાસ્ય એમની મગજમાં ખખડી રહ્યું. ચીનના કિનારા પરથી એ જ ઉપહાસ આઠે પહોર ઊઠ્યા કરતો એણે ક્યાં નહોતો સાંભળ્યો ? ત્યારે વરસાલીથી પાછા આવેલા ચિનાઈ દીકરાઓ સાથે ડૉ. સુન આખો સળવળી ઊઠ્યો હતો

અને એક છેડથી બીજે ચીનનું સ્વમાન હૃદયમાંથી ઊઠ્યું.

‘આ જલ્લાદી જમાત સામે...આ શાહીવાદી શિકારીઓ સામે સંગ્રામ વિના—લોકસંગ્રામ વિના કોઈ આરો નથી અને એક પછી બીજી લડત વિના ચીનનો લોકસમુદાય જાગવાનો નથી ’ ડૉ. સુન વિચાર કરતો હતો, ‘ પણ એમ બને કેમ !’

પણ એના વિચારની આડે ચીની વિગ્રહખોરની જમીનદારી તરવાર પ્રસરતી હતી. આજ સુધી ચીની લુહારોએ એ તરવારો ઘડ્યે રાખી હતી. એ તરવાર વાંકી વળેલી હતી, પહોળા પાના-વાળી હતી, ભારે વજનવાળી હતી. એ તરવાર જમીનના પ્રદેશો પર તૂટી પડતા વિગ્રહખોરનું ફરમાન બોલતી ભૂખે મરતા ભાડૂતી કિસાનોના હાથમાં કિસાનોની ગરદન પર ખેલતી હતી. એ તરવાર ખૂંખારી ઠગલીના હાથમાં શહેરો લૂંટતી હતી, મંદિરો લૂંટતી હતી, ઊભા પાક કચડતી હતી, અંદર અંદરનાં લોહીમાં રસ્તાઓ ધોતી ને તાંડવ કરતી આડીઅવળી દોડતી હતી. ચામડાના

મ્યાનવાળી એ વિગ્રહખોરની તરવાર ધૂળથી રગદોળાયલા થાકેલા-પાકેલા, ભૂખથી કંટાળેલા, દુઃખથી ત્રાસેલા કિસાનને, જંગલોમાં, પર્વતો પર ને ખેતરો પર કિસાન સામે લોહી છંટાવતી હતી.

'એ તરવારમાં મઢાતો લોહનો દરેક ટુકડો ચીની લોકનું લોહી રેડે છે...એ તરવારનો પરાજય કરવો પડશે ને એ સમગ્રતે લોકના હાથમાં લોક સામે જ નહિ, વિગ્રહખોર જમીનદારીએ માંડેલી શિકારી લૂટ માટે જ નહિ પણ ચીનને ભરખી જતી શાહીવાદી ભૂતાવળને ભગાડી મૂકવા ઊંચકવી પડશે.' એને સમજાતું હતું.

અને એ યરોપ-અમેરિકા ને જાપાની શાહીવાદી જાલિમોને ચીનની માટી પરથી મારી હટાવવાના પહેલા પગલાં તરીકે એક ચીન...સંયુક્ત ચીનની આહલેક જગવતો જગતભરના પીડિતોની પિતૃભોમ સોવિયટ રશિયાની બિરાદરી માટે હાથ લંબાવતો સાથીદારીનો ગાડ બાધતો હતો. અને એને ચીન દેખાતો હતો.

ને તેમાં ચીનનું પેકીંગ નગર લીગેશનની દાઢમાં દબાઈ હતું, ચીનના શાંગહાઈ પર 'ફોરીન સેટલમેન્ટ'ની ચૂક લાગી ગઈ હતી, ચીનના ટીનસીનની આસપાસ 'કનસેસનો'ની ડાકણે ગરબો રમતી હતી, ચીનના કેન્ટન પર શામીનનો ઓળો ઊતરી ચૂક્યો હતો.

'પરદેશી મૂડીઓએ બાંધેલી બેન્કો, સટ્ટાખોરોની ઈમારતો, ફ્રાન્સ ને જાપાનની રેલ્વેઓનાં તારનાં દોરડાં અને અંગ્રેજી કાપડ-મિલોનાં ભૂંગળાંની પેલે પાર ચીની માટીમાં લપેટાયલો, ચીની ધૂળના શ્વાસ-પ્રશ્વાસ ફૂંકતો, ચીની જમીનના કણ પર લાકડાનાં હળ ફેરવતો, ધાનના ઢગલા પકવતો, ખાણો ખોદતો ચીનનો લોક પડ્યો હતો. એણે એ દેખ્યો.

એ લોકની ધોરી નસને પરદેશી જલ્લાદોના દરિયા-કિનારા પર ગોઠવાયલાં હલાલ-ઘરો સાથે બાંધતો ચીનનો જ

રજવાડી પણ હતો, ચીનનો આંધિયો હતો, ચીનનો નમકહરામ હતો. એણે બાંધેલા નળોમાંથી ચીની જનતાનાં ખૂન \ કિનારા પરનાં ગોરાં હલાલખાનાં તરફ એજ વહેતાં કરતો હતો. ચીનનાં ખૂનને લઈને વહેતા નળ પર એ આંધિયાઓ પોતાના નફાના હિસાબ કરતા બેસી ગયા હતા. જમીનદારોના મુકાદમો હાથમાં ચાબુક ને બંદૂક લઈ ઘોડા પલાણતા હતા, ને ચીનના જ બુદ્ધિમાન દીકરા નાક પર ચશ્માં ચઢાવી, કપાળ પર ટોપીની ચાંચ નમાવી ચીનની શરમના ચારણો બન્યા હતા.

'મારો ચીન! મારો ચીન!' એના સળગતા શ્વાસની વરાળો ધીખતી હતી, ને એનું દિલ ધમકતું હતું.

'મારો ચીન ત્યાં છે જ્યાં ચિનાઈ ગોદીઓ પર લોહીના પરસેવા પાડતી મજૂરી ખાંધ પર મણુબંધી બોખાં ને કોથળાઓ ઉલેચે છે. જ્યાં ચીનનાં મજૂર નરનારી ને બાળ-બાળકી, ચપટી ભાતની ભડકી પીએ છે. જ્યાં અરધી નાગી જનતા કપાળે, હાથે, પગે, લોખંડી સાંકળોથી બંદરના બોજા સાથે બધાયલી લોહી ઝરે છે ' એને ચીન દેખાવા લાગ્યો.

'ને મારો ચીન ત્યાં છે જ્યાં...ચિનાઈ નગરોના રસ્તા પર રિક્ષાઓ ખેંચાય છે ત્યાં વળી ગયેલી કેડવાળો, ખેંચાઈ ગયેલા તંતુઓવાળો ને ભરાઈ ગયેલી નસોવાળો ચીન જીવનનો ભાર ખેંચે છે, જ્યાં કારખાનાં છે ને મજૂરો છે, જ્યાં ખાણો છે ને ખાણિયાં છે...ને ત્યાં જ્યાં કપાસ ઊગે છે, જ્યાં ચાના બગીચા છે, જ્યાં ભાતના ઢગલા પાકે છે, જ્યાં ગુલામ નારીના પગ બધાય છે, જ્યાં રખાતોને સડાવાય છે, જ્યાં છોકરીઓ છડેચોક વેચાય છે, જ્યાં બાળકોનો કચ્ચરઘાણ બોલે છે.' એની આંખ સામે ચીનની ભૂમી જીવતી બની ને એને ચીન જડ્યો પણ જડેલા ચીનમાં એ ખોવાઈ ગયો હતો. એની જનેતાને સાંપડવા પછી

ચીનને ડૉ. સુન જડતો હતો. ચીનની ધૂન ધીખતો પરદેશોમ પથરાયલી ચીની જુવાનીને પણ જગાડતો ડૉ. સુન-યાત-સેન ચીનને ઢંઢોળતો હતો.

કરોડો લોકો નવા જીવન પર સળવળતા આંખો ચોળતા હતા. વિદ્યાર્થી એના પોથાંને સળગાવી એ હોળીની મશાલમાં મૂકી વાળેલો હાથ ઊંચકતો હતો. હજારો વરસથી બંધાયલા પગની એક ચીની છોકરી છોડતી હતી ને હજારો વરસથી સાંચેલા માથા પરના સાપના ભારાની લટોને 'બોબ' કરતી ધણિયામાના ધણીપણાના સૌભાગ્ય પર કાતર મૂકતી હતી. સેંકડો વરસથી થીજી ગયેલાં ચીનનાં પાણી ખળખળતાં હતાં, સેંકડો વરસથી ચીનના દિમાગ પર જાળ બિછાવીને બેઠેલો કનફ્યુશિયસ અંધારાના પડછાયા જેવો ભીંગની ઉધામાં ભાગતો હતો ને ચીનના દિલમાં જાગતો સમાજ કાર્લમાર્ક્સને ઉકેલતો હતો. સેંકડો વરસથી કચ્ચરઘાણ થતા ચીની લોકની રોક ખાસ અધિકારો સામે ઊંચકાતી જીવવાનો હક માગતી હતી.

## ૧૦

# ચઢતો જુવાળ

ત્યારે આજથી બે વરસ પર ચીની શ્રમમાનવોનો રાજકીય પક્ષ જનતાના જાગતા જુવાળમાંથી દેહ ધરીને ચીન પર લાલ તારકની તસ્વીર બનેલો ઊગી ચૂક્યો હતો. ૧૯૨૫ની એ સાલ હતી. જુલાઈના પાછલા દિવસોમાં શાંગહાઈની ફ્રેંચ વસાહતમાં એની પહેલી પરિષદ મળી હતી.

એ પરિષદના અરસામાં જ જાપાનનો શાહીવાદ દૂર પૂર્વમાં જાપાનના સૂર્યવંશી ઝંડાનો ડંકો બજાવતો હતો ત્યારે જ વોશિંગ્ટન પરિષદમાં શાહીવાદી મંડળી ચીન પર પેલો મુજરો કરતી હતી. ત્યારે એશિયનો માટે એશિયા કહીને દુનિયાની આંખમાં ધૂળ ઉડાડતા મીતસુઈ અને મીતસુબીશી કંપનીઓના માલિકો જાપાની શાહીવાદના લડાઈના રથના પૈડામાં તેલ પૂરતા હતા.

પણ ત્યારે જ ચીની ધરતી પરથી સૈકાજૂનો ચીની દેહ શોષાયલા, દમાયલા ને ધૂળમાં રગદોળાયલા જીવનની યાદ ખંખેરતો નવા ભાનની મુક્તીની સલામી ભરતો પોતાના રાજકીય પક્ષની છબીની પહેલી રેખાઓ ચીતરતો હતો.

જેવી ચીની ધરતી વિરાટ હતી તેવો જ આ ચીની માનવ વિરાટ હતો. આજે રૂસી માનવતાની ક્રાન્તિએ સુણાવ્યો હતો તેવો પહેલો અવાજ એ અહીંનો માનવી પેશ કરતો હતો. એ

અત્યાર પ્રજાસત્તાક ચીનનો હતો, લોક-આઝાદીનો હતો, ન્યાય-સમતાનો અને સમાન સાથીદારીનો હતો.'

ત્યારે એના ઉગમના માનમાં હોય તેમ નવા ભાનનો ધુંધવાટ અંગ્રેજી શાહીવાદની કોટમાંથી સંભળાતો હતો. અંગ્રેજી જાલિમના ગુલામ ખલાસીઓ પોતાની માગણીઓ રજૂ કરતા હતા અને ત્રીસ હજાર નાવિકો ૧૯૨૨ના જાન્યુઆરીમાં હડતાલ પુકારતા હતા

પછી અંગ્રેજી શાહીવાદનો હોંગકોંગનો તાજધારી તુંડમિજાજ બોલ્યોઃ 'તમારું નાવિકોનું યુનિયન ગેરકાયદેસર છે.'

અને અંગ્રેજી કાયદાના એ ફતવાનો ધિક્કાર આખા ટાપુ પર ગાજી ઊઠ્યો. હોંગકોંગના બીજા વીશ હજાર મજૂરોએ નાવિકોની હડતાલને પોતાની બનાવી.

હોંગકોંગના દરિયા પર ૧૬૬ જહાજો હીંચતાં ઊભાં રહ્યાં. ત્રણ લાખ ટનના માલ દરિયાનાં પાણી પર ઝૂલ્યા કર્યા. હોંગ-કોંગના બંદર પર અંગ્રેજી કાળા બજારિયાં ટકટક્યા કર્યાં.

પંચાવન દિવસ પછી અંગ્રેજી ગવર્નરની સાન ઠેકાણે આવી. નાવિકોનું યુનિયન કાયદેસર થયું. નાવિકોની માગ પ્રમાણે પગાર-માં વધારો થયો. અંગ્રેજી ગવર્નરને કામદારોની તાકાતે નમાવ્યો. હોંગકોંગના કામદારોનો કોમ્યુનિસ્ટ આગેવાન સુ-ચાઓ-જેન જનતાના જુવાળ પરથી કયોમીનટાંગના નેતા ડૉ. સુનનું બહુમાન કરતો કહેતો હતોઃ 'ચીની આઝાદીની અમારી આ લડતના સાથમાં, ૩૦૦૦,૦૦૦ સેન્ટની મદદ માટે અમે તમારો આભાર માનીએ છીએ.'

હોંગકોંગના નાવિકોએ પહેલો ગ્માલનઊ ફરકતો કર્યો અને પછી ચીનની ધરતી પર આખી દુનિયામાં ઓછામાં ઓછા પગારવાળો ચીની મજદૂર જાગી ઊઠ્યો. આખા ચીન પર

મજૂરમંડળો પથરાવા લાગ્યાં. ચીનના ટ્રેડ યુનિયનોની પહેલી પરિ-
ષદ કેન્ટન મુકામે એ જ વરસમાં મે મહિનાના પહેલા દિવસે મળી..
એ પરિષદમાં બસો. યુનિયનોના ૧૬૦ પ્રતિનિધિ હાજર રહ્યાં.

ચીનનો આધિપો, ચીનનો વિગ્રહખોર અને ચીન પર બેઠેલો શાહીવાદ પોતાની કરોડમાં પહેલી વાર કંપ અનુભવી રહ્યા. ૧૯૨૨ના ઓક્ટોબરથી ચીની કામદાર પર દમન કરવાની યોજનાઓ આ ત્રણે જાલિમોએ ઘડી કાઢી.

૧૯૨૨ના ઓક્ટોબરમાં કીલાનના ખાણિયાઓએ હડતાલ પુકારી બ્રિટિશ માલિકીવાળી કીલાન ખાણમાં હજારો હડતાલિયાનો શોર ગાજી ઊઠયો. અંગ્રેજી ખાધિયો વુ-પી-ફૂ આ હડતાલને તોડવા આવી પહોંચ્યો. હડતાલિયા મજૂરો આ જલ્લાદો સામે ઝઝૂમ્યા. સેંકડો શહીદોના લાલ ખુન્દથી વધારે લાલ બનેલો ઝંડો કીલાનની ખાણ પર ફરકી ઊઠયો.

અને ૧૯૨૩ના આરંભમાં જ વુ-પી-ફૂના પગલાંને ધિક્કારતાં પેકીંગ-હેન્કોના રેલ્વે કામદારોએ ચેંગશો મુકામે પોતાની પરિષદ બોલાવી અંગ્રેજી શાહીવાદનો ચીની ખાધિયો, વુ-પી-ફૂ આ પરિષદને વિખેરી નાખવા આવી પહોંચ્યો. ફેબ્રુઆરીના પહેલા દિવસે ચેંગશોમાં લશ્કરી કાયદાનો અમલ જાહેર થયો.

પણ કામદારોની પરિષદની કારવાઈ શરૂ થઈ પરિષદના મંચમાં કામદારોના પ્રતિનિધિઓ ગોઠવાયા.

પરિષદના મંચ પરથી રેલ્વે યુનિયનનું નવું બંધારણ વંચાતું હતું ત્યારે વુ-પી-ફૂના માણસો મંચ પર ધસી આવ્યા. કેટલા યે પ્રતિનિધિઓ કામદાર બંધારણને પોતાના લાલ ખુન્દથી બિરદાવતા વીંધાઈને પડ્યા.

અને વિરોધમાં વીસ હજાર રેલ્વેકામદારોએ હડતાલ પુકારી.

ગાડીઓનાં એન્જિનો હોલવાઇ ગયાં. સિગ્નલોના હાથા ઊંચા લટકી રહ્યા. ગાડીઓની લંગારનાં શબ બની ગયાં.

એટલે ચીનના લશ્કરવાદી ખાંધિયાઓ અને પરદેશી શાહીવાદી કોનસલોની સભા મળી. એ સભાએ નિર્ણય લીધો કે ગમે તે ભોગે આ હડતાળને કચડી નાખવી જોઇએ.

અને ફેબ્રુઆરીને ૭મે દિવસે હડતાલિયાઓ પર ગોળીઓની ઝડીઓ વરસી. સેંકડો વીંધાઈ ગયાં. સેંકડો ઘવાયલાં પડ્યાં. હજારો કામદારો ગિરફતાર થયાં અને ગિરફતાર થયેલાંને કામ પર ચડવાનો ઇન્કાર કરવા માટે ફટકા મારી મારીને મારી નાખવામાં આવ્યાં.

અને હડતાલ કામદારોના લોહીમાં ડુબી ગઈ હોય તેમ દેખાયું પણ પેકીંગ-હેન્કોનો રેલ્વે-કામદાર કચડાઇ જવાની ના પાડતો બીજા વરસના ફેબ્રુઆરીની ૭મી તારીખે ગઈ સાલ લોહીમાં ખરડાયલા યુનિયનના બંધારણની રણહાક ગજવતો પચાસ હજાર સભ્યોને યુનિયનને ચોપડે નોંધતો હતો.

ત્યાર પહેલાં ૧૯૨૩ના આખર મહિનામાં મળતી ક્યોમીન-ટાંગની પહેલી પરિષદ ચીની લોક-આઝાદીના પહેલી પંક્તિના મેરુ-બંધ તરીકે કામદાર લડવૈયાને અભિનંદન આપતી હતી.

૧૯૨૩ના જૂનમાં જ ભરાયલી ચીની કોમ્યુનિસ્ટ પાર્ટીની ત્રીજી પરિષદે જનતાની આઝાદીનો અવાજ રજૂ કરી દીધો હતો. એ પરિષદે ચીની રાષ્ટ્રની આઝાદીના સંગ્રામમાં પોતાનો બધો ફાળો આપવાનો કોલ જાહેર કર્યો હતો.

અને એ પરિષદે આખી ચીની જનતાને આઝાદીના જંગમાં જમા કરવા માટે ચીનની ધરતી પર રજવાડાશાહીની રચનાને ખતમ કરી, વિગ્રહખોરોની જાલિમ એડ નીચે કચડાતી આમ-જનતામાં ક્રાન્તિ જગવી કામદાર-કિસાન જનતાના ક્રાન્તિકારી જોડાણની જમાવટ કરી ચીન પર પથરાયલી પરદેશી શાહીવાદી

જમાતોને દરિયામાં હડસેલી દેવાની ઘોષણા જગતી હતી અને આખા દેશ પર એ ઘોષણાના પ્રતિઘોષ ઘૂમતા હતા.

૧૯૨૪ના આરંભથી જ નૂતન ચીનની નોબતો ધણુધણી ઊઠી હતી. ક્યોમીનટાંગ અને ચીની કૉમ્યુનિસ્ટ પાર્ટીનો એક મોરચો રચાઈ ચૂક્યો હતો. 'ઉત્તર ચીન પર ચઢી આપણે દક્ષિણ-ઉત્તરને એક કરીને, ચીની આઝાદ સ્વરાજોનાં એકમોનું બનેલું ચીની પ્રજાસત્તાક...' કેન્ટનમાં બેઠેલો ડૉ. સુન લાંબી નજર દોડાવતો હતો. પણ એની નજરમાં આડો આવતો અંગ્રેજી શાહીવાદ કેન્ટન પર હથિયારોથી ખડકાયલાં જહાજ ખડકતો હતો. આખા ચીન પર ખૂનખાર લડાઈ જગાવીને ચીનને અંદર અંદર કપાવી મારીને ચીનના પ્રજાસત્તાકની નેમ ધૂળમાં રગદોળી નાખવાનાં કાવતરાં રચતો અંગ્રેજી જૈનબુલ ત્યારે હોંગકોંગમાં બેઠો હતો.

હોંગકોંગમાં ચીનાઓ માટે અફીણના કસુંબા ઘોળતી હોટેલો ખૂલી હતી હોંગકોંગમાં ચીની સોનેરી ટોળાઓના અખાડા ઊભા કર્યા હતા. હોંગકોંગમાં શાહીવાદી ખાંધિયાઓ માટે ચીની છોકરીઓને વેચવાનાં ધામ ધીખતાં હતાં. હોંગકોંગમાં જ ચીની પ્રજાસત્તાકને ચીની લોહીમાં ડુબાડી દેવાની શેતરંજના દાવ ખેલવાનાં બધાં સાધન અને આયુધો આપતો અંગ્રેજી જલ્લાદ, હોંગકોંગ અને શાંગહાઈના બૅન્કર ચૅાંગ-લી-પોને તૈયાર કરતો હતો.

અને એ બૅન્કરની આગેવાની નીચે કેન્ટનના ખાંધિયાઓ એક મોટું 'હડિયાઓનું' લશ્કર જમાવતા હતા. કેન્ટનની છાતી પર એ હથિયારબંધ લશ્કર કવાયત કરતું હુકમની રાહ જોતું હતું.

'પણ કેન્ટનમાં તો ડૉ. સુનની લોક-સરકાર છે ને...!'

અને જવાબમાં ખડખડાટ હસતો ચૅાંગ-લી-પો કેન્ટનમાં જાહેર કરતો કે 'પણ અમે અમારી મિલકતો અને જાહેર શાંતિને સાચવવા-અમારા સ્વયંસેવકોની સેના રચીએ છીએ.'

અને એ સેનાને સજ્વાનાં આયુધો ભરીને અંગ્રેજી શાહી-વાદીઓ યરોપના દરિયામાંથી કેન્ટનને કિનારે લંગરાયા.

કેન્ટન પર એ હથિયારો ઉતારવાની મના કરતું ફરમાન ડૉ. સુને તાબડતોબ રવાના કર્યું.

અને કેન્ટન પર ગોઠવાયલી બધી પરદેશી કોઠીઓ તરફથી બ્રિટિશ કોનસલ જનરલ બરટ્રામ ગાઇલ્સે કેન્ટન સરકારના વડા ડૉ. સુનને જવાબ મોકલ્યો:

'જાહેર શાંતિ સાચવવા જરૂર પડશે તો અમારું તમામ નૌકાલશ્કર તમારી સામે પગલાં લેશે.'

'પણ અહીં અમે શું કામ છીએ?' ડૉ. સુન ક્રોધથી કંપી ઊઠયો. એણે અંગ્રેજી વડા પ્રધાન રામ્સે પર તાર કર્યો: 'તમારા ખાંધિયાઓ અમારી સરકારને ઉથલાવી પાડવા માગે છે.'

અને કહેવાતી મજૂર સરકારના શાહીવાદી વડાએ જવાબ પણ આપ્યો નહિ.

અને ડૉ. સુને બંદર પર ઊતરેલાં તમામ હથિયારો અટકમાં લીધાં. કેન્ટનના ખાંધિયાએ વેપારીઓની હડતાલ પાડી. ખાંધિયા-ઓનું લશ્કર કેન્ટનમાં ફરતું થયું. ડૉ. સુને પોતાના લાલ સ્વયં-સેવકોની ચોકીઓ કેન્ટન પર ગોઠવી દીધી.

ખાંધિયા લશ્કરે પહેલો હલ્લો શરૂ કર્યો અને કેન્ટન આખું ધમધમી ઊઠયું. ખાંધિયાઓનું લશ્કર કેન્ટનની લોકફોજ સામે ટકી ન શક્યું. કેન્ટન બંદર પરથી ફૂટતી શાહીવાદી ડાકુઓની તોપો ઠંડી થઇ ગઇ.

ડૉ. સુને વામપુઆના લશ્કરી મથકેથી લોકલશ્કરની ટુકડીઓ બોલાવી. વેપારી લઠિયાઓ સાથે કેન્ટનનાં બજારોમાં લડાઈ થઈ. ખાંધિયાઓનાં હથિયાર પડાવી લેવાયાં.

નૂતન ચીને પહેલી વાર શાહીવાદી ડાકુને પડકાર કર્યો. નૂતન

ચીને આ પડકારની પ્રેરણા ઝીલીને નવો ઉત્સાહ ધર્યો. ડૉ. સુનની આસપાસ નૂતન ચીનના ગુંજારવ જેવી લોકસંસ્થાઓ ઊગી નીકળી.'

ડૉ. સુનની આંખ સામે શાહીવાદી દુશ્મનોના પડખામાં ભરાયેલો ઑધિયો ચીની નગરો પર ગોઠવાઈને બેઠેલો દેખાયો. એ જ શાહીવાદે સર્જેલો વિગ્રહખોર ચીનનાં ઊંડાણમાં ભરાઈ બેઠો હતો.

ચીન સામે એક કપરી ફરજ જવાબ માગતી ઊભી હતી. શાહીવાદી દાનવે ચીનનાં નગર પર અને ઊંડાણમાં ઑધિયાઓ અને વિગ્રહખોરોની ભોડ બનાવી હતી.

પણ ત્યારે જ જનતાનો જુવાળ એ ત્રણે દુશ્મનોની સામે ચીન આખા પરથી જાગી ઊઠતો હતો. ચીનનો શ્રમમાનવ વિરાટ કદમ ઊંચકતો હતો.

'નૂતન ચીનનો એ જ એક સાચો ઘડવૈયો છે અને એ જ એક ચીનના દુશ્મનોને હારી શકવાનો છે.' નૂતન ચીનનો લોક-પિતા નિર્ધાર કરતો હતો.

ડૉ. સુનને ચીન જડયો હતો. એ એક બાળક જેવો નિખાલસ બની બોલતો હતો: 'મારો ચીન ત્યાં છે જ્યાં ચીની લોક વસે છે...જ્યાં ચીની જનતાનો નવો પ્રાણ જાગે છે.'

મજૂરની ચાલમાં, ખાણના ઊંડાણમાં, ખેતરની ઝૂંપડીમાં એને ચીન જડયો હતો.

૧૯૨૨થી એની આંખ ઊઘડી ગઈ હતી. એ વિરાટ ચીનને દેખતો હતો. એની નજર સામે છંછેડાયલો ચીન ઊઠતો હતો.

જ્યારે ચીન પર શાહીવાદી ડાકુઓએ વિગ્રહખોરોની તરવારોને નિરંકુશ બનાવીને દોડતી કરી હતી ત્યારે જ ચીન લોક-જુવાળ બનીને બેઠો થતો હતો.

કેન્ટનમાં દેશનિકાલ થયો હોય તેવો એ ચીનને શોધી કાઢતો

નવી તાજગીથી ઊભરાતો એ, રોગથી પીડાતા પરછંદ કલેવરને ટટ્ટાર કરીને જોતો હતો.

ચીની શ્રમમાનવના નવા ભાનમાંથી નવો રાજકીય આકાર ચીન પર પહેલો કદમ માંડતો હતો. ચીની જનતાનો રાજકીય પક્ષ દેખતો ડૉ. સુન આનંદનો અતિરેક પામતો હતો.

'જે જાલિમોની જમાતોનો જવાબ માગી શકે છે, શાહીવાદનાં કમઠાણને હચમચાવી શકે છે, જે ચીની ખાંધિયાઓની સુરાદોને નાકામિયાબ બનાવે છે તે ચીન...ચીનનો શ્રમમાનવ છે.' ડૉ. સુન પહેલી વાર ચીનને દેખતો શ્રમમાનવોની રૂસી લોકસરકાર સાથે જિગરદી બાંધતો હતો.

ત્યારે એ મિત્રાચારી પર કરડી નજરો નાખતા શાહીવાદના પડછાયા કેન્ટનના કિનારાઓ પર પથરાતા હતા. અંગ્રેજી, ફ્રેંચ, અમરિકી, જાપાની અને વલંદા ડાકુ સરકારોના વાવટા ફરકાવતાં યુદ્ધ-જહાજો કેન્ટનમાં લંગરાયાં હતાં. અંગ્રેજી એડમિરલ લેવેસન ડૉ. સુન સામે તાકાતનો પરચો બતાવવાનો પરવાનો લઈને ત્યારે આવી પહોંચ્યો હતો.

ત્યારે ચીનનાં દર્શને પ્રાણથી ઊભરાતો સુન એ કાફલાઓના હાકેમો પર પડકાર ફેંકતો કહેતો હતો: 'યુરોપ અને અમરિકાની આગેવાની નીચે તમે અમારો શિકાર કરવાની શેતરંજ ખેલો છો પણ અમારો ભેરુબંધ રૂસલોક છે.'

અને ચીનને હાકલ કરતો ડૉ. સુન કેન્ટનમાં આઝાદ ચીનનાં પરિબળોને એકઠાં કરતો હતો. ૧૯૨૪ના જાન્યુઆરીના ૨૦મા દિવસે આખા ચીન પરથી લોકોએ ચૂંટેલા ૧૯૯ પ્રતિનિધિઓ કેન્ટન પહોંચ્યા. કેન્ટન મુકામે ચીની રાષ્ટ્રની કઓમીનટાંગની પહેલી કોંગ્રેસ મળી.

એ કોંગ્રેસમાં ડૉ. સુને લોક-આઝાદીના ત્રણ મુદ્દાઓ રજૂ

કર્યા, અને કોંગ્રેસે તેનો સર્વાનુમતે સ્વીકાર કર્યો એ કોંગ્રેસે ચીન-ની કોમ્યુનિસ્ટ પાર્ટી સાથે લડાયક સંયુક્ત મોરચો ઘડ્યો.

અને ડૉ. સુનની સરદારી નીચે ચીનનો રાષ્ટ્રવાદ લાલચીનના અવાજને અભિનંદન આપતો ક્યોમીનટાંગના બીજા અધિવેશનમાં અપનાવતો સંયુક્ત મોરચો આકાર ધરતો હતો

એ સંયુક્ત મોરચાએ ઘડેલી રાષ્ટ્રીય આઝાદીનું રૂપ ક્યોમીનટાંગના અધિવેશનમાં ચોકખું બનતું ડૉ. સુનના ત્રણ સિદ્ધાંતો પર રચાતું હતું.

એ સંયુક્ત મોરચો ચીની લોક એમ જાહેર કરતો હતો કે આપણે પરદેશી શાહીવાદીઓ અને જાપાની જાલિમને આપણી ધરતી પરથી હાંકી કાઢીને તથા ચીનની ધરતી પરથી જમીનદારી અને વિગ્રહખોરી જાલિમોને ઉખેડી નાખીને ચીન–પ્રજાસત્તાક ઘડવા માગીએ છીએ.

તથા એ પ્રજાસત્તાકમાં ચીની ધરતી પર વસતી ચીની, મંચુ, મોંગોલ, ટીબેટન તથા ઉત્તર–પશ્ચિમની મુસ્લિમ પ્રજાઓના સમાન આઝાદ એકમોનું, કાયદામાં, રાજકારણમાં, અર્થવ્યવહારમાં, તથા સંસ્કારમાં સમાન સ્થાન હશે

અને એ સંયુક્ત મોરચો જાહેર કરતો હતો કે એવા પ્રજા-સત્તાક વિના આજની દુનિયામાં નૂતન ચીન સાચી રીતે આઝાદ પ્રજાવાળો દેશ બની શકે જ નહિ.

આ જાહેરાત સાથે સંયુક્ત મોરચા પરથી ચીનની જનતા એમ ડૉ. સુનનો (મીન–ચુઆન–ચુ) લોક–અધિકારોનો ઢંઢેરો પિટાતો હતો.

બાજરમાન ચીન પર ભવ્ય આકાર ધરીને સંયુક્ત મોરચો ચીની વિચારને આઝાદી-સંગ્રામના મોરચા પર આવાહન કરી રહ્યો હતો

## ૧૧

# બાપુ સુન-યાતની મરણપથારી

નૂતન ચીન પર જુવાળ ચઢતો હતો. એ જુવાળ પર ઘૂઘવતો હોય તેવો ડૉ. સુન ચીન પર નવા ભાનનો અવાજ બનીને દક્ષિણ પર ચઢવાની હાકલ ગજવતો હતો.

ઉત્તર-દક્ષિણ એક ચીનની રણહાક ઉત્તરના વિગ્રહખોરોના કાનમાં ખખડતી હતી.

અને એ રણહાક નીચે ફૂંચવાતો પેકીંગના ઉત્તર પાટનગરમાં સત્તા જમાવીને બેઠેલો તુઆન ડૉ. સુનને કહેણ મોકલતો હતો: 'આપ આવી પહોંચો તો આપણે મસલત કરીએ.'

પોતાની જગાએ મહામેનાની તરીકે હુ-હાન-મીનને મૂકીને ડૉ. સુન-યાત ૧૯૨૪ના નવેમ્બરમાં જ આ મુલકાત માટે શાંગ-હાઈ પહોંચ્યો. પણ મુલાકાતનું પરિણામ કંઈજ આવ્યું નહિ.

અને જાપાનની જનતાને ચીન વતી બાંધવતાનો સંદેશો સંભળાવવા ડૉ. સુન જાપાન તરફ ઊપડ્યો.

પણ જાપાની શાહીવાદે એને જાપાનમાં પેસવાની મના કરી અને પાછો એ ટીનસીન બંદરે ઊતર્યો.

બંદર પર ફ્રેંચ કોન્સલ જનરલે એની મુલાકાત લીધી અને એને માનપૂર્વક જણાવ્યું: 'અમારી વસાહતમાં તમારી હાજરી અમને રુચતી નથી માટે...'

'પણ અમારી ધરતી પર...!'

'પરંતુ વસાહત તો અમારી ને!'

અને સુન-યાતની બગડતી તબિયત વધારે બગડી. એના માથામાં પેલો અવાજ ઘૂંટાતો એની ચિંતા વધારી મૂકતો હતો.

એ માંદગીના બિછાનામાંથી પેલો આકાર દેખ્યા કરતો હતો, 'દક્ષિણ અને ઉત્તર ચીન એક થાય તો જ...તો જ ચીન પ્રજાસત્તાક બને તેમ હતું. તો જ નૂતન ચીન રચાય તેમ હતું અને તો જ બધી ખૂનામરકીના ખેપિયા બનેલા શાહીવાદી ડાકુઓ ચીન પરથી ખસે તેમ હતું. પણ ઉત્તર-દક્ષિણની એકતા સંગ્રામ વિના થાય તેમ નં હતું.

અને એ માંદગીના બિછાનામાં બેઠો થયો. એણે પથારીમાંથી બહાર નીકળી પેકીંગ પહોંચવાની તૈયારી કરી. એ બબડ્યો: 'હું પેકીંગ જઈને ટુઆન અને ચાંગ-સો-લીન સાથે ફરી વાર મસલત કરી જોઉં.'

અને એ પેકીંગ પહોંચ્યો.

એની માંદગી વધતી હતી. એને વાટાઘાટનો છેવટનો અવાજ સંભળાયો: 'આપ પેકીંગને કેન્ટન બનાવવા માગો છો તે બનશે નહિ... આપની મિત્રાચારી તો સોવિયટ સાથે છે પણ અમને તે ખપતી નથી.'

સુન સમજી ગયો. એ માંદગીના બિછાનામાંથી વિકરાળ હસતો હતો: 'કોલસાને ધોઈને ધોળા નથી બનાવાતા...હું અહીં સુધી અમસ્તો આવ્યો.'

અને એની માંદગી ગંભીર બની. કલેજામાં પડેલી ચાંદી જીવલેણ બની હતી.

પેકીંગની મેડિકલ યુનિયન હોસ્પિટલમાં એક જરમન ડૉકટરે એને ઓપરેશન કર્યું.

અને પેકીંગ નગરમાં એક મિત્રના ઘરમાં ડૉ. સુનની મરણ-

પથારી પથરાઈ. એ મરણપથારીમાં બેસીને બોલ્યો: 'મારી છેલ્લી ઇચ્છા લખી લો.'

અને ચીનની ધરતી પર, ચીની જનતામાં જીવતી બનતી એની છેલ્લી વાણી મશહૂર બનીને ગુંજી ઊઠી:

'લોકક્રાન્તિ માટે મેં મારા જીવનનાં ચાલીસ વરસ દીધાં છે. એ ચાલીસ વરસના અનુભવથી મને સમજાયું છે કે ચીનની સાચી આઝાદી ચીનની જાગ્રત લોકજનતા જ ઘડી શકશે તથા એ ઘડતરમાં બહારના દેશોમાંથી તે જ દેશ આપણો મિત્ર બની શકશે કે જેની નેમ જનતાની આઝાદીની હોય તથા જે આપણી સાથે બધી રીતે સમાન મિત્રભાવે વ્યવહાર કરે...

'હું તમામ સાથીઓને આપણી લોક-આઝાદીનો સંગ્રામ છેવટ સુધી ચલાવવા આગ્રહ કરું છું.'

એણે આ વસિયતનામા પર ૧૯૨૫ના માર્ચના ૧૧મા દિવસે સહી કરી અને બીજે દિવસે એ મરણ પામ્યો.

આખા ચીન પર એના અવસાનની છાયા પથરાઈ ગઈ. આખા ચીનનું ઘવાયલું અંતર પોતાના રાષ્ટ્રપિતાની વિરાટ સ્મશાનયાત્રા કાઢીને નાનકીંગ નગર બહારની ટાઈગર ટેકરી પરની કબરમાં એ મહાનુભાવને દફનાવતું રુદન કરતું હતું.

ગમગીન બનેલો ચીની રાષ્ટ્ર ડૉ. સુનના માનમાં એની રણહાકને પીતો આશ્વાસન પામતો સળવળતો હતો. ચીનના દક્ષિણ-ઉત્તરના જોડાણનો નિરધાર કયોમીનટાંગમાં જનમતો બનતો હતો. 'એ જોડાણ માટે આપણે ઉત્તર પર ચઢાઈ કરીએ છીએ' એમ બોલીને એ મહાસેનાની મરી પરવાર્યો હતો.

'પણ આપણે જે જીવતાં છીએ તેમની જવાબદારી છે.' એમ બોલતો ચીની જનતાનો અવાજ કયોમીનટાંગની કારવાઈનો નિરધાર બનતો હતો, 'આપણે ઉત્તર પર ચઢીએ છીએ.'

બસ એ જ અવાજના અમલ પર બધું અવલંબતું હતું. એ અવાજના અમલ સાથે ચીની પ્રજાસત્તાકનું ઘડતર થવાનું હતું. એ ઘડતરમાં જાલિમ જમીનદારી ઊખડી જવાની હતી. વિગ્રહખોરોનાં ખૂની શાસન ખતમ થવાનાં હતાં અને પોતાના મૂડીવાદી ખાંધિયાઓને બગલમાં ઘાલીને ચીન પર ખાનાખરાબી અને રોગચાળા સરજતા બેઠેલા શાહીવાદી ડાકુઓ દરિયા પાર હડસેલાઈ જવાના હતા.

એ જ અવાજનાં મંગળ ચોઘડિયાં વગાડતાં શ્રમમાનવો ચીની ધરતી પર હાકલ કરતાં ક્યોમીનટાંગનાં રણદુંદુભિ બનેતાં હતાં.

અને ક્રાન્તિ-વિરોધી બધાં કરચલાંઓ પોતપોતાની બોડમાં ફૂંચવાતાં આ લોક-અવાજને ગૂંગળાવી મારવાની કારવાહી ઘડવા મચી પડ્યાં હતાં. ત્યારે એમાં આગેવાન બનીને પેલો જાબુડિયા રંગનો ઓવર કોટ ઓઢીને ફરતો કનસેશનમાં નવી જાતની તોપો લઈને આવેલો ઓલીવર હતો, ભૂખરા જાકીટનાં કચ-કચાવીને બટન બીડીને ફરતો ઊંચો ને ઘરડો પેકીંગના ઈસાઈ દેવળનો વડો પાદરી હતો; બીજો એક ખાંધિયો હતો ને તે અર્થકારણનો વિશારદ મનાતો હતો કારણકે કેન્ટનનાં સિનેમ-ઘરોનો અને ચાના બગીચાઓનો એ માલિક હતો અને ફડેચોક કોમ્યુનિસ્ટોનો જાની દુશ્મન હતો; એક બીજો કનફ્યુશિયસનો ભારે ભગત હતો, અને એક મોંગોલિયન મૂછો રાખતો વિગ્રહખોર હુપે અને હુનાનમાં બારેખમ ઓદ્ધ તરીકે પંકાઈ ચૂકયો હતો.

એવી અનેક રોળફીઓ તતડી ઊઠી હતી તથા 'સ્ટૉક એક્સચેન્જ'ના શાંગહાઈ હૉલમાં, પરદેશી લીગેશનોમાં, પેકીંગના દરબારગઢમાં, ને ઈસાઈ દેવળોમા હરતીફરતી હતી.

એ બધી સોનેરી રોળફીઓ તો પોતાની જાગ બિછાવતી જ રહી હતી અને સુન-યાત-સેનના મરણ પછી તરત જ તેમણે

ચીની મૂડીવાદને આંતરરાષ્ટ્રીય મૂડી સાથે લોહીની એકતા દેખાતી હતી અને દેખાતું હતું કે પરદેશી શાહીવાદનાં મૂડીવાદી હિતો ચીનમાં નરમ પડે તો ઠીક વાત છે કારણકે તેથી ચીની દેશી મૂડીનાં હિતો તેટલાં આગળ આવે છે પણ...

...પણ ચીની મૂડીવાદને છડેચોક દેખાતું હતું કે એ ય પરદેશી શાહીવાદી જમાત સાથે એક જ હોડીમાં બેઠો હતો. જો એ હોડી કામદાર-કિસાનો કાણી કરશે તો તેમાંથી એકલો પરદેશી મૂડીવાદ પડી જશે તેમ નથી પણ પોતાને ય આંચ આવશે.

પરદેશી મૂડી તો અપવિત્ર હતી તે ઠીક વાત હતી પણ દેશી મૂડી અને તેનાં સ્થાપિત હિતોની પવિત્રતા જળવાઈ રહેશે તેની ખાતરી શી?

એટલે એને પરદેશી શાહીવાદ સાથેના સંબંધનો પવિત્ર તંતુ સાફ સાફ દેખાતો હતો અને દેખાતું હતું કે જો જોરદાર ને સંગઠિત કિસાન-કામદાર શાહીવાદી હિતોનો ઘાણ કાઢશે તો તેમાં પોતાનો પણ ઘાણ નીકળી જવાનો છે.

એ સમજને સીધી રીતે અને જલદ રીતે આવતા દેવામાં પરદેશી કારખાનાંની માલિકશાહીએ ૧૯૨૩ના મેના ૩૦મા દિવસથી શરૂ થયેલી હડતાલો વખતે જ પોતાનાં અટકેલાં કારખાનાં સાથે જ દેશી કારખાનાંમાં પોતાને ત્યાંથી જતી યંત્રશક્તિ અટકાવીને તેમને પણ ચાલતાં બંધ કરી દીધાં હતાં અને તેથી 'ચાઈનીઝ ચેમ્બર ઓફ કોમર્સ'ના મુરલીધરો તરત જ વિચાર કરતા થઈ ગયા હતા અને તરત જ હડતાલિયાઓ તથા પરદેશી શાહીવાદીઓ સાથે સમાધાન થાય તેનો પાયો રચી રહ્યા હતા.

ચીની મૂડીપતિઓએ તરત જ હડતાલિયાઓને મોકલાતાં ફંડ બંધ કરી દીધાં અને તેથી ધીમે ધીમે હડતાળનું પીઠબળ તૂટવા

ત્યારે ૧૯૨૫ના ઉનાળા પછી પરદેશી શાહીવાદનાં લશ્કરોએ શાંગહાઈનો કબજો લેવા માડયો અને તેને 'ચાર્ટર્ડ ચેમ્બર ઑફ કૉમર્સે' પૂરેપૂરો ટેકો આપ્યો શાંગહાઈના લેબર યુનિયન પર ઝડતી બેઠી ને તેને બંધ કરવામાં આવ્યું. અને કામદારોની એકસો વીસ કલબના કબજા લેવાયા.

પરદેશી શાહીવાદીઓએ તથા ચીની મૂડીવાદી-હિતોએ તરત જ એક ડગલું આગળ જઈ કૉમ્યુનિસ્ટ-વિરોધી મડળો બાધવા માંડ્યાં અને કૉમ્યુનિઝમ સામે ઉગ્ર પ્રચાર શરૂ કરી દીધો. શાહીવાદી શિકારીઓનો અંગ્રેજી 'ન્યૂસ' કૉમ્યુનિઝમના અનિષ્ટને વખોડતો ચીનની પ્રાચીન સસ્કૃતિના મરણ પર આક્રંદ કરી ઊઠયો. *

ત્યારે પેકીંગની પૂતળા સરકારનો વડો ટુઆન હતો. એ વડા પાસે પરદેશી પચાઉગીરીએ ટીનસીન બદરને બિનલશ્કરી કરી દેવાનુ અલ્ટીમેટમ આપ્યું હતુ

અને ટુઆને તે સ્વીકારી લીધુ હતુ એ સ્વીકાર સામે પેકીંગના વિદ્યાર્થીઓ પ્રચંડ સરઘસ કાઢતા હતા

૧૯૨૬ ના માર્ચના ૧૮ મા દિવસે પેકીંગ સરકારે એ ચળવળિયાં સામે બદૂકો છૂટી મૂકી દીધી અને સંખ્યાબંધ છોકરા-છોકરીઓને વીંધી નાખ્યા.

એ જ કતલની રાતે જ્યારે શબ ખસેડાયાં નહોતા, જ્યારે લોહી ધોવાયા નહોતા ત્યારે પરદેશી મ્યુનિસિપલ કાઉન્સીલ સાથે શાંગહાઈના મૂડીવાદી નેતાઓ ખાણુ લેતા હતા. પરદેશી શાહીવાદીઓની મ્યુનિસિપલ કમિટી ચીનાઓને આ માન પહેલી વાર આપતી હતી એટલે તેને જતુ કરાય તેમ હતું જ નહિ

એ મજલિસમા એક અમેરિકન પ્રમુખ ઊભો થઈને ભાષણ

---

* 'I appeal to you to save for China the priceless heritage of its ancient civilization.'

કરતો હતો, 'આપણે નવો જ ઘાટ ઘડીએ તો...આપણે ક્યોમીનટાંગમાં નવી જ સરદારી સીકારી દઈએ તો...આપણામાંથી જ કોઈ જો એ બીડું ઝડપે...નહિ તો આપણી...તમારી ને અમારી સૌની હસ્તી જોખમમાં છે.'*

અને એ સાંભળતો ચીની મૂડીવાદી ખાંધિયો યુન્યા-શીંગ ઊભો થઈ ગયો અને બોલ્યો: 'સલાહની શાંતિની જરૂર છે જ પણ તે માટે આપ સાહેબોએ શાંગહાઈ તંત્રમાં અમારી સાથે સમાન સાથીદારી સ્વીકારવી જ જોઈએ ના?'

અને આ મિજલસ પછીને ત્રીજે અઠવાડિયે જ શાંગહાઈની પરદેશી વસાહતોની મ્યુનિસિપાલ કાઉન્સીલમાં ચીની મૂડીવાદને ત્રણ બેઠકો મળી. પછી ધીમે ધીમે પરદેશી શાહીવાદી શિકારીઓ સાથે સગપણ બાંધતી ચીની મૂડીવાદી ટોળકીએ શાંગહાઈમાં, ઉત્તરમાં તથા ઠેઠ ક્યોમીનટાંગમાં કેન્ટનમાં પોતાની જાળ બિછાવવાના પેંતરા રચવા માંડ્યા. અને કેન્ટનમાં, રાષ્ટ્રહિતચાહના લાલ રંગમાં ધોળી એક સેર સરકવા માંડી. એ સેરનું નામ ચાંગ-કાઈ-શેક હતું.

---

*'We, your hosts' said the American chairman, Sturling Fessendam, 'count ourselves fortunate in having been able to secure the attendance of so distinguished a company of Chinese gentlemen...We have with us a representative gathering of the men who mould and guide that vast and wonderful force known as public opinion.'

૧૨

# શાહીવાદના સંગમાં ચીની મૂડીવાદી તંતુ, ચાંગ–કાઇ–શેક

ઇતિહાસનાં પરિબળો પોતાને અનુકૂળ એવી વ્યક્તિને પોતાની અંદરથી સરજાવી કાઢે છે. તેવી વ્યક્તિ જેવો એક વેપારીનો દીકરો ચાંગ–કાઇ–શેક પોતાના મૂડીવાદી વર્ગના મરકાઈ પડતા મૂલ્યાંક સાચવવા કેન્ટનમાં ઘડાતો હતો. કેન્ટન તો લાલ દેખાતું હતું પણ તેમાં આ સફેદ તાતણો ચીનના આગળ વધતા જુવાળમાં આગળ તરી આવતો હતો.

જ્યારે ૧૯૧૧માં પહેલો બળવો થયો ત્યારે એ ટોકિયોની એક લશ્કરી શાળામાં તાલીમ લેતો હતો અને પછી ત્યાંથી ઉતાવળો આવીને એ જનરલ શેન–શી–મીના લશ્કરમાં જોડાતો હતો અને જનરલ શેને પછીથી એનું ઓળખાણ ડૉ. સુન–યાત–સેન સાથે કરાવ્યું હતું

અને પછી એ યુ–યા–શિંગ નામના શાંગહાઈની મૂડીવાદી જમાતના આગેવાન ખાંધિયાના પરિચયમાં પણ આવ્યો હતો. એનો બીજો પરિચય, ચાન–શીંગ–શીઆગ નામના બીજા ખાંધિયાનો પણ હતો. એ ઉપરાંત ચાંગ–કાઈ–શેકનો એક ત્રીજો પરિચય વાંગ–શીગ–લુંગનો પણ હતો અને વાંગને શાંગહાઈમાં ગુંડી વિમહ-ખોર જમાતનો સારો પરિચય હતો. એ જમાતમાંથી લીધું

વર્તુળ નામની એક ટોળકી ખાનગી રીતે કામ કરતી હતી તેમાં એ શામેલ થયો હતો.

પછી એવા બધા ઉમદા પરિચયવાળો ચાંગ શરૂઆતમાં શાંઘાઈ સ્ટોક એક્સચેન્જમાં એક મામૂલી દલાલનું કામ કરવા લાગ્યો. પણ સટ્ટામાં બધું ગુમાવીને એ રસ્તા પર રખડવા નીકળ્યો ત્યારે એને શાન-શૌંગ-શીઆંગે, વાટખરચી આપીને કેન્ટન તરફ નસીબ અજમાવવા મોકલી દીધો.

ચાંગ-કાઈ-શેક પછી કેન્ટનમાં આવીને સુન-યાત-સેનના પરિચયમાં આવ્યો. ડૉ. સુન એ જુવાનની ચાલાકી ને ચતુરાઈ પર મોહાયો અને ચીનની આવતી કાલ માટે સારો કામ આવે એવો છે એમ ધારીને એણે ચાંગ-કાઈ-શેકને સોવિયટ પદ્ધતિ તથા લાલ લશ્કરની તાલીમનો અભ્યાસ કરવા મોકલી આપ્યો.

૧૯૨૩ના જુલાઈમાં ચાંગ રશિયા તરફ રવાના થયો ને ત્યાં ૭ માસ રહ્યો. લાલમાં લાલ જેવો તકસાધુ ચાંગ પાતળા હોઠ ચાટતો હતો. કીડી આંખે નજરના મણકા ગોઠવતો હતો, અને અહોભાવથી લાલ લશ્કરની ઊંચી રીતભાતો નિહાળતો હતો, જનતામાં પરોવાઈ ગયેલો એક ખ્યાલ કેવાં જબ્બર જોમ જગાડી શકે છે તેનો ખ્યાલ કરતો હતો.

અને આંખોમાં આગ લાવીને ગર્જના કરતાં શીખતો હતો, "ચીની ઇન્કિલાબ, ઝિન્દાબાદ" કારણકે એ અવાજ જનતાનાં જિગરોને વીજળિક શક્તિથી ઉભરાવી દેતો હતો તે એ જાણતો હતો.

ચાંગ ચીન પાછો ફર્યો ત્યારે બીજાઓ કરતાં વધારે જાણીતો હતો, અને રશિયાથી પાછો ફરેલો ચાંગ રશિયન એલચી બોરોડીનનો કાળાં ગુચ્છાંવાળો લાડીલો બન્યો હતો.

૧૯૨૪માં મે માસમાં જ્યારે સોવિયટનાં નાણાંથી વામ્પુઆની લશ્કરી સંસ્થા ખુલ્લી મુકાઈ ત્યારે તેનો ડાયરેક્ટર થવાને

ચાંગ-કાઈ-શેક જ લાયક જણાયો, કારણકે એ રશિયા જઈને લાલ લશ્કરની રીતભાત નજરોનજર શીખી આવ્યો હતો અને રાષ્ટ્રીય લશ્કરમાં ઊંચી પદવી ધરાવતો હતો.

પછી કેન્ટનના વેપારી ટુકડીઓ દબાવી દેવામાં, પૂર્વની નદી પર ચડાઈ લઈ જવામાં, યુનાનના વિગ્રહખોરો સામે લડાઈ કરવામાં અને દક્ષિણના વિગ્રહમાં, વામપુઆની ટુકડીઓ જ આગળ રહી હતી અને વિજયી બની હતી અને એ પોતે એ વિજયોનો નેતા હતો એટલે બે જ વરસમાં એની ખ્યાતિ ખૂબ વધી ગઈ.

પણ એ જ લડાઈઓ અને અથડામણોમાં જ્યારે કિસાન-ટુકડીઓની હિલચાલો જમીનદારોના હકો સામે કંઈ કરતી હતી ત્યારે એ જ વામપુઆમા ટુકડીઓ બનેલા રાષ્ટ્રવાદી જુવાનો જે જમીનદાર કુટુંબોમાથી આવ્યા હતા તે વાંધો લેતા હતા અને એમ ધીમે ધીમે વામપુઆનાં લશ્કરી ઘટકોમાં પણ અંદર અંદર બે પક્ષો બંધાતા હતા. જે બે વર્ગો વચ્ચે સંયુક્ત મોરચો રચાયો હતો તે જ બે વર્ગના પ્રતિનિધિઓના બે મોરચા વામપુઆની લશ્કરી સંસ્થામા પણ દેખાતા હતા, અને ધીમે ધીમે રાજકીય ખ્યાલોવાળા અને ખુલ્લા બનતા હતા.

દરમિયાન ખાંધિયાઓ અને મૂડીવાદીઓએ સુન-યાત-સેન સેવાસંઘ સ્થાપ્યો હતો અને એ સંઘ ઉત્તરમા અને મધ્ય ચીનમાં પોતાની લાગવગ જમાવતો હતો, અને એ જ લાગવગ વામપુઆની લશ્કરી સંસ્થા સુધી હવે પહોંચવા માંડી હતી.

વામપુઆની લશ્કરી સંસ્થામાંજ કૉમ્યુનિસ્ટો અને ઉદ્દામો-નોએક પક્ષ હતો અને તે પક્ષ પેલા બીજા પક્ષ સામે અવારનવાર અથડાતો હતો.

ચાંગ-કાઈ-શેક અવારનવાર એ બને પક્ષો વચ્ચે શાંતિ જાળવવાનો ને સમતુલા રાખવાનો પ્રયત્ન કરતો હતો અને તેવી

પથરાયલા રજવાડી વિગ્રહખોરોને એ લોક હથિયાર આપીને આપણી સામે......'

'ઊભા કરશે એમ ને !' ચાંગ વચમાં બોલ્યો, 'પણ પેલા કૉમ્યુનિસ્ટો...'

'એ તો તૈયાર જ છે, આગલી હરોળમાં પોતાનાં જીવતર-નાં બલિદાન દઈ દેવા.'

'આગલી હરોળમાં એ હોય તો...તો આપણી હરોળો...' ચાંગ બબડ્યો.

પછી ૧૯૨૫ ના ઑગસ્ટમાં વામપુઆની લશ્કરી સંસ્થામાં એક બનાવ બની ગયો. વામપુઆના રાજકીય નિયામક લીઓ-શુંગ-કાઈ નામના એક કૉમ્યુનિસ્ટ આગેવાનનું ખૂન થયું. ક્યોમીનટાંગનો આગેવાન, હુ-હાન-મીન તથા કેન્ટોનીઝ લશ્કરનો સરદાર જનરલ સુ-શુંગ-શી એમાં સંડોવાયલા માલમ પડ્યા. ક્યોમીનટાંગની મૂડીવાદી જમણી પાંખનું આ ખુલ્લું કાવતરું હળવે હાથે હાથ ધર્યું અને બન્ને સંડોવાયલાને સલામત કેન્ટન છોડી જવાની ફરજ પાડવામાં આવી.

લીઓના ખૂન પછી કેન્ટનનો કામદાર આગેવાન વાંગ-શીંગ-વી બન્યો અને ચાંગ-કાઈ-શેક કેન્ટન લશ્કરનો સરદાર બન્યો. જનરલ સુનું પદ સ્વીકારતાં એણે 'ઇન્કિલાબ, ઝિન્દાબાદ'ની ગર્જનાઓ કરીને મૂરખ બની શકે તેવાઓને બનાવ્યા.

અને સોવિયટ યુનિયનની કૉમ્યુનિસ્ટ પક્ષની ચૌદમી પરિષદ પણ ૧૯૨૬ ના જાન્યુઆરીમાં ક્યોમીનટાંગ પર નીચેનો તાર કરતી હતી ત્યારે, તે પર ક્યોમીનટાંગમાં જ ઉપરથી લાલ દેખાતો પણ અંદરથી મૂડીવાદનો કીડો બનેલો ચાંગ-કાઈ-શેક દાઢમાં હસતો હતો

સુંગના કુટુંબમાં ચાંગનો અવરજવર વધી ગયો હતો. એકલી

ચીંગ-લીંગ સાથે એનો મેળ ખાતો નહોતો.

'પણ આપણે અને એ...એ અને આપણા ત્રણ સિદ્ધાંતો ક્યાં જુદા છે તે?' ચીંગ-લીંગ બૂમ પાડી ઊઠી.

'તમને હજુ એ સમજાતા નથી...' ચાંગ જોઈ રહ્યો.

'કદાચ તમે જ મને નહિ સમજતા હો...'' ચીંગ-લીંગ ઉદાસ બનીને બોલી. ચાંગની નજર કંઈ સંતાડતી હોય તેમ આ ડૉક્ટરની વિધવાની પકડમાંથી છૂટવા મથી રહી ત્યાં સુંગકુટુંબની સૌથી નાની દીકરી મી આવી પહોંચી, અને ચીંગ-લીંગ બોલી:

'તને તો સમજાય છે ને આ...આપણા ચાંગ '

'એટલે તો હું એમને ચાહું છું.' બોલતી ચપળ મી મોટીબેન સામે બેસી પડી. 'પણ વાત શી છે?'

'તને યાદ છે, આપણા દેશના દક્ષિણ છેડા પર હીનાન ટાપુ પરના આપણા ઘરને છોડીને આપણા બાપા અમેરિકા ગયા અને ત્યાં તેમણે ઇસુનો ધર્મ સ્વીકાર્યો અને પછી પાછા આવીને એમણે ઇસાઈ જુવાનોનો સંઘ સ્થાપ્યો...'

'ઓહો, એ વાત ચાલતી હતી?'

'સાંભળ તો ખરી. પછી એણે આપણી માતા ની-ને કહ્યું હતું.'

'મને તે યાદ નથી ' મી ખડખડાટ હસી પડી.

'મને યાદ છે. એણે કહ્યું કે ઇસુનો સંઘ તો કચડાયલો-રિબાયલો ચીની લોક છે. પણ ત્યારે એ જોવા-સમજવાની નજર જ ક્યાં હતી? પણ બાપા એમ બોલેલા કે કદાચ ઇસુ મને સમજશે જ નથી...તેમ મને આજે લાગે છે કે...'

'...કે હું એમને સમજાયો નથી.' ચાંગ વચમાં બોલી ઊઠ્યો.

'ના, મને એમ લાગે છે કે ડૉ. સુનને ચાંગ સમજ્યા જ નથી.' બોલતી ડૉ. સુનની વિધવા નિરનેજ નજર નાખી રહી.

પણ પછી ૧૯૨૬ના ડિસેમ્બરને પહેલે દિવસે ચાંગને સમજેલી મી ચાંગ સાથે પરણી.

પછી સૌથી નાની મી અને ચીનની ઉત્તરથી મોંગોલિયા સુધી પથરાયલી બધી બેન્કોના માલિક કુંગ સાથે પરણેલી સૌથી મોટી આઈની વચમાં કચડાતી હોય તેવી ડૉ. સુનની વિધવા ચીંગ–લીંગ પાછી ચાંગને કહેતી હતી:

'હું ય આવવાની છું.'

'ક્યાં!'

'આપણે ઉત્તર પર ચઢીએ છીએ ને!'

'પણ ત્યાં તમે!'

'હું ડૉ. સુનના સિદ્ધાંતોને સમજી છું. આપણા ચીન પર પથરાયલી જાલિમ હેવાનિયતને વિદારવા જ્યારે આપણે ચઢીએ છીએ ત્યારે...ત્યારે હું બીજે ક્યાં હોઉં!'

'મને લાગે છે કે તમે મારામાં આશંકા દેખો છો.' ચાંગે ફરિયાદ કરી.

'ના ના, એ તો આપણી વહાલી વસ્તુ લગોલગ દેખાય ત્યારે અધીરું મન આશંકા કરી પડતું હોય છે કે કદાચ...'

'ઓહો...એમ છે...!' ચાંગ ખડું હસ્યો.

'ઠીક એમ પણ નહિ...પણ મને લીઓ–શુંગ યાદ આવે છે...કેવું કરપીણ એનું ખૂન થઈ ગયું...એ લાલ લડવૈયાનું ખૂન કરનાર પડછાયો મને અધીરી બનાવી દે છે...તમને ખબર છે, જેણે એનું ખૂન કરાવ્યું તે મૂડીવાદી–જમીનદારી જંગલિયત લોકજુવાળને કચડી નાખવા સો સો સ્વરૂપો ધરીને શયતાનની જેમ...' બોલતી ચીંગ–લીંગ અનિમીષ દેખી રહી. અને પોતાની જાતને સંકોચતો હોય તેવો ચાંગ ખોટું હસી પડ્યો.

અને સ્વગત વિચારતી હોય તેમ એ બબડી: 'તમે હસો છો

શું ? તમે મને સમજતા જ નથી...રાજકારણ જ એવું છે. એની ભુલભુલામણી એવી જ હોય છે. કાવતરાંની એકબીજામાં ગૂંચવાયલી રેખાઓના તારની જાણે તમારા હાથમાં હથોડી આવી ગઈ છે એટલે જ મને...'

'તમને હું સમજતો નથી એમ ને !' બોલતો ચાંગ એના રશિયન અને જરમન ઢબે મૂડાવેલા માથા પર હાથ ફેરવી રહ્યો. એના પાતળા હોઠ હાલ્યાચાલ્યા નહિ. એના ગળામાંથી હમેશની જેમ એક જાતનો અવાજ આવ્યો.

અને જે ખાનગી મંડળીઓમાં એ ફરતો હતો ત્યારે ચીંગ-લીંગની કલ્પનામાં એ દેખાતો તેવો આજે આબેહૂબ દેખાયો હતો. પણ વાંગ હજુ મહાન હરીફ ઊભો જ હતો, અને પોતે તો મધ્યસ્થ સમિતિનો સભ્ય, વામપુઆ લશ્કરી સંસ્થાનો મુખી તથા પહેલા લશ્કરનો સેનાપતિ એ વિના વધારે શું હતો ?

એ પોતે મૂડીવાદી ખાંધિયાઓની ટોળકીનાં કારસ્તાન માટે વાંગથી ઘણો વધારે યોગ્ય હતો તે વાતની એને ખાનગી રીતે ખબર હતી અને તે વાત કયોમીનટાંગનો મૂડીવાદી મવાળપક્ષ સારી પેઠે સમજતો હતો.

એટલે જ એના ટેકા જેવા ટાઈ-શી-ટાઓએ જેણે મૂડીવાદીઓની 'વેસ્ટર્ન હિલ્સ' પરિષદ મેળવવામાં મદદ કરી હતી તેણે તે જ પરિષદમાં પોતાના મુખી ચાંગ માટે વાંગને બદલે ચાંગને નેતા બનાવો એવી વાત અગત્યની બનાવી હતી, તથા ત્યાર પછી શાંગહાઈ અને પેકીંગમાંના મુરલીધર મંડળોમાં ખાસ કરીને એની લાગવગ વધતી જતી હતી.

અને એણે તરત જ દિવસે વિચાર કરવાનું અને રાતના અમલ કરવાનું શરૂ કરી દીધું. ૧૯૨૬ના માર્ચની ૨૦ તારીખે એ સવાર પડતાં પહેલાં અંધારે અંધારે એની હકૂમત નીચેના

લશ્કર સાથે બહાર નીકળ્યો અને બોલ્યો: ' પેલા 'થુંગશાન,' યુદ્ધજહાજનું આપણા તરફનું વલણ ભય પમાડે તેવું છે એની સામે કામ લેવું પડશે. '

પણ એમ કહીને ઊભો થયેલો એ દિવસ ભરના નિર્ણયનો અમલ કરવા જતો હતો. એના હાથ નીચેના પચાસ લશ્કરી પ્રતિનિધિઓને એણે નજરકેદ કરી દીધા કારણકે તે કોમ્યુનિસ્ટો હતા. પછી એણે કેન્ટન-હોંગકોંગની હડતાલ કમિટીનાં મથકો પાસેથી હથિયાર ખૂંચવી લીધાં. બધા સોવિયેટ રશિયાના સલાહકારોને એણે તેમનાં પોતાના નિવાસસ્થાનોમાં કેદ કર્યા. ટેંગ-યાન-ટા નામના લીઓની જગા પર નિમાયલા વામપુઆના પોલિટિકલ ડાયરેક્ટરને એણે અટકાયતમાં લીધો કારણકે તે કોમ્યુનિસ્ટ હતો. લી-શી-લુગ નામના નૌકાખાતાના કોમ્યુનિસ્ટ વડાને એણે પથારીમાંથી ઘસડીને બહાર કાઢ્યો અને ગાડામાં જકડીને લશ્કરી કારાગારમાં મોકલી આપ્યો.

ઊગેલી ઉષાએ જ્યારે ચાંગ-કાઈ-શેકનું મોઢું જોયું ત્યારે એ પાછો ધોળે દિવસે વિચાર કરતો હતો અને અડધી રાતમાં કેન્ટનનો એકનો એક આગેવાન બની બેઠો હતો. એણે અડધી રાતમાં જ નિર્ણયનો અમલ કર્યો હતો. જ્યારે એવા અમલનો કોઈને ખ્યાલ નહોતો અને જ્યારે સમાચાર સાંભળતાં ક્વોમીન-ટાંગના નેતાઓ ઝોકાં ખાતા હતા.

અને વાંગ પોતાનો બધો અધિકાર ચાંગને સુપરત કરતો ભાગતો હતો અને ભાગી જતાં ચાંગને માટે વિનંતી લખતો જતો હતો કે, ' જો આપ ક્રાન્તિને રસ્તે વળગી રહેશો તો મારા અધિકારોના કરેલા ત્યાગ માટે પણ અને પસ્તાવો નહિ થાય. '

' અરેરે, એ તો ભૂલ થઈ ગઈ... અમલદારોની ભૂલ... હું તેમને ઠપકો આપીશ. ' એણે હડતાલિયાઓને સતોષવા હોંગકોંગ

કડતાલ કમિટિનાં મથકો પર કરેલી ધાડનો જવાબ આપો અને બહાર ગયેલા બોરોડીનને ઉતાવળે પાછા આવવા અને સલાહ આપવા તાર કર્યો.

બોરોડીન પાછો આવ્યો.

. મેની ૧૫મીએ મધ્યસ્થ સમિતિની સભા મળી.

અને એણે જાહેર કર્યું કે 'કામ્યુનિસ્ટો મોટું આક્રમણ કરવાના હતા, મોટી કતલ ચલાવવાના હતા, અને સત્તા હાથ કરવાના હતા એટલે મારે આ પગલું લેવું પડયું છે.'

અને પછી એણે સમિતિ પાસે ઠરાવ પેશ કર્યો કે ક્યોમીનટાંગના કામ્યુનિસ્ટ સભ્યો પર સખ્ત જાપ્તો મૂકવો, મ્યુનિસિપલ, ઇલાકીય અને મધ્યસ્થ સમિતિમાં તેમની સંખ્યા એકતૃતીયાંશથી વધારે નહિ રાખવી, તેમને ક્યોમીનટાંગ સરકારના કશા વિભાગ કે ખાતાના વડા નહિ થવા દેવા વગેરે.

એ રીતે એણે કામ્યુનિસ્ટોને લોખંડી બેડી પહેરાવીને સીધા જકડી લીધા અને એણે બધી સત્તા પોતાના હાથમાં લઈ લીધી અને એણે તરત જ એના પડછાયા જેવા બનેલા, મૂડીવાદી ખાંધિયાએ દીધેલા શાંગ-શીંગ-ચીઆંગને પોતાને બદલે મધ્યસ્થ કાર્યવાહીમાં પ્રમુખ તરીકે બેસવા નીમી દીધો.

પછી ઉત્તરને તાબે કરવા માટે રજૂ થયેલી યોજનાના અમલ માટે ઉત્તર પર ચઢાઈ કરવાનો ઠરાવ થયો તથા તે માટે ચાંગ-કાઈ-શેક બધાં લશ્કરોનો મહાસેનાની બન્યો.

અને કેન્ટનના મુરલીધરોએ પણ આગને વધાવી લીધો.

'પણ કેન્ટનમાં આપણું જોર વધારે નથી. આગળ પર જોઈ લેવાશે, આપણે ઉત્તર પર ચઢીએ પછી.' બોરોડીન બોલતો હતો અને સંયુક્ત મોરચો ગમગીન બની ઉત્તર પર ચઢતો હતો.

ચાંગ-કાઈ-શેક હવે હતો તેવો દેખાઈ ચૂક્યો હતો. અને

બન્ને પક્ષો સંયુક્ત રીતે ઉત્તર પર ચડતા હતા પણ અંદર અંદર લડી લેવાનો દિવસ નક્કી કરતા હતા. *

'પણ તેથી શું ?' ચાંગની નજર સામે એની સોનેરી ટોળકીની કારવાહી જીવતી બનીને તરવરી ઊઠી.

'કેવી આબાદ રીતે એ કારવાઈએ લીઓનું ખૂન કરી નાખ્યું હતું!'

એને અંદરથી જોર આવતું દેખાયું. એને ત્યારના ખૂની હાથાઓ યાદ આવ્યા. ટાઈ-શી-ટાઓ એનો જમણો હાથ હતો. કયોમીનટાંગનો એ વિનીત નેતા શાંગહાઈ અને કેન્ટનના મૂડીવાદનો સગનશીન હતો.

ચાંગની આંખ સામે ચાંગના ડાબા હાથ જેવો સુક્કો ને સુંવાળો પણ ગરમ જબાનવાળો વાંગ-શીંગ-વી દેખાયો. એ પણ એનો જ હતો. ટાઈ અને વાંગના હાથાવાળો ચાંગ ત્યારે ૧૯૨૬ના જાન્યુઆરીમાં કેવું મીઠું સ્મિત કરતો બોલ્યો હતો !—કે 'આપણે સંયુક્ત મોરચો ટકાવી રાખવો જોઈએ.'

'પણ એ તો ચાલબાજી હતી.' પોતાના મન સાથે મસ્તાન બનીને ચાંગ યાદ કરી રહ્યો, 'ત્યારે મોરચો તોડવાનો સમય નહોતો આવ્યો.' એ યાદ સંભારતો ખંધું સ્મિત સંતાડી રહ્યો, 'ત્યારે મેં જ સોવિયટ સાથેની ભાઈબંધી અને જગતક્રાન્તિની રાડ નાખી હતી !'

'અને પછી મને પહેલી વાર એ પરિષદે મધ્યસ્થ સમિતિ પર લીધો.' એણે પૂતી સ્મરણ સહેલી લીધું.

---

* "Gentlemen, we know we must fight one another. But we need a wider area. Let us delay the day of reckoning and meanwhile go forward to a common goal.' (Shanghai Undated. P.5

અને ચીંગ-લીંગ બીજા ખંડમાં ચાલી ગઇ.

પણ એકલો પડેલો ચાંગ હવે એને સમજી ગયો હતો કે. સુનની છાયા જેવી એ વિધવા એને જ્યારે ને ત્યારે અપશુકન કરતી હતી. એણે એના માથામાં પેલા કોમ્યુનિસ્ટની લોહીલુહાણ છબી તાજી કરી દીધી હતી.

'એ તો એક હતો...એવા અનેક લાલ-લોકને વિદારી નાખવા પડશે' એ મનમાં બબડ્યો. પણ પાછી પેલી ચીંગ જાણે એની સામે જોઇ રહેતી હોય તેવો ભ્રમ થયો. 'તું લાલ નથી હું- તો માત્ર...' બોલતાં એણે એ છબીને મનમાંથી હડસેલી દીધી.

અને એની આંખ સામે વાંગ દેખાયો. 'એ પણ એવો જ છે એને પણ હટાવવો જ પડશે.'

એણે નિરધાર કર્યો. 'વાંગ મવાળ હતો તેથી શું થયું ? એ સુન-યાત-સેનને પણ માનતો હોય તેથી શું થયું !'

એની આંખમાં ચીનનો ફાસીવાદી આકાર જીવતો થઈ ગયો.

૧૩

# નાનકીંગ નગર પરની કબર

ઉત્તર પરની ચઢાઈની આજે તડામાર તૈયારીઓ થતી હતી પણ ત્યારે એ ત્યાં હતો નહિ એક કાળા મડા-પેટીમા પૂર્વ તરફ માથુ કરીને એ પરપલ પર્વતની ગોદમાં કમરમા સૂતો હતો એની કબર સામે આરસનો એક મોટો પેગોડા હતો પેગોડાની દીવાલોમા બુદ્ધો સ્મિત કરતા હતા, ને પેગોડાના દરવાજા પર ચિરો આળસ મરડતા હતા પેગોડાના મિનારા પરથી આથમતો સૂરજ પેગોડાને ફરતા બગીચાના ઝાડની કિનારીઓ પર રાતી રોશની સળગાવી જતો હતો

ડૉ સુન તેર તેર વાર પરાજય પામ્યો હતો એના મરણ ની આસપાસ એનો ઉછેરેલો ચાંગ-કાઈ-શેક, ચીની ખાંધિયા, વેપારી, અમલદારો અને બૅન્કરોના શત્રુમેળામા ચીનને વેચતો હતો, જનતાના જિગર પર કારી ઘા કરવાના કાવતરાં લખતો હતો એનો મરેનાનો એ ચૌદમો પરાજય હતો

પણ આજે ઉત્સવ હતો રાજકારણના હાવાહાવા દેખવાની ના પાડીને, ચીની જીવન પર ઝઝૂમતા વાદળાના અપશુકનિયા ઓળાને કચડતી ચીની લોહાની પગલીઓ, ઉત્સવમાં હરતીફરતી હતી ચીની શરીરનાં રોમેરોમ એક ગભીર ઉત્સવમાં ઘેલા બન્યા હતા ચીની નજર એ ઉત્સવના અભિષેકમાં ઘેરી બનીને ઢળવાતી હતી ચિનાઈ માટી પર બળવાખોર ડૉ સુન જીવતો બનીને ફરતો થઈ ગયો હતો-

પેગોડા શણગારાયો હતો. આસપાસનાં તળાવડાંની સોનેરી-રૂપેરી માછલીઓ પાણીમાં રંગની છાયા રેલવતી રમતી હતી. તોરણો લચતાં હતાં, મીણબત્તીઓ સળગતી હતી, મશાલો સળગતી હતી, કેનવાસ પર તાજાં દોરાયલાં નૂતન ચીનનાં ચિત્રો જીવતાં થઈ ગયાં હતાં. એ ચિત્રોમાં ધૂમકેતુની પૂછડી સળગતી હતી, નરનારીઓની આંખો સળગતી હતી, એક સોનેરી પક્ષીની પાંખો સળગતી આકાશમાં ઊડતી હતી. એ ચિતરામણો પર મધરાતની ચાંદની રેખા રચતી હતી ને આખી ડુંગરમાળ ચિત્રમાં ચિત્ર બનીને ડોલતી હતી. સુન પણ એની કબરમાં ડોલી ઊઠયો હશે એમ જનતાનું દિલ ઝંખતું હતું ત્યારે ચોખાના તવા નીચે મધરાતના અંગારા ધીખતા હતા.

'ની-ચીલા-ફાન-લ્યોમા ?'-' ભાત ખાશો કે ?'-આવતાં ઉત્સવિયાંને નાનાં નાનાં છોકરા-છોકરીઓ ભાતની કડછી ભરીને આવકારતાં ઊગતી સવારથી પૂછતાં હતાં.

છાબડીઓ પથરાતી હતી. છાબડીઓની ચારે કોર નરનારીઓ અને બાળકો ગોઠવાતાં હતાં ભાત પિરસાતા હતા, ભાતમાં તેલ પર તરતાં શાક રેડાતાં હતાં.

ચિનાઈ માટીડાંઓ સુનને ઊજવતાં ભાત ખાતાં હતાં.

એ ભાતમાંથી ચિનાઈ માટી, કિસાન-શ્રમ, ચીની વરસાદ ને ચિનાઈ માણુની સુવાસના ઓઘ ઊડતા હતા.

નાનકીંગ નગરની ઉત્તર-પૂર્વ દિશામાં પરપલ પર્વતની ગોદમાં ડૉ. સુનની કબર પર આજે ગરીબ જનતા બહુમાન કરતી હતી.

નાનકીંગની દીવાલોની બહાર ઉત્તર તરફ સીઆહવાન પર શાંગકી નદીના કિનારા પર અંગ્રેજી કારખાનાનાં ધુમાડિયાંમાંથી ધુમાડા ઊંચે ચડતા હતા. એ ધુમાડાના પડછાયા નીચે ગોંધાયલી બે હજાર કામદાર સ્ત્રીઓની દશાની તપાસ થવા દેવાનો ઇન્કાર

કરવા માટે ડૉ. સુનની કબરની છાયામાં એંગી થતી મેદની વિરોધનો ઠરાવ પસાર કરતી હતી

એ વિરોધ પર અંગ્રેજી અને અમેરિકી શાહીવાદી હાકેમો હસતા હતા. નાનકીંગના શાહીવાદી આધિયાઓ જેઓ ચીની કરતા અમેરિકી અને અંગ્રેજી ઢબ વધારે પિછાણતા હતા તેમના સંગમાં અમેરિકન અને અંગ્રેજી ગાનતાન સાંભળતા હતા, નાતના મેળાવડા ગોઠવતા હતા. સીંગ-શોંગ છોકરીઓની ચાદી વાગતા હતા તથા સટ્ટાના ભાવતાલ ઉકેલતા શિકારી કૂતરાઓ અને શરત ના ઘોડાઓની વાતો કરતા વિહરતા હતા

એમના વિહાર માટે જ અહીંથી વહેતી યાંગઝી નદી ચીનના શ્રમમાનવોની સુખસગવડો દરિયામાં જઈને ઠાલવતી હતી

પણ એ બધાઓની દુનિયાની એમના જગતમાં હસ્તી જ ક્યાં હતી! પુરાણા નાનકીંગમાં ઊધઈના રાફડા જેવી માટીની બખોલમાં એ બધાં રહેતાં હતા. એ બખોલોની માટીની દીવાલોમાં પડેલાં ભગાણ ઢંકાઈ ગયેલા પતરાંથી, ટાટના સડેલા કટમથી તથા જૂનાંપુરાણાં ચીંથરાંથી પૂરવામાં આવ્યાં હતા એમાં રહેતા અવગણાયલા, શહેનશાહ મીંગની કબર સાથે સુવાડેલા સુનને આજે યાદ કરવા જતાં હતા તે નવા આલેશાન નાનકીંગ નગરના વસવાટને પસંદ નહોતું એ લોકમાનવો આવી વેળા-કવેળાએ બહાર નીકળી પડતા અને સુધરેલાઓને શરમ આવે અને જોવુ ન ગમે તેવું કરતાં હતાં, અને એકાદો ઠરાવ ઘડતાં હતા કે,

પણ-શું થાય? એ જ બધાંને લીધે તો નૂતન નાનકીંગની મહોલાતો બની હતી એ બધાંની વેચાયલી દીકરીઓમાંથી બે હજાર અંગ્રેજી કારખાને જકડાઈ હતી. એ જ બધાં અમેરિકી આવાસોનાં વાસીદા વાળતાં હતા. એમની સ્ત્રીઓ જેઓ બેકાર

હતી તે બેઠી બેઠી સાદડીઓ સાંધતી હતી, પતરામાંથી બટનો બનાવતી હતી, જોડા સીવતી હતી અને એમના ઘરવાળાઓ રિક્ષા ચલાવીને પાછા વહેલા આવે તેની રાહ જોતી હતી.

એમનાં ઘણાં જન્મેલાં બાળકોમાંથી ઘણાંખરાં તો જન્મતાંની સાથે મરતાં હતાં. જે જીવતાં હતાં તે જેમતેમ ઊછરતાં જતાં હતાં અને મોટાં થઈને હોટેલોમાં અને વીશીઓમાં તથા શ્રીમંતોને ત્યાં અનાજના ટુકડા માગવા જતા હતાં.

ચીની નગરના એવા બે છેડા હતા. એમાંનો એક છેડો આજે પરપલ પર્વતની ગોદમાં ડૉ. સુનની કબરને શણગારતો હતો. બીજો અમલદારો, મૂડીવાદીઓ, ખાંધિયાઓ તથા ગોરા શાહીવાદીઓ અને બેન્કરોનાં મહાલયોવાળો હતો તથા પોતાના જ રૂપમાં જ મસ્ત બનીને પોતા સિવાય તમામને નકારતો હતો.

ત્યારે એ મહાલયોની દુનિયામાં આખા નાનકીંગ પર નજર નાખતો અને તેને અંગ્રેજી અને અમેરિકી સિક્કામાં આઝાદ ઘડવાના મનોરથ હાંકતો મહાલયમાં રહેનો છતો જુદો પડતો એક બેઠો હતો.

એ રાજકારણી હતો. એણે જીવનનો તડકો–છાંયો જોયો હતો. એ ચીનના મશહૂર બેન્કરનો સાઢુભાઈ હતો. એ સુંગ કુટુંબની દીકરીને પરણ્યો હતો. એ લશ્કરવાદમાં માનતો હતો એટલો જ જનાડી હતો પણ મોટી મોટી બેન્કોવાળી ચીની ઘટનાને ઘડવાની અંગ્રેજી અને અમેરિકન છબીની ચિનાઈ રચના કરવાની મુરાદ સેવતો હતો તેટલો મૂડીવાદી હતો.

એ માથામાં ઈસાઈ હતો. દિલથી એ માલિક હતો. બુદ્ધ જેવો શાંત હસતો હતો અને ચીની સમશેરમાં માનતો હતો. શાહીવાદીઓ સાથે એ માનભર્યો હતો અને અમેરિકન મેથડવાળો ચીની સરદાર બનીને કચોમીનટાંગનો વડો બન્યો હતો.

એની ચિનાઈ નારીને એ મૅડમ કહેતો હતો અને પૂજ્ય ચાહતો હતો પણ એનો અમેરિકન અનુરાગ એથીય અદકો હતો, કારણકે ડૉ. સુનના સિદ્ધાંતોને ગોપી રાખી લોક-આઝાદીની માગ ઉઠાવનાર શ્રમમાનવોને પકડમાં ગબવા તેમનાં કંપની યુનિયનો બાંધવાની રીત એ અમેરિકા પાસેથી શીખ્યો હતો.

એ નવા નાનકીંગમાં આજે શાહીવાદી મિત્રોને, બૅન્કરોને, અમલદારોને તથા ક્યોમીનટાગના કાર્યકરોને આમંત્રણ આપતો હતો. આજે બિલકુલ બંધારણીય રીતે ડૉ. સુનને યાદ કરવાનો મેળાવડો હતો

અને છતાં પણ પોતાની જુદી મિજલસ કરવા ડૉ. સુનની કબરના પાછવાડામાં ભાત ખાતાં અને આઝાદ ચીનનો અવાજ પુકારતા, જૂના નાનકીંગ નગરની બખોલોમાંથી અને આસપાસના પ્રદેશમાંથી આવેલા કિસાનો એને ખૂચતા હતાં. શહેનશાહ મીંગની કબર સાથે ચણાયલી ડૉ. સુનની કબર તેથી એની નજરમાં નાની બનતી હતી, અને અમેરિકન શિલ્પીઓની શિલ્પકળાએ ચણેલી એ કબરની કળા પણ જાણે એની નજરમાં પેલાં મેલાં કલેવરોના કલરવથી ઝાંખી પડતી હતી.

એટલે તો એણે એ પરપલ પર્વતની ફરતો સુંદર બગીચો બનાવવાની અને એ બગીચાને ફરતા ઉપલા વર્ગોનાં આલેશાન મકાનો ચણાવવાની યોજના તૈયાર રાખી હતી એવી તો ઘણી યે યોજનાઓ હતી. એ યોજનાઓની રીત અમેરિકન હતી એ યોજનાઓનો પાયો સટ્ટાબજાર અને બૅન્કોની અંગત માલિકી હતી એ યોજનાઓ અને એ પાયો સેંકડો વરસો સુધી અમર ટકવાનાં છે એવી એને અચલ શ્રદ્ધા હતી

એટલે જ એ શ્રદ્ધાના અનુસંધાનમાં એ પણ કહેતો હતો કે આપણે ઉત્તર પર ચઢીએ છીએ.

નાનકીંગથી પેકીંગ તરફ એની નજર મંડાઈ ચૂકી હતી.

અને ઉત્તર પર ચઢવાનાં ડંકાનિશાન પોતાની રીતે બોલતાં મજૂર-કિસાનો પણ એથી જ આજે ડૉ. સુનનો દિવસ પરપલ પર્વતની છાયામાં ઊજવવા આવી મોટી સંખ્યામાં ભેગાં થયાં હતાં.

અને સાં બહાર એક મંડપ હતો. મંડપ પર લીલા ને લાલ-વાંસની કમાનો બાંધવામાં આવી હતી. મંડપની આસપાસ પાટિયાં લખેલાં લટકતાં હતાં, અને વાવટાઓ ખોસાયા હતા

'અહીં અમારા ડૉ સુન-યાત-સેનની કબર છે. ગઈ સાલ આ દિવસે એ અહીં દફનાયા હતા.'

પછી ચંદ્રના રૂપેરી અજવાળામાં પડછાયાઓ નાચવા માંડે ત્યાં સુધી ભાષણો થતાં હતાં ને ગીતો ગવાતાં હતાં. સારે જાણે કબર ફાડીને પેલો ડૉક્ટર બહાર નીકળી પડશે ને ચીસો પાડી ઊઠશે કે, 'ચીન ! ચીન…મારો દેશ !' એમ સૌને લાગતું.

નાનકીંગનો રાષ્ટ્રવાદ રજવાડી જંગલિયતને ખતમ કરવા ઉત્તર પર ચઢવાનો હતો નાનકીંગથી ઉતાવળી નજરો ઉત્તર ચીન પર ઠરતી હતી.

જાણે સવાર ચતું હતું. જાણે ઊંઘ ઊડતી હતી. જાણે અંધારાનું કફન ઊપડતું હતું અને દેશ દેખાતો હતો. એ દેશને દેખવા ને એક કરવા ઉત્તર ચીન પરના ચઢાવનાં દુંદુભિ ગાજતાં હતાં.

'ઉત્તર…ને દેશને ફરતી દીવાલ…અને પેલો ભયાનક મુસાફર હ્વાંગ-હો, કાળના લોલકની જેમ બે હજાર વરસના ઇતિહાસ પર, ચીની પારણાં પર ને કબરો પર અટ્ટહાસ્ય કરતો અને પીળા પ્રલય ઉછાળતો વહેતો હતો. સ્મારકો દેખાતાં હતાં. ઇતિહાસ બેઠો થતો હતો મોંગોલિયાના મેદાન પરથી જંગલીઓનાં ધાડાં આવેલાં તે દિવસ પણ યાદ આવતો હતો. દૃષ્ટિમર્યાદા ઊઘડતી જતી હતી. પીળી નદી પાસે ઉત્તરમાં મોંગોલ લોકોના

પર્વતોને મેદાનો સળગાવતાં હતાં. ત્યાં જ હુન–નુના ઘોડેસ્વારોએ હાન–રાજવંશને રગદોળી નાખ્યો હતો, ત્યાં જ સ્ફીથિયનો આવ્યા હતા, એટીલાથી હુણનાં ટોળેટોળાં ઊતરી પડયાં હતાં અને સુંગ રાજવંશીઓ પર જંઘીસખાન તૂટી પડ્યો હતો. ત્યાં ઉત્તર–પૂર્વમાં ભૂરા પર્વતોની કિનારીઓની એરણ પર જંઘીસખાન નામનો લુહાર તરવારો ટીપતો હતો.

અને દૂર ઉત્તરમાં ગોબીના ગુબારા ઊડતા હતા. ત્યાંથી ધોળી અને પીળી રેતીનો મહાસાગર દરેક દિશામાં ઘૂમરતો હતો. ત્યાં હરણાંઓ ભૂલાં પડતાં હતાં, જંગલી વહીઆં છેતરાતાં હતાં અને ગુસ્સે થયેલી ચીસો પાડતાં ઊડી જતાં હતાં. જાણે ઘાસના એક તણખલા પણ વિનાના મોતનું રાજ ત્યાં વિસ્તરતું હતું.

ત્યાં મોતના રાજમાં મોટાં નગરો સૂતાં હતાં. ત્યાં આઠ સૈકા પહેલાંની જંઘીસખાનની વાડીઓ પર રેતી ઊડતી હતી. એકલો ઊનો ને સૂકો પવન એક છેડેથી બીજા છેડે ચિચિયારી કરતો દોડતો હતો. પણ ઉત્તર પશ્ચિમમાં ! ત્યાં તો પર્વતો પાછળ પર્વતોના પિંડા ગોઠવાયેલા પડ્યા હતા ને છેક મોંગોલિયાના ઉચ્ચ પ્રદેશ સુધી પહોંચતા હતા. એ પર્વતોમાં બે હજાર વરસ પહેલાં કોલસો શોધાયો હતો. ત્યાંથી તિબેટમાંથી ઉત્તર–પશ્ચિમમાં થઈને વહેતી નદીઓ વનરાજીઓ ઉછેરતી હતી, ને પીળો કાંપ ઠાલવતી દરિયાનાં પાણીને પીળો ચોળતી હતી.

એ ઉત્તર ચીનમાં આઠ કરોડ ખેડુતોના નેસડા ગુંજતા પડ્યા છે. ત્યાં ઝાડનાં ઝુંડોમાં ચીની કિસાનનાં ગામડાં એક ચોરસ માઈલે છસોની વસતિમાં વસે છે. ત્યાં શિયાળાના ઠારી દે તેવા પવનો ઝીલતાં અને 'માર્ચ' મહિનાથી વસંત ઊજવતાં કિસાન નરનારીઓ ને બાળકો જમીન ખેડે છે, ખાણો ખોદે છે, ને કોઈ વાર ગાય છે, ' ચીન, ચીન...અમારો દેશ !'

'એટલે તો આપણે ઉત્તર પર ચઢવાનાં છીએ. દક્ષિણ-ઉત્તરના ચીની પ્રદેશો પર એક લોકશાસન ગોઠવાય તો જ ચીન એક આખો અને આઝાદ બને.'

પરપલ પર્વતની ગોદમાં આજે ચીનના એક મહાનુભાવ અને રાષ્ટ્રપિતાની મરણતિથિ ઊજવતાં ચીની જનતાનાં દીકરાંઓ એ રાષ્ટ્રપિતા ડૉ. સુનનો નિરધાર યાદ કરતાં હતાં અને એ નિરધારનો અમલ કરવાની ઉત્તર પર ચઢતી લોક-હિલચાલને પોતાનો બધો સાથ આપવાના ઠરાવ ઘડતાં હતાં.

## ૧૪

# આંધી

જ્યાં રોટી મોંઘી હોય છે ને જીવન સોંઘું હોય છે, જ્યાં મજૂર ગુલામ હોય છે ને ભૂખમરાની કિનારી પર પગ ટેકવીને વિરોધ કે વાંધાના એક પણ અવાજ વિના કામ કર્યે જતો હોય છે અને જ્યાં નગરોમા કામદારો-કુલીઓ હોય છે અને ઢગલા-બંધ મરતાં હોય છે તે ભગવાનની મરજીથી હોય છે તથા જ્યાં આમ પ્રદેશ પર જમીનદારોના દીકરાઓ નિશાન તાકતાં શીખે છે ત્યારે જમીનના ગુલામ મજૂર પર તાક માંડે એ તે ચીનની સીમાઓમાં આવતી આંધીનું એક વાદળું દેખાતું હતું.

એ તો હજુ હમણાં જ ઊગેલા પેલા લાલ તારાને લીધે છે એમ જૂની દુનિયાના જાણકારો કહેતા હતા.

અને જોતજોતામાં તો સૈકાઓના શ્રમભારથી નમેલા જમીન સૂંઘીને જીવતાં, શોષણના સિતમના સેંકડો ફટકારાવાળાં ૪૫ કરોડ માનવો અણનમ બનીને અક્કડ ઊભેલાં દેખાતાં હતાં.

'એ આંધી નહિ તો બીજું શું?' શાહીવાદી ડાકુઓએ દેખતા અને દાઝતા હતા. એ દાઝનો ઓથાર ચીનમાનવના ઉછાળા નીચે ફેંકાઈ જાય તેવો હચમચી ઊઠતો હતો.

અને અમે જ તમારું આખરી નસીબ છીએ એમ આજ સુધી બોલેલો એ પણ પડઘામાં જ નવી દુનિયા રચતી રૂસ માનવતાની સમાન-રચનાના પ્રકાશમાં પરખાઈ જતો હતો. એ

પણ જ્યાં બોડ જમાવીને બેઠો હતો તે નીચેની ધરતી હવે હાલવા માંડી હતી.

નીગા–વાટા–કીશા નામની જાપાનની કાપડમિલમાં ફેબ્રુઆરીનો ૧૦મો દિવસ જરાક ભારે દેખાયો. ૧૯૨૩ના ભૂકંપ પછી જાપાની શાહીવાદે ચીનમાં ઘણી કાપડમિલો બાંધી હતી અને નીગાતો તેમાંની એક હતી. અને એવું કશું જલદી ન બને એટલા માટે તો જાપાની જાલિમે પોતાની મિલોમાં મજૂરિયાં તરીકે બધી ચીની સ્ત્રીઓ અને બાળકોને જ ખડકયાં હતાં. પણ તોય એવું બન્યું.

૧૯૨૫ના ફેબ્રુઆરીના ૧૦મા દિવસે નીગા–વાટા–કીશાનાં ચાલીસ હજાર કામદારોએ માગણીઓ મૂકી કે, જાપાની જોખરોના નીચ જુલ્મો બંધ કરો. પગારમાં સૌને દશ ટકાનો વધારો આપો, બરતરફ કરાયલાં મજૂરોને કામ પર લો. મહિને બે વખત પગાર ચૂકવો. બાકી પગારો ભરપાઈ કરી દો અને ગમે ત્યારે ગમે તે મજૂરને કામ પરથી કાઢી મૂકવાની જોહુકમી બંધ કરો.

હડતાલ બે અઠવાડિયાં ચાલ્યા પછી આ બધી માગણીઓ જાપાની માલિકે મંજૂર કરી, પણ એ મજૂરીનો અમલ નહિ કરવાની ગોઠવણ કરીને મિલો ચાલુ કરી દીધી.

અને કુ–ચેન–હુન નામના શાંગહાઈના કોમ્યુનિસ્ટ કામદાર આગેવાનનું જાપાની શાહીવાદીઓએ ખૂન કર્યું.

અને ખૂની શાહીવાદ સામેની પહેલી રણહાક શાંગહાઈના વિદ્યાર્થીએ ગજવી. શાંગહાઈનાં તરુણ દીકરાંઓ શાંગહાઈનાં બજારોમાં ઊભરાયાં અને બોલ્યાં: 'જાપાની શાહીવાદને ખતમ કરો.'

અને જોતજોતામાં આખા શાંગહાઈની જનતાએ એ

કરવાની ગર્જનાઓ શાંગહાઈ પર અટકી નહિ. શાંગહાઈના દરેક ચચક પર વિરોધસભાઓ ભરાઈ. અને એ બધા પર પેલા ખૂની-ઓનાં દમન દોડતાં થયાં.

અંગ્રેજી શાહીવાદના પ્યાદા જેવી શાંગહાઈ મ્યુનિસિપલ કાઉન્સીલે લશ્કરી કાયદો જાહેર કર્યો. અને પરદેશી શાહીવાદનાં તેર જહાજો લશ્કર અને હથિયારોથી ભરેલાં શાંગહાઈના કિનારા પર આવી પહોચ્યાં.

શાહીવાદી પિશાચોનાં લશ્કરી જહાજો સામે શાંગહાઈએ સામુદાયિક હડતાલનો લડાયક પડકાર ફેંક્યો.

શાંગહાઈ પર દોડતી મોટર બસો બંધ થઈ ગઈ. શાંગહાઈની ખાનગી મોટરકારોના ડ્રાઈવરો પણ હડતાલમાં જોડાયા. શાંગ-હાઈનાં બંદર પરનાં કામદારોએ હડતાલ પુકારી. શાંગહાઈની મિલો તો બંધ હતી જ. શાંગહાઈનાં છાપખાનાં તથા ટેલિફોન અને બીજા ધંધાદારી તમામ કામદારોએ હડતાલ પાડી.

વીજળી અને પાણીનાં કારખાનાં પર શાહીવાદીઓનું ગોરું લશ્કર પહોંચી ગયું. એ બને કારખાનાનાં ચીની કામદારોની પીઠમાં સગીનની અણીઓ ધરીને શાહીવાદી મારાઓ કામ કરાવી રહ્યા.

શાંગહાઈનું બંદર સ્મશાન જેવું શાંત બની ગયું. શાંગ-હાઈના બેન્કરોએ બેન્કોનાં કમાડ વાસી દીધાં. શાંગહાઈની હોટેલોના કામદારોએ અને શ્રીમંત ઘરોના રામાઓએ પણ હડતાલ પુકારી.

શાંગહાઈને કિનારે આવેલાં ૪૩ જહાજો દરિયા પર ઝૂલતાં રહ્યાં. શાંગહાઈ આવતાં નવાં જહાજોને તાર કરી દેવામાં આવ્યા કે કોઈ બીજા બંદરોના કિનારા પર પહોંચીને લાંગરે.

પણ આ આંધી તો આખા ચીન પર ઊડતી હતી. આખા ચીનનાં નગરો પર જનતાનો વિરોધ શાહીવાદનો નાશ માગતો

ધીખી ઊઠ્યો હતો. નાનકીંગ, કાઈફેંગ, હોંગકોંગ, કેન્ટન, પેકીંગ, ચુફીઆંગ, હેનો, એમોય, ટીનસીન તથા કયુફીઆંગ નગરો પર એવા જ વંટોળ ફૂંકાતા હતા.

અને દરેક નગરની લોકલાગણી પર શાહીવાદી કુત્તાઓ લાઠીમાર અને ગોળીબાર વરસાવતા શાંગહાઈની શહાદતને વિશાળ બનાવતા, શાંગહાઈના કોપને સળગાવતા હતા.

શાંગહાઈની આમ-હડતાલે સંગ્રામ સમિતિ ઘડી કાઢી. એ કમિટીએ જૂનના પાંચમા દિવસે આમ-સરઘસનું એલાન કર્યું.

જૂનના પાંચમા દિવસે એક લાખ જનતા શાંગહાઈ પર ફરી વાર નીકળી લાખોની વિરાટ સભાએ શાંગહાઈ પરના ગોળીબારની જાહેર તપાસ માગી. ખૂની અમલદારોને શિક્ષા કરવાની માગ મૂકી, અને વીંધાઈ ગયેલાઓનાં કુટુંબને પેનશન આપવાની માગણી મૂકી તથા અંગ્રેજી ખૂની શાહીવાદની શાંગહાઈ મ્યુનિસિપાલ કાઉન્સીલની બરતરફી માગી.

આ માગણી પાછળ શાંગહાઈનાં હજારો વિદ્યાર્થીઓ એક બન્યા. શાંગહાઈના અઢીલાખ કામદારોના ૭૨ યુનિયનો એક સંગઠનમાં જોડાયા. શાંગહાઈની સંયુક્ત કામદાર કમિટી આ જેહાદમાંથી જીવતી બની.

આ માગણીઓને ખૂની શાહીવાદે નકારી.

અને શાંગહાઈની આમ-હડતાલ લબાતી ચાલી.

જૂનના ૧૯મા દિવસે ચીનની ચેમ્બર ઑફ કૉમર્સે હડતાલ પાછી ખેંચી લેવાનો ઠરાવ કર્યો.

જૂનના ૨૬મા દિવસે ચીનના બેન્કરોની મંડળીએ બેન્કો ખોલી નાખીને હડતાલને તોડવાનો આરંભ કર્યો. પણ શાંગહાઈનાં અઢીલાખ કામદારો અને વિદ્યાર્થીઓએ હડતાલને પૂરેપૂરી ટકાવી રાખી.

સપ્ટેમ્બરના આરંભથી શાહીવાદીઓએ કાળપગાઓને લાલચો લઈ ને હડતાલ તોડવા રવાના કર્યા. હડતાલ પર દમનનાં આયુધો-વાળી શાહીવાદી ટુકડીઓ ફરવા લાગી.

અને ત્રણ મહિના સુધી ટકી રહેલી શાંગહાઈની આમ-હડતાલ સપ્ટેમ્બરમાં સંકેલી લેવાઈ, તે પહેલાં એ આમ-હડતાલે ચેતવેલી ચીન પરની આગ હજુ બળતી હતી.

૧૯૨૫ના મેના પહેલા દિવસથી કેન્ટનમાં કિસાન કામદારોના જુવાળ ઓલે ચડયા હતા. કામદારોની બીજી રાષ્ટ્રીય પરિષદ મળી અને એ ઇલાકાના કિસાનોની પરિષદ પણ મળી હતી. મજૂર પરિષદે ૨૩૦ પ્રતિનિધિઓને ભેગા કર્યા અને તેમણે ચીનનાં મુખ્ય નગરોમાં કામ કરતાં ૫૭૦૦૦૦ કામદારોનો અવાજ ગજવ્યો હતો. કિસાન સભા હજુ ક્વાનટુંગનાં ૨૨ પરગણાંમાં પથરાઈ ચૂકી હતી અને કિસાન સભાના ૧૮૦૦૦૦ સભાસદોના ૧૧૭ પ્રતિનિધિઓને પરિષદમાં જમા કરતી હતી. બન્ને પરિષદો કેન્ટનમાં મળી હતી. કેન્ટનનાં આગણાં લાલ ઝંડાઓ ફરકાવતાં હતાં, કેન્ટનના રસ્તા કિસાન-કામદારોનાં જંગી જૂથથી ઊભરાઈ ગયાં હતાં. ખડખડા હાથ સંગઠનમાં ઊંચકાતા હતા, રાતા વાવટા જોરદાર ફરકતા હતા, તપખીરિયા ચહેરા કેન્ટનનાં લક્ષ્મીનંદનોને છીંક ખવડાવવા વિજય-ગાન ગાતા, નૃત્ય કરતા હતા. કેન્ટનનાં નિશાળિયાં બિરાદરીમાં સામેલ થતાં હતાં, કેન્ટનની શિક્ષણ-સંસ્થાઓ રજા પાડી એ સૌનો ઉતારો કરતી હતી. મોટી જંગી સભાઓ ગરજતી હતી. ચીનનો કામદાર-કિસાન પહેલી વાર દિનાઈ નગર દેખતો હતો, પહેલી વાર દુનિયાના શહેરી સાજ ભાળતો, પહેલી જ વાર પોતાની હરતી હથેળીમાં ભાળતો હતો અને ચીનનો ઇતિહાસ પહેલી જ એ નવી નોંધ લેતો હતો. પણ પરદેશી લૂંટારુઓનાં જંગી જહાજ ઓલાં ખાતાં હતાં. પરદેશી શાહીવાદનાં કારખાનાંના સંચા ભટકી

ગયા હતા, પરદેશી શાહીવાદની જલ્લાદી જમાતના રસોડામાંથી ચીની રામાઓ સલામ ભરીને ચાલી નીકળતા હતા. કેન્ટને પણ સામુદાયિક હડતાલ પુકારી હતી

હોંગકોંગના પરદેશી ગુંડાઓની ગરદનનો ભાર તેમને પોતાને લાગવા માંડ્યો પરદેશી માલિકોના કાળજા કંપી ઊઠ્યા શાહીવાદી દુશ્મનોના દોર ઢીલા પડ્યા પરદેશી તુમાખીના મિજાજે ભર્યા સત્તાધીશોએ હોંગકોંગની સામુદાયિક હડતાલ દીઠી

અને આખા ચીન પર હડતાલોનો આંકડો ૧૩૫ સુધી પહોંચી ચૂક્યો કેન્ટન, હોંગકોંગ અને પેકીંગમાં મળીને ચાર લાખ હડતાલિયાઓ ફરતાં થયાં

એટલે શાંગહાઈની જેમ હેન્કો અને કેન્ટનના પરદેશી મારાઓએ પણ વીંધી નાખવાના હુકમ છોડવા માંડ્યા. જૂનના ૧૧મા દિવસે હેન્કોના શાહીવાદે ૬ જણને વીંધી નાખ્યા ને બારને ઘાયલ કર્યા અને જૂનની ૧૮મીએ કેન્ટનમાં અને કેન્ટનની હોંગકોંગ અને શા-મીનની પરદેશી વસાહતો ચિનાઈ ખલાસીઓના લડાયક નાદથી ઊભરાતું બનતું એવું શાંગહાઈની આમ-હડતાલની સાથીદારી કરતું કેન્ટન નગર લડાયક બનીને ગરજતું હતું •

ત્યારે બ્રિટિશ કોનસલ જનરલ જેમ્સ જેમીસને કેન્ટનના પરદેશમંત્રી યુ-ને તાકીદ મોકલી કે

‘શાહીવાદી વિરોધી દેખાવો તાબડતોબ બંધ કરાવી દેવાની અમારી તમને સૂચના છે નહિ તો પછી અમે ગંભીર પરિણામ આવે તેવા પગલા લઈશું તો તમારે એમ કહેવાનો વખત આવશે કે શાહીવાદી પશુઓની રાઇફલોએ અમારા નિર્દોષ ચીની જુવાનો અને કામદારોને સ્વચ્છંદ રીતે વીંધી નાખ્યા ’

એ જ વખતે કેન્ટનની પૂર્વ તરફના પરેડ મેદાન પર હજારો-ની મેદની શાંગહાઈ પરના માતમી દમનને વખોડી કાઢતી હતી.

પછી એ જ સભામાંથી અઢી વાગે શા–મીન ટાપુની સામે પહોંચીને વિરોધ જાહેર કરવા એ સરઘસ આગળ વધતું હતું.

એ સરઘસને મોખરે કામદાર આગેવાનો હતા. પછીની હરોળમાં ક્વાનટુંગનાં કિસાનો ગોઠવાયાં હતાં. પછીની હરોળમાં કેન્ટનનાં વિદ્યાર્થી દીકરાદીકરીઓ કૂચ કરતાં હતાં અને છેક છેલ્લે વામપુઆમાં લશ્કરી તાલીમ લેતાં કેટલાંક તરુણો પણ ચાલતાં હતા.

અંગ્રેજી શાહીવાદી પશુની શા–મીન બેટ સાથે કેન્ટનને જોડતા પશ્ચિમ પુલના છેડા પર સરઘસ પહોંચ્યું અને અંગ્રેજી જલ્લાદનાં નિશાનો ફૂટવા માંડ્યાં. પશ્ચિમ પુલનો છેડો લોહીથી ખરડાઇ ગયો. પશ્ચિમ પુલના છેડા પર કેન્ટનનાં દૂધમલ દીકરાં લોહીના ખાબડામાં સૂતાં.

એમ જૂનની ૨૩ મીની એ કૂચકદમ શાકી ઘાટના પુલ પર ઘડીભર થંભી ગઈ. અંગ્રેજ અને ફ્રેંચ શાહીવાદના જલ્લાદોએ એ કૂચ પર તોપ ચાલુ કરી હતી અને પુલનો મોખરો મડદાંથી દેવાઇ ગયો હતો અને પુલ આખો બીજાં સેંકડો શરીરોમાંથી લોહી ટપકતો હતો.

જવાબમાં બ્રિટિશ માલનો બહિષ્કાર બોલાયો. બ્રિટિશ બર્બરનો હોંગકોંગ કિલ્લો બહિષ્કારમાં બેબાકળો બની ગયો. હોંગ-કોંગમાં બ્રિટિશ સાંચાઓનાં બધાં ચક્કર અટકી ગયાં. હોંગકોંગને કિનારે બ્રિટિશ જહાજો સુકી ગયેલાં શબ જેવાં પાણી પર ઝૂકી ગયાં. હોંગકોંગમાંથી એક લાખ ચિનાઈ કામદારો હિજરત કરીને કેન્ટનમાં આવી ગયા. બધાં મળીને અઢીલાખ કામદારો હોંગકોંગમાં હડતાલ પર ઊતરી ગયાં. હોંગકોંગ પર બે હજાર પીકેટિયરોની એક સેના ગોઠવાઈ ગઈ. દરેક પચાસ હડતાલિયાએ એક પ્રતિનિધિ ચૂંટ્યો અને એવા અનેક પ્રતિનિધિઓએ હડતાલ પરિષદ ભરી. પરિષદે ૧૩ જણની સંગ્રામ સમિતિની નિમણૂક

કરી. એ કમિટીએ હડતાલ ચલાવવા ઉપરાંત હડતાલિયાંઓ માટે એક મોટી હોસ્પિટલ અને ૧૭ નિશાળો શરૂ કરી દીધી. જપ્ત થયેલા માલની વ્યવસ્થા માટે, હડતાલના ફંડની વ્યવસ્થા માટે હડતાલ પરિષદે જુદી જુદી કમિટીઓ નીમી દીધી. નાના પાયા પર હોંગકોંગનાં કામદારોએ કેન્ટનમાં સોવિયટ સરકાર શરૂ કરી દીધી.

હોંગકોંગ અને શા-મીનની ફરતી હડતાલિયાંઓની દીવાલ બાઝી ગઈ. કિસાન સ્વયંસેવકોની ટુકડીઓ મદદમાં આવી પહોંચી અને સ્વાટો, હાઇફેન્ગ, તથા પીંગશાંગ પર ચોકી કરી રહી. હોંગકોંગ અને શા-મીનમાં પુરાયલો અંગ્રેજ પશુ ગુસ્સાનાં ફીણ ફૂંકી રહ્યો. બીજાં પરદેશી શાહીવાદી લશ્કરી જહાજો એ પશુને દાણોપાણી પહોંચાડી રહ્યાં.

બ્રિટિશ બહાદુરો જાતે રાંધતા હતા, જાતે માંજતા હતા અને જાતે કચરો કાઢતા હતા. બ્રિટિશ બહાદુરોનો કિલ્લો એમની ગરદન પર સ્વાર થયો હતો. બ્રિટિશ જલ્લાદોની એબ ઝાંખી પડતી હતી. બ્રિટિશ નફાખોરીનું થાણું અંગ્રેજી કચરાના ઉકરડાથી ગંધાઈ ઊઠયું હતું. તે હડતાલ પર ઊતરેલો ચિનાઈ કામદાર એ બ્રિટિશ પશુની હોંગકોંગ નામની કોઢનો અર્થ બદલતો. હોંગકોંગ (ખુશબોદાર બંદર)ને ઔ-કોંગ (બદબો મારતું) અને ઝી-કોંગ (મરેલું બંદર) કહેતો હતો.

અને હોંગકોંગનો ગવર્નર એની અંગ્રેજી જમાતને ફરિયાદ લખતો હતો કે 'આપણી સંસ્કૃતિ પર ચીની જંગલીઓએ આક્રમણ કર્યું છે.'

• સંસ્કૃતિના ધજાધારો અને ઠેકેદારોને ચીની કામદારોએ ભિડાવ્યા હતા. અંગ્રેજી પશુની મૂડીવાદી સંસ્કૃતિને એથી રોજના ૨૫૦,૦૦૦ પૌંડની (વીશ લાખ ચિનાઈ ડૉલરની) ખોટ જતી હતી.

એટલે એ સંસ્કૃતિનો ઠેકેદાર પશુ રણકી ઊઠયો હતો અને

સોનેરી સંસ્કૃતિના બચાવનો શોર કરતો હતો, અને ક્યોમીનટાંગને તોડી નાખવા શેન-શુંગ-મીંનને હથિયારોના ઢગ ભેટ કરતો હતો.

હોંગકોંગની આમ-હડતાલ ચીન દેશ પર શાહીવાદી વિરોધી વટોળની રણભેરી બનીને ઊછળતી હતી. હોંગકોંગની આમ-હડતાલની દોરવણી કરતા કોમ્યુનિસ્ટ આગેવાનોમાં સુ-ચાઓ-જેન, ટેંગ, સીઆન, તથા લો મુખ્ય હતા.

એ હડતાલે હોંગકોંગનું અંગ્રેજી શબ બનાવી દીધું. એ હડતાલે અંગ્રેજી નફાખોરોની ગણતરીના આંક ઊંધા નાખી દીધા. એ હડતાલે અંગ્રેજી પશુની તાકાતના માપ ઉથલાવી નાખી, એ જલ્લાદના પોલાદી બખ્તર નીચેના થરથરતા પગ માટીના પુરવાર કરી દીધા. શાહીવાદી ખેપિયાઓમાં ખાપરો ડાકુ જોન બુલ ઝંખવાણો પડી ગયો. ચીન પર લોહિયાળ પંજો ભરાવીને ચીનને ખાઈ જવાની એની મુરાદના જડબામાં લોઢાના ચણાનો સ્વાદ ખૂંચ્યો. અંગ્રેજી શાહીવાદની બોડ બનેલો હોંગકોંગનો ખડક ચીની વિરાટના જુવાળ નીચે હચમચી ગયો.

આ આંધી નીચેથી પસાર થયેલાં નગરોમાં હોંગકોંગની હડતાલ ચીનના ઇતિહાસમાં સૌથી લાંબી બની. પંદર મહિના સુધી હડતાલની કારવાહીએ હોંગકોંગની જનતાના જીવન-વ્યવહારની દોરવણી કરી.

આ આંધી નીચેથી પસાર થતાં નગરોના ખાધિયાઓ કદી ન જોયેલી એવી ચીની જનતાની તાકાત જોઈને ઝબકી ઊઠ્યા. આ આંધીના વા-વંટોળે શાહીવાદીઓને ચમકાવી દીધા. આ આંધીને દોરતા કોમ્યુનિસ્ટ રાજકારણનો ક્યોમીનટાંગ સાથેનો સંયુક્ત મોરચો ઉત્તરના વિગ્રહખોરોને સૌથી વધારે મૂંઝવી રહ્યો.

એ આંધી નીચે ચીની જનતાના ધોડાપૂર ઊછળતાં થઈ

ચૂક્યાં. ક્વાનટુંગ આખામાં ક્યોમીનટાંગની અસર અજેય બની હતી. વામપુઆની લશ્કરી સંસ્થામાં લોખંડી હરોળો ઘડાઈ રહી હતી.

એક નામની સત્તામાંથી ચીની જનતાના જોડાણે, કોમ્યુનિસ્ટ પક્ષના સંયુક્ત મોરચાએ ક્યોમીનટાંગને એક જોરદાર લશ્કરી સંસ્થા બનાવી હતી તે વાત આ લોક-જુવાળ દાખવતો હતો.

એટલે જ પાછા સવાલો જવાબ માગતા હતા. એ સત્તાનું સ્વરૂપ શું? એ સત્તાનું શાણપણ શું? એ સત્તાનો અમલ શો?

એ સત્તા એક જંગી ફરશી બની હતી. તો એને ફેરવશે કોણ?

પાછો વર્ગવિગ્રહ ઘુમટો છોડીને પૂછતો હતો. ચીનનો શ્રીમંતવર્ગ, માલિકવર્ગ, જમીનદારવર્ગ એ ફરશીને લોકસમુદાયના હાથમાં સરી જવા દેવા નહોતો માગતો.

## ૧૫

# પેકીંગનો વિદ્યાર્થી પાછો જાગ્યો

'પણ જ્યારે આપણા પર ખરેખર જાપાનીઓ જ રાજ કરે છે તો પછી કેવી રીતે રાજ કરવું તેનું થોથું શું કામ વાંચવું?' પેકીંગની વિદ્યાપીઠના વિદ્યાઘરમાં એક જુવાન એના દોસ્તને કહેતો એક પછી બીજા પુસ્તકને કડવાશથી ટેબલના ખૂણામાં હડસેલતો હતો.

'બધું જ નાખી દેવું છે તો વાંચવું શું છે?' ભાઈબંધ પૂછતો હતો.

'તેં તારી કવિતાઓ પણ ફાડી નાખીને?' પહેલાએ પૂછ્યું અને બંને બેરુખે એકબીજાની આંખમાં જોઈ રહ્યા. બંનેની નજરમાં કોઈ ન કળાય તેવું નવું ભણતર ખૂમરાણ કરતું હતું. ચીની વિદ્યાર્થી જૂના ભણતરને હડસેલતો નવો પાઠ વાંચતો હોય તેવો ૧૯૨૬ના અરસામાં દેખાતો હતો.

પચીસો વરસ સુધી હાનનાં દીકરીઓને મધ્યમમાર્ગ શીખવનો કનફ્યુશિયસનો પાઠ નકામો નીવડી ચૂક્યો હતો. હારેલો કનફ્યુશિયસ અંદરની શાંતિ અને આજ્ઞાધારકના ગોખાણી ગોખાવીને ભાગતો હતો. હાનનાં દીકરાંઓ અધૂરી વિદ્યાના ગુરુનો મધ્યમમાર્ગ ફગાવી દેતાં હતાં.

'શુદ્ધ પણ પરાજય પામ્યો હતો. એને શરણે ગયેલો સંઘ આજે સમાધિમાંથી જાગી ઊઠ્યો હતો અને ઉજાગરામાં આનંદ માનતો નવા ભાનનો પહેલો થડકાર અનુભવતો હતો.

ચીનનાં, નિશાળિયાં કોનાં વિદ્યાર્થી રહ્યાં હતાં? કનફ્યુશિયસ અને બુદ્ધ હજારો વરસનાં લાક્ષુતર લણ્ગાવીને આખરે ભાગતા હતા અને હાનનાં દીકરાંઓને ખાપુસુન આજ સુધી ભણાવતો હતો. એણે જ વૅાશિંગ્ટન મુકામે અંગ્રેજ અમરિકી શાહીવાદી ડાકુઓને પિછાણીને ચીનની જુનવાણી જાલિમ જડોને ઉખેડી નાખવા લોકજમાવના મુદ્દાઓ નક્કી કર્યા હતા.

આજે એ તો મરણ પામ્યો હતો અને પશ્ચિમની ટેકરીઓમાં એક આરસના પેગોડા પરના ઊંચા ઓટલા પરથી શિલાઓમાં કોતરાયલા સિંહ વિકરાળ ભવાં સંકોચતા હસતા હતા અને સમાધિમાંથી જાગી ઊઠેલી બુદ્ધની પ્રતિમાઓ હસતી હતી.

અહીં આજે માર્ચના અઢારમા દિવસે પેલો ચીનનો મહાન ખળવાખોર વિદ્યાગુરુ ડૉ. સુન પોતાની કબરમાં માન પામતો હતો. ચીનની પશ્ચિમ ટેકરીઓ આજે નૂતન સંસ્કૃતિની સજાવટવાળી દેખાતી હતી. ચીનનો વિદ્યાર્થી એને સલામી ભરતો હતો.

તેર તેર વાર પરાજય પામેલા ડૉ સુને યોજેલી ચીની જમીનદારી–વિગ્રહખોરોની જંગલિયત પરની ચઢાઈ જાણે આજે થંભીને ઊભી હતી. ચાંગ–કાઈ–શેકની કારવાહી ડૉ. સુને સર્જેલા લોકમોરચાને તોડતી હતી. ડૉ. સુને યોજેલી ચીની લોકની આઝાદીના લોકશાસનના મુદ્દાઓ પર ચાંગ ચૂપચાપ બેઠો હતો.

ત્યારે જાપાનનો શાહીવાદ ચીન પરનો પંજો ઉગામવાની તક સંભાળતો હતો, ત્યારે ચીનનો વિદ્યાર્થી પેકીંગની વિદ્યાપીઠનાં ચોયાં હાસેલી મૂકતો નવા ભાનનો પાઠ ભણતો હતો.

ચીનની પેકીંગ સરકારને જાપાને આખરીનામું આપ્યું હતું. રાષ્ટ્રીય સરકારનો પ્રમુખ એ આખરીનામાને અપનાવતો એના મહાલયમાં બેઠો હતો. મુકડેનથી છૂટેલાં જાપાની ઘાડાં ટીનસીન-પર ધસતાં હતાં.

ત્યારે એ અવાજ કોનો હતો ? ચીની વિદ્યાપીઠનાં ભણનારાં અવાજ ઉઠાવતાં હતાં. હાનનાં એ બાળકો હવે કનફ્યુશિયસનાં નિશાળિયાં નહોતાં રહ્યાં.

ચીનનું સૈકાજૂનું પેકીંગ વિદ્યાધામ હવે પીપીંગ બન્યું હતું.

અહીં જ ઉત્તર ચીનનો ઉંબરો ઓળંગીને ચીનની પહેલી શહેનશાહત આવી. પછી પીપીંગથી પચાસ માઇલ પર દુનિયાની તાજુબીના તાજ જેવી મહાન દીવાલ બાંધીને મહાન હાને ચીની ઘરનો પહેલો સંસાર શરૂ કર્યો. એ આરંભકાળ પર સૈકાઓના જીવલેણ કલહ ઝઝૂમતા રહ્યા. પછી જંગલિયતનાં બહારનાં આક્રમણોએ ઉત્તર ચીનને ખઇ દીધો. પછી લોહી-લુહાણ ચીની કલેવરને સંયુક્ત કરવાનાં ટાંગે કવન ગાયાં.

અને સુંગ શહેનશાહત ફાલીફૂલી. પણ પાછા બહારના ધસારા આવ્યા. પહેલુ ઉત્તર ચીન પડ્યું અને પછી આખો ચીન દેશ. પેલા બિહામણા સોનેરી ખાને પીપીંગનાં પાદરો પાસે જ યેનશીંગ નગરમાં ગાદી ગોઠવી. યેનશીંગ પરથી મોંગોલ ઘોડેસ્વારોની સ્વારીઓ દોડ્યા કરી.

પણ ચીન ઊઠ્યો. ભિક્ષામાં કોતરાય તેવો મીંગ મરણિયો બન્યો અને ચઢાઈખોરોને હાંકી કાઢીને નાનકીંગમાં રાજ કરવા બેઠો. પછી એણે પાટનગર ઉઠાવીને પેકીંગમાં બાંધ્યું ને પેકીંગની પાસે પેલી મહાન દીવાલ બાંધી અને બરાડ્યો કે એને કોણ ટપી શકે, તેમ છે ?

પણ મંચુનાં ટટ્ટૂઓ એને ટપીને ચૂપચાપ ચઢ્યાં. કાવતરાંમાં કતરાતું પેકીંગ અંદરથી પડ્યું. મંચુની શહેનશાહત પેકીંગ પર ગોઠવાઈ પણ અંદરથી સડીને આપઘાત કરીને ૧૯૧૧માં મરેલી પડી.

ચીનનો એ ઉદયકાળ કહેવાયો. એ ઉદયકાળની સંધ્યામાં

ચીનના હેવાન વિગ્રહખોરો આજે ચીન પર ઊગતા લોકજુવાળને રોકી પાડવા શાહીવાદને શરણે જતા હતા. ઉત્તર ચીનનો વિગ્રહખોર પણ ચીની જનતાનો ઊઠતો જુવાળ રોકવા જાપાની શાહીવાદને સલામી ભરતો હતો.

જાપાનનો ખાંધિયો બનેલો એ ઉત્તરનો નામચીન વિગ્રહખોર ચાંગ-સો-લીન હતો. શાંગહાઈ અને કેન્ટનના લોકજુવાળે એને ભડકાવ્યો હતો. જાપાની આયુધો લઈને અને જાપાની મારાઓને ચીની પોશાક પહેરાવીને એ પેકીંગ પર ધસ્યો આવતો હતો.

એને રોકતાં કુ-સુન-લીનની રાષ્ટ્રીય ટુકડીઓ પરાજય પામી અને વીખરાઈ ગઈ. કુ-સુન-લીન કેદ પકડાયો અને પેકીંગના પાદરમાં જાપાની ખાંધિયા ચાંગ-સો-લીને એનો ક્રૂર રીતે વધ કર્યો.

*ચાંગ-સો-લીન સાથે અંગ્રેજ શાહીવાદના વિગ્રહખોર ખાંધિયા* વુ-પી-ફૂએ ભાઈબંધી કરી. બંનેએ ઉત્તરનાં નગરોમાંથી લોકનેતાઓને વીંધવા માંડ્યા.

આ અવસરનો લાભ લઈને જાપાની શાહીવાદે પેકીંગની રાષ્ટ્રીય સરકાર પાસે પેકીંગની નદી જાપાની વહાણવટા માટે ખોલી નાખવાની માગણી મૂકી. પેકીંગ સરકારનો પ્રમુખ જાપાની શાહીવાદની માગણી સ્વીકારતો નમી પડ્યો.

પણ પેકીંગની વિદ્યાપીઠમાં એ શરમ સામે શોર મચ્યો. પેકીંગનાં નિશાળિયાંએ ચીનના એ વિદ્યાધામને આઝાદીની બાંગ પુકારી ધમધમાવી મૂક્યું. જે જુવાળ શાંગહાઈએ શરૂ કર્યો હતો, જેની આગમાં હોંગકોંગ સળગી ઊઠ્યું હતું તેની જ રોશની પેકીંગના વિદ્યાર્થીએ જલતી કરી.

એ રોશનીના પ્રકાશમાં ૧૯૨૬ના માર્ચની ૧૮મીના બપોર તપતા હતા. પેકીંગનો વિશાળ વિદ્યાચોક એકથી બીજે છેડે ઊભરાતો હતો.

ક્યારેય ચીનની ધરતી પર નવા જ્ઞાનનો પાઠ સાંભળવા ચીનનાં હજારો દીકરાઓ એક સાથે આવાં ઊભરાયાં નહોતાં.

પ્રાણના ઝંઝાવાત ઊછળતા હતા. ઘુમરાતાં મોજાંનો ઘુઘવાટ વ્યક્તિની નહિ સંઘની છબી ચીતરતો હતો. કુદરતમાં ફાટી નીકળે છે તેવું મહાતત્ત્વ માનવતાનું તોફાન જગવતું હતું. ત્રાડ દેતા અવાજો, સળગતી નજરો, ઊશ્કેરાયેલા ચહેરાઓ, ઊભરાતા આવેગો એ બધું એકમય બનીને 'વિરાટ' બનતું હતું.

પુકારાતાં સૂત્રો, ઊંચકાયેલાં પત્રો, ફરફરતા ઝંડાઓ, ઊંચકાતી મુક્કીઓ, કોપેલા આવાહનો તોફાને ચઢેલી માનવતાના મહાતત્ત્વનાં આયુધો બનીને કોપેલાં જેહાદનો જયકાર ગજવતાં હતાં.

પણ એક પળવાર એક ભયાનક શાન્તિને ચીરતો એક જુવાન આગેવાન વ્યાસપીઠ પર ઊભો થઇ ગયો. ઊછળતા અચાનક થંભી ગયેલા જુવાળમાંથી સળગતો હાથ ઊંચકાતો હોય તેવો વ્યાસપીઠ પરથી એક હાથ ઊંચકાયો એ હાથમાંથી થોડાંક ફાટ્યાંતૂટ્યાં લાલ કપડાં વીંઝાઇ રહ્યાં.

અને ધીર ગંભીર અવાજ વિરાટની સપાટી પર પથરાયો, 'આ કપડાં આપણા વિદ્યાર્થી પ્રતિનિધિઓનાં છે, જેમને આપણે ગઇકાલે પ્રમુખના મહાલયમાં જઇને પ્રમુખને આપણો સંદેશ કહેવા મોકલ્યા હતા કે અમે સમસ્ત વિદ્યાર્થીઓ જાપાને આપેલા આખરીનામાના સ્વીકારનો વિરોધ કરીએ છીએ અને તેનો ઇન્કાર કરવા પ્રમુખને વીનવીએ છીએ.' વિરાટ પ્રાણ થંભીને સાંભળી રહ્યો. પેલા અવાજે પૂરું કર્યું: 'એટલા જ માટે પ્રમુખના મહાલયના દરવાજા પાસે આપણા એ પ્રતિનિધિઓને સંગીનોથી વીંધી નાખવામાં આવ્યા...તેમનાં આ લોહીમાં તરબોળ થયેલાં કપડાં છે.'

જાણે એ ખમીરમાં તરબોળ અંગરખા જીવતાં થઈ ગયાં. શહીદ આકારોનો વીજલપાત અનુભવતો વિરાટ વિકરાળ ગરજી ઊઠયો:

'દુઆનના મહાલય પર...દુઆન મહાલ પર કૂચ કરો... પ્રેસિડેન્ટને પાછો હટાવો.'

કોઈ કોઈને ઓળખે તે પહેલાં દરેક જણ વિરાટનું કલેવર બન્યું. દિલ દિલ પર સંતાતા રોષ હુંકારો કરે તે પહેલાં એક બનેલો પુણ્યપ્રકોપ સળગી ઊઠયો. આગળ વધવાનું ફરમાન એક-બીજાં ઉચ્ચારે તે પહેલાં વિરાટનો કદમ વિરાટની પગદંડી બનીને ઊછળતો ચાલ્યો. મગરૂર માથાઓની કતારો કદમજોશ પર ઝઝૂમી ઊઠી. હજારો બાહુઓ વિરાટના આયુધ બનીને ઊછળ્યા. હાનનાં દીકરાંનો એક બનેલો પ્રાણ પ્રચંડ બનીને પ્રજળી ઊઠયો.

ચીની ધરતી પરની પેકીંગની પ્રાચીનતા ઝળહળીને જોઈ રહી. પેકીંગની શેરીઓએ આવી હલચલ, પહેલી દીઠી. પેકીંગના રસ્તાઓ પર ચીની ધરતીનાં રજકણોની ધૂળ રોષ કરીને પહેલી વાર ઊડી. ચીની શેરીઓની પ્રાચીન કમાનોના દરવાજામાં કોતરાયલી પ્રતિમા-ઓ જીવનની ભરતીમાં મીટ માંડવા જીવી ગઈ હોય તેવી ધન્ય બની.

બીજો બધો અવરજવર થંભીને ઊભો. વાંકી વળેલી કેડ પર ઝઝૂમતા રિક્ષાઓના બોજ અંદર બેઠેલા કંપી ઊઠયા. પોતાની મોટરગાડીઓમાં મુસ્તાક બેઠેલા અમેરિકન અંગ્રેજી શાહીવાદીઓનાં ખૂલી ગયેલાં મોઢામાંથી સળગતી સિગારેટો પડી ગઈ. જાપાની જાત આ ફૂંફવતા આવેગને જોતી ખૂણેખાંચરે લપાઈ ગઈ.

અને ચીની માલિકની જુનવાણી સરદારની જંગલિયતને પડકારતા, જાપાની શાહીવાદીના ધસારાની આડ બનતો જુવાળ ચીનના રસ્તાઓનાં ઘર ઘરને વાવટાઓથી છાઈ દેતો, ધડાકક સૂત્રોથી કંપાવતો, હવામાનને જન-આવાજનથી ગૌરવાવતો, લોક-આઝાદીના સંગ્રામભાવની દેશ ભરમાંનો આગ વપ્યો.

અને ટુઆન મહાલની પથ્થરિયા દીવાલોના પોલાદી દરવાજા આગળ આવી ઊભો.

અને પોલાદી દરવાજાનાં બારણાં ઊઘડયાં. સેંકડો વિદ્યાર્થીઓની પહેલી હરોળ દરવાજાની અંદર ઘૂસી. બીજી હરોળની આડે પ્રમુખની રાષ્ટ્રીય સરકારના સૈનિકો પહોળી તરવારોનો અવરોધ રચીને ઊભા અને અંદર પેઠેલી પહેલી હરોળ પાછળ દરવાજાનાં કમાડ પાછાં વસાઈ ગયાં.

અંદર પેઠેલાં સેંકડો વિદ્યાર્થીઓની આગળ-પાછળ ચાર હારોમાં સાતસો સિપાઈઓની સંગીનો ચમકી ઊઠી.

આગલે દિવસે વીંધી નાખેલા પ્રતિનિધિઓના લોહીમાં તરબોળ કપડાંના લાલ ઝંડાવાળી આગલી ટુકડીના આગેવાને બૂમ પાડી: 'આગળ વધો.'

અને એક સો વિદ્યાર્થીઓ આગળ વધ્યાં. ખુલ્લી તરવારો અને તાકતી બંદૂકોની અડોઅડ ચીનનાં દૂધમલ દીકરાંઓ આવી ઊભાં.

રાષ્ટ્ર પ્રમુખના વેઠિયા સિપાઈઓના ઉગામેલા હાથ થંભી ગયા.

પણ બીજી જ પળે ફરમાન બરાડી ઊઠયું. બંદૂકોના બારથી આખો ચોક ધમધમી ઊઠયો. મરેલાંના લોહીની નીકો ચાલી; ઘવાયલાંના ચિત્કાર વાતાવરણને ભેદી રહ્યા. ગોળીઓના વરસાદમાંથી બચવા નાસભાગ શરૂ થઈ પણ દરવાજા દેવાયલા હતા.

પછી ખુલ્લી તરવારોનો હલો આવ્યો. સેંકડો વિદ્યાર્થીઓનાં શબથી ટુઆનના મહાલયનો આનંદ-ચોક છવાઈ ગયો. મરતાંની ચિચિયારી હૃદયદ્રાવક બની ગઈ. પથ્થરો પર લોહીનાં ખાબોચિયાં ચમકી ઊઠયાં.

અને પછી કમાડ ખૂલ્યાં. ખૂલેલાં કમાડમાંથી જીવતાં રહેલાં થોડાંક બહાર નાઠાં પણ બહાર પણ ગોળીઓ વરસતી હતી,

બહાર પણ એ જ લોહી રેડાયાં હતાં. બહારનો રસ્તો પણ શબથી છવાયલો સૂમસામ હતો.

પછી ઉત્તર ચીનના વિદ્યાર્થી આગેવાનો જે જીવતા રહ્યા હતા તે ગિરફતાર થયા. વિદ્યાર્થી સંઘો ગેરકાયદેસર બન્યા. વિદ્યાર્થી મંડળોના અવશેષોનો નાશ કરવામાં આવ્યો.

અને પછી વિદ્યાર્થી-હિલચાલ ભોંય-ભીતર થઈ ગઈ. પેકીંગનાં વિદ્યાર્થીઓની કતલ ચલાવીને સરકારે શાંતિથી કહ્યું: 'વિદ્યાર્થીઓ અને રાજકારણને સંબંધ નથી.'

પણ પેકીંગની વિદ્યાર્થી-હિલચાલે જ વિદ્યાર્થીને રાજકારણ આપ્યું. પેકીંગના વિદ્યાર્થીએ વિદ્યાનો પહેલો પાઠ ચીનની ધરતી પર કોતરી બતાવ્યો. પેકીંગ સાચોસાચ પહેલીજ વાર વિદ્યાધામ પુરવાર થઈ ગયું.

## ૧૬

# પ્રતિક્રાન્તિના પડછાયા

ચીનના લોક-જુવાળથી ભડકી ઊઠેલાં ચીનનાં રજવાડી કમઠાણના વિગ્રહખોરો પોતપોતાનાં વેઠિયાં લશ્કરો લઈને આ જુવાળને વધતો અટકાવવા ઊભા થઈ ગયા. શાહીવાદોએ આ પશુઓને પંપાળીને બેઠા કર્યા. ક્વાનટુંગનો વિગ્રહખોર ચાંગ-ચુંગ શાંગહાઈ પર ચઢ્યો અને મજૂરોનાં મંડળો પર તૂટી પડ્યો.

ચાંગ-સો-લીન ચીની ટગલી પહેરેલા જાપાની જલ્લાદોની રાહબરી નીચે પેકીંગ પર ચઢ્યો અને અંગ્રેજી શાહીવાદે સર્જેલો ચીની વિગ્રહખોર વુ-પી-ફૂ એને જઈ મળ્યો.

ક્વાનટુંગનો વિગ્રહખોર ચેન-ચુંગ-મીંગ અંગ્રેજી શાહીવાદે પહેરાવેલાં બખ્તર અને આયુધો લઈને રસ્તાઓને કબજે કરવા ધસ્યો.

ચીનનો વિગ્રહખોર શાહીવાદીઓએ દીધેલાં નાણાં લઈને નવી તરવારો ઘડાવી રહ્યો. વિગ્રહખોરોની હકૂમત નીચેનાં બજારોમાં લોઢાં ખરીદાઈ રહ્યાં. વિગ્રહખોરોના વેઠિયા લુહારોની કોઢોમાં પહોળી-વાંકી તરવારો ઘડાઈ ઘડાઈને ચામડાના મ્યાનમાં ભરાઈને ચીની જનતાનો સંહાર કરવા વહેંચાવા લાગી.

. વિગ્રહખોરોની હકૂમત નીચે ગુંડાઓનાં નવાં લશ્કરોની ભરતી થવા લાગી. ઉતાવળી કવાયતો કરવા પડેલાઓ ભૂખરી ડગલીઓ પહેરવા લાગ્યા અને ઊભી સીમ ભેગી નાખવાની, કિસાનોની વસતિ ઉજાડવાની, નગરો લૂંટવાની, કામદારોની કત્લ

કરવાની તથા ચીની લોક પર યથેચ્છ વિહરવાની તાલીમો આપવા લાગી.

એ જ અનુસંધાનમાં ક્યોમીનટાંગની ઘટનામાં પણ પ્રતિક્રાન્તિના પડછાયા સળવળવા લાગ્યા. કોમ્યુનિસ્ટો અને જનતાનો વિરોધ કરનારી મૂડીવાડી ટોળકીઓ ક્યોમીનટાંગની જમણી હરોળમાં 'વેસ્ટર્ન હિલગ્રુપ' સુન–યાત–સેનવાદીનું નામ ધરીને ટાંપી રહી. સુન–યાત–સેનના ડૉ. સુન–ફો નામના દીકરાની આસપાસ ગોઠવાયલી મૂડીવાદી ટોળકી 'ક્રાઉન પ્રિન્સ પાર્ટી' તરીકે જાણીતી બની.

એ બધી ટોળકીઓ કોમ્યુનિસ્ટોના વિરોધમાં સંયુક્ત હતી. એ બધી ટોળકીઓના પાયામાં ચીનના મૂડીવાદીઓ, ખાંધિયાઓ તથા કેટલાક વિગ્રહખોરો હતા.

ક્યોમીનટાંગની એ જમણી પાંખ હતી. એ જમણી પાંખે ૧૯૨૫ના નવેમ્બરમાં પેકીંગ પાસેની પશ્ચિમ ટેકરીઓમાં પોતાની પરિષદ ભરી. એ મસલતો પંદર દિવસ સુધી ચાલી અને તેમણે સંયુક્ત મોરચાની સામે ક્યોમીનટાંગની પોતાની મધ્યસ્થ સમિતિ ચડી રાખી.

ડૉ. સુન–યાત–સેન સામે તેમનો કટ્ટર વિરોધ એ હતો કે તેણે કોમ્યુનિસ્ટો સાથે સંયુક્ત મોરચો રચ્યો. એ સંયુક્ત મોરચા સામે એમણે કોમ્યુનિસ્ટોને કાઢી મૂક્યા પછી રહે તેવી પોતાની નવી કારવાહી ચૂંટી કાઢી. આ બધામાં પેકીંગમાં બેઠેલા, વિદ્યાર્થીઓના ખૂની ટુઆન–ચી–જુઈ નામના જાપાની પ્યાદાએ તેમને બધી જાતની મદદ આપી.

પછી એમણે ક્યોમીનટાંગની બીજી પરિષદમાં પોતાનો ક્રાન્તિવિરોધી મોરચો ગજવી મૂક્યો તથા વામપુઆના રાષ્ટ્રીય લશ્કરી મથકમાં પણ તેમણે પોતાની પાંચમી કતાર શરૂ કરી દીધી.

ત્યારે ડૉ. સુનના મરણ પછી ઉદ્દામ રાષ્ટ્રવાદી વાંગ–ચીંગ–વી

ક્યોમીનટાંગનો પ્રમુખ હતો, અને ડૉ. સુનના જનતાની આઝાદીનાં સિદ્ધાંતોનો ભક્ત હતો. ક્યોમીનટાંગની ડાબી પાંખનો એ આગેવાન હતો તથા ડૉ. સુનનો પરમ મિત્ર હતો.

એ ડાબી પાંખની લડાયક હરોળ કોમ્યુનિસ્ટોની હતી. એ હરોળના ક્યોમીનટાંગના આગેવાન લીઓ-ચુંગ-કાઈનું ૧૯૨૫ના ઑગસ્ટમાં જમણી પાંખની કારવાહીએ ખૂન કરાવી નાખ્યું હતું.

એ ઉપરાંત ચાંગ-કાઈ-શેક ડાબી પાંખ સાથે દોસ્તી રાખતો હતો તથા વામપુઆના લશ્કરી મથકનો વડો હતો, તથા રશિયાથી આવેલા ડૉ. સુનના સલાહકાર મિત્ર બોરોડીન સાથે પણ સંબંધ જાળવી રાખતો હતો.

ક્યોમીનટાંગની આ ઘટનામાં પછી ૧૯૨૬માં નવું બંધારણ આવ્યું. નવા બંધારણ વખતે ખૂન થયેલા નાણાંપ્રધાન લીઓની ખાલી જગ્યાએ ચીનનો બેન્કર ટી-વી સુંગ આવ્યો. સુંગ કુટુંબનો ભાઈબંધ પણ દેખાવમાં ઉદ્દામ રહેલો ચાંગ-કાઈ-શેક ક્યોમીનટાંગનો વડો બન્યો અને ટી-વી સુંગનો બનેવી કુંગ આ નવી ઘટનામાં કનફ્યુશિયસના પંચોતેરમા પૌત્ર તરીકે વડો પ્રધાન બન્યો.

અને ચાંગ-કાઈ-શેકે ઉદ્દામ જબાનને સાચવી રાખીને ૧૯૨૬ના આ નવા આરંભથી કોમ્યુનિસ્ટોનો વિરોધ કરવા માંડ્યો. ચીની પ્રતિક્રાન્તિનો આ પડછાયો ચીની રાજકારણની શેતરંજ રમતો છતો થવા લાગ્યો.

એણે ૧૯૨૬ના માર્ચની ૨૦મી તારીખે કેન્ટનમાં ઓચિંતો ધડાકો કર્યો. ક્યોમીનટાંગની નેમ પ્રમાણે ચીની પ્રજાસત્તાકની રચનાના પહેલા પગલા જેવી ઉત્તર પરની ચઢાઈના ઉંબરમાં એણે છીંક ખાધી. ક્યોમીનટાંગનું ગાડું હચમચાવી નાખે તેવો એ ઉદ્દામ ઢગલી ઓરડેલો ઘોડો ઊભો થઈને હણહણી ઊઠ્યો.

એણે માર્ચના ૨૦મા દિવસે ઓચિંતો કેન્ટન પર લશ્કરી

કાયદો જાહેર કર્યો. એણે કૉમ્યુનિસ્ટ આગેવાનો તથા રશિયન સલાહકારોને ઓચિંતા પકડી લીધા અને તેમને સુંગ–શાન નામના જહાજમાં જકડી લીધા.

અને કયોમીનટાંગની જમણી પાંખના હરખનો પાર રહ્યો નહિ. લાલ ડગલીમાં લપેટાયલો ચીની નફાખોર અને શાહીવાદી બાંધિયાનો ભદ્રપુરુષ ભાળીને ચીની પ્રતિક્રાન્તિ નાચી ઊઠી. ઉત્તર ચીન ગયેલા બોરોડીનને આ સમાચારથી આઘાત થયો. પશ્ચિમ ટેકરીઓના મૂડીવાદી બાંધિયાઓએ આ ચીની ભદ્રપુરુષને અભિનન્દનના તાર મોકલ્યા.

પણ રાજકારણની શેતરંજના એ ખેલાડીએ જમણી પાંખને પણ મૂંઝવે તેવો નવો પાસો નાખ્યો. સયુક્ત મોરચાનો દેખાવ તોડી નાખવાનો દિવસ હજુ દૂરનો નક્કી કરતો ચાગ ખેલાડી એપ્રિલના ત્રીજા દિવસે નવી જાહેરાત કરતો બોલ્યો: 'આપણો સયુક્ત મોરચો ચાલુ છે, આપણે ઉત્તર પર ચઢાઈ કરવાના છીએ.'

પણ ચાંગની આ ગુલાંટને સમજતો સોવિયટ રૂસનો આગેવાન જોસેફ સ્ટાલિન જાહેર કરતો હતો કે 'કયોમીનટાંગમાંથી કૉમ્યુનિસ્ટોને હાંકી કાઢવાનો ચાંગ–કાઈ-શેકનો પહેલો હલ્લો ચીની ક્રાન્તિને પોતાની લગામ પહેરાવી દેવાનો ચીનના રાષ્ટ્રીય મૂડીવાદનો પહેલો હલ્લો છે.'

પણ પછી બોરોડીનને કૉમ્યુનિસ્ટો વિરુદ્ધ ફરિયાદો કરતો ચાગ બીજા હલ્લાનુ નિશાન તાકતો ઉત્તર પરની ચઢાઈની તૈયારીમા લાગી ગયો.

તથા એણે બરતરફ કરેલો ઉદ્દામ નેતા વાગ પોતાની તબિયત સુધારવા પેરીસમાં પહોંચ્યો.

ચીની પ્રજાસત્તાક રચવા લોક–આઝાદીના નિશાન રાખીને ઉત્તર પર ચઢનારો લોકમોરચો હવે કટોકટી પર ચઢી ચૂક્યો હતો.

એ ક્રાન્ત કદમને રોકી રાખનાર મૂડીવાદનો ચાંગ-કાઈ-શેક નામનો પડછાયો ક્રાન્તિની આગેકૂચમાં પોતાની ચાલની કારવાહી પરોવતો આઝાદીની અને સંયુક્ત મોરચાની મેદી બાંગ પુકારતો હતો

સંયુક્ત મોરચો બે વરસથી બંધાઈ ચૂક્યો હતો. ૧૯૨૪ના જાન્યુઆરીમા કયોમીનટાંગની રાષ્ટ્રપરિષદ ભરાતી હતી. અને એના ઊઘડતા દિવસે જ લેનિન અવસાન પામતો હતો એ પરિષદ સયુક્ત મોરચાને સ્વીકારતી હતી અને ચીનને એક કરવાની વિજય-કૂચની તૈયારી કરતી હતી.

સંયુક્ત મોરચાની કૂચકદમ શાહીવાદી મારાઓ સાંભળતા હતા. એક થતા ચીનની લાલ પાંખ પર શાહીવાદના ચીની ખ્રાધિયાઓ શંકાની નજરે દેખતા હતા. સંયુક્ત મોરચામાં ચીનનો કોમ્યુનિસ્ટ પક્ષ મહાબળવાન બની ન જાય તે વાત ચીની મુરલીધરો વિચારતા હતા.

એમ સંયુક્ત મોરચાની કૂચમાં વર્ગવિગ્રહ ઢંકાયો હતો પણ શમ્યો નહોતો. ઢંકાયો હતો પણ ઢાંક્યુ ઊઘડતાં જ ભભૂકી ઊઠવાનો હતો. એ કૂચને દરેક પગલે ચીનનો કોમ્યુનિસ્ટ પક્ષ કયોમીનટાંગમાં ભેળો થઈને ચાલતો છતાં જોખમ ખેડતો હતો. શાહીવાદની સામે બે વિરોધી વર્ગીય હિતો, એકબીજા પર આંખ રાખતાં ભેગાં ચાલતાં હતાં. 'એમ ભેગું ચાલવું જ પડે ત્યારે એક પળ વાર પણ ન ભૂલજો કે તમારી પડખે તમારો વર્ગ-દુશ્મન છે અને એક ક્ષણ વાર પણ તેની તમામ હિલચાલ પરથી તમારી ચોકિયાત નજરને ન ઉઠાવજો,' એવો અવાજ વારસામાં મૂકી ૧૯૨૪ના જાન્યુઆરીમાં જ લેનિન અવસાન પામી ગયો હતો તથા ચીની કોમ્યુનિસ્ટ પક્ષ સંયુક્ત મોરચો રચી બારેલ અગ્નિ પર કૂચ કરતો હતો.

એ કૂચ-કદમનાં ડગલાંને જાગતાં રહેવાની ચેતવણી આપતો સ્ટાલિન ચાંગ-કાઈ-શેકે કરેલા પહેલા હલ્લા પછી થોડા જ દિવસે ૧૯૨૬ના માર્ચની ૨૦મીએ ચીની જનતાને હોશિયાર રહેવાની ચેતવણી આપતો કહેતો હતો: 'ચીની ક્રાન્તિની લોકહિલચાલને પોતાની લગામ પહેરાવી દેવાનો ચીનના રાષ્ટ્રીય મૂડીવાદનો આ તો પહેલો જ હલ્લો છે.'

## ૧૭

# નાનકીંગમાં બેઠેલો ચીની આઝાદીનો ખૂની

અને ચીની પ્રજાસત્તાકનું નિશાન બજવતો ક્યોમીનટાંગનો રથુરથ ચાંગ–કાઈ–શેકની સરદારી નીચે ઊપડવાની તૈયારી કરી રહ્યો. એ જ સરદારી નીચે ચીનની શ્રમમાનવતાનો રાજકીય આગેવાન કોમ્યુનિસ્ટ જોડાયો.

એ જોડાણની સંયુક્ત સેના કુઈમીન–કોમીનચુન (લોકફોજ) તરીકે મશહૂર બની. એ કુઈમીન–કોમીનચુનની લોકફોજનાં લશ્કરો પર જુદા જુદા સરદારો નિમાયા.

એ લોકફોજનો પહેલો ધસારો અંગ્રેજી શાહીવાદના વિગ્રહખોર ખાંધિયા સામે અથડાયો. ૧૯૨૬ના ઓકટોબરના ૧૦મા દિવસે એ આગલી હરોળનો લોકધસારો, વુ–પી–ફુને મારી હટાવીને એ ધસારો વુહાન નગરે સુધી પહોંચી ગયો.

એ ધસારાની આગલી પાંખે હેન્ચાંગ પર કબજો કર્યો અને એ ક્રાન્તિકારી લશ્કરો હેન્કોમાં પેઠાં ત્યારે કિસાન–કામદારો તથા વિદ્યાર્થીઓએ ગગનભેદી ગર્જના કરીને વધાવ્યાં.

એ ધસારાની કૂચમાં લોકહિલચાલ ઊછળી. એ ધસારાને રસ્તે રસ્તે લોકસમારંભો યોજાયા. એ ધસારાએ ખેડૂતોને જમીનો પાછી સોંપી. એ ધસારાને ફરતી લોકક્રાન્તિની પત્રિકાઓ ફરફરી ઊઠી.

ઓગસ્ટના ૨૭મા દિવસે કુપે પ્રાંતનો ચેંગશેકાઉનો કિલ્લો

લોકસેનાએ કબજે કર્યો. હુપે-હુનાન અને કીઆંગસી પ્રાંત વચ્ચેના એ મથક પર લોક-આઝાદીનો ઝંડો ફરકી ઊઠ્યો.

એ જ મથક પર અંગ્રેજી શાહીવાદના વિગ્રહખોર, વુ-પી-ફૂ સાથેનો ભયાનક સંગ્રામ ખેલાયો એ જ સંગ્રામમાં પરાજય પામીને ભાગતાં વુ-પી-ફૂનાં લશ્કરોએ એ વિગ્રહખોરની છાતી વીંધી નાખીને એ દેશદ્રોહીને હેન્કો તરફ ભગાડી મૂક્યો.

વુ-પી-ફૂની દશા દેખતો અને કંપતો વિગ્રહખોર સુન-યુઆન-ફૅંગ, વુ-પી-ફૂ સાથે પોતાના લશ્કરોને જોડતો આ લોક-સેનાને ખાળવાના છેલ્લા પ્રયત્ન કરી રહ્યો.

પણ નવેમ્બરના ૮મા દિવસ સુધીમા આખો કીઆંગસી પ્રાંત લોકફોજના હાથમાં આવી ગયો અને ડિસેમ્બર સુધીમાં ફૂકીન પ્રાંત પર લોકફોજના વિજયવાવટા ફરકવા લાગ્યા.

અને સુન-યુઆન-ફૅંગ સાથે લોકફોજે ચેકીઆંગ આગળ ભયાનક સંગ્રામ ખેલી લીધો. ચેકીઆંગ પર લોકફોજનો આઝાદ વાવટો ઊઠ્યો. શાંગહાઈ જવાનો એ દરવાજો લોકઝંડા નીચે આવી ગયો.

અને ક્યોમીનટાંગના અગાઉથી કરી રાખેલા ઠરાવ પ્રમાણે વુહાન નગરમા ક્યોમીનટાંગ સરકાર બનીને બેઠી.

લોકફોજની આ વિજયકૂચે ચારે બાજુના જનપ્રદેશોને ખળભળાવી મૂક્યા. એકલા હુપેમાં આઠલાખ કિસાનોએ હથિયાર સજર્યાં. આસપાસના નગરોમા માલિકો સામે હડતાલો ફાટી નીકળી કિસાનસભામા દશ કરોડ કિસાનો સભ્યો બન્યાં.

અને લોકફોજના ઝંઝાવાનમા હેન્કો અને કયુકીઆંકની અંગ્રેજી વસાહતો ઊખડી ગઈ.

આ ઝંઝાવાત નીચે ચીન પરનો શાહીવાદ આઘાત પામીને ઝબકી ઊઠ્યો. આ વિજયકૂચના પગરવ સાંભળતો ચીનનો

ખાંધિયે ખળભળી ઊઠયો. વિરાટના આ કદમ દેખતો ચીની મૂડીવાદી ચિંતામાં પડી ગયો.

ઉત્તર ચીનના પાટનગર પેકીંગ પર જાપાની શાહીવાદનો વિગ્રહખોર ખાંધિયો ચાંગ-સો-લીન તૂટી પડ્યો આખા પેકીંગ પર ચીની મજૂરની અને ક્રાન્તિકારી વિદ્યાર્થીની કતલ શરૂ થઈ ગઈ. પેકીંગની પરદેશ કચેરીઓની વસાહતમાં જઈને એ વિગ્રહખોર ખાંધિયાએ રશિયન કચેરી પર હલ્લો કર્યો અને કતલ ચલાવી.

ચીનની ક્રાન્તિને લોહીમાં ડુબાડી દેવાની એવી શરૂઆત થઈ ગઈ. એ શરૂઆતના રાહ પર ટાંપીને બેઠો હોય તેવો ચાંગ-કાઈ-શેક પોતાનાં લશ્કર લઈને શાંગહાઈ પર પહોંચ્યો. ૧૯૨૬ના એપ્રિલના ૧૧મા અને ૧૨મા દિવસે ચાંગના સિપાઈઓએ આખા નગરનો કબજો લઈ લીધો.

અને પછી ચાંગનાં ધાડાં કામદારો અને કોમ્યુનિસ્ટ આગેવાનો પર તૂટી પડ્યાં. ક્રાન્તિનો ડગલો ઓઢેલો એ પ્રતિક્રાન્તિનો પડછાયો શાંગહાઈની જનતા પર જ્વાળામુખી બનીને તૂટી પડ્યો.

શાંગહાઈ નગરના મજૂર-લત્તાઓ પર ચાંગની તોપો ચરવા માંડી. શાંગહાઈને ઘેરો ઘાલીને ચાંગ-કાઈ-શેકે સંહાર શરૂ કર્યો. ચાંગના સિપાઈઓએ કામદારોનાં યુનિયનોમાંથી ધરપકડો કરી. કામદાર આગેવાનોને સામુદાયિક રીતે કાપી નાખવામાં આવ્યા.

શાંગહાઈનાં કામદારોની લાલ ફોજનાં હથિયાર લઈ લેવામાં આવ્યાં અને પછી તેમને સમુદ્રમાં વીંધી નાખવામાં આવ્યાં.

કલ્પનાને કંપાવી મૂકે તેવો સંહાર. ચાંગ-કાસીએ શાંગહાઈ પર ખુલ્લો મૂક્યો. શાંગહાઈનો એકથી બીજો છેડો લોહીમાં ખરડાયો. શાંગહાઈના રસ્તા પર હજારો કામદાર શબો જ્વાઈ ગયાં.

ચાંગ-કાઈ-શેકે શાહીવાદીઓ માટે, ખાંધિયાઓ માટે, નફાખોરો માટે અને વિગ્રહખોરો માટે પ્રતિક્રાન્તિનાં કમાડ ખોલી

નાખ્યાં. એ બધાંઓની ખૂની તાકાતને શરમાવે તેવી કારવાઈ ચીન પર વીફરેલા આ ખૂની પિશાચે શરૂ કરી દીધી. ચીનનું પ્રજાસત્તાક ચીની જનતાના લોહીમાં ઝબોળાયું. ચીનની આઝાદ લોકફોજ પર પ્રતિક્રાન્તિનો પહેલો આઘાત ધમકી ઊઠયો.

અને પછી ચાંગ-કાઈ-શેક નાનકીંગમાં પેઠો. નાનકીંગમાં એણે અગાઉથી સાફસૂફી કરાવી નાખી હતી. નાનકીંગમાં જનતામાંથી ક્રાન્તિનું નામનિશાન ખરપી નાખતો ચાંગ નાનકીંગમાં ગાદી જમાવીને બેઠો. એણે પોતાની ટોળકીને ક્યોમીનટાંગ પાર્ટી તરીકે જાહેર કરી અને પોતાની નાનકીંગની કારવાઈને ચીની રાષ્ટ્રસરકાર તરીકે જાહેર કરી.

અને ક્રાન્તિકારી સરકાર વુહાન નગરમાં બેઠી હતી. એ સરકારને મહારી નાખવા નાનકીંગથી એણે કારવાઈ શરૂ કરી દીધી. શાહીવાદી લડાયક નૌકાઓ, ખાંધિયાઓની ટુકડીઓ તથા વિમદખોરોનાં વરુરી ધાડાંઓ બધાં વુહાન સરકારને સંહારી નાખવા દોડતાં થયાં.

અને ચાંગની ફાસીવાદી ટોળકીની સરકારે શાંગહાઈની જેમ કેન્ટનનાં લાલ કામદારો તથા તેમની લાલ ફોજને સંહારી નાખવા પોતાના પિશાચોને દોડતા કર્યાં ત્યારે ૧૯૨૭ની સાલ શરૂ થઈ ગઈ હતી.

અને ડૉ. સુને રચેલો સંયુક્ત મોરચો ખતમ થયો હતો. ચીની પ્રજાસત્તાકની કૂચ-કદમ થંભી ગઈ હતી. ચીનની ક્રાન્તિ લોહીમાં ડૂબી ગઈ હતી તથા શાહીવાદ વિરોધી મોરચો પણ ભરડાઈ ગયો હતો.

આવા દેશદ્રોહી કાવનરા પર મુસ્તાક હસતો ચાંગ ચીની લોકજનતાનો ખૂની પણ બની ચૂક્યો હતો, અને નાનકીંગમાં ગાદી જમાવીને બેઠો હતો.

સીધા સોટા જેવા શરીરમાંથી આરપાર દેખતી આંખો ચમકાવતો, ઊંચા કપાળ નીચેની આછી મૂછોની મક્કમતામાં ભવાં સંકોચીને એ સીધોસાદો પોશાક પહેરેલો કોઈ કોઈ વાર એના ચૂંટેલા અને સુનંદાઓને સંબોધતો વ્યાસપીઠ પર દેખાય છે.

એનો અંગત પક્ષ છે અને પક્ષની જ સરકાર છે. એ સરકાર ચીનની મધ્યસ્થ સરકાર છે. સરકારમાં એ અને એની સરકાર ખરું ચાંગ–વ્યક્તિવાદમા ઓતપ્રોત બનીને સરકારી સાંચાજાળના લશ્કરી સંગઠન પર ચીનની ધરતી પર ગોઠવાયું છે.

લોકશાસનનો અપરાધ કરેલો આજની દુનિયામાં ચાંગ–કાઇ–શેક કંઈ સંતાડતો હોય તેમ સ્મિત કરે છે, શાંત ઊભો રહે છે અને લશ્કરી ઢબે સીધીસાદી અને સખત સૂચનાઓ આપતો, મુલાકાત પતાવતો પોતાની આસપાસ સંગીનની અણીઓ અને અમેરિકી શાહીવાદનાં આયુધો પર રચેલી સરકારના મથકે હંકારી જાય છે.

પોતાની ટોળકીની ફાસીવાદી સરકારનો એ અધિપતિ ચીનનાં લશ્કરોનો જનરાલીસીમો છે, અને એની ટોળાની સરકારનો એ ચાલુ ચેરમેન છે.

મેડમ તરીકે મશહૂર એવી ચીનના મશહૂર સુંગ કુટુંબની સૌથી નાની દીકરી સાથે પ્રેમ કરીને ડૉ. સુન–યાત–સેનની વિધવાની બેન સાથે એણે લગ્ન કર્યાં અને ખ્રિસ્તી ધર્મવાળા સુંગ કુટુંબની દીકરીઓના ઈસાઈ ધર્મને એટલા માટે અપનાવ્યો ત્યારે યરોપનાં છાપાંઓએ એને આગલા પાના પર અભિનંદનો આપ્યાં. ચાંગ–કાઈ–શેકનાં નવાં મેડમની સૌથી મોટી બેન નાણાપ્રધાન કુંગ સાથે પરણ્યાં હતાં અને એ સુંગ બેનોનો ભાઈ ટી–વી–સુંગ ચાંગની સરકારનો શરાફ અને રાજકીય વડો બની રહ્યો.

અને એ પહેલાંના ચાંગ–કાઈ–શેકનું જીવનચિત્ર દબાઈને

ઢંકાયલું પડી રહ્યું. એ અળખામણા જીવન પર એક અંધારપટ સ્વેચ્છાએ ઓઢાડી દેવામાં આવ્યો.

અને તોય કોઈ કોઈ વાર એ જીવનની ઝાંખી જ્યારે ને ત્યારે ડોકાબારીમાંથી દેખાઈ પડતી. ચાંગની કોઈ રોજનીશી, કોઈ નોંધપોથી કે કોઈ અકાળે ઊઠતી યાદમાં એ જીવનના નાના-મોટા વેગ ઈશારા કરી પડતા.

એ આરંભનું બાળપણ...બાપનું મરણ...માની યાદ અને પછીના સ્વચ્છંદભર્યા સોનેરી ટોળીના ઊછળતા અનુભવો એ બધા અત્યારે જનરલીસીમોની કારવાહીમાં કામ આવતા પણ તેનાં જૂનાં રૂપ જાગે અને જગત પાસે રજૂ થાય તેની જરૂર નહોતી. એક મોટા ગર્તામાં દફનાયલું એ વીતી ગયેલું ચરિત્ર ક્યારેક અકસ્માતે જાગી ઊઠતું હતું. જાપાની શાહીવાદની ચીની કાળા-બજારની ખુશી ખુશામતમાં આગેવાની કરતી જનરાલીસીમોની ચાલબાજી સામે કોમ્યુનિસ્ટોની હસ્તી એ દેશદ્રોહી ચાલને મિટાવી દેવા અને તેનો ઈન્કાર થાય તો ચાંગના જીવનને મિટાવી દેવાની ધરેલી પિસ્તોલ જેવી દટાયલી યાદો તરવરી ઊઠતી હતી, અને પાછી ગડમથલ પછી દટાઈ જતી હતી.

એવા જીવનની ભીતરમાં જેને કોઈ માનવીખ્યાલ કે આદર્શ કહી શકાય તેવી એક છાયાનું નામનિશાન ચાંગે ડૉ. સુન-યાત-સેને સોવિયટ મૈત્રીમાં શરૂ કરેલી આઝાદીના લડવૈયાને તાલીમ આપતી વ્હામપુઆ વિદ્યાપીઠની લશ્કરી તાલીમ લીધી તેમાં પણ એવો કોઈ ખ્યાલ લીધેલો હતો નહિ તે વાત ચાંગ-કાઈ-શેકે, ડૉ. સુનના મરણ સાથે જ ડૉ. સુનના જીવન-જાપ જેવા લોકશાહીના મુદ્દા ફગાવી નાખીને તથા ચીનના કાળા બજારિયા અને વિશ્વઘોરો સાથે મૈત્રી કરીને તથા કોમ્યુનિસ્ટોની કતલ કરવાની સંહાર-લીલા શરૂ કરીને પુરવાર કરી દીધી.

દંડાયલું પડી રહ્યું. એ અળખામણા જીવન પર એક અંધારપટ રહસ્યોનો ઓઢાડી દેવામાં આવ્યો.

અને તોય કોઈ કોઈ વાર એ જીવનની ઝાંખી જ્યારે ને ત્યારે ડોકાબારીમાંથી દેખાઈ પડતી. ચાંગની કોઈ રોજનીશી, કોઈ નોંધપોથી કે કોઈ અકાળે ઊઠતી યાદમાં એ જીવનના નાના-મોટા વેગ ઈશારા કરી પડતા.

એ આરંભનું બાળપણ...બાપનું મરણ...માની યાદ અને પછીના સ્વચ્છંદભર્યા સોનેરી ટોળીના ઊછળતા અનુભવો એ બધા અત્યારે જનરાલીસીમોની કારવાહીમાં કામ આવતા પણ તેનાં જૂનાં રૂપ જાગે અને જગત પાસે રજૂ થાય તેની જરૂર નહોતી. એક મોટા ગર્તામાં દફનાયલું એ વીતી ગયેલું ચરિત્ર ક્યારેક અકસ્માતે જાગી ઊઠતું હતું. જાપાની શાહીવાદની ચીની કાળા-બજારની ખુશી ખુશામતમાં આગેવાની કરતી જનરાલીસીમોની ચાલબાજી સામે કોમ્યુનિસ્ટોની હસ્તી એ દેશદ્રોહી ચાલને મિટાવી દેવા અને તેનો ઈન્કાર થાય તો ચાંગના જીવનને મિટાવી દેવાની ધરેલી પિસ્તોલ જેવી દટાયલી યાદો તરવરી ઊઠતી હતી, અને પાછી ગડમથલ પછી દટાઈ જતી હતી.

એવા જીવનની ભીતરમાં જેને કોઈ માનવીખ્યાલ કે આદર્શ કહી શકાય તેવી એક છાપનું નામનિશાન ચાંગે ડૉ. સુન-યાત-સેને સોવિયટ મૈત્રીમાં શરૂ કરેલી આઝાદીના લડવૈયાને તાલીમ આપતી વ્હામ્પુઆ વિદ્યાપીઠની લશ્કરી તાલીમ લીધી તેમાં પણ એવો કોઈ ખ્યાલ સીંચ્યો હતો નહિ તે વાત ચાંગ-કાઈ-શેકે, ડૉ. સુનના મરણ સાથે જ ડૉ. સુનના જીવન-જાપ જેવા લોકશાહીના મુદ્દા ફગાવી નાખીને, તથા ચીનના કાળા બજારિયા અને વિગ્રહખોરો સાથે મૈત્રી કરીને તથા કોમ્યુનિસ્ટોની કતલ કરવાની સંહાર-લીલા શરૂ કરીને પુરવાર કરી દીધી.

ચાંગહાઈના સોનેરી ટોળકીના જીવનના સૂતેલા ક્રશો નવા લેબાસમાં ફાસીવાદની સમશેર બનીને ચાંગના હાથમાં જાગી ઊઠયા.

અને તો ય એ બધા પરના ઢાંકણુ જેવું ચાંગનું જીવન મેડમ સાથે ઈસાઈ દેવળમાં નિયમિત નમાજ પઢતું હતું. એ ધાર્મિક જીવન-પટમાંથી ઊઠતાં સ્ફૂરણો ઈસાઈ ધર્મના જૂના કે નવા ટેસ્ટામેન્ટનાં હતાં તે કળવું કપરું કામ હતું. ઈસુનો વધસ્તંભ એણે ચીની નફાખોરીના દુશ્મનોને દઈ દીધો હતો. એણે એક હાથમાં લોકસંહારથી ટપકતી સમશેર ધરી હતી. એના બીજા હાથમાં શાહીવાદે દીપેલી સળગતી સાંગ હતી. જૂના ટેસ્ટામેન્ટનો વિકરાળ ભગવાન એના અંગપ્રસંગ પર ભાવ ધરતો ચીની ધરતી પર જાગી ઊઠયો હતો. એના કલેવરની આસપાસ જુરાઇસ્ટિક વર્તુળ લોહિયાળ ફરતું બન્યું હતું.

આજ્ઞાધારકતાનો એક જ ખ્યાલ એના જીવનમાંથી નીકળીને તમામ ચીનીઓનાં જીવન પર ફાંસો બનીને ફરતો થયો હતો. ઈસુ પહેલાનો કનફ્યુશિયસ આજે આ કહેવાતા ઈસાઈના અણુપરમાણુમાં શિક્ષા-ગુરુ બનીને ગરજતો હતો. ચીન પર એને ય અધૂરું રહેલું ઘડતર ઘડવું હતું. એ ઘડતરની ઘટનામાં જમીનની જૂની માલિકી તરફ ગુલામ ખેડૂતોએ, જૂના ઘરના ખાટલાનાં દીકરાંઓએ બાપ તરફ અને ઓએ પતિ તરફ તથા સૌએ ચાંગની ફાસીવાદી સરકાર બનેલી નફાખોર ટોળકી તરફ આજ્ઞાધારક બનવાનું હતું.

એ ઘટનાના ઘડતર માટે ચીની લોકના અનેક ભોગ લેવા એ તૈયાર હતો. એની, ચાંગની નજરમાં એ બધા જરૂરી હતા. એ કાજે તો એ ચીની લાલના સંહારનો પહેલો ખૂની કદમ ઉઠાવતો હતો.

પણ તોય વધારે ને વધારે લાલ બનતો જતો ચીની લોક

સહારાઈ જાતો નહોતો એ એની એકની એક ચિંતા અહોનિશ એને ખોતરી ખાતી હતી

એ જ ચિંતાની આહની ઇચ્છા–તૃપ્તિ માટે એણે ૧૯૨૬ના જુલાઈના નવમા દિવસે ઉત્તર પર ચઢાઈ કરવાનો કદમ ઉપાડી, એ કદમ પર આખા કલેવરને થભાવી દઈ કોમ્યુનિસ્ટોની કતલનો વ્યૂહ વીંઝ્યો હતો અને હેન્કો લાલ હેન્કો બન્યુ ચાગનો વ્યૂહ ચીનની ધરતી પર ચીની જનતાને આઘાત પમાડી અળખામણો બન્યો એ વ્યૂહના ચાલને કોમ્યુનિસ્ટોની પહેલી કતલે આમ કરી નાખી લોહીનુહાણ ચીની લાન ચીની જનતાનો જનજગ શુરૂ કરતો કેસરિયા કરી રહ્યો ચીની નાલના આપ-ભોગમાથી મધ્ય ચીનના દશ જિલ્લાઓ પર લાલ ઝંડો ઊગી સળગતો દોડતો જતો એની નજરમ દેખાઈ રહ્યો

લાલ હેન્કો પર લાલના રણદુદુભિ ગાજી ઊઠયા હતા તેનો અવાજ હજુ ય એના કાનમા કોરાતો હતો.

ચાગ-કાઈ-શેકની એ જ ચિંતા હતી એ લાલ જમાનમાથી જ એને અણગમતો લોકશાસન નામનો શબ્દ આકાર ધરતો હતો એ લાલ નિશાન પરથી જ જાપાની અને યરોપ અમરિકી શાહીવાદના પ્રતિકારના ડકા બજતા હતા અને ત્યાથી જ ચીની કામદારકિસાનોના ધરતીમાં ધબી ગયેલા જીવન જાગી ઊઠતા હતા ચીનનો તરુણ પણ ત્યા જ પ્રેરણા પીતો હતો

અને ત્યા જ ડા સુનનો દીધેલા લોકજતનના લોકશાહી મુદ્દાઓ જીવતા બનતા હતા એટલે ત્યા જ જઈને ડૉ સુનની વિધવા અને ચાગની મૅડમની મોટીબેન એ ચૌદે મુદ્દાઓના રખોપાની રણહાક ગજવતી બેઠી હતી

શાંગહાઈના સોનેરી ટોળકીના જીવનના સતેલા કણો નવા વેશમાં ફાસીવાદની સમશેર બનીને ચાંગના હાથમાં જાગી ઊઠ્યા.

અને તો ય એ બધા પરના ઢાંકણ જેવું ચાંગનું જીવન મેડમ સાથે ઈસાઈ દેવળમાં નિયમિત નમાજ પઢતું હતું. એ ધાર્મિક જીવન-પટમાંથી ઊઠતાં સ્ફુરણો ઈસાઈ ધર્મના જૂના કે નવા ટેસ્ટામેન્ટના હતા તે કળવું કપરું કામ હતું. ઈસુનો વધસ્તંભ એણે ચીની નફાખોરીના દુશ્મનોને દઈ દીધો હતો. એણે એક હાથમાં લોકસંહારથી ટપકતી સમશેર ધરી હતી. એના બીજા હાથમાં શાહીવાદે દીધેલી સળગતી સાંગ હતી. જૂના ટેસ્ટામેન્ટનો વિકરાળ ભગવાન એના અંગપ્રસંગ પર ભાવ ધરતો ચીની ધરતી પર જાગી ઊઠ્યો હતો. એના કલેવરની આસપાસ જુડાઇસ્ટિક વર્તુળ લોહિયાળ ફરતું બન્યું હતું.

આજ્ઞાધારકતાનો એક જ ખ્યાલ એના જીવનમાંથી નીકળીને તમામ ચીનીઓનાં જીવન પર ફાંસો બનીને ફરતો થયો હતો. ઈસુ પહેલાંનો કનફ્યુશિયસ આજે આ કહેવાતા ઈસાઈના અણુપરમાણુમાં શિક્ષા-ગુરુ બનીને ગરજતો હતો ચીન પર એને ય અધૂરું રહેલું ઘડતર ધાવું હતું. એ ઘડતરની ઘટનામાં જમીનની જૂની માલિકી તરફ ગુલામ ખેડૂતોએ, જૂના ઘરના ખટલાનાં દીકરાંઓએ બાપ તરફ અને સ્ત્રીએ પતિ તરફ તથા સૌએ ચાંગની ફાસીવાદી સરકાર બનેલી નફાખોર ટોળકી તરફ આજ્ઞાધારક બનવાનું હતું.

એ ઘટનાના ઘાતર માટે ચીની લોકના અનેક ભોગ લેવા એ તૈયાર હતો. એની, ચાંગની નજરમાં એ બધા જરૂરી હતા. એ કાજે તો એ ચીની લાલના સંહારનો પહેલો ખૂની કદમ ઉઠાવતો હતો.

પણ તોય વધારે ને વધારે લાલ બનતો જતો ચીની લોક,

પછી ચીની જીવનમાં સંગઠિત થયેલ એક પછી બીજું સંગઠન આ પરિષદને પોતપોતાના પ્રતિનિધિ વતી અભિનંદન આપી રહ્યું. તેમાં અખિલ ચીન વિદ્યાર્થી ફેડરેશન, અખિલ ચીન કિસાન સભા, ચીનની રાષ્ટ્રીય યુહન સરકાર, ક્યોમીનટાંગ પક્ષ, ચીન સામ્યવાદી પક્ષ વગેરે મુખ્ય હતા. એ ઉપરાંત પરદેશના ત્રણ પ્રતિનિધિઓએ અભિનંદન આપ્યાં; જેમાં આંતરરાષ્ટ્રીય લાલ ટ્રેડ યુનિયનનો પ્રતિનિધિ લેઝોવસ્કી મુખ્ય હતો.

પછી પરિષદની કાર્યવાહી શરૂ થાય તે પહેલાં ચીની સંગઠનના પ્રાણ જેવા ડૉ. સુનની છબી તરફ સૌએ ઊઠીને સલામી ભરી. ડૉ. સુનની રાષ્ટ્ર-સંગઠનની છેલ્લી ઇચ્છાનું ખત વાંચી સંભળાવવામાં આવ્યું, અને થોડીક મિનિટ સુધી શહીદ થયેલા ક્રાન્તિકારીઓના માનમાં સૌએ આંખો મીચો.

અને ઊઘડતી આંખોમાંથી પ્રાણ ઝબકારો મારે તેમ વ્યવસ્થિત રીતે ચીની જનતાનાં સૂત્રો ગાજી ઊઠયાં અને તરત જ જગતભરનાં કામદાર-કિસાનોનું આંતરરાષ્ટ્રીય ગીત સભામંડપમાં ગભીર ગુંજારવ કરી રહ્યું.

'હવે કાર્યવાહી શરૂ થાય છે' શેઉ-ચાઉ-જીએ અખિલ કામદાર ફેડરેશનના પ્રમુખપદેથી કહ્યું, અને ગંભીર શાંતિ છવાઈ ગઈ. એની સાથે રાષ્ટ્રીય સરકારનો કામદાર પ્રધાન તથા અખિલ ચીન કામદાર ફેડરેશનનો મંત્રી લી-લી-સેન બેઠા હતા.

વ્યાસપીઠ નીચેથી ઊંચા થયેલા કામદાર-ચહેરાઓનો સાગર શાંત ઘૂઘવતો હતો. આગળ વધતા જીવનનો ઝંડો અણનમ રાખવાની તેમની નેમ દરેક આંખમાંથી નીતરતી દેખાતી હતી. જીવનના આગળ વધતા વેગમાં તેમનો રસ દરેક ચહેરા પરથી ઉત્તેજિત થતો હતો. કોઈ ભલા દેખાતા, કોઈ સખ્તાઈ દેખાડતા, કોઈ ગંભીર ને કોઈ હસમુખા જણાતા બધા ચહેરાઓ એક ચહેરા

બનીને ચીની કામદારના જીવનની કરુણતા, અને હાડમારીએ તથા જીવનકલહના જીવલેણ પ્રવાહોમાં પણ મરતાં મરતાં તરી લેવાની તાકાત તે તમન્નાની છબી બતાવતો હતો.

આવતી કાલના ન્યાયી જગતની એ પ્રતિમા હતી. સંમાન સમાજ-રચનાના સંગ્રામની એ જ સમશેર હતી. વધારે ઉન્નત વૈજ્ઞાનિક અને માણસાઈવાળી જીવનઘટનાના એ જ તંતુઓ હતા. હેન્કોનું ચોથું અધિવેશન જાણે ચીની કામદારની અણનમ નેમની નેકી પોકારી રહ્યું.

એ પુકારને ભાષા આપવા કાર્યવાહી શરૂ થાય તે પહેલાં ત્રણ ચીની છોકરીઓ આગળ આવી. સૌથી આગળની વીશ વરસની છોકરીએ અગ્નિ-શિખાનાં જુલ્ફાં લાંબી ડોક મરડીને પાછળ નાખ્યાં ને એક હાથની મુઠ્ઠી હવામાં વીંઝી. એના અંગૂઠા પર ઊંચકાયલા પડછંદ દેહની બધી મક્કમતાને આંખમાં ઝમકાવી કામદાર સૂત્રોની ગર્જના કરી. આખી મેદનીએ લોહીમાં ચમકાર અનુભવ્યો. આખી મેદનીના તંતુઓ પર એક જ અવાજ રણઝણી રહ્યો.

પછી કાર્યવાહી શરૂ થઈ. પ્રમુખ ચાઉ—ચાઉ—જીએ ચીની કામદાર સંગઠનની રૂપરેખા આપતાં કહેવા માંડ્યું:

'હજુ આજ સુધી ચીની મજૂરીનું સ્વરૂપ હસ્ત-ઉદ્યોગનું જ હતું, અને આજેય તે મોટા ભાગનું છે. અત્યારનો ચીની ઉદ્યોગ ચીનમાં પરદેશી મૂડીવાદીઓ મારફત આવ્યો છે. એ મૂડી કિંમતમાં અને આંકમાં ચીની સોંઘી મજૂરીથી અનેક ગણી વધી પડી અને ચીની મૂડીવાદીઓએ પણ કારખાનાની માલિકી મેળવવા માંડી.

'પરંતુ વિશાળ ઉદ્યોગો પરદેશી મૂડીના હાથમાં હોવાથી શરૂઆતનાં મજૂર સંગઠનોને વ્યક્તિગત માલિકી સામે જ નહિ પણ ચીન પર લદા[illegible] [illegible]વાદો સાથે લડવાની ફરજ પડી.

તેથી આરંભથી જ ચીની મજૂર હિલચાલ સખ્ત રીતે રાજકીય સ્વરૂપવાળી તથા પરદેશી શોષણ સામે રાષ્ટ્રવાદી સ્વરૂપવાળી બની. એ રીતે મજૂર હિલચાલના વિકાસના મુખ્ય તબક્કા રાજકીય કટોકટી સાથે સમાંતર રહ્યા.

'વિશ્વયુદ્ધ (૧૯૧૪–૧૮)માં ચીનના ઉદ્યોગો પહેલી વાર વિસ્તાર પામ્યા તથા પહેલી જ વાર હસ્ત–ઉદ્યોગ અને યંત્ર–ઉદ્યોગની બરીફાઈ દેખાઈ. હસ્ત–ઉદ્યોગની માલિકી ધીમે ધીમે પાછળ પડતી ગઈ અને નબળી બની ગઈ. એ રીતે ચીની મજૂરી અને કામદાર જનતા સીધી રીતે પરદેશી મૂડીએ માંડેલા આંતરરાષ્ટ્રીય શોષણ સાથે સંપર્કમાં આવી અને આંતરરાષ્ટ્રીય ભાનવાળી બનવા માંડી.

'પહેલાં મજૂરમંડળો હોંગકોંગમાં બંધાયાં અને કેન્ટન સુધી પથરાયાં. પછી ૧૯૧૯ ના સમયમાં જાપાનની એકવીસ માગણીઓ સામેની હિલચાલની સાથે સાથે આખા ચીન પર કામદાર મંડળો જામી ગયાં. એ એકવીસ મુદ્દાઓ સામેની હિલચાલ પેકીંગનાં વિદ્યાર્થીઓએ શરૂ કરી અને પછી તે આખા ચીન પર મજૂરોમાં પણ પહોંચી ગઈ. એ જ અરસામાં રશિયન ક્રાન્તિનો જુવાળ પણ ચીનની ધરતીને અડયો હતો અને તેની અસર નીચે ક્રાન્તિકારી છોકરાછોકરીઓ મજૂરોમાં ફરતા થઈ ગયાં હતા.

'પછી ૧૯૨૨ની હોંગકોંગની ખલાસી–હડતાલ શરૂ થઈ અને આર્થિક માગણીઓથી શરૂ થઈને અંગ્રેજ જાલિમ સામેની રાજકીય ચળવળ બની રહી. આ હડતાલ પચાસ દિવસ સુધી લંબાઈ અને કામદારોને ફતેહ મળી. હડતાલે તમામ ચીની કામદારોને પહેલો પાઠ સમજાવ્યો કે કોઈ પણ ગોરા માલિકની મૂડીની સત્તા દુર્જય નથી.

'અને તરત જ ઉત્તર ચીનનાં રેલ્વે કામદારોએ હડતાલ પુકારી અને રેલ્વે યુનિયનની સોળ શાખાઓ બાંધી દીધી. એની

સાથે જ હેન્કોના રિક્ષા-મજૂરોની હિલચાલ શરૂ થઈ તથા હેન્યાંગનાં લાખંડનાં કામદારો હડતાલ પર ઊતર્યાં.

'૧૯૨૩ના મેના પહેલા દિવસે કેન્ટનમાં ચીની મજૂરોની પહેલી રાષ્ટ્રીય પરિષદ મળી અને તેમાં અઢી લાખ મજૂરો તથા પચાસ ઉપર પ્રતિનિધિઓએ હાજરી આપી. પછી રજવાડી લશ્કરી વુ-પી-ફુએ હડતાલિયા પર ગોળીબાર કર્યો અને હેન્કોમાં ઘણા મજૂરોને વીંધી નાખી હડતાલને દબાવી દીધી તથા તેમના સંગઠનને ભોમ-ભીતર થઈ જવાની ફરજ પાડી.

'પછી ૧૯૨૫ના મે માસમાં કેન્ટનમાં અખિલ ચીન કામદાર પરિષદનું બીજું અધિવેશન મળ્યું. એ અધિવેશનમાં ખલાસીઓ, રેલ્વે કામદારો, ખાણિયાંઓ, તથા મિલ મજદૂરોનાં મંડળોના ૨૩૦ પ્રતિનિધિઓએ સંગઠિત રીતે ભાગ લીધો. ત્યારે જાપાનની કોટન મિલમાં ચાલતી હડતાલમાં એક જાપાની મુકાદમે એક ચીની મજૂરને વીંધી નાખ્યો. પછી મેની ૩૦ મી તારીખ આવી અને અંગ્રેજી પોલીસે દેખાવ કરતા કામદારો અને વિદ્યાર્થીઓને વીંધી નાખી આખા ચીનને જગાડ્યો. કેન્ટનની પરિષદે અખિલ ચીન કામદાર ફેડરેશન બાંધવાનો, અખિલ ચીન કિસાન સંગઠન સાથે સાથીદારીનો સંબંધ બાંધવાનો, ચીન પરથી લશ્કરી રજવાડાશાહીની જડ ઉખેડી નાખવાનો તથા રાષ્ટ્રહિલચાલમાં આગળ પડતો ભાગ લેવાનો ઠરાવ કર્યો.

'મેની ૩૦ મી પછી છંછેડાયલો ચીન જાગતો દેખાયો. મેની ૩૦મી પછી ઠેર ઠેર વિદ્યાર્થી, સ્ત્રી, ખેડૂત તથા મજૂર પોતપોતાનાં સંગઠન બનાવીને પડકારતાં ઊભાં થઈ ગયાં. મધ્યમ વર્ગ અને વેપારીઓ પણ અખિલ ચીન-હિલચાલમાં જોડાઈ ગયા. આખા દેશ પરના દેખાવોમાં લાખો કિસાન-કામદારો તથા વિદ્યાર્થીઓએ ભાગ લીધો. ચીન જાગ્યો હતો.

'૧૯૨૫ના જૂનના ૧૯મા દિવસે હોંગકોંગ-કેન્ટન હડતાલ શરૂ થઈ અને એક વરસ દશ માસ જેટલી લાંબી પહોંચી, અને એ અરસાના દરેક દિવસે માલિકોને વીસ લાખ ડોલરનું નુકસાન નોંધાયું. એ હડતાલે પુરવાર કરી દીધું કે રાષ્ટ્રીય હિલચાલનો જો કોઈ લોખંડી બાહુ હોય તો તે ચીનનો કામદાર છે,

'મે, ૧૯૨૬ના પહેલા દિને અખિલ ચીન કામદાર પરિષદનું ત્રીજું અધિવેશન મળ્યું. એ અધિવેશનમાં ૧,૨૬૪,૦૦૦ કામદારો તથા ૫૧૪ પ્રતિનિધિઓએ હાજરી આપી. આખા દેશ પર મજૂર-સંગઠનોમાં સભાસદોની સંખ્યા અનેક ગણી વધી. એકલા હુનાનમાં એંશી હજારને બદલે સભ્ય-સંખ્યા વધીને સાડાત્રણ લાખ સુધી પહોંચી. હુપેમાં વીશ હજારથી ચાર લાખ જેટલી સભ્ય-સંખ્યા વધી. આખા ચીનની સભ્ય-સંખ્યા ત્રીસ લાખથી વધી ગઈ. એ પરિષદે હેન્કોના ચોથા અધિવેશનમાં જનારા પ્રતિનિધિઓને ચૂંટયા તથા એ જ અધિવેશને રાષ્ટ્ર સામે આવી રહેલી ગંભીર કટોકટી-ને પહોંચી વળવા તૈયાર રહેવા કામદારોને લડાયક ફરમાન કરતો ઠરાવ કર્યો.* અને એ જ અધિવેશને સર્વાનુમતે ઠરાવ્યું કે અખિલ

* "The Fourth All China Labour Conference opens at a time when the situation is critical, both internally and externally. The imperialists have sent their troops to Shanghai, Shantung and Peking. Their Warships are gathered at Wuhan in an attempt to intimidate the Wuban government......They show clearly that they are ready to adopt a policy of armed intervention in the Chinese revolutionary movement ......At the same time the Imperialist powers have presented a joint threat against Soviet Russia-China's only friend the center of world revolution."

ચીન કામદાર ફેડરેશન મોસ્કોની રેડ-ટ્રેડ-યુનિયન આંતરરાષ્ટ્રીય સાથે જોડાઈ જાય છે.

એ પરિષદની અંદરની વાટાઘાટોમાં પ્રતિક્રાન્તિના અંદર-ખાનાના પ્રવાહો તરફ આંગળી બતાવવામાં આવી તથા ક્રાન્તિનો નાશ કરવા માગનાર ચાંગ-કાઈ-શેક તરફ શાંગહાઈમાં, કેન્ટનમાં લી-ચી-સેન અને હુનાનમાં સુ-કે-સીઆંગ તરફ તકેદારી ભરી નજર રાખવાનો આગ્રહ કરવામાં આવ્યો. ખેડૂત મજૂરોને વીંધી નાખનાર એ રાષ્ટ્ર-અપરાધીઓ રાષ્ટ્રની ક્રાન્તિકારી હિલચાલને ન જોખમાવી દે તે માટે જાગ્રત રહેવાની પણ એ અધિવેશન-માંથી ચેતવણી આપવામાં આવી.

એમ ચીની જનતાએ પહેલી વાર પોતાની હિલચાલને સોવિયેટ કામદાર સાથે જોડીને સોવિયેટે બતાવેલી હમદર્દી માટે આભાર માન્યો. રશિયન કામદારોએ ચીની કામદારોને પોતાથી બનતી બધી મદદો આજ સુધી મોકલી હતી.

અને આજના ચોથા અધિવેશનમાં જ્યારે ચીની કામદાર જનતા પર જીવન-કટોકટી ટમટમી રહી હતી, જ્યારે ચીની પ્રતિક્રાન્તિનો નેતા ચાંગ ચીની જનતાની હિલચાલ પર કુહાડો ઉગામીને ઊભો હતો, જ્યારે ચીનની રાષ્ટ્રહિલચાલમાં ભંગાણ પાડીને ચાંગ અને તેના રજવાડી મૂડીવાદી સાગરીતો ચીની જનતાની ઘોર ખોદી રહ્યા હતા ત્યારે એ કામદાર કિસાન જનતા પર સહાનુભૂતિનો એક પણ શબ્દ યુરોપ-અમેરિકાથી આવ્યો નહિ, ત્યારે રશિયાના શ્રમમાનવે એકલાએ જ ચીનની કટોકટીમાં ચીની લોક સાથે સહૃદય સાથીદારી બતાવવા આ ચોથા અધિ-વેશનમાં આંતરરાષ્ટ્રીય લાલ ટ્રેડ યુનિયનના પ્રમુખ લેસોવેસ્કી સાથે એક પ્રતિનિધિમંડળ મોકલી આપ્યું હતું અને એ પ્રતિનિધિ-

મંચૂરિયા હેન્કોની આસપાસનાં ઔદ્યોગિક નગરોમાં કામદાર પરિસ્થિતિ જોવા પર્યટન કરીને પાછું આવ્યું હતું.

લેઝોવસ્કીએ આંતરરાષ્ટ્રીય ટ્રેડ યુનિયન વતી એશિયાની આ વિશાળ કામદાર જનતાને હમદર્દી પાઠવી.

અને અધિવેશનની કાર્યવાહી રાષ્ટ્ર-હિલચાલને અભંગ રાખવાનો, પ્રતિક્રાન્તિના કાવતરાને દબાવી દેવાનો તથા ચીની રજવાડી લશ્કરવાદ તથા શાહીવાદી જાલિમોનો સામનો કરવાનો નિરધાર કરી ખતમ થઈ.

પછી વુહનના લોક-સૈનિકો અને કામદારોના મેળાવડા થયા, નાટકો થયાં, સમારંભો થયા ને નાચગાનના જલસા ગોઠવાયા.

એમ અખિલ ચીનની કામદાર જનતાની ચોથી પરિષદની કાર્યવાહી આવતી કાલની ગંભીર મસલતો કરતી હતી ત્યારે ઉતાવળા સમાચાર સાંપડ્યા:

'ફેંગ, રાષ્ટ્રદ્રોહી ચાંગને મળી ગયો છે તથા ચીની લોક-હિલચાલને કચડી નાખવા તૈયાર થયો છે.'

## ૧૯

# સફેદ શાંગહાઈ અને લાલ હેન્કો

એણે ય શાંગહાઈમાં જ ઘર બાંધ્યું હતું એટલે થાય શું ? ચીનનો એ વિદ્વાન હતો ને લખવાની સહેલી રીત શોધી કાઢનાર એ જ હતો. રાજકારણમાં એને રસ હતો પણ બુદ્ધિવાનને, વિદ્વાનને, સાક્ષરને કંઈ ક્રાન્તિકાર થવું ઓછું પાલવે છે ! ' જેને ન હોય સ્નાન કે સૂતક તેનાં એ કામ છે ' એમ એ કહેતો; ' આપણાથી કંઈ બગલમાં લખાચો મારીને ઓછું નીકળી પડાય છે ! '

અને તો ય એને કુ–શીને ચિંતા થયા જ કરતી હતી. એને આખા ચીનની ચિંતા હતી. એની આંખ સામે ચાર ચાર ફરતું ચીન જ્યારે ફરવા માંડતું ત્યારે એને શ્રીમંતો ને વિદ્વાનો અને તેમનાં મોટાં મોટાં મકાનો એટલું જ દેખાતું. અને દેખાતા નહિ તો ય એનાથી ભુલાતા નહોતા ચીનના કામદારો, કિસાનો ને વગેરે વગેરે. ' પણ એમને તો સામ્યવાદીઓ જ ચઢાવી મારે છે, નહિ તો એમનાં આવાં સંગઠન અને આવી માગણીઓ શી ! ' એની ચિંતા વધી જતી અને ત્યાં તો એણે સાંભળેલું યાદ આવતું, ' હેન્કો પર એ જ લોકોએ કબજો લીધો છે ને જો શાંગહાઈ પણ ગયું તો એ સામ્યવાદી કિસાનો વિદ્યાપીઠની ડીગ્રીવાળાઓને તમામને કાપી નાખવાના 'છે ને શાંગહાઈની બધી સ્ત્રીઓનું નગ્ન સરઘસ કાઢવાના છે. ચાંગ–કાઈ–શેક પોતે એમ કહે છે તે કંઈ જૂઠું હોય...!'

' મારી સમજમાં નથી ઊતરતું કે...' વિચારના વિદ્વાન

હતી વેદના વધી જતી, ‘જ્યાં સુધી એક નિયમન નહિ થાય ત્યાં સુધી.— ’ અને એને જરાક નિરાંત'વળતી. ‘નિયમન માટે તો ચાંગ–કાઈ–શેક અને ટી–વી–સુંગ મથતા હતા. શાંગહાઈમાં હજારો કામદારોને વીંધી નાખવામાં આવ્યા હતા તે નિયમન માટે નહિ તો બીજા શા સારુ !’ એમ એ એની જાતને પૂછતો હતો, પણ એને એક આકાર દેખાતો અને એની જાતને શાતા વળતી નહિ.

ત્યાં તો સોમી એ વિદ્વાનના ખંડમાં દાખલ થઈ. એનું આખું નામ'સોમી–શેંગ હતું. એ આખા નામ સાથે બળવો જોડાયેલો હતો. પાંચ જ વરસની ઉંમરે એણે પોતાના પગ બંધાવવાની ના પાડી હતી. ચૌદમું બેસતાંની સાથે જ એણે એના વિવાહના કહેણને પાછું ઠેલ્યું હતું. પછી તો એ મંચુઓ પર ફેંકવા માટે પેકીંગમાં બોમ્બ લઈને ફરતી હતી. એને સ્ત્રીઓ માટે સળગતી દાઝ હતી, અને તેથી તો એ ચાલીસ ચીની છોકરીઓને પરદેશ ભણવા લઈ ગઈ હતી.

‘સ્થાપી દીધું’ એણે વિદ્વાનની પીઠ પાછળ ખુશ ખબર કહેતાં શ્વાસ ભર થંભીને કહ્યું.

‘શું ?’

‘વીમેન્સ કમિશન’ અને ઉમેર્યું, ‘અને શાંગહાઈ જિલ્લા ત્રીબ્યુનલની હું જ ન્યાયાધીશ નિમાઈ.’

‘સોનું અને સુગંધ.’ વિદ્વાન જોઈ રહ્યો.

‘ને મેં રચનાત્મક ઉપાડયુ છે, બસ સ્ત્રીઓમાં મતાધિકાર, ગૃહઉદ્યોગ, ગૃહસદ્ગુણો, નિરક્ષરતા–નિવારણ ને મજૂર સ્ત્રીઓની હાલતની સુધારણા...પણ તે બધા માટે સામ્યવાદીઓને...’

‘નિયમન માટે...જરૂરી નિયમન માટે’ વિદ્વાને શાન્ત પાપ પતાવી દીધું, ‘સામ્યવાદીઓને કાબૂમાં રાખવા એમ જ તું કહેતી હતી ને ?’

એવો જુવાન વિદ્વાન શાંગહાઈના એ જીવનમાં બગડીને બેઠો હતો. એને શી ખબર ક્રાન્તિ આવી હોય છે ? શાંગહાઈનાં કામદારોનો ઉછાળો અને પછી તેમનો સંહાર એ બન્ને બિનાઓ એના માથાના માખણમાં આકૃતિઓ દોરતી હતી. પૂર્વના ચિંતક જેવો એ પહેલી બિનાને દોષ દેતો કહેતો હતો કે તું જ ખોટી છે; તારે ઉછાળો જ નહોતો મારવો જોઈતો. અને પછી મગજ પરનો ભાર ઓછો કરવા એ પોતે પરણવા માગતો તે એક સુંદર છોકરીની છબી આ બન્ને બિનાઓ પર ઢાંકી દેવા મથતો હતો. પણ આજે આ છોકરી એવું ઢાંકણુ બનવા ના પાડતી હતી. એની સામે એવી ત્રીજી બિના દેખાતી હતી. એ સામે ફરિયાદ કરવા એ એના એકના એક મિત્ર પાસે પહોંચતો હતો. હજુ થોડાં જ વરસ પહેલાં એના મિત્રે ખોલેલી બૅન્ક રજવાડી લશ્કરવાળાનાં ધાડાંએ લૂટી હતી, અને હવે જ્યારે ચાંગ–કાઈ–શેકે એને અભયદાન/આપ્યું હતું ત્યારે સામ્યવાદીઓએ ઉપદ્રવ માંડ્યો હતો.

એ બૅન્કવાળો ચાંગ–કાઈ–શેકનો સાળો સુંગ હતો, ને અમેરિકાની હારવર્ડ વિદ્યાપીઠમાં ભણ્યો હતો. એને સ્વભાવથી જ સુધરેલા શ્રીમંતો સાથે ભાવ થતો હતો અને સામ્યવાદીઓનો અભાવ થતો હતો: શાંગહાઈના સર્વોત્તમ શ્રીમંત થવાના એને તો ઘણા ઘણા અભિલાષ હતા પણ ત્યાં આ ગ્રહણ નીકળી પડ્યું !

હેન્કો જવાને પણ એ તો તૈયાર હતો. ત્યાં ડૉ. સુનની વિધવા એની સગીબેન એને બોલાવતી હતી. 'પણ બેન તો અહીં પણ ક્યાં નથી !' એમ બોલતો એ હેન્કો જવાના વિચાર કરતો તે પહેલાં જ ભૂંસી નાખતો હતો. ડૉ. સુન તો હતો નહિ. સામ્યવાદીઓના સાથમાં બેઠેલી એ વિધવા બેન કરતાં એને જનરલ ચાંગના સથવારામાં સામ્યવાદીઓની સુગવાળી સંસ્કારી મેડમ ચાંગ–કાઈ–શેક નામવાળી નાનીબેન વધારે ગમતી હતી.

એ સેન્ટ્રલ-બૅન્કનો મૅનેજર એ મૅડમ બેનના સથવારામાં આખા ચીનની બૅન્કનો રાજા બનવાના કોડ સેવતો હતો. ચાંગે એને પોતાની સરકારનો સોનેરી વડો બનાવવાની વાત કરી રાખી હતી.

આજે એની આંખ સાથે ઊભરાતી હિરણ્યની આશાઓની વચ્ચે હિમ જેવા કૉમ્યુનિસ્ટો ચાંગ-કાઈ-શેકની કતલનો માર ઝીલતા હેન્કોને લાલ બનાવતા હતા, તે એને ખૂંચતું હતું.

ત્યારે શાંગહાઈના મહાન વિદ્વાન હુએ એના દીવાનખાનામાં ડોકિયું કર્યું.

'પધારો પધારો પ્રોફેસર...'

અને પ્રોફેસર પધાર્યા, અને ખુરશીમાં બેસતાં જ કરગરી પડ્યા, 'વિદ્યાર્થી હિલચાલની ગરમી એને લાગી ગઈ છે... એ લાલ નથી...પણ એ હેન્કો જવા તૈયાર થઈ ગઈ છે. પણ ત્યાં ગયા પછી શી ખબર કે...એને એકલાં મૅડમ જો સમજાવી શકે તો...'

'આપણે મન મૅડમ મોટાં છે પણ આ ફિતૂરી છોકરાંઓ પર પીપીંગનો પવન વાય છે... સાંના વિદ્યાર્થી-જુવાળે જાપાન-વિરોધી જે શાહીવાદ-વિરોધી જેહાદ જગવી છે તેમાં...'

'મને પણ એ જ ચિંતા છે...પણ હું એને ચાહું છું...'

'હાસ્તો...નહિ તો તો...પણ'

'શું!'

'એને જાય તો જવા દો.'

'ક્યાં હેન્કો!' પ્રોફેસરની વિદ્વાન જબાન ધ્રૂજી ઊઠી. 'ત્યાં બધાં ફિતૂરી...'

'પણ ત્યાં જ મારી મોટી બેન પણ છે ને...ચીંગ-લીંગને મળવા હું ય જાઉં છું...મારી સાથે ભલે આવે. એને મુલાયમને-

ત્યાંનાં હવાપાણી માફક જ નથી આવવાનાં એટલે મારી સાથે જ પાછી ફરશે ને જો...મોટી બેન પણ મારું માનીને પાછી આવશે તો તો...'

'તમે મોટી બેનને મનાવવા જાવ છો!'

'હા...ચાંગ-કાઈ-શેકને હેન્કોને તારાજ કરતાં પહેલાં એની બીક છે...એ કોમ્યુનિસ્ટોની છાવણીમાં ડૉ. સુનના મુદ્દાનો જાપ જપતી બેઠેલી આપણી સામે એક મોટી સાંગ છે...એ બેગાબેગી ભલે આવે...પાછી આવશે.'

ત્યારે ૧૯૨૭ના મે માસમાં વુશંગનું હેન્કોનગર કેસરિયા રંગે રંગાયું હતું અને તાપમાં તપતું વધારે ને વધારે લાલાશ ધરતું હતું.

ચાંગ-કાઈ-શેક ડૉ. સુનના સિદ્ધાંતોનો ભંગ કર્યા પછી અને પોતાની ક્રાન્તિવિરોધી ગાદી મુકોમાં જમાવ્યા પછી વુહન પ્રાંતમાં રાષ્ટ્રીય ક્રાન્તિકારી રાષ્ટ્રીય સરકારનો પોતાનો પક્ષ જમાવીને બેઠા હતા અને ઊકળતા ચરુમાં આવતી કાલના આકારો દેખતા હતા.

અહીં જ યાંગઝી અને હાન નદીઓ ભેગી મળતી હતી અને સામા કિનારા પર આવેલા વુહન નગરોની દીવાલોને ટપી જઈ અંદરના મિનારાઓને હચમચાવી નાખે તેવાં શિયાળુ તોફાન મોકલતી હતી. એ તોફાનો વુશંગના મિનારાઓને હેન્કો સાથે અને હાનને પેલે પાર પડેલા હેન્યાંગ નગરને હચમચાવતાં હતાં. વુહનનાં આ ત્રણ નગરો વુહન નગરો નામે ઓળખાતાં હતાં.

સૈકાઓના વિદ્યાના ધામ જેવા વુશંગ નગરને કબજે કરતાં ત્યારે લાંબો ને ભયંકર ઘેરો ઘાલવો પડ્યો હતો, અને એ ઘેરાએ હજારો વતનીઓને ભૂખમરામાં અને રોગચાળામાં હોમી દીધા હતા. પછી એ વુશંગમાં જ ૧૯૧૧ની ક્રાન્તિની ઐતિહાસિક ઈમારતમાં વુહન પ્રાંતની કિસાન પરિષદ મળી અને ત્યાં ટાંગ-શેન-ટાએ

રાષ્ટ્રક્રાન્તિની લાખો પત્રિકાઓ વહેંચાતી હતી અને કિસાન-ફોજ જમાવવાનાં પોસ્ટરો ચોઢયાં હતાં.

પણ હાન નદીના કિનારા પર બેઠેલું હેન્યાંગ નગર પણ આજે ઓછું અગત્યનું નહોતું. ત્યાંના કામદારો ક્રાન્તિમાં ખપમાં આવે તે માટે કયારના ય દારૂગોળો બનાવતાં હતાં ને હથિયારો ટીપતાં હતાં.

પણ આજનું મોટું નગર તો હેન્કો જ હતું અને ક્રાન્તિકારી રાષ્ટ્રીય સરકારના સુકા પાટનગર જેવું લાગતું હતું. એ નગરમાંથી મુખ્ય રાષ્ટ્રીય સરકારની ડાબી ગણાતી પાંખ અહીં રહીને પરદેશી સત્તાઓ સાથેનો સંબંધ સાચવતી હતી, અને નાણાખાતું, પરદેશના સંબંધો તથા રેલ્વે-વ્યવહારની વ્યવસ્થા સંભાળતી હતી. અહીંથી એ ડાબી પાંખનું છાપુ નીકળતું હતું અને અહીં રહીને જ બીમારીના બિછાનામાંથી લાલ રૂસથી, ડૉ. સુનને મદદ કરવા આવેલો, ચીની રાષ્ટ્રીય સરકારનો સલાહકાર બોરોડીન મસલતો કરતો હતો અને પરદેશખાતાના મકાન પાસેના એક મકાનમાં એ બીમાર પડ્યો હતો. એની નીચેના માળમા પીપલ્સ ટ્રીબ્યુનની ઓફિસ હતી. એના આવાસ નીચે સવારથી રાત સુધી મોટરોની ભીડ જામેલી રહેતી. સવારથી મોડી રાત સુધી એ માંદા શરીરે મસલતો કરતો અને એના આવાસના બીજા બધા ખંડોમાં કયોમીનટાંગ અને કોમ્યુનિસ્ટ પક્ષની નાનીમોટી સભાઓ મળ્યા કરતી હતી.

'ચીનના સમાજના તમામ વર્ગોમાંથી એવો કયો વર્ગ છે કે જેની અંદર ચીનને નવી પ્રજા અને નવીન રાષ્ટ્ર રચવાની તાકાત છે, હિંમત છે અને સંગઠન તથા પ્રગતિશીલતા છે!' એ એક સવાલ આજે લાલ હેન્કોના એરણ પર તપેલો પડ્યો હતો અને ટિપાતો હતો.

. અને લાલ હેન્કોના તમામ આગેવાનો સંમત હતા કે 'ચીનની સમાજઘટનામાં રાષ્ટ્રીય ક્રાન્તિ કરી ચીનને એક સંયુક્ત આઝાદ

રાષ્ટ્ર રચવાની તાકાત ચીનના કામદાર અને કિસાન વિના બીજા કોઈની નથી.'

અને એ મત પર પોતાનો બધો રેકો આપીને પોતાની બેન અને કપળેલા બનેવીનો કલંકી સાથ છોડીને અહીં ક્રાન્તિની ત્યાગ-મૂર્તિ રહેતી હતી. હેન્કોની સેન્ટ્રલ બૅન્કનો ઉપલો ભાગ એને અલાયદો આપવામાં આવ્યો હતો. 'ડૉ. સુન જેને ચાહતો હતો'તેને જ મારે ય ચાહવાં હોય તો અહીં સામ્યવાદીઓ સાથે જ હું શોધું' એમ એને પોતાને મનાવવા, પટાવવા ને લલચાવીને ચાંગ–કાઈ–શેક પાસે લઈ જવા આવતાં હતાં તેને એ કહેતી હતી. આજે એનો સગોભાઈ એને સમજાવવા આવી પહોંચ્યો હતો. એ ટી–વી–સુંગને ય એણે પરખાવી દીધું:

'જો સાંભળ સુંગ! શાંગહાઈના આપણા શ્રીમંત ઘરમાંથી આપણી ત્યારની ઊંચી આબરૂને ઓળંગીને હું જાપાન ભાગી ગઈ તે ડૉ. સુનને પરણવા માટે, પછી દેશપરદેશ રઝળી તે ડૉ. સુન-ના જ સાથ માટે......ને સાંભળ સુંગ...એણે મને મરતાં મરતાં કાનમાં કહ્યું હતું.' બોલતી વૃદ્ધાએ ગળું ખંખાર્યું.

'કે!' સુંગ સાંભળી રહ્યો.

'કે ચીંગ–લીંગ, મને તારી એકલીમાં જ વિશ્વાસ છે, ચાંગ અને એની મેડમ અને તારા ભાઈમાં પણ નથી–એમને શાંગહાઈની માયાવી મહેલાતો ક્રાન્તિના વિરોધ તરફ ખેંચી જશે ત્યારે મારાં, કિસાનો, કામદારો–આખો અફાટ ચીન...' બોલતી વૃદ્ધાએ આંખના ખૂણામાં ચળકતું ટીપું સૂકવી નાખ્યું. 'તું પાછો જા સુંગ...મારાથી અવાશે નહિ, મને એકેએક ચીની કિસાન–કામદારના સુક્કા ચહેરામાં ડૉ. સુન દેખાય છે, મારે મારાં છેલ્લાં વરસ ડૉ. સુન જેની આરાધના કરતો હતો તે ચીનની માટીનાં સાચાં માટીડાંની ચરણરજમાં ગાળી નાંખવાં છે.'

' પણ અહીં રહેવામાં છેવટે...!' સુંગ જોઈ રહ્યો.

' મોત ' વૃદ્ધાનો અવાજ ફૂટ્યો, ' ને ત્યાં, દીવાનખાનાં, રંગમંડપો, મીજબાનીઓ, ત્યાં ચાંગની મેમ સાહેબ, ત્યાં તું...પણ તું જા, હું અહીં જ શોભું છું. હું અહીં ચૌદ હજાર ઘવાયલાંની પરિચારિકા છું...તું જા, તું મને શું જોઈને વુહન સરકારને છોડવાનું અને હેન્કોમાંથી નીકળી નાસવાનું કહે છે! જો, ડૉ. સુન હોત તો...જીવતા હોત તો તું શું ધારે છે, હેં ભાઈ!' બોલતી વૃદ્ધા હથેળીમાં હડપચી મૂકીને લંબાઈ, ' તો, ડૉ. સુન આ ચૌદ હજાર ઘવાયલાંમાં ઘવાયલા હોત. '

' તો હું જાઉં છું ' સુંગ એકદમ ઊભો થઈ ગયો.

અને પછી ક્રાન્તિની એ દાદીમાને મળવા બોરોડીન આવી પહોંચ્યો. એ તાવથી ધીકતો હતો. એનો ભાંગી ગયેલો એક હાથ ઝોળીમાં ટેકવાયો હતો.

' હું આવત ને ? ' વૃદ્ધા ઊઠીને સામે ગઈ.

' હું જ આવ્યો ' બોરોડીન બેઠો. ' આપણે દરેક પળે વધારે કટોકટીની પાસે જઈએ છીએ. આપણો માર્ગ વિકટ છે પણ એ જ માર્ગ છે. મને કોઈ કોઈ વાર લાગે છે કે કદાચ તમારા સમાજનાં પરિબળોનો મને પૂરો ખ્યાલ ન આવ્યો હોય... કદાચ...'

' કદાચથી કામ નહિ ચાલે. વિકટ તો ય એ જ ડૉ. સુનનો સંબોધેલો રસ્તો છે એટલું જ હું તો સમજું છું અને નહિ તો હું અહીં શું કામ હોત! તમે આ તબિયતે આવતા કપરા દિવસો માટે વધારે ને વધારે નકામા થતા જાવ છો... આરામ વિના...'

' હું દરરોજ મરણ પાસે વધારે ને વધારે જતો જાઉં છું એમ મને લાગ્યા કરે છે...પણ મેં રશિયાની ક્રાન્તિ દેખી છે, અમારા ઓક્ટોબર કરતાં ય ચિનાઈ ક્રાન્તિ તો ઘણી મોટી અને વધારે

ભયાનક બનવાની છે એમ હું માનું છું......એ કદાચ વધારે લંબાશે અને એ ક્રાન્તિમાં એકથી, વધારે બોરોડીનને હોમાઈ જવાની જરૂર પડશે.'

'હું રશિયા ગઈ પણ ઘણી મોડી. હું તમારા ઓક્ટોબરને ન દેખી શકી.' વૃદ્ધા જોઈ રહી.

'અને હું અને તમે ચીન આવ્યાં પણ ઘણાં વહેલાં......'

'એટલે!'

'એમ કે ચીન જ્યારે સામાજિક ક્રાન્તિ કરશે, ચીન જ્યારે ઓક્ટોબરને ધરતી પર ઉતારશે ત્યારે હું નહિ હોઉં તમે પણ નહિ હો......'

'તમે નક્કી કરી નાખ્યું લાગે છે!' વૃદ્ધા ફિક્કું હસી.

'ના, નક્કી કરનાર પરિબળો તો આજના લાલ હેન્કોમાં જ ઊભરાઈ રહ્યાં છે. હુનાંગમાં દાતરડી ખખડાવતો કિસાન અને આજે હેન્કોમાં ખડખડતો કામદાર ક્રાન્તિની તારીખ નક્કી કરશે પણ તે જરાક મોડી છે એટલું જ મારે કહેવું છે.'

'પણ ફેંગ!' વૃદ્ધા ગમગીન નજર નાખી રહી.

'ફેંગ સોવિયટ સાથે મસલતો કરીને સોવિયટને વચન દઈને આવે છે. એ ખ્રિસ્તી છે. એનો ભગવાન ક્રોસ પર ટિંગાઈ ગયેલો સુથારનો દીકરો હશે કે કેમ તે વિશે મને શક છે પણ ચેંગચૌમાં એની મુલાકાત પછી જ પાકી ખબર પડે.'

'પછી ય પાકી ખબર તો શું પડવાની હતી! આપણી સાથે રમત રમી ચાંગને વેચાઈ જાય તો!'

'તો...! મને લાગે છે એમ જ થશે...અને તો એક વિકરાળ કાળ આપણી સામે ઊભો હશે.'

હજુ હુપેની ડુંગરમાળામાં આપણાં હજારો શબ દફનાવ્યા વિના પડ્યાં છે.' વૃદ્ધાનો કંઠ રૂંધાયો.

'અને ચૌદ હજાર ઘાયલ હેન્કોનાં દવાખાનાંમાં સડે છે.' બોરોડીન જોઈ રહ્યો.

'ચેંગશીની મસલતો નકામી નીવડે તો...?' ચીંગ-લીંગ જોઈ રહી.

બોરોડીન કંઈ બોલ્યો નહિ. બન્ને એકબીજાની આંખમાં વધારે શબ અને વધારે ઘાયલોને પથરાતાં જોતાં હતાં.

એમ એનો બાપ ગયો ત્યારે એની નાની ઉમર છતાં એણે ગોવાળિયાનું કામ ઉપાડી લીધું અને એની માએ હોડીનું સુકાન સંભાળ્યું. પણ પછી તો એને તેરમું બેઠું અને એ તગત જ ખલાસી થઈ ગયો, ને પછી કામદાર-નેતા બન્યો.

એવા બધાથી જુદો તો, લી-લી-સાન છે. એક ગામડી નિશાળના શિક્ષકને ત્યાં સાંપડેલો એટલે એને છેક ગરીબ તો કેમ જ કહેવાય? પહેલા વિશ્વ-યુદ્ધમાં એ ફ્રાન્સ પહોંચી ગયો અને ત્યાં એણે એક લોખંડના કારખાનામાં કામ મેળવ્યું, અને ત્યાં જ એણે જોયું ને જાણ્યું કે ફ્રેંચ કામદાર તો સંગઠિત છે. અને એણે આગળ ચલાવ્યું: 'ફ્રેંચ કામદાર સંગઠન કરી શકે છે તો ચીની મજદૂર પણ જરૂર કરી જ શકે.' અને એ ઉતાવળો ચીન પહોંચ્યો ત્યારે પૈસા નહોતો લાવ્યો, સંગઠન લાવ્યો હતો. એણે એના ઇલાકાના ખાણિયાઓનું પહેલું સંગઠન બાંધ્યું અને એની પાછળ માલિકોના દાસદ એની ગિરફતારી કરવા અને માલિકોના મારા એનું મોત નિપજાવવા ફરી વળ્યા.

એ ચાર જગાઓમાં ચાર નામથી ચાર જાતનાં જીવન જીવતો રખડતો-રઝળતો શાંગહાઈ પહોંચ્યો અને ત્યાં માલિકના મારાઓની છરીને અનેક વાર ટપી જતો રખડવા લાગ્યો.

આજે એ અખિલ ચીન કામદાર પરિષદના ચોથા અધિવેશનમાં આવ્યો હતો અને કહેતો હતો કે, 'જાવામાં, હિંદીચીનમાં, ફીલીપાઈન્સમાં અને હિંદોસ્થાનમાં કામદાર સંગઠનો ત્યારે જ મજબૂત બનશે જ્યારે ચીની કામદારની હિલચાલ લોખંડી બનીને આખા એશિયાને હચમચાવી નાખશે અને ચીની કિસાન એશિયાની ધરતી પર લાલ દાતરડી ઊંચકીને ઊભો થઈ જશે.'

એમ બોલતો એ પરિષદના કામકાજમાં ઉતાવળો ચાલ્યો જતો ને એની મુલાકાત લેનાગ સાથે દોસ્તી વાત કરી લેતો.

ને પરિષદ તો પૂરી થઈ...ને આજે એ ક્યાં હશે?

કહે છે કે મંચુરિયાનાં જંગલોમાં મંચુરિયન ગેરીલાની રાષ્ટ્રીય ટુકડીઓમાં જાપાનના પડછાયા પર તૂટી પડવાની દરેક તક મેળવતો આજે એ વનવાસ ભોગવે છે.

અને યુને ઓળખો છો કે? એ આજે ખોવાઈ ગયો છે. કદાચ પકડાયો હશે, કદાચ વીંધાઈ ગયો હશે...કદાચ ચીની કામદારોની હરોળ ભેગો દફનાઈ ગયો હશે કે કોઈ રાન–વેરાનમાં મરેલો પડેલો સુકાઈ ગયો હશે.

પણ ચીનની ક્રાન્તિની પહેલી મશાલમાં હજુ ય એનો પડછાયો જીવે છે, ચીની જુવાળના પહેલા મોજાના અનેક પરમાણુમાનો એક જેવો એ મર્યો જ નથી. ચીની ક્રાન્તિનું સળગતું જિગર એ યુ–મો–હવાઈને સંઘરી રાખવાનું છે. એ છોકરો હતો ત્યારનો એના બાપાને ઘેરથી શાંગહાઈમાંથી નીકળી નાઠો હતો. ચીનના કામદારની ચોથી પરિષદમાં એ આવ્યો ત્યારે એની ઉંમર છવીસ વરસથી વધારે નહોતી.

અને તે પહેલાં એ રેલ્વેના રસ્તા બાંધતો હતો, પછી કારખાનામાં, પછી કાપડની મિલમાં, કામદારોનાં એકથી બીજાં જૂથમાં જીવતો હતો ને સાથીદારીના શપથ ખાઈને, બુદ્ધિમાન કપાળની નસો તગતગાવીને આરપાર ઊતરી જાય તેવી આંખો ચમકાવીને જોરશોરથી સમજાવતો હતો, 'એ વિના બીજો આરો છે જ નહિ.'

એટલે જ પછીથી શાંગહાઈમાં જે કામદારોએ કામચલાઉ સત્તા હાથ કરી અને પછી ચાંગના મારાઓએ કરેલી કતલમાં કપાઈ ગયાં તે એનાં ભણાવેલાં હતાં.

'હું આનકીંગમાં નદી પર જનમ્યો હતો ને મને ત્રણ વરસનો મૂકી મારો મજૂર બાપ મરણ પામ્યો હતો.' એ ઉતાવળો

કહેતો હતો. 'પછી...પછી શું થાય! મારા ૭ ભાઈઓએ મને હું અગિયાર વરસનો થયો ત્યાં સુધી ભણાવ્યો. પછી રોટલો ખૂટ્યો અને હું એક સ્ટીમર પર નોકરીએ રહ્યો. સોળ વરસની ઉંમરે હું સિગ્નલમેન થયો અને મેકેનિક બન્યો, ને પછી અઢારમા વરસથી યુનિયનમાં જોડાયો.

'અને મારી જિંદગીનો ખપ અમારા લશ્કરી જાલિમ ફેંગને પડ્યો. એણે મને મારી નાખવા માણસો દોડાવ્યાં પણ હું અને લી-લી-સેન રેલ્વે મજૂરોનાં સંગઠન જમાવતા સીધા સટાક ફરતા હતા અને અમારા કામદાર દોસ્ત અમારું જતન કરતા હતા.

'પણ કેન્ટનની કામદાર પરિષદમાંથી હું પાછો આવ્યો ત્યારે મારા એટલા બધા મારાઓ ફરતા હતા કે મારે શાંગહાઈ જવું રહેવું પડ્યું અને મ્યુનિસિપાલ કામદારોના સંગઠનમાં હું જોડાયો. પછી હું ત્યાંથી ભાગ્યો અને ફ્રેંચ ટાઉનના એક કારખાનામાં મજૂરીએ રહ્યો અને ત્યાં વાહન હાંકનાર, ઝાડુ વાળનારા તથા બીજા કામદારોનાં યુનિયન જમાવ્યાં અને પછી વખત આવ્યો ત્યારે અમે આખા શહેરનો કબજો લીધો. ૧૯૨૫ના મેના ૩૦મા દિવસે હું શાંગહાઈમાં ય હાજર હતો અને નાનકીંગ રસ્તા પરના ગોળીબારમાં ય ઊભો હતો. હું ત્યાં પકડાયો પણ છૂટ્યો અને તરત જ નાનકીંગ રેલ્વે કામદારોમાં કામે લાગી ગયો અને તેમની હડતાલમાં જોડાયો. પછી પાછો શાંગહાઈ આવ્યો અને અમે મ્યુનિસિપલ કામદારોનું મજબૂત સંગઠન કર્યું. પછી પેલો દિવસ આવ્યો અને અમે પોલીસ હેડ ક્વાર્ટર્સનો કબજો લીધો અને આઠસો રાઇફલ કબજે કરી. રાઇફલને ખભે લટકાવી અને ગાઈફલો ખૂટી ત્યારે સાંગોઅન રેલ્વેનાં બીજાં ઓજારોનાં હથિયાર ઊંચકી અમે દારૂગોળાના કોઠારનો કબજો લીધો. આ બધું કરતાં અમારે અઢી દિવસનો જંગ ખેલવો પડ્યો પછી અમે ઓગણીસ

જ્યુની કમિટીની સરકાર બનાવી અને આજે વુહનમાં બેઠેલી જનતાની સરકારને તાર કર્યો કે અમે તમારા નામમાં સત્તા હાથ કરી છે.'

'પણ તમે......?'

'હું અહીં હેન્કોમાં જીવતો કેમ પહોંચ્યો એમ ને ? પછી અમારી કતલ શરૂ થઈ અને મારી સ્ત્રી મારા ઘરમાંથી પકડાઈ ગઈ ત્યારે હું અમારા નાના સરખા બાળકને રેશમમાં લપેટીને બહાર નીકળ્યો અને કોઈ જમીનદારનો છોકરો છોકરો હોઉં તેમ બનીઠનીને નદી પર પહોંચ્યો અને મારે માટે રાખવામાં આવેલી હોડીમાં હંકારાઈને હેન્કો પહોંચી ગયો અને આજે અહીં છું અને અમારું બાળક છાવણીમાંની એક સામ્યવાદી છોકરીએ સંભાળી લીધું છે, ને મારા બને હાથ પાછા ખુલ્લા થયા છે.

અને એનું નામ મા-ચાઉ-ફાન છે. ઉંમર વરસ છત્રીસ છે. એ ય હેન્કોની ચોથી પરિષદમાં કેન્ટનનાં છાપખાનાંનાં કામદારોના પ્રતિનિધિ તરીકે આવ્યો છે. એણે આજ સુધીમાં કેન્ટનનાં કામદારોમાં નવ વરસની હિલચાલ નોંધાવી છે. ચાંગની બંદૂક એની છાતીને વીંધી નાખે તે પહેલાં નાસી છૂટીને એ હેન્કોમાં પહોંચી ગયો છે.

એ નીચો ને બટકો, કોઈ શિલાનો કાપી કાઢેલો કટકો કોતરાવ્યો હોય તેવો શાંત, ગંભીર અને પકડ્યા પછી તૂટી જાય પણ છૂટે નહિ તેવી તાકાતવાળો છે. એના બાપની કેન્ટન પાસે એક દુકાન હતી પણ દુકાન દેવાઈ ગઈ પછી બાએ એક ચોખાની દુકાનમાં ચોખાના થેલા ઊંચકવાની મજૂરી કરવાની નોકરી લીધી, અને એના શેઠે એને ખાવાને ભાત તથા સુવાને દુકાનનો ઓટલો આપ્યો.

એ મજૂરીએ એની તંદુરસ્તીને તોડી નાખી અને એ જેમતેમ કરીને એક છાપખાનામાં નોકરીએ રહ્યો અને પગાર

વિના કામ શીખવા લાગ્યો. અહીં જ એ પ્રિન્ટર બન્યો, અહીં એને માલિકોની દુનિયાદારી સમજાઈ અને અહીં જ એના માથામાં સામ્યવાદીનું સત સળવળી ઊઠ્યું.

પછી એ કેન્ટન પહોંચ્યો અને ત્યાંના છાપખાનાના કામદારોનું સંગઠન બાંધી રહ્યો. પછી એ હોંગકોંગ ગયો અને ત્યાંનાં છાપખાનાંનાં કામદારોનું સંગઠન કર્યું અને ૧૯૨૫ની હડતાલમાં એ કેન્ટનમાં આવીને જોડાઈ ગયો. આજે એ ય હેન્કોમાં છે.

અને 'એ...એ આ ક્યાં ચાલિયો, હેં!' બોલતાં એક ડોસીમા ચીનના એક શહેરની કિનારી પરથી કપાળ પર હાથ મૂકીને ત્યારે જોઈ રહ્યાં હતાં.

અને બોબવાળનાં ઝુલ્ફાં ફરકાવતી ચીની છોકરીઓની એક ટુકડી ખભા પાછળ થેલો લટકાવી હુશિયાર ચાલે ચાલી જતી હતી. એ દરેકને પગલે જાણે એશિયાની સંસ્કૃતિએ ચોઢેલી સ્ત્રી નામની માયાને વરેલી મમતા ચગદાતી હતી. એ સ્ત્રીજાતમાં ય આજે યૌવન જુદી જ રીતે ઝોલે ચઢ્યું હતું, અને આજે યુદ્ધના સમરાંગણ પર મોરચો માણવા ચીની છોકરીની સળગતી જુવાની ચાલી નીકળી હતી.

ચીનની જૂની સ્ત્રીમાં એ જુદી પડી જતી હતી. જૂની સ્ત્રીની જૂની દશા તો ઘરની બહાર નીકળવાની નહોતી. જૂની નીતિ પગ બાંધેલી છોકરીને જ ધણી માટે લાયક બનાવતી હતી કે લગ્નમાં ધકેલી હતી. પછી એણે ઘરની અને ઘરધણીની માવજત ઉપરાંત જમીન પર કે કારખાનામાં કામ કરવાનું હતું અને બંને જગાએ મુકાદમનું હસતું મોઢુ મેળવવા જાત વેચવાની હતી. એ ચીનની જૂની નારી જન્મીને બાપના ઘરમાંથી માલિક પાસે વેચાઈ હતી; પછી પગ બાંધેલી ધણીને ખીલડે બંધાઈ હતી. ધણીના ઘરના અનેક જુલ્મોમાં એ ન મરતી ત્યાં સુધી વેઠ મજૂરી કરતી જીવતી હતી.

એક લંબાયલા આર્તનાદ જેવી ચીની નારી જુલ્મની રૂઢીઓમાંથી એક લાંબો શ્વાસ ખેંચતા જૂના વખતમાં માથું મૂંડાવી સાધુડી બની હતી. પણ આજે એ જૂની રીતમાંથી નવી રીતવાળી નવી સ્ત્રી બોબવાળ કરાવીને રાષ્ટ્ર–હિલચાલમાં નવી સ્ત્રીનું સંગઠન કરતી હતી.

ચીની નિશાળમાં ચીની છોકરી સામે આજ સુધી રજૂ કરાયલો આદર્શ તો સ્ત્રી નામની મિલકતના કટકાનો ધણી તરફની વફાદારીનો જ અને ધણી માટેના ભોગવટાની શુદ્ધિનો હતો. ચીની સતી છોકરીનો જે હાથ પરપુરુષનો સ્પર્શ પામતો તે હાથ કાપી નાખવામાં આવતો, ચીનની વિવાહિત છોકરીનો ધણી મરી જાય તો સતી છોકરી સાસરે જઈને શોક ધરીને માથે ઓઢીને ખૂણો શોધીને પતિત જીવન પૂરું કરતી હતી અને સામે મરેલાની લાકડાની મૂર્તિ ધરી રાખતી હતી અને જો સસરાને જરૂર પડે તો તે પોતાના દીકરાને દેવાયલીને વેચી દેતા હતા ને વેચાયલી નવા માલિકની આમરણ વેઠ કરતી હતી...પણ કેન્ટન શહેરમાં હજુ હમણાં જ નવો પવન વાયો હતો. એ જૂની નીતિનું જતન છોડીને ચીની છોકરી વાળ ટૂંકાવતી રાષ્ટ્ર સંસ્થામાં દોડી આવતી હતી કે સ્ત્રી–સંગઠનમાં નામ નોંધાવતી હતી.

સ્ત્રી પ સંગઠિત બનતી હતી. ચીનની ધરતી પર હળાહળ કળજુગ આવ્યો હતો અને તે ચીનની ડાહી અને શાણી સતી છોકરીઓને વળગ્યો હતો. નહિતો શાંગહાઈના શ્રીમંત કુટુંબમાંથી ભાગી જઈને ચીંગ, ડૉ. સુનને પરણે કેવી રીતે...બસ ત્યારથી નાસ્તિક નારીનું સંગઠન સાંપડવું હતું અને નવી સ્ત્રી ધણી જેવા ધણી સામે સમાનતા માગવાની વાત કરતી હતી.

મિસિસ લીઓએ પણ પોતાના માણસનું ખૂન થવા પછી વિધવા બની જવાને બદલે બીજે જ દિવસે ઘરના ખૂણાને લાત મારીને

મજદૂરોની સભા તરફ ઝંપલાવ્યું હતું, અને આજે અખિલ ચીન કામદાર પરિષદના સ્ત્રી-વિભાગમાં એ જુવાન છોકરીઓની વચમાં એ લશ્કરી પોશાકમાં પગ પર પગ ચઢાવીને બેઠી હતી. એમાં લશ્કરી પોશાકમાં હતી તે બધી જુવાન સ્ત્રીઓ હોનાનમાંથી લશ્કર બનીને આવી હતી અને બીજી હેન્કોની સ્ત્રી સંસ્થાની આગેવાનો હતી. એ સૌએ વાળ ટૂંકાવ્યા હતા. મિસિસ લીઓ કહેતી હતી કે, 'માત્ર શહેરીઓમાં જ નહિ પણ ખેતર પરની સ્ત્રીઓ પણ હવે ઉતાવળી જાગવા માંડી છે' અને આજ સુધીમાં ક્યોમીનટાંગની હકૂમતના પ્રદેશોમાં સ્ત્રી-સંગઠનમાં સંગઠિત થયેલી સ્ત્રીની સંખ્યા પંદર લાખ સુધી પહોંચી ગઈ છે, અને બસ સ્ત્રી-સંગઠનની કોઈ લાંબી લચરક વાત નથી; એ તો એટલું જ કહે છે કે માણસજાતમાં સ્ત્રી પણ સમાન જાતિ તરીકે સરજાઈ છે અને પુરુષના જેટલો જ એને પણ મિલકત રાખવાનો, પરણવાનો કે નહિ પરણવાનો, અને હિલચાલ કે ક્રાન્તિ કરવાનો તથા કારાગારમાં જવાનો, કે વીંધાઈ જવાનો સરખો હક્ક છે.

એ નવી સ્ત્રી નવા હક્કની જાહેરાત કરતી વાળ ટૂંકાવી નાખે અને પગ છોડી નાખે તો એને કોણ રોકી શકે તેમ છે? અને પડદા પાછળથી, ખૂણામાંથી બાંધેલા પગના પાટા તોડી નાખીને ટૂંકાવેલા વાળવાળી છોકરી બહાર આવી અને રાષ્ટ્રીય લશ્કરોની પાછળ પાછળ કૂચ કરવા લાગી અને રાષ્ટ્રીય લશ્કરોની આગળ દોડી, જમીન પરનાં નરનારીઓને ફૂંકી ફૂંકીને બેઠાં કરી દેવા લાગી.

આજે એમાંની સેંકડો દરેકેદરેક શહેરમાં ક્રાન્તિકારી ખોળ હેરવાળી છોકરીઓ તરીકે વીંધાઈ ગઈ છે ને સમાચાર આવ્યા છે કે એકલા શાંગહાઈમાં પહેલા પાંચ દિવસમાં જ ચાંગના મારાઓએ છસો છોકરીઓને તેમના ટૂંકાવેલા વાળને લીધે સામ્યવાદી તરીકે જાહેર કરીને વીંધી નાખી છે.

અને તો ય અખિલ ચીનની આ ચોથી કામદાર પરિષદમાં વીશ સ્ત્રીઓ કામદાર પ્રતિનિધિ તરીકે આવી પહોંચી છે, એમાંનો મોટો ભાગ વુશંગ અને શાંગહાઈની કાપડ મિલોની કામદાર કાર્યકર્તાઓ છે. એ બધાંમાં આગળ દેખાઈ આવતી એક વાંગ-યે-કીન શાંગહાઈની પ્રતિનિધિ છે. એણે શાંગહાઈની મિલોમાં રોજના બાર કલાક પ્રમાણે કામ કર્યું હતું, તો ય આજે ય એનો ચહેરો નિશાળમાંથી ભાગી આવેલી કોઈ ચૌદ વરસની બાળકી જેવો જ છે અને છતાં ય જ્યારે વ્યાસપીઠ પર એ કૂદકારો મારીને ચઢી અને ત્રાડ દઈને, રજવાડી અને મૂડીવાદી જાલિમ ચાંગ-કાઈ-શેકે ચલાવેલી સામ્યવાદીઓની કતલ પર એકધારી બોલી ત્યારે એક કલાક સુધી એને સાંભળનારાં આંખનો પલકારો માર્યા વિના સડક બનીને સાંભળી રહ્યાં.

આજે વીશ વરસની ઉંમરે એની નાજુક ભવ્યતાએ ભલભલાંને જીતી લીધાં અને એણે સ્ત્રી-સંસ્થા તરફથી એક અમેરિકન સામ્યવાદી બાઈને ધાણું આપતાં મોહક મુજરો કરીને કહ્યું: 'બિરાદરા આના, અમેરિકા જાવ તો તમારાં કામદારો અને સ્ત્રીઓને અમારા વતી કહેજો કે અમે દુનિયાના પછાત પ્રદેશનાં ચીનનાં કામદારોએ પણ આંતરરાષ્ટ્રીય સામાજિક ક્રાન્તિમાં અમારો ફાળો આપવાનો નિરધાર કરી લીધો છે.'

'તમે......તમારું જીવન!' આના પૂછતી હતી. 'મને વીશમું બેઠું છે પણ ત્યાં સુધીમાં તો ચીની છોકરીનું જીવન જકડાઈ જાય છે તેમ હું ય શાંગહાઈની મિલની મજૂરણ તરીકે વેચાઈ ગઈ હતી અને મિલમાં કામ કરતી ભૂલો કરતી ત્યારે મુકાદમની ગાળો ને માર ખાતી હતી. પણ પછી હું જેમ મોટી થતી ગઈ અને જુવાન બનતી ગઈ તેમ મુકાદમ મારી જુવાની પર રહેમ બતાવતો ગયો અને મારપીટ ઓછી થતી ગઈ. પછી હું કામદાર યુનિયનમાં જોડાઈ

ગઈ અને પછી સ્ત્રી-સંગઠનમાં ભળી. તે તરફથી આજે અહીં આ પહોંચી છું. જો ચાંગના સકંજામાં પકડાઈ ગઈ હોત તો વીંધા ગઈ હોત કે ચૂંથાઈ ગઈ હોત. '

' અને આ બીજી બે...' એણે ઓળખાણ કરાવી. ' એમાંન આ યુગ-ઝી વિદ્યાર્થિની છે અને મધ્યસ્થ ટેક્સટાઈલ યુનિયનન ઑફિસમાં કામ ,કરે છે, એ સારી મોટી વિદ્વાન છે અને અ યુંગ-કીંગ પણ ભણેલી-ગણેલી ચેપી જિલ્લામાં સ્ત્રીઓનાં સંગઠન બાંધે છે...અને આણે તો કેન્ટનમાં...' બોલતી એણે એક ઘેરા રંગની ભૂરા પોશાકમાં સજ્જ થયેલી હસતી છોકરીને આંગળી ધરી.

' એ કેન્ટનમાંથી આવે છે, અને આ વુશંગની કામદાર પ્રતિનિધિ છે. એનું નામ કીંગ-વીન-સીઆ છે. એ તેર વરસની ઉંમરથી વુશંગની મિલની મજૂરણ બની અને હજુ આ સાલે જ જોડાઈ ગઈ. બીજી પ્રતિનિધિઓ હુપે પ્રાંતથી આવે છે, અને જે લશ્કરી પોશાકમાં છે તે બધી હોનાનથી આવે છે. એમણે છેલ્લા બે માસમાં બે હજારની ટુકડી બાંધી છે, એ બે હજાર છોકરીઓ રાષ્ટ્રીય ફોજની આગળ કે પાછળ કૂચ કરવા તૈયાર થઈને ચાલી આવી છે. '

' અમારો પ્રાંત તો ચીનમાં પછાતમાં પછાત હતો પણ...' હોનાનની આગેવાન કહેતી હતી, " પણ અમારી સ્ત્રીશક્તિ છંછેડાઈ ઊઠી. શહેર ને ગામડાંમાં અમારાં સંગઠન શરૂ થઈ ગયાં છે, અને અમે લશ્કર સાથે છીએ પણ અમને હજુ લડવાની પરવાનગી નથી.અપાઈ કારણ અમે સ્ત્રી છીએ. અમે લશ્કરની આગળ રહીએ છીએ તો ગામોમાં ખાસ કરીને પ્રચાર કરીએ છીએ. પાછળ રહીએ છીએ તો માંદાંની માવજત ને ઘવાયલાંની સારવાર કરીએ છીએ. અમે ગામડાંમાં સ્ત્રીઓને નવી રીતે વિચાર કરાવીએ છીએ, તેમના પગ છોડાવીએ છીએ, વાળ ટૂંકાવીએ

છીએ, અને સમાનતા ને સાથીદારી પર તેમનાં સંગઠન બાંધીએ છીએ. અમને ગામડિયણો ધરબહાર કાઢતી નથી. ખેડુતો અમારા પર ચિડાઈ પડતા નથી. અમને વિચિત્ર પ્રાણીઓને સૌ ટોળે વળીને સાંભળે છે ને સાંભળીને સ્ત્રી અને એનો સથવારો બધાં માથાં હલાવીને કહે છે, ' ઠીક છે...ઠીક છે—વાત તો સાવ સાચી છે.' અમારી પાસે આજે રાષ્ટ્રીય ફોજ સાથે બધી મળીને ત્રણથી ચાર હજાર જેટલી અમારી સંખ્યા છે, અને અમારાં સ્ત્રી-સંગઠનમાં તો સભાસદો ઘણી છે પણ બોબવાળનો વાવટો ફરકાવતી શહીદ છોકરીની સંખ્યા હજુ હમણાં જ વધતી જાય છે. એ અમારો વાવટો છે...' એણે એના માથા પરના બોબ-વાળ બતાવ્યા ' અને અમારા કાપેલા વાળમાંથી, ભાંગેલી બંગડી-ઓમાંથી ને ભૂંસેલા ચાંલ્લામાંથી જ સૈકાઓની ગુલામી તોડીને ચીની-સ્ત્રી આજે ઉછેડાઈને ઊઠે છે, હવે એ રોકી રોકાવાની નથી.'

## ૨૧

# કેન્ટન કોમ્યુન

ક્રાન્તિકારી વુહન સરકારને લાલસલામી બિરદાવતી કેન્ટનની જનતાએ ફાસીવાદી ચાંગની નાનકીંગ સરકારને પડકારી.

૧૯૨૭ના ડિસેમ્બરના ૧૧મા દિવસે કેન્ટન નગરમાં કેન્ટનની આઝાદ ફોજના સરદાર ચેંગ–ટાઈ–લીની સરદારી નીચે લડાયક લોક સરકારનાં રણદુંદુભિ ગાજી ઊઠયાં.

આઝાદ કેન્ટન પર આઝાદીના ઝંડા ફરકી ઊઠયા. કેન્ટનનાં કામદારોની આગેવાની નીચે કેન્ટનની જનતાએ કેન્ટન નગરને લોક આઝાદીના ચીની નગર તરીકે જાહેર કર્યું.

અને ચાંગનાં લશ્કરો શાહીવાદીઓની ટુકડીઓ સાથે, ખાંધિયાઓનાં ધાડાંઓ સાથે આ લાલ નગર પર તૂટી પડ્યાં.

કેન્ટન નગર પર કેન્ટન કોમ્યુનની સરકાર રચાઈ. એ સરકારે કામદારોના પગારવધારાની, દેવાંનાબૂદીની, ખેડે તેની જમીનની જાહેરાત કરી. એ લોકસરકારે કેદીઓને છોડી મૂકયા અને એ લોકસરકારે લાલફોજની રચના કરીને ચાંગનાં જલ્લાદી લશ્કરોનો સામનો કર્યો.

ત્રણ ત્રણ દિવસ સુધી કોમ્યુન સરકારની આણ વરતી રહી. ત્રણ દિવસ સુધી કેન્ટન કોમ્યુનનો પડો વાગ્યો. ત્રણ દિવસના સંગ્રામ પર કેન્ટનની જનતાએ લોક સોવિયટના આઝાદ ઝંડાને ટેકવી રાખ્યો.

૧૯૨૭ના ડિસેમ્બરના ૧૧મા દિવસે ચીનના કેન્ટન નગર પર સૈકાજૂની બેડીઓના ભુક્કા બોલાવતી લોક જેહાદ જાગી ઊઠી. ચીન

પરની રજવાડી સાહીવાદી જંગલિયતનો એ ધન્ય દિવસે પડકાર કર્યો.

ત્રણ ત્રણ દિવસ સુધી કેન્ટનનાં કામદારોએ અને કેન્ટનની જનતાએ પોતે જ બાંધેલી શેરીઓ અને બજારોને ત્રણ ત્રણ દિવસ સુધી પોતાના આપભોગથી વહેતા લોહીથી તરબોળ કરી ચીની જનતાની એ જેહાદ ભેગાં પાંચ સોવિયેટ રશિયનો અને એક સોવિયેટ તરુણી ચીની ખમીર સાથે પોતાનાં લાલ બુન્દ ભેળવીને પોઢી ગયાં.

એ આપભોગ પર ચીની જનતાએ જગત-ઇતિહાસમાં ચીની પ્રકરણ લખ્યું. એ પ્રકરણનું નામ કેન્ટન કોમ્યુન.

સ્પાર્ટેકસે, ગ્રેકીએ, કિસાન સંગ્રામોએ, અને પેરીસ કોમ્યુને ઇતિહાસમાં કોતરેલા અમર અક્ષરો કેન્ટન કોમ્યુને પણ આલેખ્યા કે અમે સાચી લોકઆઝાદી લઈને જ જંપીશું.

કેન્ટન પર કોમ્યુન રચાયું. એક મહાન દિવસની મહાન પળ પર જન-જેહાદનું રણશિંગડું ફૂંકાયું. કેન્ટ પર કોમ્યુનની તસ્વીર ઝગી ઊઠી અને જોતજોતામાં જપી ગઈ. કેન્ટન કોમ્યુનને જંગલિયતની તલવારે કોમ્યુનના રચનારાંનાં લોહીમા ડુબાડી દીધું. પણ કેન્ટને ન બુઝાય તેવી લોક-આઝાદીની રોશની આખા ચીન પર પાથરી દીધી. જંગલિયત જુદે ચઢી. શ્રમમાનવોના વર્ગ સામે મારિકોના મારાઓનાં ધાડાં ધસી આવ્યાં.

અને જનતાનો સંહાર ત્રણ દિવસને ત્રણ રાત પર વિકરાળ બનીને વંઠી પડ્યો. કેન્ટનની જનતામાંથી હજારોએ એ સંહારની ધાર પર દેહનાં બલિદાન દઈ દીધાં.

કેન્ટન પર ચાંગનો સાથી લશ્કરવાદ ચઢ્યો એના વેઢિયાઓ પર ત્રાસ વરતાવીને એણે લોખંડના એકેએક ટુકડામાંથી વાંકી ને પહોળી તલવારો ઘડાવી રાખી હતી. આજે એ તલવારો સજાવીને લશ્કરવાદ તૂટી પડ્યો હતો.

એમણે ભૂખરી ડગલીઓ પહેરી હતી. આજ સુધીમાં એક

કે બીજા વિગ્રહખોરની ટુકડીઓ બનીને એમણે સ્તૂપો પર લોહી વરસાવ્યાં હતા નવા નવાં નગરો ગ્રામોદ્યોગોને લૂટયા હતાં, ઊભા પાક બેલાવી દીધા હતા

ભૂખરી ડગલીવાળી એ લશ્કરવાદની ભાડુતી ભૂતાવળો આજ સુધી ધૂળમા ઢંકાયલી બનીને લશ્કરવાદને ઈશારે મેલી-ઘેલી ધસતી રહી હતી. એ લશ્કરવાદના ધસારા પર્વત પર ચઢતા હતા, નદીઓને ઓળંગતા હતા, વેરાન મયદાનો પર દોડયા હતા, જંગલોને ભેદી જઈને વસ્તીને ઉજ્જડ કરતા ફર્યા હતા એમની દરેક પગની લોહીમાં ખરડાયલી હતી, આજે એ કેન્ટનની જનતાનો સંહાર કરવા ચઢયા હતા કેન્ટનમાં એમનો સાગરીત યુરોપ-અમેરિકી ખૂની શાહીવાદ હતો

કેન્ટનના કોમ્યુનને એમણે લોહીમાં ડુબાડી દીધુ હતું લોહીમા ડૂબેલી એ લોકતસ્વીરની પથરાયલી છાયા નીચે વિગ્રહખોર પશુઓ પોતાની મોટરકારોમાં ઊભે બજારે હંકારતા હતા

કેન્ટન પરના બધા નિયમો ખતમ થયા હતા કેન્ટન પર એ જ એક જીવતો લાગતો હતો એ પશુ હતો એને શાહીવાદી મથકો મીજમાનીઓ આપતાં હતાં એ શાહીવાદી મથકોની મિજલસોમાં શામીન તરફ હાંકતો હતો એના નશાખોરની ધસતી ગાડી કેન્ટન-ના દિલ પર ધબકારા જેવી ધીખી જતી હતી કેન્ટન શ્વાસ થંભાવીને સમજતું હતું, ' એ વિગ્રહખોર શામીનની મિજલસમાં કે અફીણ ફૂંકવાની કોઠમા, કે મિજલસના પીણામાં કે વેશ્યાવાડના મેળાવડામાં જતો હશે '

શામીન પરનો અંગ્રેજ અમેરિકી શાહીવાદ એ વિગ્રહખોરને અંતરના ઉમળકાથી આલિંગતો કહેતો હતો ' ૧૯૨૫ના જૂનના ૨૩મા દિવસે અમારે એ લોકવરણને વીંધી નાખવી પડી હતી. પણ આજે તમે પોતે ચાંગ-કાઈની ગઢબરીમાં એ મજૂરિયાઓને

રસ્તા પર હજારોની સંખ્યામાં વીંધી નાખીને અમે ત્યારે કર્યું તે સાચું હતું તે પુરવાર કર્યું છે.'

'હા નામદાર...' વિગ્રહખોર પીણાની ચળકતી પ્યાલીમાં કોમ્યુનનો પડછાયો હાડપિંજર બનીને હસતો હોય તેવા પ્યાલાથી એ ઉતાવળો ઘૂંટડો ઉતારી જતો હતો, અને ચાંગ-કાઈ-શેકના બેપિયાને મુજરો ભરતો હતો.

'પેલા સોવિયટ રશિયનો જ આખરે તો આ બધા માટે અપરાધી છે. લોક-આઝાદીનો માથાં ફેરવી નાખે તેવો ખ્યાલ તેમણે જો ચીનની ધરતીમાં ન વાવ્યો હોત તો આ લોકોએ આવું લણવાનો વારો ન આવ્યો હોત.' પાછો શામીન પર પગ રોપીને બેઠેલો, અંગ્રેજ...અમરિકી બર્બર સમજાવતો હતો.

આગની ટોળકી બનેલી કયોમીનટાંગના વડેરાઓ કહેતા હતા: 'આજે અમે કોમ્યુનિસ્ટોની કતલ કરીને કેન્ટનને પવિત્ર બનાવ્યું છે.'

અને પછી પવિત્ર કોમ્યુનનાં મજદૂર મંડળો પર કયોમીન-ટાંગની કારવાહી બેસી ગઈ. એ કારવાહીના બેસણા નીચે હજારો કામદારોને રસ્તાઓ પર વીંધી નાખવામાં આવ્યા. દશ હજાર કેદ પકડાયલાઓને કતારોમા ઊભાં રાખી ગોળીએ દેવાયાં. એ કાર-વાહીએ મજદૂર માત્ર લાલ છે એમ કહીને લાલ અપરાધનો સંહાર કર્યો હતો.

અને પછી એ કારવાહીના અફસરો મજદૂર મથકો પર બેઠા હતા.

મજૂર મંડળોનાં યુનિયનોની દીવાલો પર અનેક ચિત્રો ચોડાયાં હતાં અને નામોની હારમાળાઓ લખાઈ હતી. એ બધા પર મોટા અક્ષરે જાહેરાત હતી કે, 'એ બધાં કોમ્યુનિસ્ટોની જે કોઈ ભાળ આપશે તેમને મોટાં ઇનામો એનાયત થશે.'

ગાડીઓ ને મોટરો દેખાઈ, અને રેકેટ લઈ ટેનિસનાં મેદાનો પર તાંડવ કરતાં વંઠેલ છોકરા–છોકરીઓ દેખાયાં અને સાથે સાથે જ બિલકુલ શરમાયા વિના થોડાક બુઢિયાઓ તો ધર્મ, નીતિ, અહિંસા અને દયા–દાનની વાતો કરવાની હિંમત કરતા હતા.

'આપણે કાંઈ કરવું જોઈએ.' એક અવાજ આવ્યો. મારી વિચારમાળા તૂટી.

'મારી દાદી...' હું બોલવા જતી હતી.

'આપણે છીએ તે કરતાં ઘણા વધારે વ્યવસ્થિત થયા વિના કંઈ જ કરી શકવાનાં નથી.' એકે વચમાં કહ્યું.

'વધારે વ્યવસ્થિત!' હું બબડી. જાણે મારા કાન બરાઈ જતા લાગ્યા. મારા કાનમાં હજારો ચીનાઓના કારમા અવાજો અથડાઈ રહ્યા. એ યુરોપીયનો, એ ડચલોક અને ચીના વેપારીઓના દલાલો, એમને સમજાવી, પટાવી, અફીણ પીવડાવી ત્યાંનાં નરકાગારોમાં જીવનના છેલ્લા શ્વાસ સુધી પોતાના નફા વધારવાની કારમી મજૂરી કરવા લઈ જતા હતા.

'મારી દાદી એમાં પણ...' મારાથી બોલાઈ ગયું.

'હા, તારી દાદી એમાં પણ, એના દલાલો દક્ષિણ ચીનમાં ભૂખે મરતાં શરીરોને ફસાવવા ફરતા જ રહે છે.'

'અને મારા શરીર પર એની કમાણીનાં લોહીભીનાં કપડાં, મારા પેટમાં એ ભૂખ્યાંના મોઢામાંથી કાઢી લીધેલું એઠું અનાજ...' હું આત્મદર્શન કરી રહી.

'રહેવા દે, રહેવા દે, દુશ્મનના ઘરમાં રહીને જ એના પાયા ખોદતાં એ કાઢી મૂકે ત્યાં સુધી ચલાવે રાખવું.' એકે વ્યૂહ સમજાવ્યો. મને એ વાત ગમી, પણ હું હતી તેથી વધારે સખત બની ગઈ. મારા ભણતર માટે ખૂબ કાળજી કરતી મારી મા અને મારી દાદી બંને મને મારાં વર્ગ–દુશ્મન દેખાયાં.

'હું તો થાકી ગઈ આનાથી, જો પારકી હોય તો ઊભી ને ઊભી...' એક દિવસ દાદી ગુસ્સે થઈ હતી.

'અને હું ય થાકી છું, હવે કંઈ નાની છે-મોટી ચૌદથી વધારે વરસની સાધારણ કુટુંબમાં હોત તો સાસરે જતી થઈ હોત.' બા પણ મારાથી થાકી ગઈ હતી.

'હું એકલી તમારાથી નથી થાકી.' મેં ઠંડે પેટે કહ્યું.

'પણ તેં ધાર્યું છે શું?' બા બરાડી ઊઠી.

'હું શું ધારું? ધારવાનું તારે અને દાદીએ અને મારે તો તમે ધારો તે નીચે માથે બધું માનવાનું.'

'તોબા, તારાથી તો, બે દિવસ બહાર ગામ જતી હોય તો ય જરા ભાર ઓછો થાય.' દાદીએ મારાથી કંટાળી મને સવિનય કર્યાં.

'કેન્ટન જા. મોટી બેનને ત્યાં, ત્યાં ભણજે.' બાને ઉપાય સૂઝયો.

'ક્યારે જાઉં?' મને ગમી ગયું.

'લે, છે કંઈ!' દાદીએ આશ્ચર્યવિરામ કર્યું અને બાએ આગળ ચલાવ્યું, 'પણ ત્યાં વાંદરાવેડા મૂકજે. એનો ધણી તો મોટો અમલદાર છે.'

'તે મારે એની અમલદારી ક્યાં પડાવી લેવી છે?' મેં ત્રાસિયું કરી કહ્યું.

'જરા એને પણ ઉપયોગની થવાય. એનાં બાળકોને...' બાએ મારી કેન્ટન જવાની સાર્થકતા શોધી.

'બધાં મળીને સાત છે ને! અને દર વરસે એક એક નવું.' હું હસી.

'એ હવે છાની રહે. ત્યાં જરાક જીભ સંભાળજે.' દાદીએ ચેતવણી આપી.

'ઠીક, પણ તમે બેનને લખી દો.'

'આજે લખીશું.' બાએ કહ્યું.

પછી હું કેન્ટન પહોંચી હતી. બેનને ઘેર રહેતી થઈ હતી અને કેન્ટનની શાળામાં ભણતી થઈ ગઈ હતી.

ત્યારે ૧૯૧૮ની ચોથી મેનો દિવસ હતો. ચાંચમાં એક એક સાપ ઘાલી સામ્રાજ્યવાદી સમડીઓ વરસાલીમાં જગતની શાંતિના કરાર કરવા ઊતરી પડી હતી.

એ કલીમેનસો; એ લોઈડ જ્યોર્જ, અને એ વિલ્સન બધા બેઠા ને વાટાઘાટ શરૂ થઈ ગઈ હતી. બધું ભરખી જવાના ફફડાટ પછી અને ચાવી ખાવાની ચિંચિયારીઓ પછી સામ્રાજ્યવાદી સમડીઓ ઊડી ગઈ અને પોતપોતાની ચાંચો એકબીજાથી વધારે તીણી કરવા એકબીજા સાથે ઘસવા લાગી હતી.

'એ શાંતિની કિમિયારી કરતી સામ્રાજ્યવાદી સમડીઓમાં એક જાપાન હતું. પોતાનો શિકાર સલામત રાખવા વરસાલીના બધા ડાહ્યુઓએ જાપાનને ચીનના મુલકો કબજે કરવાનો હક આપ્યો, અને જાપાને રજૂ કરેલી શરમજનક એકવીસ માગણીઓ પેકીંગ સરકાર પર ઠોકી બેસાડવાનો પરવાનો આપ્યો.

વરસાલીના ડાહ્યુઓની આ નફટાઈથી ચીના પ્રતિનિધિઓ રિસાઈ આવ્યા, ચીનની પ્રજાને દુઃખ થયું, સમજદાર ને પ્રાણવાનો છેડાઈ પડ્યાં, અને મારા રોષનો પણ પાર રહ્યો ન હતો.

મારી આંખમાં નવી આગ આવી; મારા હાથમાં નવું જોર આવ્યું, મારા પગ ઊછળી ઊઠ્યા, મારા ધબકારા વધી ગયા. પેકીંગની રાષ્ટ્રીય વિદ્યાપીઠનાં વિદ્યાર્થીઓ અને અધ્યાપકોએ વરસાલીના કરારો સામે મોટા દેખાવો કર્યા અને અમારે ત્યાં પણ એવા જ દેખાવો થઈ રહ્યા. હું એમાં ઘૂમી રહી. જાણે મને નશો ચડ્યો હતો.

મારા ખભા પર પાછળથી કોઈનો હાથ પડ્યો. મેં જોયું. એક જુવાન મને કંઈ કહેવા માગતો હતો.

'તમે જ સીઆ ?'

'હું જ.' મેં એના પર આંખ ફેરવી કહ્યું.

'તમારી અમારા પર ઓળખ આવી છે.'

'ક્યાંથી ?'

'હોંગકોંગથી.'

'તમે કોણ ?'

'આપણે ભેગાં મળશું સારે.' જુવાન મારા હાથમાં એક કાગળ મૂકી ચાલ્યો ગયો. મેં એમાં લખવા પ્રમાણે તે વાંચીને ફાડી નાખ્યો. મારે એક ખાનગી સભામાં જવાનું હતું. એમાં બધાં ઉગ્ર ક્રાન્તિકારીઓ હતાં. હું ખુશ થઈ ગઈ પણ મેં મારો બધો હરખ મરી પીટવાના નિશ્ચયમાં હોઠ દબાવી અંદર શમાવ્યો.

એ જ અણી પર રુશિયાની ઓક્ટોબર ક્રાન્તિ શરૂ થઈ. ચીનમાં રહ્યા રહ્યા અમારા પ્રાણ ઝોલે ચઢ્યા. વિદ્યાર્થી સંઘો ઊભા થયા. અમારા પક્ષના એક નેતાએ એક માસિક શરૂ કર્યું. એનું નામ 'નવજવાન.' નવજવાનનાં પાનાંમાંથી મેં માર્ક્સના સિદ્ધાંતોનો અભ્યાસ શરૂ કર્યો અને જૂની દુનિયાનું મરણ અનિવાર્ય દેખાયું અને નવી દુનિયા ઊગતી જણાઈ.

હું ક્વાંગટાંગના વિદ્યાર્થી સંઘમાં જોડાઈ, અને સામ્યવાદી વિચારસરણી પર અસંત ઉગ્ર રીતે કામ કરતા એ સંઘની સરદારી મારે શિર પડી.

અમે કેન્ટનના સમગ્ર વિદ્યાર્થી સંઘ તરફથી રાત્રિશાળાઓ શરૂ કરી. હું કામદારો કિસાનોની રાત્રિશાળાઓમાં થાક્યા વિના ઘૂમી રહી. હું એમને ચાહતાં શીખી હતી અને એમની દયા ખાનારાઓને ધિક્કારતી થઈ હતી. દીનદયાની વાતો કરનારાં સૌ

તરફ મને દાઝ ચડતી હતી. હું ઠેર ઠેર ફરીને રાતની શાળાઓમાં શોષિતોનું સ્વમાન જગાડી રહી એમના તરફ થતાં એમનાં સામાજિક અપમાનો માટે એમને સળગાવી રહી.

પછી વેકેશન પડ્યું અને હું ઘેર ગઈ. 'ગીઆ, આવી દીકરી!' દાદીએ બારણામાં પેસતાં મારે માથે હાથ ફેરવ્યો પણ એનો હાથ માથા પર જ ઠરી જતો લાગ્યો. એણે અચકાતાં ઉમેર્યું, 'હવે તો પરણવા જેવી થઈ છે.' હું દાઢમાં હસી રહી.

'બેન અને એનાં છોકરાં ખુશીમાં છે ને?' બા આગળ આવી અને મારા પગથી માથે પહોંચે એવી એક નજર નાખી.

'હું સુધરી નથી, ઊલટી વધારે નફ્ફટ બની છું' હું ખડખડાટ હસી પડી. મારું હસવું બેમાંથી એકેને ગમ્યું નહિ. મારી આંખમાં રમતાં સાપોલિયાં બંને જોઈ રહ્યાં.

'હું પરણવાની જ નથી, તમે કહી રહ્યાં!' મેં એક દિવસે દાદીને કહી નાખ્યું.

'મારે ઘરડે ઘડપણ!' દાદીએ દયામણું મોઢું કરી કહ્યું. 'જો ને દીકરી, તું જુવાન છે એટલે એમ ધારે છે પણ જાતે પરણવામાં બહુ માલ નથી.'

'તમને દાદા સાથે કેવું ફાવતું તેની મને ખબર નથી. બા, તો બાપા કરતાં તમારી સાથે વધારે પરણી છે ને વેપારે ચઢી છે એટલે એને મારા બાપા બહુ સાલતા નથી, પણ બંને બેનોને તો મેં બોર બોર જેવડાં આંસુએ રડતી ભાળી છે. એ બધાં તમે જાતે નહોતાં પરણ્યાં તો ય આમ થયું. હું ક્યારે પરણીશ તેની મને ખબર નથી પણ જ્યારે પરણીશ ત્યારે જાતે પરણીશ એટલે મારી અંગત જવાબદારીના ભાનને લીધે મને વસમું લાગશે તો ય એવડું નહિ સાલે.'

'તું કેન્ટન ન ગઈ હોત તો ઠીક થાત, અમે તેટલું જાણીએ

તો ય સ્ત્રીનો અવતાર, જુવાન થઈએ એટલે પરણ્યા વિના કેમ ચાલે !'

'હજારો દત્તક દીકરીઓ (ગુલામ છોકરીઓ)ને વેચ્યા પછી તું મા રહી શકે એ હું માની શકતી નથી. ગમે તેટલાં જુવાન હોઈએ તો ય પરણ્યા વિના જરૂર ચાલે.' હું જોઈ રહી.

'તારું શું થશે ! તારા માથામાં ભયંકર વિચારો ભર્યા છે.' દાદી મારી આંખમાં જોઈ રહી.

'મારા માથામાં ભયંકર વિચારો હશે જ પણ સાથે સાથે જણાવી દઉં કે હજારો જુવાન છોકરીઓને રખાતો અને વેશ્યાઓ તરીકે વેચવાની ભયંકરતાથી એ બહુ જુદી છે, એ ભયંકરતા જો ભયંકરતા કહેવાય તો તે એ જ માથામાં જાગેલા કચડાતી માનવજાત તરફના પ્રચંડ ભાવની તુલા જાળવી રાખવા માટે જ છે.'

'હા, દીકરી, તું તો છેક વહી ગઈ. તું 'કોમ્યુનિસ્ટ' થઈ ગઈ.' મારી દાદીએ થાય તેટલી ઝડપથી કહી નાખ્યું ને ઊભી થઈ ચાલવા લાગી. હું એને જતી જોઈ રહી.

પછી તો દરેક દિવસે ને દરેક રાતે, દરેક કલાકે ને દરેક પળે જાણે મારા કાનમાં એક જ અવાજ અથડાયોઃ 'પરણી જા.' અને મેં જોરથી પૂછ્યું, 'અત્યારથી.' મારી આસપાસ વીંટળાયલાં સગાંવહાલાંનાં એક સાથે ડોકાં ઊંચકાયાં. ખૂણામાંથી દાદીએ પડઘો પાડ્યો 'અત્યારથી !' બાજુમાંથી જુવાન માસી આંખો ફાડી જોઈ રહ્યાં અને ઘરડા ફોઈબાએ ધીમેથી કહ્યુંઃ 'સોબત તેવી અસર.' મારી બા મારી સામે તાકી રહી, 'આપણા ઘરની આબરૂ, બેટા !' એણે આજીજી કરી.

'મારે જ સાચવવાની છે ? અને આપણા ઘરની આબરૂ હું આજ ને આજ ન પરણું તો જોખમાઈ જાય તેવી છે ?' મેં કરડાકીથી જોયું.

'આજ ને આજ કોણ કહે છે!' બા બોલી.

'તો ક્યારે?' મેં પૂછ્યું.

'બે દિવસ પછી, અને તને ગમે તેની સાથે, આટલા બધા-માંથી એક પણ સારો નથી!' દાદીએ જવાબ આપ્યો.

'તમે કહો છો તેમાંથી જ મને ગમે તેની સાથે!'

'તો તને ગમે તેની સાથે એમને! શું ફાટી છે!' ક્રોધના ખીજવાઈ પડ્યાં.

'તું નહિ જ માને.' બાએ બધી વાતનો સાર કહી સંભળાવ્યો ને એની આંખમાંથી આંસુ પડ્યાં.

'મને કેન્ટન જવા દો પછી વાત.' હું ઊઠી ને ચાલવા માંડી.

'હવે તને કેન્ટન જવા દે!' દાદીએ દાઢી ડગડગાવી.

'ભલે જતી, બેન–બનેવીનું માને તો.' મારી પાછળ બાનો અવાજ સંભળાયો.

હું ફરી વાર કેન્ટન પહોંચી અને હવે વેકેશનમાં હોંગકોંગ નહીં જવાનો નિશ્ચય કરી છુટકારાનો શ્વાસ ખેંચ્યો; પણ હવે મારો છુટકારો કેન્ટનમાં પણ હતો નહિ. મારા પહેલાં જ દાદી અને બાના કાગળ બનેવી પર પહોંચી ગયા હતા. એ બંને જણે મારી સાથે જુદા જુદા દાવ ખેલવા શરૂ કર્યા, અને હું બધાની સાથે પહોંચી વળી. દાદી અને બાએ બે વરસ સુધી કાગળો લખ્યા ને લખાવ્યા, કેટલા યે સંદેશાઓ મોકલ્યા, શિખામણો દેવડાવી. સૌનો એક જ સૂર હતો:–'પરણી જા'

હીપનોટિસ્ટના વિષય પર પડતા હોય તેવા એ અવાજો મને ગૂંગળાવી રહ્યા. બેનનું ઘર દાદીના ઘરથી પણ વધારે વસમું થઈ પડ્યું. એક જ ઘરમાં અમારી સૌની આંખો એકબીજા સામે લડી રહી. મેં કેન્ટન છોડવાનો વિચાર કર્યો. અંધારામાં પગ મૂકી પ્રકાશ શોધવાના સાહસની આ પહેલી તક હતી. મેં એ

ગુમાવવામાં વધારે જોખમ જોયું. હું મારા અઢાર વરસના એ શરીર તરફ જોઈ રહી. એ સુંદર હતું, શ્રીમંતને ઘેર જન્મ્યું હતું, એણે વાલીઓને ભયંકર લાગે તેવા વિચારો સેવવાનો અને એમની ઈચ્છા પ્રમાણે નહિ પરણવાનો અપરાધ કર્યો હતો.

હું ઊઠી. હજુ સવાર થવાને વાર હતી. મેં ધીમેથી મારા સૂવાના ઓરડાનું બારણું ઉઘાડ્યું અને ચુપકીદીથી દરવાજા બહાર નીકળી. મેં પાછું જોયા વિના જ ચાલવા માંડ્યું.

'એ આવ્યું.' મારા કાનમાં અવાજ અથડાયો.

'શું?' હું આંખો ચોળતી બેઠી થઈ ગઈ.

'હોંગકોંગ.'

'હોંગકોંગ આવ્યું?' મેં પૂછ્યું.

'હવે બે સ્ટેશન બાકી છે'

ઠીક, હું સ્વસ્થ થઈ. 'સ્ટેશન પર જ દાદી અને બા દેખાશે તો!' મને બીક લાગી. હું સ્ટેશન પર ઊતરી ને બહાર નીકળી. 'બંદર પર જલદી હાંકો.' મેં બંદર તરફ ગાડી હંકાવી. બંદરે પહોંચી મેં પેકીંગની ટીકીટ કઢાવી. અમારી સ્ટીમરે બેસરો સાદ કાઢી પેકીંગ તરફ હંકાર્યું ત્યારે મને સહેજ ટાઢક વળી.

હું પેકીંગ પહોંચી અને મેં ડોક્ટર થવાનું ભણવા માંડ્યું.

'હું પેકીંગ પહોંચી છું. બીજે ક્યાંય મારી તપાસ કરશો નહિ. અહીંની રાષ્ટ્રીય વિદ્યાપીઠમાં મેં વૈદકીય અભ્યાસ શરૂ કર્યો છે.' મેં ઘેર ખબર આપ્યા અને બા પાસે પૈસા મંગાવ્યા જે તેણે મોકલી આપ્યા.

પાંચ વરસના શરીરવિજ્ઞાનના અભ્યાસમાંથી મને સમજાયું કે રોગ શારીરિક છતાં એનાં મૂળ સામાજિક છે. શરીરમાંથી રોગ કાઢવા એનાં મૂળ સમાજમાંથી કાઢવાં જોઈએ. એટલે સાચું આરોગ્ય સામાજવાદી સમાજરચનામાં જ સંભવી શકે છે.

હવે મારી ઉંમર તેવીસ વરસની હતી. હવે મારો અભ્યાસ પણ ઠીક ઠીક હતો અને હવે મેં દુનિયાની જુદી જુદી બાજુએ દેખી હતી. હવે મારી સુકોમળતા અંદર શમી ગઈ હતી. હવે મારી આંખનાં આંસુઓ દેખા દેતાં શરમાતાં હતાં. મને લાગ્યુ જાણે હું તૈયાર થઈ રહી હતી હું વિચારી રહી, 'મને આ ભણતર કેટલુક કામ લાગશે!' મને કેન્ટનનો સામ્યવાદી સંઘ સાંભર્યો.

એ ૧૯૨૫ની સાલના મે માસની ત્રીસમી તારીખ હતી. શાંગહાઈના બજારમાં શાંગહાઈના વિદ્યાર્થીઓને અંગ્રેજ પોલીસે કાપી નાખ્યાના સમાચાર સંભળાયા. એ કારમી ઘટના મારી નજર સામે બનતી જાણે હું જોઈ રહી. સામ્રાજ્યવાદનું પાશવી નગ્ન ચિત્ર મારી નજર સામે તરવરી રહ્યું. એની સામે લડયા વિના એકે આરો નથી એમ મને સમજાયું. એના નાશ વિના ચીની પ્રજાની મુક્તિ સંભવતી નથી તે પણ દેખાયું.

અંગ્રેજ શાહીવાદે 'અલ્ટીમેટમ' આપ્યું. ચીની રજવાડો લેટી પડ્યો પણ પેકીંગનો વિદ્યાર્થી સંઘ જીવતોજાગતો બેઠો હતો. ગમે તે પરિણામ આવે પણ એણે શાહીવાદી શયતાનિયતનો સામનો કરવાનો નિરધાર કર્યો.

એ સામનાના દેખાવો કરતાં વિદ્યાર્થીઓનાં પગલાં માર્ચની અઢારમીએ પેકીંગ નગરમા ખખડી ઊઠયાં. હું એમાં હતી વિદ્યાર્થી-સંઘની ભવ્ય સભા શાહીવાદને પડકાર કરવા ભેગી થઈ હતી.

પોલીસની બંદૂકો ઊંચકાઈ. આખીય સભા પર ગોળીઓનો વરસાદ વરસ્યો. સ્ત્રીઓ, પુરૂષો, બાળકો, અને હજારો વિદ્યાર્થી જુવાનો લોહીમાં તરબોળ થયા.'

ધુમાડાના ગોટા નીકળ્યા. અવાજો ને ચીસોથી વાતાવરણ ભરાયું. ધાવતાં બાળકો વધેરાઈ ગયાં. જુવાનોની છાતીઓ વીંધાઈ ગઈ, મરણથી બચવા નાસતાંઓની પીઠો કોચાઈ ગઈ.

હજારોનાં જીવન સાથે વિકટ રમત ખેલતા સિપાઈઓ ખડખડાટ હસતા હતા. મને એમાં હડકાયલો શાહીવાદ માનવ-સમાજનો ભયંકર ઉપહાસ કરતો દેખાયો. એ બધા વિનાશની વચમાં હું ય ઊભી હતી. મારાથી બોલાયું નહી, હલાયુંચલાયું નહિ જાણે મારું માથું ખાલી થઈ ગયું હતું. હું કંઈ જોઈ રહી હતી. એ કેવું પાશવી હતું! કેવું ઘાતકી હતું!

'લે મારી નાખ.' મારા કાનમાં એક અવાજ અથડાયો ને મને*ભાન આવ્યું. એક બાઈએ છાતીએ બાઝેલું બાળક ધર્યું. એક અવાજ થયો, બીજો અવાજ થયો, બાળક લોહી-નીગળતો માંસનો લોચો બન્યું. બાઈ એક ચીસ પાડી તરફડતી પડી. એ સૌની પાછળ, મને એક સિપાઈનું અટ્ટહાસ્ય સંભળાયું.

હું પાછી વળીને જોઉં છું ત્યાં મારા હાથમાં કંઈ પેસી ગયું. આખા શરીરમાંથી હાથ ઊખડી ગયો હોય એવી લાગણી અનુભવતી હું લથડી. મારો ખભો કોચ્ચાઈ ગયો હતો. હું એક મરતા શરીર પર ઢળી પડી. એ એક છોકરીનું હતું એના ગળા-માંથી હજુ ય લોહીનો ગરમ ધોધ વહેતો હતો.

મારા પર એક શરીર ચીસ નાખીને ઢળી પડ્યું. અને તેના પર બીજું પડ્યું. જાણે એક મોટા શબના ઢગલામાં હું દટાઈ રહી હતી. જાણે એક મોટા ચીસોનો અવાજ મારા કાનમાં ભરાઈ જતો હતો, જાણે ચારે કોર ધણ હોકતું મરણ મારી આંખો સામે ભયંકર રંગનાં કૂંડાળાં રચી રહ્યું હતું. મારું આખું શરીર લોહીમાં તરબોળ થઈ ગયું હતું.

મને ચીસ પાડવાનું મન થયું પણ બધી ચીસો એક થઈ ગઇ હતી, મને મારા ઘામાંથી નીકળતા લોહીને જોવાની ઇચ્છા થઇ પણ બધાં લોહી એક થઇ ગયાં હતાં, અને હું જીવતી છું કે મરી ગઈ છું તે જાણવાની જિજ્ઞાસા થઈ પણ મરણના ઢગલા-

દીકરીઓની વખારમાં મને લઈ ગઈ હતી તે દિવસથી કચડાતી માનવતાની મુક્તિ માટે લશ્કરો દોરવાનાં મને સ્વપ્ન આવ્યાં છે. મારે માટે આજની ઘડી મારાં સ્વપ્નોની સફળતાની છે. પૈસાની ઊંઓમાં ડૂસકાં દઈ જે આનંદ તમે જીવનભરમાં નહિ જોયો હોય તે આજની એક પળમાં હું અનુભવી રહી છું. તમે કોઈ મારે માટે શોક કરશો નહિ, મારી દયા ખાશો નહીં એટલે બસ.'

એક પછી બીજો એમ થોડાક કલાકો પસાર થયા. મેં ઘડિયાળમાં જોયું. હું ઊભી થઈ. 'જાઉં છું' મારા પગ ઊપડી રહ્યા. થોડાક રડતા અવાજો, ડૂસકાં સંભળાયાં.

મેં એક નજર પાછળ નાખી. હું ઉતાવળમાં ઊપડી.

'તું પરણી જા!' મને ભણકારો થયો.

પણ હું ઉતાવળી ઊપડી ગઈ. હું કેન્ટન પહોંચી. કોમ્યુનિસ્ટ સંઘના હુકમ પ્રમાણે હું 'આયર્ન સાઈડ્સ'માં જોડાઈ ગઈ. અને આજે ય મારી નજર સામે એ તસ્વીર જાણે જીવતી બની છે. અમારી સેના કૂચ કરે છે. મારા કપાવેલા વાળ ઊછળી રહ્યા છે. મારો લશ્કરી પોષાક મારા દિલ સાથે ચોટી રહ્યો છે. અમારા સંઘની જુવાન છોકરીઓની હારમાં મારા પગ પણ લશ્કરી તાલમાં ઊછળી રહ્યા છે.

અમારા પોષાક નીચે સ્ત્રી-શરીર છે, અમારા શરીરમાં ગર્ભાશય છે, અમારી ઘણી છાતીઓમાં બાળકોને પોષવા જેવું દૂધ પણ છે. અને તોપણ ફાંસીને માંચડે ટિંગાઈ જવાની અને લડાઈના મેદાન પર વીંધાઈ જવાની તાકાત અમારા જિગરના તંતુએ તંતુએ વણાઈ ચૂકી છે. ક્રાન્તિનું ભાન અમને સૌને સરખું સાંપડ્યું છે, ક્રાન્તિનો સાદ અમને સૌને સરખો સંભળાયો છે. અને ફના થઈ જવાની તમન્નાએ અમારા દિલમાં એક સરખી આગ ઉઠાડી છે. હવે કોઈ કહે કે પરણી જા તો તેને વીંધી નાખું.

અમે એક પછી એક ગામ વટાવતાં આગળ વધીએ છીએ. અમારી લાલ ટુકડીઓની ચારે કોર નાગાં–ભૂખ્યાં કામદાર–કિસાનો વીંટળાઈ વળે છે. એમની અંદર નવી આશાઓ ફૂટતી દેખાય છે, ફુવારા જેવી. એમનેય નવી દુનિયા દેખાય છે. એમની અંદર પણ એકાએક નવાં પરિબળો છૂટતાં થઈ રહ્યાં છે.

આગળ વધતી સરિતાની જેમ અમારી સેના વધતી જ ચાલે છે. એમાં લશ્કરી શિસ્ત પ્રમાણે કૂચકદમ કરતા મૂડીવાદી યા પહેલવાનો નથી. એમાં તો હજારોની સંખ્યામાં ચોંટી ગયેલાં પેટવાળાં, વળી ગયેલી કેડવાળાં, ઊંડી ગયેલી આંખોવાળાં માનવીઓ જોડાયાં છે. એ જોડાણ અમારા દુશ્મનો માટે ખતરનાક છે.

અમારા રસ્તાની બંને બાજુઓ ડોસાડોસીઓ અને છોકરાછોકરીઓના ટોળાં ઊભાં છે. એ સૌની આંખમાં અમી છે. એ સૌનાં હૃદય અમારા તરફના ભાવથી ઊછળી રહ્યાં છે. અમારી સેનાઓને ધરાઈ ધરાઈને જમાડવા એ સૌ પડાપડી કરી રહ્યાં છે.

ક્રાન્તિનું ક્રમ શરૂ થયું છે. દેવાં રદ થયાં છે, જમીનના કર બંધ થયા છે. જમીનદારોની જમીનો જપ્ત થવા લાગી છે. જમીનદારી લશ્કરો સાથેનાં રમખાણો તો ક્યારનાં શરૂ થઈ ચૂક્યાં છે. અમારું લાલ લશ્કર પહોંચ્યું કે તરત જ ઠેર ઠેર સભાઓ શરૂ થઈ છે. વ્યૂહ રચવા સંગ્રામ સમિતિઓ નિમાઈ ગઈ છે. વ્યવસ્થિત સૈન્ય જમા થવા લાગ્યાં છે.

અમારું લાલ લશ્કર અજેય લેખાયું છે, અને તેમાંય જેમાં હું જોડાઈ છું તે 'લોખંડી બાજુ' નામે ઓળખાતી ટુકડીઓ સૌથી સખત છે. અમારાં યુદ્ધ શરૂ થયાં છે. મારી નજર સામે એ વિરાટ ચલચિત્ર થંભતું જ નથી.

અમે હેન્કો અને હેન્યાંગ જીત્યાં. અમે વુશાંગને ઘેરો ઘાલ્યો.

લોહી રેડી લાલ લશ્કરે કેન્ટનનો કબજો લીધો અને કેન્ટનમાં કામચલાઉ કામદાર–કિસાન સરકાર સ્થપાઈ.

પણ ત્રીજે જ દિવસે કેન્ટન રજવાડાનાં લશ્કરથી ઘેરાઈ ગયું હતું. ચોથે દિવસે અમારી સરકાર પદભ્રષ્ટ થઈ ગઈ અને કેન્ટનના બજારમાં લોહીની છોળો ઉછાળતાં રજવાડી અને સામ્રાજ્યવાદી લશ્કરો ફરી વાળ્યાં. એ લશ્કરોને બંદૂકો અને દારૂગોળો પૂરો પાડવા શાહીવાદી લડાયક જહાજો પર્લ નદીમાં લંગરાયાં હતાં.

ચીનના ઇતિહાસમાં અજોડ એવો હત્યાકાંડ આરંભાયો. ભૂતકાળના ખૂનખાર જંગની યાદ ફરી વાર કોઈ ભયંકર સ્વપ્નની જેમ કેન્ટનની મિચાતી આંખો પર ઊતરી. જંગીસખાનનાં લશ્કરોથી ય વધારે ભૂંડાં લોહીતરસ્યાં જમીનદારી ને મૂડીવાદી લશ્કરો કેન્ટનની રાતી ધરતી પર ઊતરી પડ્યાં.

જ્યાં કામદારોનાં ને કિસાનોનાં મકાનો હતાં ત્યાં અગ્નિ ભભૂક્યો, કામદાર કિસાનોનાં જે જે મથકો હતાં તે ભસ્મીભૂત થયાં. આખા શહેરનાં કામદાર–કિસાનોના આવાસમાં મરણની ઊડતી પાંખ જેવી જ્વાલાની હજારો જીભો ફરી વળી. માથા પર સામાનના ટોપલા લઈ, કાખમાં ને છાતી પર બચ્ચાં વળગાડી કામદાર–કિસાન સ્ત્રીપુરુષો નાસભાગ કરી રહ્યાં.

‘ હવે કાપી નાખો. ’ જમીનદારી અને રજવાડી લશ્કરોને હત્યાકાંડનો નવો હુકમ મળ્યો. સામ્રાજ્યવાદી સિપાઈઓ પણ હરખથી જોડાયા.

કપાઈ ગયેલા કામદાર–કિસાન સ્ત્રી–પુરુષોના ઢગ ખડકાયા. શેરીઓ વચમાં જુવાન છોકરા–છોકરીઓ હજારોની સંખ્યામાં રહેંસાઈ ગયાં. નાનાં બાળકો પણ વધેરાઇ ગયાં.

સામા મળતા જુવાનોને હુકમના દોરથી ઊભાં રખાયાં ને એમનાં શરીર કાચી નાખવામાં આવ્યાં. કોમ્યુનિસ્ટ જેવા જણાતા

છોકરાઓને શેરી વચ્ચે ઊભા કરવામા આવ્યા. ગોઠણ ઉપર માથું મુકાવી તેમનો શિરચ્છેદ કરવામાં આવ્યો કે જકડી લઈ એક પછી એક અંગના ટુકડા કરી મારી નાખવામાં આવ્યા.

'કપાવેલા વાળવાળી છોકરીઓ કોમ્યુનિસ્ટ છોકરીઓ છે' લશ્કરી અમલદારો લોહીવાળા હાથ હલાવી બોલતા હતા, 'એ સૌને એ સ્ત્રીઓ છે તેવી ખબર પાડજો.'

કોઈ પણ બોબ વાળવાળી જુવાન છોકરી પકડાતાંની સાથે જ કેટલા યે સિપાઈઓ એની આસપાસ ફરી વળતા. એનાં કપડાં ઉતારી નાખવામાં આવતાં. એ બેભાન થઈ જાય ત્યાં સુધી એક એક પછી એક સિપાઈ એના પર અત્યાચાર કરતો અને પછી એવા આચારમાં રસ ન રહે તેવું એનું શરીર ચૂંથાઈ જતાં એ શરીરના ગુહ્ય ભાગ આગળથી બે ચીરા કરી નાખવામાં આવતા.

કતલ કરતા હાથ થાક્યા. મડદાના ઢગલા થયા. હજારો સ્ત્રી-પુરુષો અને જુવાનો તથા બાળકોનાં શબ ખડકાઈ ગયાં એ હત્યાકાંડ પછીની ભીષણ શાંતિ છવાઈ રહી, અને એ શાંતિમાં કેન્ટનના શ્રીમંતો અને જમીનદારો સહકુટુંબ મડદાંના ઢગલા જોવા નીકળવા લાગ્યા ત્યારે હું મારા દવાખાનાના ખૂણામાં બહાર નીકળવા માટે ઉમરાવજાદીનો શણગાર સજતી હતી.

'કેવા ભયંકર લોકો!' એક શ્રીમંત બાઈ એના પરણ્યા સાથે વાત કરતી ચાલતી હતી

'ઘણા ભયંકર.' મેં પણ મડદાના ઢગ પર નજર ફેરવતાં કહ્યું.

'તમે કોણ છો?' બાઈએ મારા તરફ નજર ફેરવી.

'હું ડોક્ટર. આજે કેટલા દિવસે મેં દવાખાનાનાં બારણાં ઉઘાડ્યાં.'

'હેરાન હેરાન થઈ ગયાં. વેપાર-ધંધો કંઈ ન મળે.' પેલી

બાઈએ એક મરેલી છોકરી તરફ જોઈને કહ્યું, ને રસ્તા વચ્ચે પડેલા એના મરેલા માથાને ઠેસ મારી આગળ ચાલવા માંડ્યું.

'ક્યાં જશો?' મેં પૂછ્યું.

'જ્યાં બધાં મડદાં ખડકાય છે અને કેદીઓની કતલ થાય છે ત્યાં.'

'મારે ય તે તરફ જ જવું છે પણ બીક લાગતી હતી.' મેં ધીમેથી કહ્યું.

'હવે બીક શી છે? બધાં તોફાની કપાઈ ગયાં અને બીજા કેદ પકડાયાં તે રોજના હજારોની સંખ્યામાં એક સાથે વીંધાઈ જાય છે.' હું મૌન રહી. અમે ત્રણે આગળ ચાલ્યાં અને જોતજોતામાં કતલ થયેલા કેદીઓના મેદાન પર પહોંચ્યાં.

પોતાનાં રૂપાળાં બાળકોને પંપાળતી શ્રીમંતોની કેટલીયે સ્ત્રીઓની એક તરફ ઠઠ જામી હતી. બીજી બાજુ થોડાક પૈસાદારો અને તેમના વહાલા છોકરાઓ ઊભા હતા. વચમાં પકડાયેલા સામ્યવાદી કેદીઓની એક પછી બીજી હાર આવતી ને વીંધાઈ જતી હતી. રોજના ચારથી પાંચ હજાર કેદીઓને એ મેદાન પર કાપી નાખવામાં આવતા.

કપાઈ ગયેલાં અને વીંધાઈ ગયેલાં શરીરોના મોટા ઢગ ખડકવામાં આવતા હતા અને એ ઢગલાઓ પાછળ ઊભેલા લશ્કરી અમલદારો ખડખડાટ હસી રહ્યા હતા.

હું ઊભી હતી ત્યાંથી થોડે જ દૂર પાંચ અમલદાર જેવા જણાતા કેદીઓને લાવવામાં આવ્યા. 'મારા હાળા રશિયાથી અહીં આવ્યા હતા; જાણે અહીં પણ એમના બાપનું લૂંટાઈ જતું હોય તેમ.' ટોળામાંથી અવાજ સંભળાયો. મેં એ પાંચેને ઓળખ્યા મારો આખો દેહ કંપી ઊઠ્યો. પછી પાંચ અવાજ થયા. પાંચે શરીરો વીંધાઈને પડ્યાં. હું આંખો મીંચી ગઈ.

'ના, ના એમ નહિ. જરાક બીજી ગમ્મત કરીએ.' હું ઊભી હતી તેથી થોડે દૂર એક સિપાઈઓની ટોળી એક જુવાન છોકરીને વચમાં ઊભી રાખી બોલતી હતી. હું એને ધારી ધારીને જોવા લાગી પણ ઓળખી શકી નહિ. મારી આંખમાં પાણી ભરાઈ આવ્યાં ને સુકાઈ ગયાં. હું જોઈ રહી. છોકરીના દેહ સાથે ભયંકર રમત ખેલતા પેલા સિપાઈઓના હસવાનો એક મોટો અવાજ સંભળાયો.

'એ, રાખો રાખો, ગમ્મત પડશે. પેલા લોક કંઈક કરે છે.' એક બાઈએ બીજીને અટકાવી. બંને શેઠાણીઓ ગમ્મત જોવા રોકાઈ ગઈ.

'પણ પેલાં!' એક સિપાઈએ અમારી તરફ આંગળી કરી બીજાઓ સાથે વાત કરી અને પછી તરત જ એમાંનો એક અમારી પાસે આવતો જણાયો.

'હું ઓળખાઈ ગઈ હઈશ તો!' મને બીક લાગી. પણ જે થાય તે જોવા, હતી ત્યાં જ આંખો ફટારતી ઊભી. પેલાએ પાસે આવી મારી હારમાં ઊભેલી શેઠાણીઓને વિનયથી કહ્યું: 'આપ સંસ્કારી બાઈ સાહેબોને શરમ આવે એવી અમારે એક ગમ્મત કરવી છે.'

'તમે તમારે જેમ કરવું હોય તેમ કરો.' એક બેશરમ બનીને બબડી.

સિપાઈઓની બીભત્સતા શરૂ થઈ. છોકરીનાં બધાં વસ્ત્રો ઉતારી લેવામાં આવ્યાં અને એને જમીન પર સુવાડી એનાં બધાં અંગ મજબૂત રીતે જકડી લેવામાં આવ્યાં. પછી એક-બે જણ આગળ આવ્યા. એમના હાથમાં એક લાંબી મજબૂત લાકડી હતી. બંનેએ એ લાકડીને છોકરીની જનનેંદ્રિયમાંથી પેટની આરપાર કાઢી નાખી. સિપાઈઓની હારમાંથી એક મોટું અટ્ટહાસ્ય ઊઠ્યું. મારાથી

એક ચીસ પડાઈ ગઈ. જાણે મારા માથામાં એક સાથે અનેક ચણા ભોંકાઈ ગયા. હું માથે હાથ દઈ જમીન પર બેસી ગઈ.

'ઓહો, બહુ નાજુક!' પાસેથી કોઈએ કહ્યું.

'મને તો એવી છોકરીઓ માટે કંઈ જ લાગતું નથી.' એક અમેરિકન શેઠાણીએ કહ્યું.

એનો અવાજ મારા માથામાં અથડાયો. હું મારો બધો રોષ દબાવી રહી. મને વિચાર આવ્યો કે અમેરિકાનાં કામદાર-કિસાનો એ સુધરેલા ને શાંતિ તથા અહિંસાની પોકળ વાતો કરતાં શેઠિયાઓ ને જમીનદારો સામે જાગશે ત્યારે એ સુધરેલા દેશમાં પણ આવા જ હત્યાકાંડ થવાના છે.

હું ધીમેથી ઊભી થઈ અને ત્યાં વધારે વાર રોકાવામાં જોખમ માની ઘર તરફ ચાલી.

હવે કેદીઓ બધા જ કપાઈ ગયા હતા અને શેરીઓમાંથી પણ મડદાના ઢગ ગાડીઓ ભરી ભરીને લઈ જવાતા હતા. ક્રાન્તિનાં સૈનિકો કેન્ટનની આસપાસ ખોદેલી ખાઈઓમાં એક સાથે સૂઈ ગયાં અને બધી ખાઈઓ માટીથી પુરાઈ ગઈ.

હવે કાયદાનું બીજું કામ શરૂ થયું હતું. ક્રાન્તિનાં નાસી છૂટેલાં સૈનિકોની છૂપી શોધ ચાલી રહી હતી. મેં એક રાતે પેલો ઉમરાવજાદીનો વેશ પહેર્યો. અને ખૂબ ડાહમાહથી કેન્ટન છોડ્યું.

આજે હું મધ્યચીનની સોવિયટ સરકારમાં સરકારી ડૉક્ટર તરીકે કામ કરું છું.

## ૨૩

# ચાલીંગ પરના બે લાલ ધસારા

હુનાન પ્રાંતનાં ચુશાંગ–હેન્કો જોડકાં નગર પર યાંગત્ઝી અને
ાન નદીઓ સંગમ કરતી હતી, અને આજ સુધી એ નદીઓએ
ાતા પર પલાણીને શિયાળાનાં ભયંકર તોફાનો ચુશાંગના પાયા-
ાને હચમચાવી નાખે તેવાં મોકલ્યાં કર્યાં હતાં. પણ આજે
ાની શોષકોએ ચાંગની સરદારી નીચે જમીનદારી બર્બરતાનાં
રોપના ફાસીવાદે કેળવેલાં લશ્કરો જન–જેહાદના આ મથકને
્મીનદોસ્ત કરવા રવાના કર્યાં હતાં. સૈકાઓથી વિદ્યાના ધામ
ાનેલા ચુશાંગ નગર પર આગના મારાઓનાં યરોપના શાહીવાદોએ
ાજાવેલાં ધાડાં તૂટી પડતાં હતાં.

અને ચુશાંગ પડતું હતું. પડેલા ચુશાંગના શબને કચડનો
ાંગ ચીનની જમીનદારી અને મૂડીવાદી નેતાગીરીનો બેપિયો
ાનીને હેન્કો પર ત્રાટકી પડતો હતો.

અહીં જનજેહાદનો લાલઝંડો રોપાયો હતો. અહીં લોક-
આઝાદીની નેમ માંડીને લોકસરકાર શાસન કરવી બેઠી હતી,
અહીં ખેડૂત મજદૂરનાં જુવાન ફરજંદો આયુધ ધરીને લાલ
લશ્કર બન્યાં હતાં. અહીં જ ડૉ. સુન–યાતે રચેલા સંયુક્ત મોરચા-
ની સંયુક્ત સરકારની બેઠક હતી. અહીંના પીપલ્સ ટ્રીબ્યુનની
ઓફિસમાં ક્રાન્તિની ત્યાગમૂર્તિ રહેતી હતી. ડૉ. સુન–યાતની એ
વિધવા હતી.

અને હેન્કો એકથી બીજે છેડે લોહીલુહાણ બનીને લડતું રહ્યું. ચીની ઇતિહાસે એટલે જ હેન્કોને લાલ હેન્કો કહ્યું.

પણ પછી લાલ હેન્કો પડતું હતું. એટલે વુહાન નગરોની સંયુક્ત સરકાર પડતી હતી. અને કોમ્યુનિસ્ટ કારવાહી પરાજય પામતી હતી,

કોમ્યુનિસ્ટ પક્ષનાં લોક-ઘટકોમાં આ કટોકટી પર શિસ્ત ગ્રહીને લાલ લડવૈયા તાકાત અને સમયના સંબંધોમાં પૂર્વાપરનો તાક કાઢતા ચકાસણી કરતા હતા.

અને સરવૈયું નીકળતું હતું કે કોમ્યુનિસ્ટ આગેવાન ચેન પરિસ્થિતિને પહોચી વળવા નાકામિયાબ નીકળ્યો હતો. આ પરિસ્થિતિ પર ટકીને નિવેડો કાઢવાની એની નિર્ણયશક્તિ અધૂરી પુરવાર થઈ હતી.

અને બોરોડીન હ્યુપયુ સાબિત થઈ ચૂકયો હતો, અને રોય કોમ્યુનિસ્ટની કગલી પહેરેલો પણ અંદરથી ગદ્દાર માલમ પડ્યો હતો. એણે કોમ્યુનિસ્ટ પાર્ટીનાં સંચલનનાં ખાનગી લખાણ વાંગને સુપરત કર્યાં હતાં.

વુહાન નગરો પરની કટોકટીનાં ચોક્કસ માપ કાઢીને નિર્ણય કરનાર ઘટનામાં ચેન, રોય અને વાંગના શંભુમેળાએ પોતાની બિનકાબેલિયત પુરવાર કરી દીધી હતી.

એટલે હુનાન પ્રાંતની વુહાન સરકાર પડતી હતી, અને ખતમ થતી હતી.

અને તૂટી પડતા આભને ટકાવી રાખવાની હામ ભીડતી કોમ્યુનિસ્ટ પાર્ટીની સરદારી બદલાતી હતી. નવી દૃષ્ટિ વિચારાતી હતી. લાંબા ગાળાના વ્યૂહ ગોઠવાતા હતા. જખમથી ભરેલા કલેવરવાળો લાલ લડવૈયો મોતને પડકારવા પડેલાં વુહન નગરોની રાખમાંથી બેઠો થતો હતો.

૧૯૨૭ના ઑગસ્ટના ૭ મા દિવસે ચીની કોમ્યુનિસ્ટ પક્ષની મધ્યસ્થ કારોબારીની તાકીદની સભા મળી. નાકામિયાબ ચેન પક્ષના મંત્રીપદથી દૂર થઈ ગયો. જીવનમરણના સંગ્રામ-મોરચે. સંચાલન કરવાની નવી કાર્યવાહી રચાઈ.

૧૯૨૭ના ઑગસ્ટના ૭મા દિવસે જ લાલ લશ્કરનો પાયો નખાયો. એ દિવસે જ ચાંગની ફાસીવાદી નાનકીંગ સરકાર સામે જીવનમરણનો જંગ ખેલી લેવા સોવિયટ શાસન હુનાનમાં ઊભું કરવાનો નિરધાર થયો.

લાલ ફોજની પહેલી ત્રણ હરોળો બંધાઇ ગઈ. પહેલી હરોળનો સેનાની હો-લુંગ મધ્યચીનમાં થઈને હુપે પ્રાંત તરફ દોડતો હતો. બીજી હરોળનો સરદાર માઓ-સી-તુંગ યાંગટ્ઝી નદી પરનાં વુહાન નગરો પરથી હુનાનના ઉત્તર પૂર્વ તરફના પર્વતો તરફ દડમજલ દોડતો હતો અને દક્ષિણ તરફથી લાલ સેનાની ચુ-તેહ લિયાંગ તરફ આગળ વધતો હતો. બંને ચાલીંગ પહોંચવાના હતા. અને એ ત્રણે કૂચકદમમાં લાલ કિસાન દીકરા જોડાતા જતા હતા. ત્રણેના રસ્તાઓ પગના ગ્રામપ્રદેશોમાં ઋણ-નાબૂદ, વેઠ-નાબૂદ અને ખેડે તેની જમીનની રણહાકના ઘુઘવાટ ગરજતા બનતા હતા.

પણ એ જ રસ્તાઓ પરનાં ગામનાં પાદરો અનેક ચિંગાર્યું-થી ધમધમી ઊઠતાં હતાં. ડુંગરાઓ અને કરાડોમાં આયુધો ખખડતાં હતાં, વિકરાળ છાવણીઓ ઊઠતી હતી.

ગામડાંઓ બળવો કરતા ઊઠતાં હતાં, સીમો સળગતી હતી. જંગલ ને ઝાડીઓ પર તોફાન વાતાં હતાં.

ગામેગામ પગ પાળિયા પડતા હતા, ઘાટે ઘાટ પર લોહી છંટાતાં હતાં. હાહાકાર ઊઠતા રહેતા હતા.

ચીની વિરાટ પર જન-જંગ ઊપડ્યો હતો. કિસાન જૂથ અને

લાલ લશ્કરના ઝિંદાબાદ જવાન પર ઘૂમરાતા ઘૂંઘવતા શીકતા હતા અને લોહીની છોળો ઉરાડતા શહાદતના સનકાર મમરતા હતા.

નાનકીંગનાં લશ્કરો આ ઉત્પાતને થંભાવવા દોડતાં હતાં. વિમહખોરની વેઠિયા ટુકડીઓ આ લાલ સમશેરોને ખાળવા નીકળી પડી હતી. જમીનદારોના લઠિયાઓ દિવસરાત ચોકી ભરવા મંડી ગયા હતા. શાહીવાદીઓ ચાંગની આ નવી કારવાઈને કામિયાબ બનાવવા નાણાં-કોથળીઓનાં મોં ખોલીને ઉદાર બની ગયા હતા અને જનતા પર જંગ ખેલવાનાં આયુધો ધરતા હતા.

માઓનો ધસારો લપાતો, છુપાતો, ખુલ્લો બનીને દોટ દેતો અને ભોમ-ભીતર ઘૂમરાતો આગળ વધતો હતો. એ ધસારામાં કિસાનોના દીકરા હતા. ક્યોમીનટાંગના બળવાખોર તરુણો હતા. હેન્યાંગના બહાદુર ખાણિયા હતા.

લાલ લશ્કરની એ પહેલા નંબરની હરોળ હતી. આ હરોળનાં અડનાં માનવો આજે સીધાંસાદાં ફાટ્યાંતૂટ્યાં કપડાં પહેરી નવીન સંચલનરાહ પર દોડતાં હેન્યાંગ પહોંચતાં હતાં. બળવાખોર ખાણિયા આ હરોળને દીકરા દેતા હતા. હેન્યાંગમાં ત્યારે ક્યોમીનટાંગની ચોકી બેસી ગઈ હતી. હેન્યાગમાં ક્યોમીનટાંગના લશ્કરી અફસરો જે બળવાખોર દેખાય તેમની કાપણી કરવા થંભ્યા હતા.

ત્યારે ત્યાં થઈને માઓને પસાર થઈ જવાનું હતું. હેન્યાંગની ચારે કોર ક્યોમીનટાંગના અફસરો સેંકડો શિકાર કરતા ફરતા હતા. જે કોઈ પર શંકા આવે તેને પકડીને વીંધી નાખવામાં આવતા હતા.

હેન્યાંગ પાસે ખેડૂત જેવો દેખાતો માઓ ક્યોમીનટાંગના મીન-ટુઆન નામે મશહૂર બનેલા મારાઓની એક ટુકડીની નજરે મળ્યો અને પકડાયો.

પકડાયલા માણસોને વીંધી નાખવાના મથક પર લઈ જવાનું ફરમાન થયું. મીન-ટુઆનની પહોળી તરવારોની ચોકી નીચે એ ચાલ્યો, એની આંખ સામે થોડાંક જ ડગલાં પર મરણ દેખતો એ ઉતાવળો નિર્ણય કરતો તરવારોની આડ વચ્ચેથી છલંગ દઈને કૂદ્યો અને સંધ્યાના અંધારામાં જીવ લઈને નાઠો. એની પાછળ બંદૂકો ફૂટી અને આખી ટુકડી દોડી. એક તળાવ પાસે ઊગેલા ઊંચા ઘાસમાં એ લપાયો હતો. એના શિકારીઓના પગ એના શરીરની ચાર આંગળથી ચાલ્યા ગયા. ચારપાંચ વખત એણે શ્વાસ થંભાવીને પોતાને અડી જતા પગ પાસે શરીર સંકોર્યું.

ઉપરટે પેલા મારાઓ ચાલ્યા ગયા અને એ અંધારામાં ઊઠ્યો. એણે પર્વતો તરફનો રસ્તો લીધો. ખુલ્લા પગે અને ઉતરડાયલા અંગવાળો માણસ મરણની બોડમાંથી નીકળીને આખી રાત ચાલ્યા પછી પછીના સંકેતસ્થાને પહોંચી ગયો.

ત્યાંથી હુનાનની ઉત્તરપૂર્વની સરહદ પર પહોંચતા રસ્તામાં 'ક્યોમીનટાંગની ટુકડીઓ સાથે અનેક લડાઈઓમાં લડેલા કિસાન લડવૈયા આગળ વધ્યા. ૧૯૨૭ના નવેમ્બરમાં લાલ ટુકડીઓ હુનાનની સરહદમાં ઉત્તરપૂર્વની પર્વતમાળામાં રણહાક ગર્જી રહી.

ચાલીંગ પર લાલ ઝંડા ફરકી ઊડ્યા. હુનાનની સરહદના એ ચાલીંગ મથક પર લાલ નિશાન ગગડના મંડ્યાં. ચાલીંગ પર પહેલી લાલ સરકાર બંધાઈ. હુનાનની ચાલીંગ સરહદ પર ચીનની સોવિયટ સરકારની આણ શરૂ થઈ.

ચાલીંગ પર પહોંચવા દક્ષિણમાંથી ચુ-તેહની લાલ ટુકડીઓ પણ દેકતી આવતી હતી. એ કૂચકદમના સમાચાર ચુ-તેહના રસ્તા પર સુસવતા ઊડતા હતા. એ રસ્તા પરની જમીનદારી, કોઈ પોતાના હથિયારોને સજાવતી હતી, ક્યોમીનટાંગના મીન-ટુઆનોને બોલાવતી હતી, અને ગામેગામમાં સમાચારો ફેલાવની

હતી કે એ તો લાલ ડાકુઓ આવે છે...સ્ત્રીઓ અને બાળકોની કતલ ચલાવે છે, ઘર અને ઝૂંપડાં સળગાવતા અત્યાચારોનો હાહાકાર વરતાવે છે.

પણ આ મિથ્યા વાતોને માનવાની ના પાડતો કિસાન જમીનદારીના પેટમાં વલોવાઈ જતાં પાણી જોઈ રહેતો હતો. જમીનદારીના ડખકી પડતા ડોળામાં ભયાનકતા ભાળી રહેતો કહેતો હતો, 'પણ અમારે ગુમાવવા જેવું છે જ ક્યાં તે !'

'કેમ...એ તો સૌને લૂંટતા હોય છે...લાલ ડાકુઓ.'

'એ ઈ...યો...' બોલતી કોઈ કિસાન સ્ત્રી, કોઈ પુરુષ જમીનદારી પર ફિટકારભર્યું હસતાં કહેતાં હતાં, 'હા એ લાલ ડાકુઓ અમારાં દેવાં લૂંટી લેવાના છે, વેઠ લૂંટી લેવાના છે... ખરેખાર નાબૂદ કરવાના છે અને ખેડે તેની જમીન બનાવવાના છે.'

અને એક જ ગ્રામપ્રદેશ પર જમીનદારી અને કિસાનો કોઈ રાતે, કોઈ અધરાતે, કોઈ ઓચિંતી સંધ્યાની સીમામાંથી શું નીકળી પડે છે તે જોવા અને સાંભળવા અધીરાં બનતાં હતાં

પછી કોઈ ગામ પર લાલ ઝંડા ફરકાવતા લાલ લડવૈયા ઊતરી પડતા હતા તો કોઈ ગામ પર જમીનદારીની વહારે ધાતા ક્યોમીનટાંગના મીન–ટુઆનનાં ઘાતકી ધાડાં ફરી વળતાં હતાં. જ્યાં લાલ લડવૈયા પહોંચતાં ત્યાં જમીનદારી જોહુકમી ખતમ થતી હતી. ગ્રામ કમિટી રચાતી હતી. જમીનો નવેસરથી વહેંચાતી હતી. વેઠની નાબૂદી જાહેર થતી હતી. જુમજૂનાં દેવાના ચોપડા બરબાદ બની જતા હતા. અને જ્યાં મીન–ટુઆનની ટુકડીઓ ઊતરી પડતી હતી ત્યાં કિસાન આગેવાનો ગિરફ્તાર થતા, આખા ગામ પરથી વહેમ પડતાંને સૌને વીંધી નાખવામાં આવતાં, અને ઝૂંપડીઓ પર ક્યોમીનટાંગના મારાઓ જમ જેવા તૂટી પડતા હાહાકાર વરતાવતા હતા.

ચીનની સેંકડાજૂની ઠરી ગયેલી ધરામાં લાવા ઊછળતા હતા. ચીનનાં થીજી ગયેલાં જીવન ઊકળતાં વહેતાં હતાં ચીન પર કાળનો વિકરાળ ડંકો બજતો હતો.

એ ડંકાનિશાનનો લાલ સરદાર સુ–તેહ હતો. એ શાથીંગ પહોંચીને માઓ સાથે જોડાઈ જતા દક્ષિણ તરફથી ઉતાવળો જતો હતો. એના પાદાઘાત નીચે જમીનદારીઓ કચડાઈ ગઈ હતી.-એના પ્રાણની ફૂંકે જોહુકમી જંપી ગઈ હતી. એના રસ્તાના રણથંભ બનેલા ગ્રામપ્રદેશો પર લાલ ઝંડા ફરકતા થયા હતા.

એ લિયાંગ પહોંચવાનો હતો. લિયાંગ પર આરામ કરીને આગળ વધવાનો એનો કાર્યક્રમ ઘડાઈ ગયો હતો.

લિયાંગ પહોંચતાં પહેલાં એ જમીનદાર લીઓના ગામ આગળથી પસાર થતો હતો લીઓના આખા કલેવરને કંપાવી નાખતા એના લડવૈયા દૂરની ટેકરીઓને ઠેકતા ઝૂલતા ઊતરી આવતા આથમતા સૂરજની લાલ શિખામાં એના લાલ ઝંડાઓ ઝૂકતા હતા.

'આવવાના તો હતા મીન–ટુઆનો પણ...' લીઓની લોચા વળતી જીભ ફૂચવાતી હતી. એ આશામાં તો એણે ગામના સાત આગેવાનોને પોતાની હવેલીમાં પૂરી પૂરીને મારી નાખ્યા હતા. છેલ્લા હાનનું શબ તો હજુ ઠંડું પણ નહોતું થઈ ગયું અને ત્યાં તો લાલ લડવૈયા આવી પહોંચ્યા. એણે એ શબ પર બાંધેલા બંધ ઉતાવળે છોડી નાખવાનો હુકમ કર્યો. એણે એ શબનાં ચૂંથાયલાં અંગોને સરખાં કરાવ્યાં. એણે વાંસના કટકાઓ ફેંકી દેવડાવ્યા.

અને સૈકાજૂના ઇન્સાફના નિર્ણય જેવા પેલા લાલ આવી પહોંચ્યા. આખા ય ગામમાં કિસાન–નેસડાઓ ગુંજી ઊઠયા. માતાઓએ લાલ લડવૈયાનાં ઓવારણાં લીધાં. લાલ લડવૈયાઓના કદમજોશ પર ગામની ધરતી નવા પ્રાણથી ધીખી ઊઠી.

બનીને સ્થિર દેખતી હતી, અને ટેકરીઓ પરથી નીચે ઊતરતી એમની અમીભરી નજર પેલા ત્રણ હજાર પર તરતી હતી એ તરતી નજરમાં ગઈકાલે બની ગયેલા અનેક વીરોચિત આકારો એમને ઊભરાવતા હતા.

પણ પેલાઓ તો આવી પહોંચ્યા. ઉપર–નીચેથી એક લોક-નાદ અનાહત ઊઠ્યો. એક સાથે સેંકડો બ્યુગલો ફૂંકાયાં. એક સાથે સેંકડો ઝંડા ઝૂક્યા. એક સાથે અનેક અવાજે ઉગામાતી મુઠ્ઠીની સલામી સાથે જયકાર ગાજી ઊઠ્યા.

અને પછી આંતરરાષ્ટ્રીયનો નાદ ગાજી ઊઠ્યો. એના આરંભના શબ્દો 'ચી–લાઈ' (ઊઠો)ની જાણે રણહાક બની ગઈ. એ રણહાકનો લોક–અવાજ રણમેદાન પર ઘૂમી રહ્યો. લિયાંગ લોકસગ્રામનું જંગ–નગર દેખાયું.

આ આવકારનો અમલ ઘડવા જેણે લિયાંગનો બળવો દોર્યો હતો, જેણે લિયાંગના ઉઠાવની સફળ રાહબરી દાખવી હતી તે લુ–સુંગે, સુ–તેહના ત્રણ હજારને પહેલો આવકાર આપ્યો. પછી જુદી જુદી સંસ્થાઓએ આ બહુમાનના મહાસમારંભમાં પોતા વતી સત્કાર સંભળાવ્યો. લિયાંગની મહિલા સંઘની માનીતી કાંગનો રણચંડી જેવો અવાજ જાણે તાંબાના પતરા પરથી થડકી રહ્યો. શકિશાનના ગેરીલાઓના સરદાર સુંગનો અવાજ લાલ સમશેર ચમકાવી ઊઠ્યો.

પછી એ સૌનો જવાબ દેવા પેલા ત્રણ હજારનો સરદાર ઊભો સોટા જેવો, ખડતલ ને અખડધજ કલેવરવાળો, સીધી-સાદી પણ સચોટ અને કઠોર રેખાઓવાળો, બાળકની જેમ હસતો પણ મહારથી જેવી મીટ માંડતો, પોતાના લાલ લડવૈયાની બધી રેખાઓની તસ્વીર બનીને મંચ પર ચડ્યો.

ઝેચુઆનનો એ જન્મેલો, જર્મનીમાં જઈને લશ્કરી સંચાલન,

ભણેલો, ત્યાં જ કોમ્યુનિસ્ટ બનેલો, ઉત્તરની ચઢાઈમાં અગ્રેસર બનેલો, લોક અનુરાગની હતક્યાએ હિંચોળાયેલો, ચાંગ ફાસીની અનેક ચુંગાલમાંથી મોતને ઠેકી ગયેલો ચુ વિરાટના જયમાં જીનનો એક પગ વાર ઊભો.

એ પળવારમાં એને સાંભળવા ઊધડેલા હોઠ પહોળી બનેલી નજરો, થંભેલા શ્વાસો, ને આતુર આવેશોની તરવરતી તેજછાયાઓ આ જગ-ફરજ હતી બીજી પળ પર પથરાતી જબાનને સાંભળી રહ્યા.

અઠ્ઠાવન કલાક સુધી ૧૯૨૬ના ડિસેમ્બરની ૧૧મીથી કેન્ટન નગર પર ઊતરેલી સુ-વીઆઈ-(સોવિયેટ)નો ચિતાર એની જબાનમાંથી જીવતો થયો, એ જ જબાને કેન્ટન કોમ્યુનને લોહીમાં ડુબાડી દેનાર ચાંગ-કાઈ-શેકની, શાહીવાદી જલ્લાદોની અને ચીની બાધિયાઓની ક્રૂર કરવાહી પર ફિટકાર વરસાવ્યો પણ એ જ કેન્ટન કોમ્યુનમાં લડેલા અને મરણ પર ઠેકી ગયેલા મહાન લડવૈયા એની હરોળમાં છે તેમને એણે લાલ સલામી સંભળાવી એણે ક્યોમીનટાંગ અને શાહીવાદનું ઘાતકી જોડાણું કહી સમજાવ્યું એણે જ્વાળામુખી પર ચડતા ચીન દેશના રખોપા કરવાની ગંભીર ફરજ પર ભાર મૂક્યો એણે લાલ લશ્કરની અદ્ભુત રચનાની રેખા બનાવી અને એણે પૂરું કર્યું ત્યારે ન્યુમોરચાના ખમીરનો ઘૂઘવતો લોકસાગર આખા સિપાહના એકથી બીજા છેડા પર પડઘા પાડી ઊઠ્યો.

પછી આ નવ હજારની હરોળોમાં જોડાનારની લગારે ચાલી. પછી આ લાલ લશ્કરના ચોવીસ કલાકના આગમ યોજના અને મરાઠવાના લાલ મા ચૂમની પરિચર્યાઓના નેહ ઊભરાયા

અને પછી ચાલીંગ પહોંચતા સુધી લાલ લશ્કર ઊતારવા ચલા હતા મધરાતે જ સિપાહમાંથી નીકળી જવાની બધી તૈયારી થઈ હતી. સિપાહના મહિલા સંઘની આગેવાન કાંગ નામની એક

કિસાન દીકરી લાલ સેનાની ચુ પાસે આવી પહોંચી અને ફરિયાદ કરી રહીઃ 'તમે જ અમારી માગણીને નકારી છે?'

'શી!'

'કે અમારી સ્ત્રીઓની ટુકડી તમારી સાથે, ચાલીંગ સોવિયટ પહોંચવા નહિ આવી શકે અને...'

'લાલ લશ્કરમાં જોડાઈ પણ નહિ શકે!' ચુ ખડખડાટ હસી પડ્યો. કાંગની સળગતી આંખોમાં ચુના એ ચુકાદા સામે ગુસ્સો તરવરી ઊઠ્યો. એ દબાયલા અવાજે મક્કમતાથી બોલી, 'અને તમે ચીનં પર સોવિયટ રચવા માગો છો!'

'તમારી ઉંમર!' ચુ પરાજય પામેલો પૂછી રહ્યો.

'સત્તર...મારી ઉંમર જ જો બાધરૂપ હોય તો અમારી ટુકડી કોઈબીજી આગેવાનને ચૂંટી કાઢશે.'

'હું એમ નથી કહેતો...'

'તો કેમ કહો છો!' કાંગની ગરમી હજુ શમી નહોતી.

'હું તમને ઓળખવા માગુ છું...' ચુ પાછો જોઈ રહ્યો.

'હું બિરાદર ચુતી જેમ જર્મની જઈને સંગ્રામની કળા નથી ભણી આવી...હું તો એક ગરીબ કિસાનની દીકરી અહીં લિયાંગના એક શ્રીમંતને ત્યાં વેચાયલી અને પછી લિયાંગ બળવો કર્યો ત્યારે હું ય છૂટી અને પછી અમે...અમારી ટુકડી પણ લડી ચૂકી છે હોં.' કાંગ તાકી રહી.

'ને તમારી ટુકડીની સરદારનું આખું નામ?' પાછો ચુ અમીભરી નજર નાખતો હસ્યો.

'કાંગ–કે–શીંગ.' પેલી સત્તર વરસની રણચંડીનો આખો ગોળ ચહેરો હસી ઊઠ્યો.

અને ચુની હકારમાં લાલ દીકરીઓની લડાયક ટુકડીને ચાલીંગ પર પહોંચવા લાલ લશ્કરમાં જોડાવાની રજા મળી.

## ૨૪

## ચીંગ–કાંગ–શાનનો રણથંભ

ચાલીંગ નગર હજુ દૂર પડ્યું હતું. ચુએ એ નગરને દીઠું હતું. એ નગર પર પહોંચવાનો નકશો એના આંખ સામે તરવરતો હતો. એ ચાલીંગમાં સોવિયેટ સરકાર સ્થાપીને માઓ એની રાહ જોતો બેઠો હતો

'આપણે હજુ ય વધારે ઉતાવળે પહોંચવું જોઈએ. આપણને ત્યાં પહોંચતાં રોકવા માટે ક્યોમીનટાંગનાં લશ્કરો દોડી રહ્યાં છે તે સમાચાર સાચા છે પણ......' એ ગણતરી કરતો અટક્યો, 'આપણને કોઈ રોકી શકવાનું નથી. આપણે જરાક વધુ ઝડપથી જવું જોઈએ.' એ પોતાના લાલનાયકો તરફ જોઈ રહ્યો.

અને સૌએ એકબીજા તરફ જોયું. બધાની આંખો ઉજાગરાવાળી હતી. દરેકના કલેવર પર કપડાં ફાટ્યાં હતાં. ઓીઓની ટુકડીની સત્તર વરસની નાયકા કાંગના પગે જોડા હતા નહિ એટલે એણે ચીથરાં વીંટ્યાં હતાં. કોઈ કંઈ બોલ્યું નહિ.

'આપણે લગભગ દોડતાં જ રહ્યાં છીએ તેની મને ખબર છે. આપણાં અંગ ઉઝરડાઈ ગયાં છે તે ય હું જાણું છું. આપણાં ઘવાયલાંને આપણે વેરાન બનેલા ગામોમાં છોડી દેવાં પડ્યાં છે તેનું આપણને સૌને દુઃખ છે. પણ આપણે ચાલીંગ પહોંચીને જ આપણાં શરીરો ધોઈ શકશું, આપણાં આજારોની માવજત કરી શકશું અને ચાલીંગ નગર પર રોપેલો લાલ ઝંડો શી ખબર

કેવા ય ભયમાં હશે...ત્યાં માઓ એકલો છે, આપણી એ રાહ દેખતો હશે...આપણે વધારે ઝડપ કરીને પહોંચવું જ રહ્યું. આપણી સામે દેખાય છે તે...' બોલતો ચુ ક્ષિતિજમાં ઢંકાયલા બરફનાં માથાંવાળા પર્વતો બતાવી રહ્યો. આપણા હુનાન અને કીઆંગસી પ્રાંતોની એ સરહદ, એ સરહદી પર્વતમાળામાં ચીંગ–કાંગ–શાનના પર્વતમાં આપણો રણથંભ રોપાયો છે. એ પર્વતની ગોદમાં આપણી પહેલી સોવિયટ સરકારનું લાલ પાટનગર ચાલીંગ છે. ત્યા માઓ આપણી રાહ જુએ છે.' અને એકાએક બોધ પડી જતો ચુ સામેથી આવતા સ્કાઉટ તરફ જોઈ રહ્યો. સૌએ કોઈ ગાઢા સમાચારની એક જ પળમાં કલ્પના કરી.

'આપણી રાહ જુએ છે...આ ઉનરાણ પછીનો પેલો દૂરનો ડુંગરો નો દેખાય તેટલામાં ગોઠવાઈને ક્યોમીનટાંગની હરોળો. સંખ્યા ઠીક મોટી છે.' બોલતો એ દૂર દેખી રહ્યો.

'આપણાથી મોટી કોઇ સંખ્યા સંભવતી નથી...'આપણે બધા મરણિયાં...પણ તાગ એ મેરુબંધ!' ચુ જોઈ રહ્યો

'અમે ઠેઠ પહોંચી ગયા હતા. એ બંનેએ પોતાની બધી ગોળીઓ ફોડી નાખીને દરેક ગોળીએ એક દુશ્મનને પાડ્યો છે અને પછી બંનેએ દુશ્મનો સાથે બંને હાથે ભયંકર ભીંસ લગાવી ત્યારે હું આ તરફ નાસી આવ્યો.'

અને બધા નાયકો ઉતાવળા સજ્જ થવા ચાલ્યા ગયા. થોડી જ વારમાં હલ્લા માટે તૈયાર થઈ જવાની ચેતવણી આપી દેવામાં આવી. લિયાંગથી નીકળ્યા પછી થયેલી લડાઇઓમાં આ વધારે મોટી થવાની છે એવી સૌને ખાતરી થઈ ગઈ.

અને પછી ભયાનક ચિત્કાર કરતો હલ્લો ચુએ શરૂ કરી દીધો. એ ડુંગરાના ઢોળાવ પરથી ઊડતાં હોય તેવાં લાલ કલેવરોએ છલંગો મારી ક્યોમીનટાંગનાં ધાડાંઓને ભિડાવ્યાં.

રણહાકો પણ સૂસવતાં તીર જેમ વછૂટી 'ખેડે તેની જમીન...જમીનદારી બરબાદ...શાહીવાદ ખતમ'ની રણહાકો નૂતન ચીનનાં નવાં કામડાંમાંથી વછૂટતી હોય તેવી ક્યોમીનટાગનાં વેડિયાંઓને મૂંઝવી રહી.

'ડાકુઓના લશ્કરો સામે આપણે તો લડવા આવ્યા હતા પણ...' આ નવા લડવૈયાની નવી રણહાક અને ભયંકર પ્રાણનાં પ્રચંડ ચાલનો જોતા દુશ્મનોના હાથમાં હથિયારો ઢીલાં થતાં હતાં. એમની તાકનાં નિશાન કંપી ઊઠતાં હતાં.

નૂતન ચીન પર નવા સંગ્રામની નવી રણહાક ઇતિહાસમાં પહેલી વાર સંભળાતી હતી. થોડા જ કલાકોમાં આ વિશાળ ઢોળાવ મડદાંથી છવાઈ ગયો હતો. ક્યોમીનટાંગની હરોળની પીઠ કોચાઈ ગઈ હતી. એની જમણી પાંખ ભાગવા માંડી હતી. ડુંગર-ધારની ડાબી તરફના ઘસારાની લોહીની છોળો ઉછાળતી ધાર પર ચુ ભયાનક બન્યો હતો. એની વિકરાળ છબી પર લોહી છંટાયું હતું. એનાં નસકોરાં ઉતાવળા પ્રાણથી ફૂલતાં હતાં. એ હાંફતો હાંફતો એક ખડક પર ચઢીને ઉતાવળું અવલોકન કરતો હતો. ત્યારે એ જ ખડકની બાજુ પર એની નજર પડી. એ બોલી ઊઠ્યો, 'કાંગ... કાંગ શું કરે છે!' લીના શબ પર નમેલી કાંગ ઊભી થઈ ગઈ, 'કઈ નહિ કોમરેડ કમાન્ડર...' બોલતી એણે આંખો લૂછી નાંખતાં ઉતાવળી બૂમ પાડી દીધી, 'હું રોતી નહોતી...પણ આ લી...હજુ એને પંદરમું પૂરું નથી થયું...મારો લી...મારો સગોભાઈ જતો રહ્યો.' બોલતી એ લીના, લોહીમાં ખરડાયલા શબ તરફ બતાવી રહી.

'લી તારો ભાઈ!' નાનકડા લી તરફ એક ઉતાવળી ગમગીન નજર નાખતાં ચુએ પૂછ્યું, 'લી જેવો વીર દીકરો...' બોલતો ચુ એકાએક અટકી ગયો અને કાંગ તરફ ફર્યો, 'પેલો સામેનો ખડક દેખાય છે ને!'

કાંગ જોઈ રહી.

'અને એ ખડકની વચ્ચેનું અંતર તો કૂદી જવાય તેવું છે. એ ખડક પરથી સામેના ખડક પર છલંગ દઈ...બીજાં દશને સાથે લઈ ઉતાવળો થા. અને કાંગ એ ટેકરા પાછળથી ફૂટતી તોપ...' અને બાકીનું સમજી ગઈ હોય તેવી કાંગ, લીના શબને બદલાતી સાબિની દેવા હોય તેમ ઉતાવળી થઈ ગઈ.

અને આ લડાઈનો તાગ કાઢવા ચુની સંગ્રામસમિતિ બેઠી ત્યારે દૂર દૂરના ડુંગરા પાછળ સૂરજ આથમતો હતો. હથિયારો એકઠાં થતાં હતાં. ભાગી ગયેલી ક્યોમીનટાંગની ટુકડીઓનો પીછો પકડનારાંની પાછા ફરવાની રાહ જોવાતી હતી, તથા લાલ સેનું-બંધીઓનાં શબોને દફનાવવાની એક મોટી કબર ખોદાતી હતી.

કબરના ખોદનારાઓમાંના એક ખાણિયા કામદારનો ઊંચકાયેલો તીકમ હવામાં અદ્ધર થીજાઈ રહેલો હતો. એની આંખમાંથી સરતી આંસુધારનું એને ભાન થતું હતું.

'હવે રાખી દો...બિરાદર કુંગ!' એની પાછળ કાંગનો અવાજ સંભળાયો. કાંગ પાછળ લાલ લડવૈયાઓનાં શબ આવતાં હતાં. એમાં પેલો લિ દીકરો લી પણ હતો.

કુંગ ઉતાવળો આંખ લૂછતો આડો થયો. પાછો કાંગનો અવાજ બોલ્યો, 'કુંગ! આ ડુંગરાઓની અજ્ઞાત ગોદમાં આજે એક સાથે સૂનારા આપણા સાથીઓના મરણ પામેલા ચહેરા તો જો:..એ કેવા સખત છે! એ બધી સંગ્રામીની મોત આપણને ખૂમગણ કરીને કહે છે કે આપણે પણ કાળ જેવાં કરાલ બનીને...'

'હા, સાથિન!' અને કુંગ આગળ આવતો આગળ બોલ્યો. પછી એક ભયંકર મૌન સેંકડો શબોની ઉપર પથારી કરી રહ્યું.

અને લાલ કમરની બને કિનારી પર ઊભેલી હરોળોની સલામીની મુઠ્ઠીઓ આવેશથી કંપી ઊઠની ઊંચકાઈ. ભયાનક મૌનથી કોલાહલ કરતી લાગણીઓમાંથી ઊઠનો લાલ સેનાનીનો અવાજ સંભળાયો, 'માનવતાની સમાન બંધુતાવાળું જે નૂતન ચીન ઘડવા આજે તમે પાયામાં સૂતા છો તે નૂતન ચીનને ઘડ્યા વિના અમે એક પળ પણ જંપીશું નહિ ' અને એક સાથે અનેક બ્યુગલો ફૂંકાયાં. અને બ્યુગલોનો અવાજ નૂતન ચીનનો પ્રચંડ ઘોષ બનતો ડુંગરાઓમાં પડઘા પાડતો ઊંચે ચઢતો ત્યારે એ અવાજમાં કાંગ એ અવાજના આકારમાં એના ભાઈની છબી યાદ કરતી હતી કારણકે લી પણ લાલ લશ્કરનો બ્યુગલ વગાડનારો હતો.

પછી વહેલી સવારે પાછી કૂચ શરૂ થઈ. અને બપોર સુધી ચાલુ રહી. એક ઝરણાના કિનારા પર બપોરનો આરામ નક્કી થયો હતો. દુશ્મનોની હિલચાલના સમાચારો આવી ગયા હતા. સવારથી બપોર સુધીમાં બે જ નાની લડાઈઓ થઈ હતી તે વિશે પણ હેવાલ આપવાનો હજુ બાકી હતો.

જુદાં જુદાં મથકો પર ચોકી ગોઠવીને બધી ટુકડીઓ એક સાથે ગોઠવાઈને બેઠી હતી. ચુનો અવાજ પાછો સંભળાયો:

'આપણી દૂર દૂર લિયાંગ પર્યું છે અને પૂર્વમાં ચીંગ-કાંગ-શાનનો પર્વત હવે હાથવેંતમાં છે પણ ત્યાં પહોંચતાં બે દિવસથી ઓછું નહિ થાય...મેનો પહેલો દિવસ આપણે ત્યાં, ચીંગ-કાંગ-શાન પર્વતના ચાલીંગ નગરમા ઊજવશું અને ત્યાં જ માઓ સાથે મળીને આપણાં બધાં લશ્કરોની નવી રચના કરીશું ત્યારે આ પ્રદેશમાં આપણી ચારે કોર ફરતી ચાંગ-કાઈ-શેકની ટુકડીઓની સાફસૂફી કરવી પડશે...એ સાફસૂફી એક રીતે તો આપણે શરૂ કદી દીધી જ કહેવાય પણ આજે આપણે જે બે નાની લડાઈઓ લડ્યા તે મારે મન...'

'આપણે જીત્યા છીએ...અને આપણું નુકસાન પણ નજીવું છે.' એક અવાજ બોલી ઊઠ્યો.

'આપણે જે લડાઈમાં દુશ્મનોનાં હથિયાર કબજે ન કરી શકીએ તે લડાઈ આપણે હાર્યા છીએ.' ચુનો જવાબ ઉતાવળો બોલ્યો, 'અને આપણા લશ્કરનો રાજકીય વિભાગ ગઇ રાતના પોતાની કામગીરી નથી બજાવી શક્યો. આપણે પત્રિકાઓ પણ નથી વહેંચી શક્યા. આપણા રસ્તામાં આવતાં તમામ ગામોમાં આપણો લાયક પ્રચાર એ પણ આપણા સંગ્રામની હારજીત ગણવામાં જરૂરી હોય છે તે ?'

'અમારા વિભાગમાં સંખ્યા કમ થઇ ગઈ છે. અમારે પ્રચારની જવાબદારી સાથે જેમ લડવાની પણ હોય છે તેમ તમામ લડનારાં એકમોને પણ પ્રચાર કરતાં આવડવું જોઇએ.' રાજકીય વિભાગનો વડો ઊભો થયો.

'એ વાત ઠીક છે'

'પણ મને તો એકલી તરવાર ફેરવતાં જ આવડે છે... અને જ્યારે જ્યારે લોકોના સમુદાયમાં હું આવી પડું છું ત્યારે જાણે મારા માથામાંથી વિચારો જ ભાગી જાય છે એટલે પ્રચાર કરવો શાનો !'

અને એક હસવાનો અવાજ આખી બેઠકની પર તરી ઊઠ્યો. એકલો ચુ ગંભીર બનીને બોલતો હતો; 'તમારી મુશ્કેલી છે પણ તમે જે માટે લડો છો તે અને તેટલી જ વાત તો કહી શકોને ! તમે ક્રાન્તિ માટે લડો છો એટલું તો કહી જ શકો અને એનું નામ રાજકીય પ્રચાર.'

'એટલાથી જ તો હું થોડો વધારે પ્રચાર કરું છું- હું કહું છું, કે જમીનના ખેડનારા સૈનિકો અને કિસાનો, જમીન હાથ કરો...જમીન ધારો, દેવું અને લાગાઓ ભરો નહિ અને જમીનદારીને ખતમ કરો.'

'એ તો ઘણો મોટો પ્રચાર કહેવાય' એક જણ ઊભો થઈ ગયો.

'પણ રાખ રાખ...' બોલતો કિસાન લડવૈયો પાછો સુને પૂછી રહ્યો, 'પણ કિસાનો પૂછે છે કે તમે લાલ લશ્કર અહીંથી ચાલ્યા જાવ પછી જમીનદારોના લઠિયાઓ વરુની જેમ અમારા પર તૂટી પડે ત્યારે અમારું કોણ?'

'અને તેં!' સુ જોઈ રહ્યો.

'અને મેં...અને હું જવાબ દઉં છું કે તમારાં તમે...તમારું લાલ લશ્કર બનાવો—પછી લાલ લશ્કર ક્યાં જતું રહેવાનું છે? અને લાલ-કિસાન લડવૈયાને કોઈ પણ વરુ કે વાઘ ખાઈ શકતાં જ નથી.'

'અને તો ય કોણ કહે છે કે તમારા માથામાં વિચારો નથી આવતા?' પાછો એક હસવાનો અવાજ ગાજી ઊઠયો.

'કામરેડ્સ!' મેદનીમાંથી એક જણ ઊભો થઈ ગયો, 'જો આખું લશ્કર આમ હસવા માંડે તો આપણો અવાજ કેટલે દૂર સંભળાય?'

અને બધું શાંત થઈ ગયું.

પછી બપોરનો આરામ શરૂ થયો.

ત્યારે ખાણિયા કામદારોનો લાલ નાયક સુંગ, લિયાંગની ટુકડીનો આગેવાન વુ-ચુંગ ને સ્ત્રીઓની ટુકડીની આગેવાન કાંગ સુ સાથે હવે પછીની કૂચના સંચલનની મસલત કરતાં હતાં, અને મસલત પૂરી કરીને મહાસેનાની સુ એક શિલા પર આડો થયો. એ શિલાના જ એક છેડા પર પછી કાંગ આવીને બેઠી.

અને આંખ મીચીને પડેલો મહાસેનાની પોતાના ગરમ કપાળ પર હાથ ફેરવતી કાંગને દેખતો હોય તેમ બોલવા લાગ્યો, '"કાંગ! તેં તારી જાતને પુરવાર કરી છે...ચીની ધરતીમાં હવે-

લોકસંગ્રામની રણચંડીઓ પાકવા માંડી છે તેની ખાતરી મને તેં જ કરાવી છે. ચાર મહિનાના રઝળપાટ પર તારી તસ્વીરમાંથી રણખંજરી ખખડતી મેં સાંભળી છે. આ હુનાનની ડુંગરમાળ પર તારાં પરાક્રમોના લેખ કોતરાઈ ગયા છે.'

'બસ બસ...' બોલતી કાંગનો ચહેરો આંખો મીચીને પડેલા ત્સુના ચહેરા પર પથરાયો. અને બેરુખપ ચીની માટીની ગધ ચૂમી રહ્યાં. બનેના શ્વાસ-પ્રશ્વાસમાં ચીની ધરતીની સુવાસ પથરાઈ ગઈ. જાણે બંનેના શ્વાસ એક પળવાર થંભી ગયા અને બીજી પળે ચીની જનતાનાં સંગ્રામ-ફરજંદ ઊંઘવા પડ્યાં.

એ જાગ્યાં ત્યારે કૂચ કરવાની તૈયારીનું બ્યુગલ ફૂંકાતું હતું. સ્વપ્નની ભીડી જતી યાદ એકઠી કરતાં હોય તેમ બંને ઉતાવળાં સજ્જ થતાં હતાં, ત્યારે પાછળથી ત્સુનો અવાજ કાંગના કાનમાં અથડાયો અને ચમકીને જોતી હોય તેવી કાંગે પાછળ જોયું.

'કાંગ, આપણે ચીંગ-કાંગ-શાન પર્વતના આપણા લાલ પાટનગરમાં પહોંચીને આપણા લાલ ઝંડાની છાયામાં, આપણા સાથીઓની હાજરીમાં...'

'શું ?' કાંગ ઉતાવળી પૂછી રહી.

'લગ્ન કરશું.'

અને બંને ખડખડાટ હસી પડતાં ઊપડવાની તૈયારી કરવા ઉતાવળાં ચાલ્યાં ગયાં.

પાછું લાલ કટક આગળ વધતું ચાલ્યું અને પાછું રાતના વિસામો કરવા અટક્યું.

હજારો લાલ લડવૈયાની છાવણી આખા દિવસનો થાક ઉતારતી ઊંઘતી હતી. ચોકીઓ પરના લાલ સંત્રીઓ પહેરો ભરતા હતા. ત્યારે દૂરની ચોકીઓને સાથેની ખીણમાં અવર-જવરની ગંધ આવી. ચાંગ-કાઈ-શેકનું હુનાનનું લશ્કર પંદર

હજારની સંખ્યાવાળું અહીં ગોઠવાતું હતું. મોટી તોપો હલ્લો કરવાની તૈયારી પહેલાં ખોસાતી હતી. આખી લાલ છાવણી લગભગ ઘેરાઈ ગઈ હતી.

ત્યારે રાતના ત્રણ વાગે ખીણ પાસેની ચોકીઓ પરથી લાલ સંત્રીઓએ ઓચિંતા ભયસૂચક ધડાકા કર્યા અને આખી લાલ છાવણી સફાળી ઝબકી ઊઠી. દરેક ટુકડીના નાયકોએ ઓચિંતા ભયનો સામનો કરવાનાં સંચલનનાં ઉતાવળાં અને ટૂંકાં ફરમાનો આપવા માંડ્યાં. તોપો ઉતાવળી ગોઠવાવા માંડી.

'માઇનર કંપની!' ઉતાવળો વ્યુ બરાડતો હતો. ખાણિયા કામદારોની ટુકડી, હલ્લો આવી શકે તે બાજુ પર કામચલાઉ ખાઈ ખોદવા મંડી પડતી હતી.

અંધારાના પડછાયા ભરતીમાંથી જાગી ઊઠતા હોય તેમ રાઇફલો સજાતી હતી, ભાલાઓ અને કુહાડીઓ સમાલાતી હતી.

પૂર્વ બાજુની બંને ચોકીઓના સૂચક દીવા હોલવાઈ જતા હતા. 'એ ચોકીઓની પીડમાં પહોંચી જનારાં...' લાલ સેનાની ધીર ગંભીર બનીને ઠંડે કલેજે સંચલન કરતો હતો. ગોઠણભર ઘસતી ટુકડીઓ ડાબી બાજુએ દોડતી પેટ પર ચાલતી અને ઉતાવળી ઊઠતી ને દોડતી અને પાછી છુપાઈ જતી ઘસતી હતી.

'આપણું એક પણ નિશાન ખાલી ન જાય તે રીતે...' બોલતી કાંગ જાણે ટેબલ પર સિક્કા ગણતા મુનીમ જેવી શાંત દેખાતી જમણી બાજુ હાથ લંબાવતી વિકરાળ બની. 'ખીણની આ બાજુથી આવે છે તે સફેદિયાને પોંખી નાખો.'

અને કાંગની રણચંડીઓની ટુકડી ચિત્કાર કરતી તૂટી પડી. એ સફેદ હલ્લાની હરોળ પર એક સાથે ચાર મશીનગનો વરસતી હતી. એ હલ્લાની એક પાંખ પર ખાઈ ખોદના ખાણિયા કામદારોની ટુકડી તૂટી પડી હતી.

અંધારાના પડછાયા જેવો લાલ લડવૈયો દરેક મરણિયો બનીને હજાર જેટલો દેખાયો. અંધારામાં શિલાઓ અને ઝાડનાં ઠૂંઠાં ને લાલ લડવૈયા ધારતા ચાંગ ફાસીના વેડિયાઓ લાલ ચિત્કારથી વિહ્‌વળ બનીને એ જ કલાકમાં પાછા હઠવા લાગ્યા.

ત્યાં તો સામી બાજુની ટેકરી પરથી નવો ધસારો તૂટી પડ્યો. એ ટેકરીના પાયામાં પહોંચી ચૂકેલી લાલ ટુકડીઓએ 'શાહ–શાહ' (મારી નાખો)ની કિકિયારી કરતા ભાલાઓ પર એ જલ્લાદોના ધસારાને ઝીલી લીધો.

અને એક મોટો અવાજ આ ભયાનક સંહારમાં ઘૂસી ઊઠ્યો, 'ખેડુ એની જમીન કરવા, કામના આઠ કલાક કરવા અમે લડીએ છીએ...દોસ્તો કામદારો, કિસાનો, સૈનિકો.'

અને ટેકરી પરના ધસારામાંથી હથિયારો હવામાં વીંઝાયાં.

'અમે આવી મળીએ છીએ...' અને ટેકરી પરનો ધમાકો લાલ સથવારામાં સંકળાઈ ગયો. ટેકરી પરની તોપો બંધ થઈ ગઈ. 'અમે પણ...કિસાનો.'

અને સેંકડો શબો પરથી પાછા ભાગના ચાંગના માણસો અંધારાને ઉલેચતા અને પટકાઈ પડતા ભાગવા લાગ્યા એ પાછા ભાગતા ચાંગના સૈનિકોને પકડીને અને ઠેકાણે કરીને આસપાસનાં ગામોમાંથી લાયક કિસાનો આવવા લાગ્યાં. ચાઈંગની સોવિયટ સરકારે લાલ ગ્રામોનો વિસ્તાર વધારવા માંડ્યો હતો તેના પુરાવા ઊગતા સૂરજના અજવાળામાં પરખાવા લાગ્યા. લડાઈનો સામાન ઉપાડવા અને ખાઈઓ ખોદવા પકડી આણેલાં વેઠિયા નરનારીઓ એ ખોજની એનાયત કરતાં લાલ બાંધવતામાં ભળવા લાગ્યાં.

દૂરની ટેકરીઓ પર અંધારાના ચિત્કાર ગજવતા પહોંચી ગયેલા ખાણિયા કામદારોએ દરેક ટેકરી પર દુશ્મનોની કાપણી કરી નાખી હતી. ભાગી જતા સફેદ શયતાનો પર પ્રાણની પરવા કર્યા

એ દૂર સુધી દોડી ગયા હતા. ભયાનક કત્લ કરીને વિકરાળ લાગતો વુ પોતાનાં જીવતાં રહેલાંની સંખ્યા ગણતો રણમેદાન પર વીખરાયલાં આયુધો, તોપો અને દારૂગોળાની પેટીઓ દેખતો દૂર દૂરથી આવતી બૂમરાણ સાંભળવા કાન માંડતો હતો. ભાગી જતા દુશ્મનોની કોઈ કોઈ ટુકડીઓ હજી ગોળીબાર કરતી હતી.

આ લડાઈમાં વુની ટુકડીમાંથી અરધોઅરધ એટલે પચાસ લાખ સૈનિકો ખપી ગયા હતા. સુંગની ટુકડીમાં ઘવાયલાંની સંખ્યા સૌથી મોટી હતી અને એનો પોતાનો ઘા જીવલેણ જણાતો હતો.

આખું ટેકરીઓવાળું રણમેદાન લાલ-છાવણી બની ગયું હતું. ઘવાયલાંઓની ઉતાવળી સારવાર શરૂ થઈ હતી. લાશો ધીમે ધીમે દફનાતાં હતાં. બપોર સુધી અહીંથી આગળ વધી શકાય તેમ ન હતું. નવા આવેલા સેંકડો કિસાનોની નવી ટુકડીઓ પણ અહીં જ રચવાની હતી.

સેંકડો ભાગી આવેલા અને દુશ્મનોની હરોળમાંથી આવી મળેલાઓને ચુ એકઠા કરીને સમજાવતો હતો, 'સાથીઓ...તમારામાંથી જે કોઈ ઘેર જવા માગતાં હોય તેમને એક એક ડૉલર અને એક ટંકનો ભાત અમે આપી શકીશું અમારી પાસે પણ ખોરાક ખૂટવા આવ્યો છે અને જે કોઈ આપણા લાલ લશ્કરમાં જોડાવા માગતા હોય તેમની નવી ટુકડીઓ બાંધવામાં આવશે.'

અને નવા આવનારા આ વિચિત્ર લશ્કરના વિચિત્ર સેનાપતિને જોઈ રહ્યા.

'આપણું લાલ લશ્કર પોતાના અમલદારો અને સરદારને ચૂંટે છે અને એવા ચૂંટાયેલાઓને માથે મોટી જવાબદારી હોય છે.'

અને આ અંદર અંદરની બાંધવતાથી ઊભરાતા એકબીજાને સાથી કહીને સંબોધતા નવા લશ્કર પર અહોભાવથી ઊભરાતા નવા આવેલાઓમાં અંદર અંદર વાતોના અવાજ શરૂ થઈ ગયા.

પાછો શાંતિનો ઘંટ વાગ્યો અને આખી સભા શાંત થઈ ગઈ.

'લાલ લશ્કર બનવા માગતા હોય તે...' ચુ બોલ્યો અને ફટોફટ ઊઠતા ઉત્સાહથી ઊભરાતા શ્રમમાનવોમાંથી અવાજ આવ્યો, 'અમારે લાલ થવું છે.'

અને થોડાક ભાતું લઈને પોતાના ઘર તરફ ચાલતા થયા.

પછી સૌને એક જ ટંક પૂરું પડે તેટલું ખાવાનું હતું. બપોરનું ભોજન થયા પછી ભોમિયા કિસાનો સાથે ચીંગ-કાંગ-શાનની પર્વતમાળાની દીવાલોની ભૂખરી છાયા તરફ પાછી કૂચ શરૂ થઈ. મધરાતે આવનારું મોટું ગામ ખ્યાલમાં રાખીને સૌ આગળ વધી રહ્યા. ડુંગરાઓ ચઢતા-ઊતરતા નૂતન ચીન રચવા કૂચ કરતાં અદનાં માનવો ભૂખ્યાં અને થાક્યાંપાક્યાં ટાઢથી ધ્રૂજતાં અને છૂટી જતા ઘા પર પાટા ટેકવી રાખતાં આગળ વધતાં હતાં.

થાક, ભૂખ અને પીડાઓની નીચે આગળ વધતી લાલ કૂચ અંધારી ડુંગરમાળમાં આશરે પગલાં માંડતી દરેક પગલે અનંત દેખાતી રાત્રિ અને અનંત અંધકાર પર આગળ વધતી હતી.

ત્યારે એકાએક આગલી હરોળમાંથી આનંદના અવાજો સંભળાયા. દૂરના પર્વતની ગોદમાં ગોઠવાયલું એક ઝગારા મારતા તારામંડળ જેવું તેજનું કૂંડાળું દેખાયું.

'એ જ આપણું ચાલીંગ પહેલાનું કસ્બા ગામ.'

અનેક આશાભરી નજરો એ તેજના મંડળ તરફ આગળ વધી. પગમાં નવું જોર આવ્યું.

એ કસ્બા પર અગાઉથી પહોંચેલા સ્કાઉટોએ સમાચાર દીધા હતા. એ ગામ પર લાલ કિસાન કમિટીનું રાજ શરૂ થયું હતું. એ ગામનાં નરનારીઓ અને યુવાન-યુવતીઓ અને બાળક-બાળકીઓ જાગતાં બેઠાં હતાં. આસપાસનાં ગામોમાંથી ભાત અને

આ લઈને કિસાન જથ્થાઓ આવ્યા હતા. હજારો માણસને જમાડી શકાય તેટલાં બટાકાં અને ભાત રંધાવા માંડ્યાં હતાં. એ ગામના દરેક ઘરમાં થવાયલા સાથીઓને ઉતારવા પડાપડી થઈ હતી. આખો દિવસ લાલ બાંધવતાની બધી સારવાર કર્યા વિના આ મહેમાનોને નહિ જવા દેવાનો નિશ્ચય ગામનાં કિસાનોએ કર્યો હતો.

.. પૂર્વ પર્વતમાળ પરનો દીવો પેટાવતો એ કસ્બો નીંગકાંગ હતો.

નીંગકાંગે દરેક ઘરમાંથી અને આસપાસનાં ગામોમાંથી હજારોને જમાડવાનો ભાત રાંધી રાખ્યો હતો. શાન-હોનાં તમામ તરુણોએ દિવસે ભાત ખવડાવીને આખી રાત નિરાંતે તમામ લાલ સૈનિકાને ઉંઘાડવા માટે ચારે દિશાના દૂર દૂરના રસ્તાઓ પર પોતાની ચોકીઓ નક્કી કરી નાખી હતી.

એ નીંગકાંગ કસ્બો ચીંગ-કાંગ-શાન પર્વતનો દરવાજો હતો. એ દરવાજામાંથી ચીંગ-કાંગ-શાનમાંના લાલ પાટનગર ચાલીંગ પહોંચતાં હવે એક જ દિવસનો રસ્તો કાપવાનો બાકી હતો.

નીંગકાંગ પર લાલ કૂચ ભરભાંખળું થતાં પહોંચી ગઈ. એક વિરાટ રણનાદ આ કાળનાં ઘડાયલા કપરાં કલેવરોનું સ્વાગત કરતો ઘૂઘવતો દોડતો હતો. બાંધવતાનો બાંધી રાખેલો ઘોડાપૂરનો પ્રવાહ છૂટતો હતો. નીંગકાંગમાંથી જમીનદારો ભાગી ગયા હતા. નીંગકાંગની શ્રમમાનવતા એક ઘરની કુટુંબ જેવી ઉલ્લસની હતી.

ઊગતા સવારથી સાંજ સુધી નીંગકાંગ પર લોકમેળો ઊભરાતો હતો. નીંગકાંગના લાલ સ્વયંસેવકો એકેએક ડબલું ભરીને ભાત પીરસતાં અનુરાગની નજરો ચળકાવતાં એક બાંધવતાની અમર છબી ખિલાવતાં હતાં.

નીંગકાંગ પર અમલ કરતી, કિસાન કમિટી, કામદાર યુનિયન, તથા સ્ત્રીઓની સમિતિમાંથી ચૂંટાયલી કમિટીની સભા ભરાતી

હતી, એ કમિટી લાલ સેનાની સુને હાથે સોવિયટનું બિરુદ ધારણ કરતી હતી.

પછી નીંગકાંગના તરુણોને હથિયાર વહેંચાતાં હતાં, ત્યારે નીંગકાંગની કિસાન નારીઓમાંથી કેટલીક આગળ આવતી લાલ સરદારોને ધમકાવતી કહેતી હતી, 'અમને પણ હથિયાર આપો... દેખો તો ખરા અમારા બાંધી રાખેલા પગ આપણી કિસાન સભાની પહેલી જ હાકલ પડી અને અમે છોડી નાખ્યા હતા... બહુ બહુ તો એક જ વરસમાં કેટલા મોટા થઇ ગયા છે હેં!'

અને નીંગકાંગ પર લાલ લશ્કરની ટુકડી ખેંચાઈ ગઈ. એ ટુકડીનાં નરનારીઓની લાલ સલામી ઝીલતાં-લાલ નાયકો તેમના ખભા પર લાલ ચંદ્રકો ચોડી રહ્યા.

નૂતન ચીનનો નવો ખ્યાલ નીંગકાંગ પર લોહીમાં લખાયો. નીંગકાંગના વિરાટ કલેવર પર નૂતન ચીનના નકશાની પહેલી રેખાઓ દોરાવા માંડી.

'...અને એ દિવસે સાંજે ચાલીંગથી નીકળેલા લાલ લડવૈયા નીંગકાંગ પહોંચ્યા અને બોલ્યા, 'ચીંગ-કાંગ-શાનના પર્વત પરના આપણા ઉરાતખૂ તમારું સ્વાગત કરવા અધીરા બન્યા છે.'

અને પછી ચીંગ-કાંગ-શાનના પર્વત પરના કાળમીંઢ પાટો પર લાલ ઝંડાઓ ફરકાવતા લાલ લડવૈયા ચડવા લાગ્યા, ત્યારે ૧૯૨૮નો એપ્રિલ મહિનો ચાલતો હતો.

# ૨૫

## સુ-માઉ, લાલફોજ

ચીંગ-કાગ-શાન પર્વતનો ચાલીંગ નગર પર આજે ૧૯૨૮ના મેનો પહેલો દિવસ કોલાહલથી ઊભરાતો ઊગતો હતો જગત-જનતાનો એ ધન્ય દિવસ આજે નૂતન ચીનના શ્રમમાનવો અહીં ઊજવતા હતા આજે માઓને લાલ લડવૈયાનાં જૂથ ઘેરી વળતા હતાં અને સૌ એના જીવનની ઓળખ પૂછતા હતા

અને માઓ કહેતો હતો ‘હું હુનાન પ્રાંતમાં જ ૧૮૯૩ની સાલમાં શાઓ-શાન ગામમાં એક ગરીબ ખેડૂતની ઝૂંપડીમાં જનમ્યો ત્યારે—ત્યારથી જ મારો જુવાન બાપ અભાગ પરંતુ દેવું વાળવા લશ્કરમાં નોકરી કરવા ગયો હતો એમ મારી મા, વેન્-ચી-મી કહેતી હતી પછી મારો બાપ લશ્કરમાંથી પાછો આવ્યો ત્યારે પૈસા બચાવી લાવ્યો હતો એણે આવીને જમીન ખરીદી, દેવું વાળ્યું અને અનાજનો વેપાર પણ કરવા માંડ્યો અને મને ભણવા મૂક્યો પરંતુ શિક્ષકના ત્રાસથી કંટાળીને હું ભાગી ગયો અને પાછો આવ્યો ત્યારે મારી ઉંમર તેર વરસની હશે.

‘એ અરસામાં અમારે સાં મોટો મેળાવડો હતો મારા બાપાએ બધાની વચમાં મને ખેતરમાં હમારા હાલીઓને મદદ કરવા માટે વઢવા માંડ્યું હું અપમાનના રોષમાં પાછો ભાગી ગયો પણ અને મારા માબાપ ઘેર લઈ આવ્યા અને ઘેર આવીને મેં બહાદુરો-ની વાતો વાંચવા માંડી.

'ત્યારે એકવાર અમારા ગામ પાસેથી દોડી જતા વેપારીઓનો કોલાહલ સંભળાયો. એ બધા બીધેલા અને થાકેલા હાંફતા હતા. એમની આસપાસ લોકોનું ટોળું જામ્યું. વેપારીઓ કહેતા હતા કે ચાંગ-શાની આસપાસનાં કિસાનોએ બળવો કર્યો છે. ચાંગ-શા નગરમાં એમના ભૂખ્યાં ધાડાંએ ધાડ પાડી છે.'

'ભૂખ્યા કેમ?' મેં બૂમ પાડીને એકને પૂછ્યું.

''ત્યાં દુકાળ પડ્યો છે ને!' મને જવાબ મળ્યો. 'એટલે એમણે મન્ચુ સરકારના ચાંગ-શાના થાણાને પણ લૂંટી નાખ્યું છે અને...' અને એ બનાવની અસર આજે પણ મારા મન પર છે. અને પછી આગળ ભણવા માટે હું ચાંગ-શા પહોંચ્યો ત્યારે પહેલી વાર મેં મોટું નગર જોયું. ત્યાં પહેલી વાર મેં મંચુ શહેનશાહતનું પતન છાપતું છાપું વાંચ્યું અને સુન-યાત-સેનનું નામ સાંભળ્યું. દેશની હિલચાલ જાણે મારા માથામાં સળવળી ઊઠી. મેં એક મોટો કાગળ ભરીને લેખ લખી નાખ્યો અને અમારી શાળાની દીવાલ પર કોઈ ન જાણે તેમ ચોઢ્યો.

'પછી ચાર-પાંચ દિવસ પછી મેં હુનાનના બળવાના સમાચાર સાંભળ્યા અને પછી તરત જ ચાંગ-શામાં બળવો ફાટી નીકળ્યો. મંચુ સરકારનો વાવટો ચાંગ-શાના થાણા પરથી ઊતરી જતો અને હાનનો ઝંડો ચડતો મેં જોયો અને હું પણ અમારી વિદ્યાર્થીઓની બળવાખોર ટુકડીમાં જોડાઈ ગયો. અમારી ટુકડીમાં હું ખૂબ ભણેલો અને પંડિત મનાતો હતો.

'પછી આ બધું પતી ગયા પછી તરત જ પાછો હું ૧૯૧૨માં કૉલેજમાં ભણવા ગયો અને ૧૯૧૮માં ભણી રહ્યો. ત્યારે મારી મા મરણ પામી અને મેં ઘેર પાછા જવાનો વિચાર માંડી વાળ્યો અને હું હુનાનના વિદ્યાર્થી દોસ્તો સાથે પેકીંગ પહોંચ્યો. ત્યાં મને મારા એક જૂના અધ્યાપકે લી-ટા-ચાઓની ઓળખાણ

ફરી આપી. લીએ મને એના 'હાથ નીચે' કામ આપ્યું અને હું કૉલેજના લાયબ્રેરિયન લીના હાથ નીચે કામ કરતો અને રોટલો કમાતો થયો.

'પણ પછી તરત જ ૧૯૧૯માં હું શાંગહાઈ પહોંચ્યો અને ત્યાંથી નાનકીંગ જઈને મેં કનફ્યુશિયસની કબર દીઠી અને પછી ત્યાંથી પાછો ચાંગ-શા આવ્યો અને ત્યાં મેં રાજકારણમાં વધારે રસ લેવા માંડ્યો, અને સીઆંગ-ચીઆંગ-રીવ્યુનો તંત્રી બન્યો તથા રૂસી ક્રાન્તિની છબી ચીન પર ઉતારવાના ખ્યાલ સાથે કામદારોમાં કામ કરતો થયો.

'અને ૧૯૨૧માં હું શાંગહાઈ પહોંચ્યો અને ચીની કૉમ્યુનિસ્ટ પાર્ટીનો પાયો નખાયો તે જ અરસામાં હું પક્ષમાં જોડાયો અને ઓક્ટોબરમાં હુનાનની શાખા શરૂ કરવામાં આવી. કૉમ્યુનિસ્ટ પાર્ટીનો આ પાયો નાખનારા આગેવાનોમાં લી-ટા-ચાઓ મુખ્ય હતો. પેકીંગની વિદ્યાપીઠમાં કામ કરતાં એની દોરવણી નીચે જ મેં પહેલી વાર માર્ક્સવાદ વાંચવા માંડ્યો હતો. પણ આજે લી જીવતો નથી. પેકીંગ પર કામદારો અને વિદ્યાર્થીઓની ચાગ-સો-લીએ કરેલી કતલમાં એ કપાઈ ગયો.

'પછી હુનાનની કૉમ્યુનિસ્ટ પાર્ટીએ ૧૯૨૨ના મે સુધીમાં, ખાણિયાઓ, રેલ્વે કામદારો તથા મ્યુનિસિપલ અને બીજા કામદારોમાં મળીને વીશ યુનિયનો બાંધ્યા અને હુનાનમાં જબ્બર કામદાર ચિળવળ શરૂ થઈ ગઈ તથા કિસાન સભા પણ બંધાઈ.

'અને ૧૯૨૨માં પક્ષની પરિષદ શાંગહાઈમાં મળી અને ૧૯૨૩માં કેન્ટનમાં મળી. કેન્ટનની પરિષદમાં આપણે ક્યોમીન-ટાંગ સાથેના સંયુક્ત મોરચાનો અગત્યનો ઠરાવ કર્યો. ૧૯૨૪માં પણ પક્ષ તરફથી હું ક્યોમીનટાંગની પરિષદમાં ગયો અને ત્યાંથી શાંગહાઈ પહોંચ્યો અને ત્યાંથી નૂતન ચીનની રચનામાં શરૂ થવાના

લોકજુવાળની વાતો કરવા હુનાનનાં ગામોમાં ઊતરી પડ્યો. ત્યાં કિસાન સભાની ચોવીસ શાખાઓ શરૂ થઈ ગઈ. મને પકડી પાડવા કે મારી નાખવા જમીનદારના લઠિયાઓ અને ચાઓ-હેંગ-ટીની લશ્કરી ટુકડીઓ ફરતી થઈ ગઈ, અને હું પાછો નાસીને કેન્ટન પહોંચી ગયો.

'ત્યારે વાંપુઆની આપણી લશ્કરી ટુકડીઓએ હુનાનના વિગ્રહખોર ચાંગને હરાવી દીધો હતો. ત્યારે ચાંગ-કાઈ-શેક વાંપુઆનો લશ્કરી આગેવાન બન્યો હતો અને વાંગ-ચીંગ-વી ક્યોમીનટાંગ સરકારનો પ્રમુખ હતો. ત્યારે જ સુન-યાત-સેનનું અવસાન થઈ ગયું હતું.

'પછી ૧૯૨૬માં ચાંગ-કાઈ-શેકે કામ્યુનિસ્ટો પર પહેલો હલ્લો શરૂ કર્યો પણ પછી પાછો સંયુક્ત મોરચો લંબાયો. ચાંગ-કાઈમા એ સાલમાં જ ક્યોમીનટાંગની બીજી પરિષદ થઈ, અને આપણે ઉત્તર પર ચઢાઈ કરી ત્યારે કામ્યુનિસ્ટ પાર્ટીનો કિસાન મોરચો સંભાળવા હું હુનાન પહોંચી ગયો.

'ત્યાર પછી ચાંગ-કાઈ-શેકનો બીજો ખૂની હલ્લો આપણા પર ઓચિંતો ઊતરી પડ્યો. ૧૯૨૭ના મે મહિનામાં વુહાનમાં આપણા પક્ષની પરિષદ મળી. એ પરિષદમાં પણ પક્ષના તે વખતના આગેવાન ચેને ચાંગ-કાઈ-શેકને રીઝવવાની કારવાહી રજૂ કરી પણ તેનો સખત વિરોધ થયો અને આપણે નરી લડાયક કારવાહી ઘડી કાઢી.

'એટલે વુહાનમાં બેઠેલી ક્યોમીનટાંગની ઉદ્દામ પાંખે પણ આપણને પોતાની અંદરથી બરતરફ કર્યા. સંયુક્ત મોરચો તૂટ્યો અને પછી આપણી હસ્તીને ટકાવી રાખવા આપણા નૂતન ચીનની રચનાને સફળ બનાવવા તથા લોકપ્રજાસત્તાકની આપણી નેમનો અમલ કરવા આપણા પર શું શું વીતી ગયું છે તે બધા જાણે

છે અને આજે આપણે અહીં...' બોલતો માઓ લાલ લડવૈયાં પર ઊંડી ગંભીર અને ગહન નજર નાખતો જોઈ રહ્યો.

'પછી ?' એક અવાજ બૂમ પાડી ઊઠયો.

'પછી હેન્કોથી લાલ લડવૈયાઓ સાથે હુનાન પ્રાંતની ઉત્તર સરહદને આરે આરે કૂચ કરતા હેન્કોની દક્ષિણમાં આપણે અહીં પહોંચ્યાં ત્યારે અમારી હરોળમાં રસ્તાની લડાઈઓ લડતાં એકહજાર રસ્તામા જ શહીદ થઈ ગયા...આજે એના પહેલા દિને એમની શહાદતના શપથ લેનાર આપણે સાત હજાર છીએ.'

અને એક ગમગીન શાંતિ પથરાઈ ગઈ. એ શાંતિને તોડતો એક બીજો કોલાહલ સંભળાયો. એક ટોળાની સાથે વાત કરતા બે અજાણ્યાઓ વિચિત્ર જાતનો પોશાક પહેરેલા, ખંધી અને કપરી નજરો નાખતા ચાલ્યા આવતા હતા. એમની સાથે આવનારા લાલ સૈનિકો આવીને કહેતા હતા, 'આ બનેને કોમરેડ ચુએ મોકલ્યા છે, આ બંને આ પર્વતમાળાના મશહૂર બહાર-વટિયા ચુ-આન અને ટાંગ છે.'

'અમે પણ આજ સુધી શ્રીમંતો પર ધાડ પાડી છે અને ગરીબોને દીધું છે.' બેમાંનો મોટો ખુરશી પર બેસતાં બોલ્યો.

'શું!' ચુ જોઈ રહ્યો.

'શું કેમ! ધન-ધાન અને...'

'પણ આપણે હવે આખો ચીન દેશ ગરીબો લે, અને ગરીબો જ તેને...'

'આ બધું તો ઠીક છે પણ...' નાનો ટાંગ બોલી ઊઠયો.

'તમે ચુને તો મળીને આવ્યા ને!' માઓએ સામો સવાલ પૂછ્યો.

'હા.'

'વાતચીત થઈ ને!'

'થઈ, થઈ' યુઆન બોલી ઊઠ્યો, 'પણ અહીં તો બધ કોમરેડો છે...બધા જ...અમને અહીં નહિ ગોઠે. અમારાં સેંકડે માણસ લઈને અમે આવીએ તે એટલા માટે નહિ...અહીં અમને ગોઠે જ નહિ'

'પણ કંઈ કારણ?'

'બધા કોમરેડો છે ત્યાં!' ટાંગ બોલી ઊઠ્યો 'કોઈ મોટું નહિ, કોઈ નાનું નહિ,...કોઈ ઉપરી નહિ, કોઈ હાથ નીચેનો નહિ, કોઈ નેતા નહિ, કોઈ ચેલા નહિ અને કોણ સરદાર ને કોણ સૈનિક'...અમે આવું નહોતું ધાર્યું'

અને બધાં ટોળાંઓ હસવું ખાળતા આ બંને બહારવટિયાને નીરખી રહ્યાં.

અને પછી એકાએક સામટાં બ્યુગલો વાગવાનો અવાજ સંભળાયો, અને ચુએ પેલા બંનેને માનથી કહ્યું, 'આજે મેનો પહેલો દિવસ છે, આખી દુનિયાનાં ગરીબો અને શ્રમજીવીઓ આજે પોતાની લડાયક હિલચાલના હિસાબ કાઢશે. આજે શ્રમજીવીઓની નવી લડતોના શપથ લેવાશે. આજે આપણી છાવણીમાં પણ એવું જ થશે. આપણે મોટી સભા રાખી છે. ત્યાં લોકગીતો ગવાશે અને...તમે પણ આજ આવ્યા તે ઠીક થયું'

'આખી દુનિયામાં આજે આખી દુનિયાના ગરીબો શું કરશે તે તમે શું જાણ્યું!' બંને ન માનતા હોય તેમ હસતા જોઈ રહ્યા.

'આ દિવસનું નક્કી થઈ ગયું છે.' ચુ હસ્યો અને સૌ સભાચોકના વિશાળ મંડપ પર જવા ઊઠ્યા.

૧૯૨૮ના મેનો પહેલો દિવસ ચીંગ–કાંગ–શાન પર્વતનાં બરફ ઢંકાયલાં શિખરોની છાયામાં બાકીની દુનિયાને અજાણ રીતે ઊજવાતો હતો. નૂતન ચીનના લાલ જોદ્ધાઓની પહેલી જમાવટ પ્રાચીન સમયના આ મહદ્ભુત પર્વતધામમાં ઊજવાતી હતી. આ પ્રચંડ

પર્વતની તળેટીઓ અને શિખરોમાં પ્રાચીન બુદ્ધો આજે ખોલતા નહોતા. પ્રાચીન શિલાલેખો અને કોતરકામો અહીં આજ સુધી ભાવિકોને ખેચતા ગહનતામાં ગરકાવ કરતા નિશ્ચલ પડ્યા હતાં.

આજે જાણે પહેલી વાર આ પર્વતમાળમા જીવન ઝરૂઝરૂથી ઊડતું હતું. લાલ ઝંડાઓ લહેરાતા હતા. ઇતિહાસના નિર્ણયો નિરધાર કરતા હતા.

હજારો ઇતિહાસી યોદ્ધાઓ અહીં પોતાના કલેવરો હોય તેવી છબી દાખવતા હતા. એકેએક હલનચલન અહીં આવેગની અચળ શ્રદ્ધા ભરીને જૂના જગતના દુશ્મનોને તારાજ કરવાની ચંડ છબી રચતા હતા. આ ચીંથરેહાલ અદના માનવીઓનો મેળો આજના દિવસે આખા ચીનની માનવતાની વિરાટ છબી બનીને ચીનના દેહ પર ગોઠવાયલી શાહીવાદી ભૂતાવળો અને તેમના ખાંધિયાઓની જગી યંત્ર આયુધી જમાવટને હીંગણી અને નહિવત દેખાડી દેતો હતો.

એ જ છાવણીની મકમનાની બે વિપ્લવી પાંખ જેવા બેરુ-બંધ માઓ અને ચુ હતા. માઓ આજના દિવસનો સદેશો કહેવા ઇતિહાસનો લાલ વાહક હોય તેવો વ્યાસપીઠ પર ચઢતો હતો એ આરતેથી ઊભો થતો મક્કમતાની નજર નાખતો મેના પહેલા દિવસની છબી ખુલ્લી મૂકતો હોય તેમ ઇતિહાસની વાત કહેતો હતો. મંત્રમુગ્ધ બનતી લાલ માનવના જાણે પર્વતરાજ પરથી વહેતી વાદળીઓ પર ઝોલે ચઢતી હતી મેના પહેલા દિવસની માનવતા વિરાટની નજર સામે અંકાતી હતી. જાણે રશિયન, જરમન, ચીની અને અમરિકી માનવતાના નગરો, પણ આજે જ મેના પહેલા દિવસના જયગાન ગાતાં સંભળાતા હતાં.

પછી વિરાટમાનવનો કાળ પુરુષ હોય તેવો ચુ ઊઠતો હતો. ચુ–માઉ લાલ ફોજ ઝિન્દાબાદની એક ગર્જના પર્વતની કંદરાઓમા ઘુમરાતી શિખરોને ભેદતી ઊડતી હતી.

એ જ એ મહામેનાની હતો જેને ચીની જનતાએ પોતાની દંતકથામાં વણી નાખવા માંડ્યો હતો. લાલફોજના અણુપરમાણુમાં ઓતપ્રોત થયેલા એને વ્યક્તિ તરીકે શોધવો શક્ય નહોતું. એટલે જ એ એના દુશ્મનોને સંઘ–તાકાતથી ડારતો હતો, એટલે જ એ એના શિકારીઓના હાથમાં વિરાટનો દેહ બનેલો શમાતો નહોતો. એટલે જ એનો નિરધાર વિરાટની પગલી બનીને પથરાતો, લડતો, ઘવાતો તોય ચીની ધરતીને ચૂમી ચૂમીને અખંડ ઊડતો રહેતો હતો.

પ્રાણનાં પોડાપૂર દોરતો, ગોઠવતો અને સંચલન ફેરવતો એ ચાલ્યો હતો. ચીની જનતાની કલ્પનાએ એને કેવો લાડીલો બનાવીને લહેરાવ્યો હતો! એને પવન પર ઊડતો દેખાડ્યો હતો, સાત રંગનું મેઘધનુષ પહેરતો આલેખ્યો હતો અને જોજનની ફાળ ભરતો, ડુંગરાઓ ઠેકી જતો, દસ હજાર વાર દૂર દેખતો, લટકતી ફરશીવાળો, બંદૂકના નિશાનવાળો, ભાલાનો વીંધ પાડતો, દુશ્મનોના રામ રમાડતો દાખવ્યો હતો.

પણ એ તો અનેકોમાંના એક જેવો, ઊંચો પાતળો અને ભાજરમાન સળગતી આંખ સાથે અનુરાગની મીઠાશ મેળવતો લાલ સિપાહી હતો.

જર્મનીથી લશ્કરી તાલીમ લઈને આવ્યો તેવો એ સીધો કોમ્યુનિસ્ટ પાર્ટીનું મથક ઢૂંઢતો આવતો હતો, એ કહેતો હતો, 'મારી પાસે સંગ્રામ ખેડવાની હિંમત છે, આયુધ વાપરવાની આવડત છે, લશ્કરો દોરવાની કળા છે પણ આવડત પ્રાણ વિના ખપ આવતી નથી અને સાચો પ્રાણ કચડાયલી માનવતાની જેહાદમાં જ જાગી શકે છે.'

એટલે એ આવ્યો તેવો ચીની જનતાના રાજકારણનું ઘર શોધતો કમાડ ઠોકતો હતો અને શાંગહાઈથી પેકિંગ આવતો હતો ત્યારે ૧૯૨૬ની સાલ શરૂ થઈ ગઈ હતી.

અને પછી એ ઓગસ્ટના ૧૯ મા દિવસે નાનચાંગના બળવામાં જોડાયો અને નવમા લશ્કરનો વડો બન્યો. ત્યારે એના સાથીઓમાં 'યાઉ-એન-લી, હો-લુંગ, શાંગ, લુ તથા લીન જેવા મશહૂર લાલ યોદ્ધાઓ હતા. ત્યારે નાનચાંગ બળવાના આરંભથી માંડીને છેલ્લા સંહાર સુધીની બધી યાદ એણે ભરી રાખી હતી. આજે એ યાદોમાંથી અંગારા ફૂંકતો પહેલી વાર માઓને મળતો પહેલી જ અસરે બોલતો હતો, ' જનતાના સાચા રાજકારણનો એ સુકાની કેવો મહાન છે !'

આજે એનું જંગી જીવન જનતામાં તરબોળ કરી ચૂકતો એ પોતાની જીવનકથાને લાલ ફોજના જીવનતંતુમાં વણી લેતો હતો.

અને કોઈ કોઈ વાર એક નિખાલસ બાળકની જેમ કહી પડતો કે ' મારે ય અંગત જીવન છે હોં ! આજ લગણમાં હું બે વાર પરણી ચૂક્યો છું. મારી પહેલી સ્રીથી મને એક દીકરો હતો પણ હમણાં તે ક્યાં હશે તેની શી ખબર ! પછી પચીસ વરસની ઉંમરે હું બીજી વાર પરણેલો પણ પછી મારો પંથ ફંટાયો અને હું દક્ષિણ હુનાનના બળવામાં પહોંચ્યો ત્યારે ત્રીજી વાર પરણ્યો. પણ મારી સાથોસાથ રહીને લડતી વુ-ચુ-લાન પકડાઈ અને હુનાનના ગવર્નર હો-શીએ તેનો શિરચ્છેદ કરાવ્યો ત્યારે એ સાવ જુવાન છોકરી હતી. અને હું આજે ય...' બોલતો એ કાળપુરુષ સરમાઈ પડતો.

આજે ચીંગ-કાંગ-શાનની લાલ છાવણીમાં આજના જ દિવસે એ કાંગ સાથે પરણવાનો હતો. કાંગ એની રણવગડાની સાથીદાર હતી. કાંગ-કે-ચીંગ ચીની રણચંડીઓની ટુકડી લઈને ક્યાંયથી અનેક લડાઈઓ લડતી આજે એની સાથે આવી પહોંચી હતી અને એ લાલ સેનાપતિ સાથે લગ્નથી જોડાતી કહેતી હતી, ' એ તો, અમે એકબીજાને ગમી ગયાં છીએ એટલે મનોમન મળી ગયાં એટલે પરણીએ છીએ પણ અમે ક્રાન્તિની લોકહિલચાલનાં સાથીદારો છીએ એટલું જ...લાયક એકમો.'

# ૧૯૨૮ના મેનો ૩૦મો દિવસ

મે મહિનાનો ૩૦મો દિવસ આજે પાછો એક વરસે આવી પહોંચ્યો હતો એ દિવસ પર પરદેશી સામ્રાજ્યવાદી ગુમાસ્તાઓએ ચીની લોકનો સંહાર કર્યો હતો એ દિવસ પહેલાં આજે ચાંગ-કાઈ-શેકે સામ્રાજ્યવાદી ખૂનીઓ સાથે ભાઈબંધી બાંધી દીધી હતી એટલે એ ભાઈબંધીના પ્રેમમાં એણે અગાઉથી જ ચીનના નગરો શાંઘાઈ, કેન્ટન અને નાનકીંગ પર લશ્કરી કાયદો જાહેર કરી દીધો હતો

તોપણ ૩૦મીની વહેલી સવારથી જાલિમોના કાળજાં ધડકતાં રહ્યાં હતાં ૩૦મીનો જુનો અચાનક રીતે જનતાના કોઈ જુવાળને ખડો કરી દેશે એવી દહેશત ૩૦મીની સાંગતી યાદ આભાસ બનીને ચીન પર ઝઝૂમતી હતી એ ઝઝૂમતા પડછાયા નીચે ચાંગની કાર્યવાહીએ જાસૂસો, પોલીસો અને લશ્કરને સજ્જ કર્યું હતું માલિકો અને આધિપત્યોના લશ્કરો ધાંધલનો અવાજ સાંભળવા કાન માંડીને તૈયાર બન્યા હતા અને ચાંગની રણગાડીઓ બજારોમાં ફરવા નીકળી હતી ,

અને ચીનના હવામાનમાંથી ક્યાંકથી એકાદો અવાજ ટપકી પડ્યો કે '૩૦મી મેના શહીદો ઝિંદાબાદ' ઓ ધુંધવાટનો હોંકારો શાંઘાઈના બજારોમાં સળવળાટ ઊઠ્યો તોપો લાદેલી મોટર ગાડીઓ દોડવા માંડી અમેરિકન વસાહતના પોલીસો તોપો પાછળ ટોપીને ઊભા

અને એમને જે જોઈતું તે મળ્યું. યંત્રાયુધો ફરતાં થયાં. છોકરીઓ અને છોકરાઓ, મજૂરો અને સ્ત્રીઓ ૩૦મી મેને યાદ કરવા માટે મરેલાં પડ્યાં. કારાગારો ઊભરાઈ ગયાં અને યાતનાઘરોમાં ચિત્કાર ઊડ્યા. ઘવાયલાં દવાખાનાંઓમાં માયાં નહિ.

અને શાંગહાઈ પર ઊડની એ યાદની પાંખો હુનાન અને ક્રીઆંગસી પ્રાંતની સરહદ બનેલી પર્વતમાળ પરથી સાત જિલ્લાઓ પર ફફડી ઊઠી. લાલ લડવૈયાઓ સાથે ગામેગામ અને કસ્બાઓમાં હજારો નરનારીઓ ભેળાં મળ્યાં. ચીંગ–કાંગ–શાનની પર્વતમાળની ચારે કોરના જનપ્રદેશો પર જુવાળ ચઢ્યા. જનજેહાદના નાદ એ પર્વતમાળને ફરતા મેના ૩૦મા દિવસની યાદને ઊભરાવતા નૂતન ચીનના આકાર ઘડતા, રણહાક ગજવી રહ્યા.

હુનાન પ્રાંતની પશ્ચિમ દિશામાં ત્રણ જિલ્લાઓના ત્રણ નગર પર ૩૦મીની યાદ જાગી ઊઠી ક્રીઆંગસીના ચાર જિલ્લાઓમાં ચાર નગરે ૩૦મીના શપથ લીધા. વચમાં પડેલા ચીંગ–કાંગ–શાનની દીવાલોમાં સાત જિલ્લાના સેંકડો ગામોએ ૩૦મી મેનો જયકાર ગાયો.

આ સાત જિલ્લાઓવાળા હુનાન–ક્રીઆંગસીના સોવિયટ પ્રદેશ પર અંગ્રેજ–અમરિકી શાહીવાદે મદેલાં અને સજેલાં ચાંગનાં લશ્કરો એ ૩૦મી મેનો અવાજ અનુસાંધીને તાકતાં તૂટી પડ્યાં. એના દક્ષિણ તરફથી આવેલા ધસારાને ખાળવા ખાણિયા, કામગારો અને કિસાનોની બનેલી ૨૮મી હરોળ કૂચ કરી ગઈ અને ચુંગસીન નગર આગળ પહોંચેલાં ચાંગનાં લશ્કરોના બીજા ધસારાને રોકવા દેવે કામદારો અને કિસાનોની બનેલી ૩૧મી હરોળ પહોંચી ગઈ.

અને ૩૦મી મેનાં ખમીર ખડકાવી દેતા લાલ લડવૈયાઓના રક્તના ગંજ ખડકાઈ ગયા. ૩૦મી મેના લાલ બિરુદ પામીને ઘવાયલાંઓની લંગાર ચીંગ–કાંગ–શાનની સારવાર છાવણીઓ તરફ વહેવા માંડી.

ચીંગ-કાંગ-શાનની પર્વતમાળ પહેલી વાર નૂતન ચીનના ધબકતા શ્વાસ પર ધમધમી ઊઠી. નીંગઆંગ નગરની આસપાસનાં કિસાન નરનારીઓ અને બાળક-બાળકીઓ પણ જનજેહાદમાં શામેલ થયાં. જંગે ચડેલા જીવને ચીની જનતાનાં જીવતરના તંતુઓ વેગથી ફરતા બનાવી દીધા.

ચીંગ-કાંગ-શાન પરથી મહાસેનાની ચુ-ટેહની છાવણીની બધી ઑફિસો દિવસરાતભર કામગીરી બજાવી રહી. તરુણ દૂતો પર્વતમાળ પર દોડતાં થઈ ગયાં. પર્વતનાં બધા ઘાટ પર ખુલ્લા પગવાળાં અદના માનવીઓએ ગુપ્ત મથકો પરથી દરેક લડાયક એકમને ખોરાકી, દારૂગોળો અને આયુધો પહોંચાડવા માંડ્યાં. રણમોરચાનાં દોડતાં દવાખાનાં કિસાન દીકરાંઓનાં અનુરાગભર્યાં કલેવરો પર ફરતાં થયાં. રણમેદાનમાં જઈને જીવતરનાં દાન દઈને લાલ લડવૈયાના ઘાની માવજત કરતી માતાઓ અને બેનો, ચીની ગ્રામપ્રદેશોમાંથી ઊમટી પડી.

ત્રણ વરસ પર શાહીવાદી જલ્લાદોએ શાંગહાઈમાં વીંધી નાખેલા કામદારો અને વિદ્યાર્થીઓની યાદ જાગતી થઈને ચીંગ-કાંગ-શાનની જેહાદની આગ સંકોરી રહી. શાંગહાઈની શહાદતના આકારો દિવસ રાતભર લાલ લડવૈયાની રણહાક બનીને દોડતા રહ્યા.

આજ સુધી ચીંગ-કાંગ-શાનનાં યાત્રાધામોમાં જકડાયલા પ્રાણ-દેવતાઓ (ફેંગ-શુઈ) જાણે ફૂંફાડા ભરતા જાગી ઊઠ્યા. પર્વત-માળ પર બાંધેલાં વિશાળ દેવળોનાં ખાલી પડેલા બુદ્ધ અને ટાઓ મઠમાં જનજંગની જાતર જાગી ઊઠી. એક વિશાળ દેવળમાં ચીની લોકોના ઘવાયલા દીકરાઓની સારવાર થતી હતી. એક બીજા બૌદ્ધ દેવળમાં લશ્કરી તાલીમના વર્ગો ચાલતા હતા. ત્રીજામાં આયુધો અને દારૂગોળો ભરાયો હતો. ચોથા દેવળમાં નૂતન ચીનનો લોકપ્રચાર છાપનારાં પત્રો દિવસરાત ચાલતાં હતાં. બધા

મેંહોમાં લાલ લડવૈયાના નિવાસ હતા અને પર્વતની ગુફાઓમાં કામદારો હથિયાર ઘડવાની ધમણો ધમતા હતા.

જનજેહાદના યાત્રાધામ જેવો ચીંગ-કાંગ-શાન ધન્ય બન્યો હતો. એ, જેહાદના લાલ સેનાનીઓના ડેરાતંબૂ પોતાના દેહ પર ધરીને જાગી ઊઠેલો પર્વતરાજ એના આવાસોમાં કોતરાયલી કવાંગ-યીન ( જગદંબા ) અને લોહાનો ( શુદ્ધ સાધુઓ )ની પત્થરમાં કોતરાયલી પ્રતિમાઓને હસાવી રહ્યો હતો.

નૂતન ચીનને નિપજાવવાનાં આયુધ ધરીને નીકળી પડેલાં આજે અહીં નિવાસ નાખીને પડ્યાં હતા. હથિયાર સજીને નીકળતી કાંગની ટુકડીની ઝી-માઈ નામની રણચંડી દીકરી એક દીવાલમાં કોતરાયલી કવાંગ-યીનની પ્રતિમાને વહાલ કરતી રણ-મોરચે નીકળતી કહેતી હતી, ' હું તારી બેટી...મારું નમ્ર નામ ઝી-માઈ છે. માડી...હું આ ધરતીને યુગ યુગથી ખેડતા એક ગરીબ કિસાનના ઘરમાં જન્મીને દુકાળમાં એક વુ નામના જમીનદારને ત્યાં વેચાઈને પણ બળવો કરીને વુને ઠાર કરીને...અને આ મારી રાઈફલ એ જમીનદારને ત્યાંથી લેતી આવી છું. '

' અને આજે એ ચુંગ-ટુઈ ( ૧૩૦ સૈનિકની ટુકડી )ની સરદાર બનીને જનજેહાદે જાય છે ' બોલતું કોઈ ગુફાઓમાં પડઘા પાડતું હસી પડતું હતું.

એવી જીવતી બનેલી પર્વતમાળામાં સુંગ નામના એક લુહારની કોઢમાંથી આવેલા કામદાર સરદારે દારૂગોળો બનાવવાનું કારખાનું સરજ્યું હતું. એમાં એકસો ચાલીસ કામદારો રાઈફલથી સજ્જ બનીને એક જ ઘડીમાં સૈનિકો બનવાની તૈયારી સાથે કામ કરતા હતા, અહીં કાટમાળમાંથી આયુધો બનતાં હતાં. અહીં જ આયુધોનાં સમારકામ ચાલ્યા કરતાં હતાં.

અહીં કિસાન જનતાનાં હજારો નવાં દીકરા-દીકરીઓએ

લડાયક, ભેખ ધર્યા હતા. અહીં ચુ-માઉ લાલ લશ્કરની ૨૮, ૨૯, ૩૦ અને ૩૧મી હરોળો ઝઝૂમી ચૂકી હતી.

આજે પાછી ક્યોમીનટાંગની સોનેરી ટોળકીએ સજેલા વેઠિયાઓના લશ્કરો અતિ મોટી સંખ્યામાં આ લાલ જમાવટને લાલડાકુઓ કહેતા ૨૦મી મેના અનુસંધાનમાં ચીંગ-કાંગ-શાનને ઓતરાતા આવી પહોંચ્યા હતા.

એટલે આ પર્વતમાળાને વીંટળાયેલી ગ્રામજનતા ઉજાગરી ખેતરો ખેડતી અનાજ સંતાડતી સંગ્રામની ઊંડાણપીડ બનવાની તૈયારીમાં પડી હતી. ચીંગ-કાંગ-શાનની બધી કંદરાઓમાં, બધી ટેકરીઓ પર અને બધા ઘાટ પર કાળના એંધાણ માંડતી લાલ ચોકીઓ બેસી ગઈ હતી.

ચીંગ-કાંગ-શાનના રસ્તાઓ પરથી લડાઈના મથકો પર લાલ યોદ્ધાઓ જતા હતા. ચીંગ-કાંગ-શાનની બધી વસ્તી નીંગકાંગ નગરને ફરતી ખેલાતી લડાઈ તરફ ધસતી હતી. ચીંગ-કાંગ-શાન પરના વસવાટની ચોકી કરવા તથા લાલ છાવણી તરફ જતા રસ્તાઓનું રક્ષણ કરવા ચોકિયાત દળો ગોઠવાઈ ગયા હતા.

નીંગકાંગ નગર પર લાલ ઝંડાઓ ઊડતા હતા. નીંગકાંગને નજરમાં રાખીને ચાંગની સફેદ હરોળો જંગી સંખ્યામાં અને જંગી આયુધો ધરીને પૂર્વમાં યુગનીંગ નગર તરફથી તથા ઉત્તરપૂર્વના યુગસીન નગર તરફથી ચડતી હતી. એ બન્ને ચડાઈઓ પાસે જોઈએ તેટલાં યંત્રાયુધો હતાં, રણગાડીઓ હતી અને શાહીવાદી ભાઈબંધોએ ચાંગફાસીને દીધેલા દારૂગોળા અને કારતૂસોના ઢગલા હતા.

સાત પુલોના સંગ્રામ તરીકે ચીની લાલનો એક સંગ્રામ ચીનના ઇતિહાસમાં મશહૂર બન્યો. પગથી માથા સુધી સજાયલા, યંત્ર આયુધોએ ચડેલા ચાંગના દશહજાર સૈનિકોએ ચારહજાર લાલ લડવૈયા પર હલ્લો કર્યો.

ભયાનક સંગ્રામનો શોર ઊભરાયો. વિકરાળ અવાજો ઊભરાવતો આવો ઘોર સંગ્રામ લાલ લશ્કરે પણ પહેલી વાર દીઠો. ટનબંધી જમીનને ઉખેડી નાખતા ગોળાઓ, ધુમાડાના ગોટાઓ, ગોળીઓનો વરસાદ, એ બધામાં તરબોળ થતાં લાલ ચીનનાં માનવીઓ પાછાં હઠ્યાં નહિ. લાલ લડવૈયાઓએ ઘડેલી લાકડાંની તોપોવાળી દોડતી ટુકડીઓ જ્યાં હતી ત્યાંથી પાછી હઠી નહિ. એક ભયાનક ચિચિયારી કરતી ટુકડીઓએ મોત સામે વિકરાળ ધસારો કરી મૂક્યો.

અને કિસાન નારીઓ અને બાળકો હતાં તે હથિયાર ધરીને તૂટી પડ્યાં. દૂર દૂર રહેલાં કિસાન ટોળાંઓ લાલ દીકરાઓ માટે આણેલા ખોરાકની પોટકીઓ દૂર ફેંકીને ઝંપલાવતાં દોડ્યાં. કિસાન નારીઓનાં ટોળાંએ સફેદ જલ્લાદોને બાથમાં લઈ પીંખવા માંડ્યાં.

એક કિસાન નારી એક ઝાડની ડાળી પરથી લટકતી ને છલંગ દેતી ચીસ પાડતી દોડતી આવતી હતી, અને રણઘેલી બનીને આંખો ફાડતી બોલતી હતી, 'એ આવી દીકરા.'

એ લડાઈ ભૂલી હતી. વરસતા મોતને ભૂલી હતી. એ પોતાની જાતને ભૂલીને એક જ ધનખના પર ધા નાખતી કહેતી હતી, 'એ આવી દીકરા...' એના કાનમાં લડાઈમા ગયેલા એના દીકરાનો અવાજ ચીસ પાડી ઊઠતો સભળાતો હતો.

અને મોતમાં મિજલસ માણતી મરણને પડકારતી વિકરાળ હસતી એક ઘવાએલા કલેવરને ખાંધ પર ઉપાડતી પાસેની ટેકરી પાછળ ભાગી છૂટતી હતી, અને આરતેથી અનુરાગનો બોજ ગોઠવતી ઘવાયલા કલેવરને પાટો બાંધતી લાલ લડવૈયાના ચહેરા પર વિકરાળ હસની નીરખી રહેતી હતી.

'એ તો હું છું માડી.'

'મેં તારી બૂમ સાંભળી...મેં તારો સાદ ઓળખ્યો અને મેં...મને કોણ મારી શકતું હતું બેટા!'

## ૨૭

# લાલ ધૂમકેતુ ગયા પછી

ચીંગ-કાંગ-શાનને ફરતો સંગ્રામ મેના ૩૦મા દિવસ પહેલાંથી શરૂ થઈ ઑગસ્ટ સુધી પહોંચી ગયો. સોવિયટ પ્રદેશ હવે સુંગસીન નગરથી ચીંગ-કાંગ-શાનને ફરતા પ્રદેશ જેટલો ટૂંકો બની ગયો હતો. લાલ લશ્કર ભૂખમરામાં ધકેલાઈ ગયું હતું. અને કંદમૂળ તથા ચીંગ-કાંગ-શાન પર સંઘરાયેલા અનાજનું એક ટંક રેશન ખાઈને જીવતું હતું. દવા અને મીઠું ખતમ થયું હતું. ઘવાયેલાઓ ઉપચાર વિના મરતાં હતાં, ચીંગ-કાંગ-શાન પર વિકરાળ કાળનો પંજો પડી ચૂક્યો હતો, રોગચાળો શરૂ થઈ ગયો હતો.

અને વાન્યાંગ પર્વત પણ દુશ્મનને હાથ પડયો. વાન્યાંગ પરથી નીંગહાંગને બાજુ પર રાખીને ચીંગ-કાંગ-શાન પર ચડતા એ ઘાટો પર ચાંગનાં લશ્કરો ચઢવા લાગ્યાં. બને ઘાટ પર ઑગસ્ટના આખરી દિવસોનો સંગ્રામ શરૂ થઈ ગયો.

બને ઘાટ પર ચોકી કરતી લાલ ટુકડીઓ તોપમારા નીચે આવી ગઈ. બને ઘાટ પરના લાલ લડવૈયાઓનો દારૂગોળો અને કારતૂસો ખૂટી ગયાં. ફરતા ગોળાઓના ખાડામાં, મોટી શિલાઓની પાછળ અને ઝાંખરાંમાં ભરાઈને લાલ લડવૈયા લડતા રહ્યા. બંને ઘાટો પર લાલ યોદ્ધાઓનાં સેંકડો શબો દફનાવ્યા વિના છવાઈ ગયાં. બને ઘાટ પરથી શિલાઓ ગબડાવતા લાલ યોદ્ધાઓ ચાંગના ધસારાને ખાળી રહ્યા.

ઑગસ્ટની આખરે બંને ઘાટ પરની ગણતરી થઈ. હજારોની સંખ્યાવાળાં ચાંગનાં લશ્કરોની સામે આડસો લડવૈયાની આઠ કંપનીઓમાંથી હવે એકાવન જીવતા રહ્યા અને એકાવન મરણિયા એકાવન હજાર બનીને સફેદ શયતાનોને ખાળી રહ્યા હતા.

ત્યારે ઉત્તરનું નીગકાંગ પણ પડ્યું. નીગકાંગ નગર પર ચાંગની પાંચ રેજિમેન્ટનો ભાર ગોઠવાઈ ગયો. એકથી બીજા છેડા પર નીગકાંગ નગરમાં સપડાયેલાં કિસાન કામદારોને રોજનાં સેંકડો લેખે વીંધી નાખવામાં આવ્યાં. સ્ત્રીઓ અત્યાચારમાં ચૂંથાઈને મરેલી પડી. બાળક-બાળકીઓની કતલ ચાલી.

ત્યારે વાન્યાંગ પર્વત પરથી ઠેકીને ચીંગ-કાંગ-શાનના ઘાટ પર આગળ વધેલો ચાંગ-કાઈ-શેકનો એક પેંગ નામનો સરદાર પોતાનાં પાંચસો માણસ લઈને ઉતાવળો કાસદ દોડાવતો હતો.

મરણ પર પ્રાણ પાથરીને ઊભેલા પેલા એકાવનના આગેવાનને પેંગનો એ‌વિયો સમાચાર લાવતો હતો, 'તમારા લાલ સરદાર પાસે પહોંચવા હું મારા પાંચસો કિસાન લડવૈયા સાથે આવી પહોંચું છું. હું પરાજય પામ્યો છું, તમે વિજયી છો. હું મારું માથું ક્રાન્તિના ચરણમાં ઝુકાવું છું.'

અને ત્રીસ વરસનો જુવાન પેંગ અણીને વખતે લાલ લડવૈયાનો સાથીદાર બનીને આવ્યો. મજબૂત બાંધાનો, ઠીંગણો, બુદ્ધિના તેજથી ચળકતી આંખોવાળો, એની લડાયક સ્ત્રી સાથે ચીંગ-કાંગ-શાન પર પહોંચ્યો અને એણે એની સમશેરને લાલ લડવૈયાના સાથમાં ઝુકાવી લાલ સલામી ભરી.

ક્રેટોકટી પર વિચાર કરવા બોલાવેલી ચુ-ટેહની સંગ્રામસમિતિમાં નવો મહારથી ઉમેરાયો. સંગ્રામસમિતિએ બધા લાલ નાયકોને ભેગા કર્યા. બધા લાલ મંત્રીઓ અને આગેવાનો ચીંગ-કાંગ-શાન પર ભેગા મળ્યા.

'આપણી' કટોકટી વેળા આપણે શરણે જવાનો તો વિચાર સરખો પણ કરવાનો નથી હોતો એટલે આપણી સામે ખુલ્લા રહેલા એક જ માર્ગનો વિચાર બાકી રહે છે. એ માર્ગ ચીંગ-કાંગ-શાનને છોડી જવાનો છે. આપણને ફરતી નંખાયેલી મરણની ભીંસને તોડીને દક્ષિણ કીઆંગસી તરફ નાસી છૂટવાનો છે.'

અને કોઈ કંઈ બોલ્યું નહિ. એક ભયાનક ભાવિમાં ડોકિયું કરતા હોય તેમ સૌ મરણિયાંનાં હાડપિંજર બનેલાં સુક્કાં અને ભૂખ્યાં કલેવરોમાંથી સળગતી આંખો ટગમગી રહી અને ચુએ આગળ ચલાવ્યું: 'હું, માઓ અને આપણા તમામ સરદારો તથા આપણી ૨૮ અને ૩૧મી રેજિમેન્ટો અને એક ખાસ બેટેલિયન આ ઘેરો તોડીને દક્ષિણ તરફ ધસીએ અને ત્યાં જઈને...'

'પણ મારા સિવાય...હું પાછળથી આવી પહોંચીશ...મારી સૌ સાથીઓને એક વિનતી છે કે આપણા ખાણિયા કામદારોની ટુકડી સાથે સુંગ છે પણ હજુ એ બીમાર છે, આપણી રણચંડી ઝી-માઈ પણ છે પણ એનો ઘા હજુ પૂરો રુઝાયો નથી. તમે ઘેરો તોડીને અહીં ભાગી જતા લાલ ધસારા પાછળ બધી તરફથી જ્યારે ચાંગનાં લશ્કરો દોડશે ત્યારે તેમને પાછળથી ટૂંપવા માટે અને ત્યારે ચીંગ-કાંગ-શાન પરના હળવા બનાવાના ભાર વખતે આપણે ફરી વાર નીંગકાંગ પર હલ્લો કરીએ, આપણે ચીંગ-કાંગ-શાન પર ચાંગના જલ્લાદોને ખેંચી રાખીએ જેથી તમારો માર્ગ હળવો બને અને કૂચ ઉતાવળી બને નહિ તો શયતાન દુશ્મનોની સોબતમાં શરૂ થયેલો શિયાળાનો બરફ અને ઠંડી પણ આપણી માટે જીવલેણ બનશે.'

'એટલે!' ચુ જોઈ રહ્યો.

'હું અહીં જ રોકાઈ જવા માગું છું, સુંગની સાથે.' પેંગ બોલ્યો.

અને સૌ સંમત થયાં.

પછી બીજા દિવસની સવારે ચીંગ-કાંગ-શાન પરથી પેંગનાં આક્રમણોના ભૂખ્યા, ચીંથરેહાલ અને હાડપિંજર દેહો ઓચિંતા તળેટીઓ પરથી નીચે ધસતા તૂટી પડવા લાગ્યા. આસપાસનાં તમામ ગામોમાંથી હવે એમનો ઊંડાણુ બચાવ કરનારાં તરુણો અને કિસાન નરનારીઓ રહ્યાં નહોતાં. ગામનાં ગામ સળગી ગયાં હતાં. રસ્તા પર રઝળતાં શબ અથડાતાં હતાં. જીવતાં સળગેલાં કિસાન-શરીરો પોતપોતાની ઝૂંપડીઓમાં ઝબ્બે થયાં હતાં.

પેંગના લડવૈયાઓ માટે આ બધાં હણાઈ ગયેલાં માનવોના આભાસ વિકરાળ બનીને આ બધાં ઊભાં કેસરિયાંના રણરંગ ઘોળતા હતા.

ત્યારે ચીંગ-કાંગ-શાન પર્વતમાળને લાલ સલામી ભરતી લાલ હરોળો લાલ સરદારોની આગેવાની નીચે ઘેરો તોડીને દક્ષિણ તરફ દોડી જવા કમ્મર કસતી, હથિયાર સજતી હતી.

પાંચસો લડવૈયાને લઈને ચેંગ નીંગકાંગ પર હલ્લો કરીને ચાંગનાં લશ્કરોને રોકી રાખવા તૂટી પડ્યો હતો. બસો લાલ સંત્રીઓ ચીંગ-કાંગ-શાન પર્વતના ઘાટ પર ચોકી કરતા હતા. ઝી-માઇની સરદારી નીચે વધારે ઘવાયલાં અને ગંભીર બીમારીમાં પડેલાં એક હજારની પરિચર્યા ચાલતી હતી. સુંગ અને કાંગ પોતાની ટુકડીઓ લઈને ચીંગ-કાંગ-શાનના ઘાટ રોકવા ખડકાઈ ગયાં હતાં.

ત્યારે ૧૯૨૯ જાન્યુઆરીના ચૌદમા દિવસની માઠી મધરાત થઈ અને દક્ષિણ તરફ દોડી જવા ઘેરો તોડીને ચીંગ-કાંગ-શાનનાં બંધ કમાડ ખોલવા પાંચ હજાર લડવૈયા પર્વત પરથી ઊતરવાના પોતપોતાના નક્કી રસ્તાઓ પર તૈયાર ઊભા. દરેકને બબ્બી હેન્ડગ્રીનેડો અને બોમ્બ વહેંચી આપવામાં આવ્યા હતા. દરેકના ખભા પાછળ રાઇફલ લટકતી હતી.

પછી લાલ પ્રવાહો પર્વતના ભયાનક રસ્તાઓ પરથી સરવા લાગ્યા. જ્યાંથી ઊતરવાની કલ્પના સરખી પણ મુશ્કેલ હતી ત્યાંથી ચૂપચાપ બનીને ચંપાતા પગ ગોઠવીને લાલ લડવૈયાની હારની હાર નીચે ઊતરી.

દિવસ ઊગે તે પહેલાં ચીંગ-કાંગ-શાનની તળેટી વટાવીને દુશ્મનોની પહેલી ચોકીઓ ભેદવા લાલ સૈનિકો તૈયાર ઊભા અને ઓચિંતી ઝપટીને જાગેલી ચાંગની ચોકીઓ પર તૂટી પડતો લાલ ધસારો યુંગસીન નગર પર આગળ વધ્યો.

• યુંગસીનને ફરતા જમીનદારી જથ્થાઓ કંપી ઊઠ્યા. જમીનદારોના લઠિયાઓ બૂમરાણ કરતા દોડી રહ્યા. યુંગસીનનાં પાદરો પર નગારાં વાગ્યાં. યુંગસીન આગળ પહેલી ઉતાવળી લડાઈ લડતા લાલ લડવૈયા યુંગસીનનાં કામદારોએ ખોલી નાખેલાં કમાડમાંથી યુંગસીનની અંદર પેઠા. યુંગસીનની અંદરની ચાંગની ટુકડીઓ લડાઇના ક્રમમાં ગોઠવાયા પહેલાં અંદર-બહારથી કપાવા માંડી.

યુંગસીન પર અચાનક પડતી વીજળી જેવો લાલ ધસારો એક જ ઝબકારમાં આગળ વધ્યો. યુંગસીનનાં સેંકડો કામદારો વાંસ પર અનાજ અને લડાઈનો લૂંટાયલો બોજ લઈને આ લાલ લડવૈયાની હરોળોમાં નવા જોડાયા. યુંગસીન આગળ ભેદાયલા ચાંગ ફાસીના ભરડામાંથી નૂતન ચીનનો અરુણોદય વહેવા લાગ્યો, ત્યારે ચાંગના લશ્કરવાદને ખબર પડી કે આ હલ્લો ભીંસ તોડીને દક્ષિણ તરફ દોડ્યો જાય છે.

એ દોડતા ધસારાનો સંહાર કરવાનાં સૂચનો ઉતાવળાં દોડ્યાં. પણ ત્યારે જ નીગકાંગ ચેંગની સમશેર નીચે પડ્યું હતું. નીગકાંગ પર ભયાનક સંગ્રામ શરૂ થયો હતો.

એમ એક અઠવાડિયું વહી ગયું ત્યારે લાલ ધસારો લાલ ધૂમકેતુ જેવો દક્ષિણની દિશામાં આગળ ધપતો જતો હતો. ત્યારે

નીંગકાંગ નગરમાંથી પેંગ ચીંગ-કાંગ-શાન તરફ પાછો હડતો જતો હતો.

પણ એક અડવાડિયાથી ચીંગ-કાંગ-શાન પર ત્રણ વિમાનો આગ ને લોખંડ વરસાવ્યા કરતાં હતાં. એક અડવાડિયાથી કીઆન નગરથી આવેલું ચાંગનું લશ્કર ચીંગ-કાંગ-શાન પર્વત પર ચડતું પોતાનાં મડદાંના ઢગ પરથી ઠેકી જતું બસો લાલની સમશેરો પર લોહીની છોળો ઉરાડતું ચીંગ-કાંગ-શાન પર પહોંચી ચૂક્યું હતું.

અને નીંગકાંગ તરફના રસ્તા પર થઈને પેંગ પણ ચીંગ-કાંગ-શાન પર્વત પર પાછો ચડતો હતો. એની આંખ સામે પર્વત પર સૂતેલા એક હજાર આજારો અને ઘાયલો ઊભરાતાં હતાં. એના કાનમાં સૂંગ તથા કાગ અને ઝી-માંઈની ટુકડીઓના રણુલકાર અથડાતા હતા.

ત્યારે ચીંગ-કાંગ-શાનના કીઆન તરફના રસ્તાઓ પર મરણિયાં બનીને બેઠેલા બસો યોદ્ધાઓ પાછા હડ્યા અને મરણ પામતા લડતાં લડતાં અને દરેક ડગલે દરેક પત્થર પર પાળિયા રચતા રચતા પોતાની મુખ્ય છાવણીમાં પહોંચીને લડતા હતા. પર્વત પરનાં એમની આસપાસનાં આઠે ગામ સળગી ગયાં હતાં. પર્વતની ગોદમાંનું ચાર્લીગ રાખ, ભંગાર અને મડાંઓથી છવાયલું પડ્યું હતું.

અને છેવટે એ બધાં પર પણ મહાસંહાર ઊતરી પડ્યો.

ત્યારે પેંગ ઉતાવળો ઉતાવળો ચીંગ-કાંગ-શાન પર ચડતો હતો. પણ ત્યારે પેલા જલ્લાદો આ વિકરાળ પર્વતના ખંડેર પરથી, સળગતાં શબ અને આવાસો મૂકીને નીચેનાં મેદાનો પર ઊતરતા હતા. પર્વત પર ચડતા પેંગ પાસે હજારો લડવૈયાની અફવાઓ સાંભળતા ચીંગ-કાન-શાનના મારા ભાગી ગયા હતા.

ત્યારે પેંગ પર્વત પર ચડ્યો. સુંગના કામદાર લડવૈયાઓએ જમાવેલાં અને ચલાવેલાં યંત્રો તૂટી ગયાં હતાં. તૂટી ગયેલાં

યંત્રોમાં કામદારોનાં અંગ ભરાઈ ગયાં હતાં. એ યંત્રોની પકડની ભીંસ લગાવીને કામદાર શબો પડ્યાં હતાં. એ એના જીવતા રહેલા દોસ્તો ચુનંદાઓ સાથે આગળ વધ્યો. લશ્કરી તાલીમ-છાવણી મકાનો અને પથ્થરોનો ઢગ બની ગઈ હતી. એ બેઆંકળો બનીને આજારો અને ઘવાયલાંની છાવણી તરફ દોડ્યો. આખી છાવણી પર એક હજારનાં ચૂંથાઈ ગયેલાં શબ સડસતાં પડ્યાં હતાં. છાવણીની દીવાલો તૂટી પડી હતી. છાવણીમાં વીખરાયલી પડેલી લાશોની કોઈની આંખો ઊતરડાઈ ગઈ હતી, કોઈનાં પેટ ખૂલી ગયાં હતાં, કોઈ ડમણી પડતા ડાળાના ચિત્કાર હજુય એવા ભયાનક હતા. સ્ત્રીઓનાં કપાઈ ગયેલાં સ્તન અને ચિરાઈ ગયેલાં અંગોવાળાં નગ્ન શરીરો પીંખાયાં હતાં.

છાવણીના ચોકમાં એ ઉતાવળો છલંગ દઈને દોડ્યો. છાવણીની બાયાઓ અને લાલ સંત્રીઓ અહીં ઊભી લડાઈ લડ્યાં હતાં. અહીં ત્રી-માઈને પકડીને નગ્ન કરીને એનાં સ્તન કાપવામાં આવ્યાં હતાં તોય જેવી જીવનભરમાં હતી તેવી જ આ લાલ ગ્યુચંડીની સુકી દેહલતા પરના ચહેરાની છબી અનુપમ હતી. મક્કમતામાં બિડાયલા હોઠવાળી અને સળગતી આંખોવાળી એની ભમર અનુસંધાયલી અને અફર હતી. એની પાસે જ ઊંધે માથે ગબડીને પાટડા જેવા પડેલા સુંગનું શબ હતું. એના હાથની પકડમાંનો લાંબો ભાલો હાથની મુઠ્ઠીની મડાગાંઠમાં હજુય જકડાઈ ગયો હતો.

ત્યારે પેંગ જેવા પેંગને પગથી માથા સુધી કંપ થયો. ત્યારે પેંગના હોઠો લડવૈયાના હોઠ મડાના હોઠ જેવા ઠંડા થઈ ગયા. ત્યારે આ વિરાટની મોતપથારી પરથી ચંપાતા પગ થરથરતા બન્યા.

ત્યારે શિયાળાનો છરીની ધાર ઘસતો પવન આ મરણ-ખંડ પર વાતો હતો, ખંડિયેરમાં ખખડતો હતો, મરેલાં પરનાં

કપડાં કે વાળની લટોને હલાવતો મોતને ઢંઢોળતો હતો ત્યારે એક સળવળતા દેહ પર નમી પડતો પેંગ ચીસ પાડી ઊઠતો હતો: ' કાંગ...કાંગ, તું જીવે છે કે હું...ખોટો છું...હું જીવું છું કાંગ ! '

અને સ્મશાનમાંથી મડું જાગી ઊઠતું હોય તેમ લોહિયાળ લટો સંકેલતી કાંગ બેઠી થઈ, ' હું માથા પર પછડાઈને પડી અને મારા પર આ શબ ઢંકાયાં. પછી હું પડી રહી પેલાઓ ગયા ત્યાં સુધી...હું જીવું છું, પેંગ, આપણા સુ-માઉના લાલ ધૂમકેતુને કદમે કદમે પહોંચી જવા...' બોલતી કાંગની આંખે અંધારાં આવ્યાં.

## ૨૮

# લાલ ધૂમકેતુની ઊડતી અગ્નિઝાળ

૧૯૨૯ના જાન્યુઆરીના આખરી દિવસનો પૂનમનો ચાંદ દક્ષિણ ક્વીઆંગસી પ્રાંતના નાનાનકુ નગર પર ચડતો હતો. નાનાનકૂની અંદરની સરકારી ચોકીઓ ધસી આવતા લાલ ધૂમકેતુની છેવટની ખબર કઢાવતી પહેરા ભરતી હતી.

'પણ ધસી આવે છે તો પસાર તો થશે જ ને!'

'હાસ્તો આપણાં ચાંગ-કાઈ-શેકનાં, એ લાલ ડાકુઓને ઓતરાતાં આવતા લશ્કરો આ વખત તો...'

'આ વખત તો અહીં સુધી એમને જીવતા નહિ પહોંચવા દે એમ ને!'

'એમ જ પણ...'

'શું!'

'જાણે ધરતીકંપ થયો...એ તો મને સ્વપ્ન આવેલું.'

'તો એમ કહો ને પણ એવાં સ્વપ્નો સારાં નહિ.'

'એટલે તો મારું દિલ આજ સવારનું ધડકતું જ ઊડ્યું છે.'

એવી નાનાનકુ નગરના વેપારી ખંડમાં નગરના આગેવાન વેપારીઓ ચિંતા કરતા બેઠા હતા ત્યારે કંઈ ધાંધલ જેવું સંભળાયું.

અને વેપારીઓની મંડળી એક પગે કાન માંડતી બીજે પગે અમગીરી આગળ ચલાવી રહી ત્યારે તેમાંનો એક બોલ્યો, 'જાણે અમરતો અવાજ પણ ચમકાવી મારે છે.'

'સમય એવો કપરો આવ્યો છે ને! એનાં બધાં યે માનવાકન સંભળાવા માંડ્યાં છે. સારા ઘરની મરઘી આજે સવારના પહોરમાં જ કાગડા જેવો અવાજ બોલતી હતી લો માનશો!'

અને એક મોટો અવાજ ધડકી ઊઠ્યો. બંદૂકોના ગોળીબાર બરાબર વેપારી ચોકમાં સુસવતા સંભળાયા. અને એક જણ ઉતાવળો બહાર દોડીને અંદર આવ્યો, 'એ આવી પહોંચ્યા... દેખો તો!' અને આખું વેપારી મંડળ માથા પર બરફના ડુંગરા પડતા હોય તેવુ ઠરી ગયુ.

નાનાનકુ પડ્યું હતું. ચા–માઉની લાલફોજ નગરનો કબજો લેતી હતી. વેપારી મંડળની ઈમારત પાસે લાલ લશ્કરની એક ટુકડી આવી પહોંચી હતી.

પછી એ ટુકડીનો આગેવાન બીજા સાત સૈનિકો સાથે ઉપલા ખંડમાં આવ્યો અને વેપારીઓની ગોળમેજ પર સંગીન ધરતો બોલ્યો, 'શુ ચાલે છે?'

'ચેમ્બર ઑફ કોમર્સની મીટિંગ...' ધ્રૂજતો જવાબ બોલ્યો.

'તમે બધા અહીં જ રહો...અમારા બીજા ફરમાન સુધી.'

અને પછી થોડી જ વારમાં બીજું ફરમાન આવી પહોંચ્યું. એક સંગીન પર પરોવાયેલો કાગળ ચેમ્બરની સભાને ધરાયો. એ કાગળમાં લખ્યું હતું, 'નૂતન ચીન ઘડવાની લોકક્રાન્તિના ફાળામાં નીચેની વસ્તુઓ હાજર કરો.'

'બુ–આઓ, કુ ચી!' બોલતો વેપારી મંડળનો પ્રમુખ ઊભો થઈ ગયો, 'જે માગો તે આપવું જ છે...કબૂલ છે, કબૂલ.'

અને લાલ લશ્કરના ઉતારામાં ક્રાન્તિના ફાળા ઠલવાયા. નાનાનકુની સરકારી કચેરી સળગી ઊઠી. નાનાનકુનું કારાગાર ખૂલી ગયું. નાનાનકુનાં કામદારો અને વિદ્યાર્થીઓની એક મોટી રેલી ભરાઈ.

નાનાનકુના થાણાનાં ચોકમાં લાલ ઝંડો ફરકી ઊઠયો. નાનાનકુના સભાચોકમાં હજારોની મેદની ઊભરાઈ ગઈ. લાલ લશ્કરનું પ્રચારખાતું પોતાનું કામ કરવા લાગ્યું.

વિશાળ સભાચોકથી થોડે દૂર મેદાનમાં નાનાનકુના બધા વેપારીઓના અફીણના જથ્થા ઠલવાયા અને નાનાનકુ પર અફીણની હોળી સળગી ઊઠી.

પછી નાનાનકુનાં કામદારોમાંથી લાલ તરુણો આગળ આવ્યા અને પોતાની લાલ લશ્કરની ટુકડી બનાવીને આ ક્રાન્તિની કૂચમાં જોડાયા. પછી નાનાનકુ પર આવેલો વા-વંટોળ ચાલી નીકળ્યો. ત્યાર પછી આ લાલ ઝંઝાવાતનાં મીઠાં સ્વમોથી કંપી ઊઠતી શ્રીમંતોની સુંવાળી સેજો પર એક આખી રાત સુધી ઓથારો આળોટયા કર્યા. અને પછી બીજા દિવસની સાંજે લાલ ધૂમકેતુની પાછળ પડેલી ચાંગની કતારો આવી પહોંચી ત્યારે તેમણે સામ્યવાદનો જલદી ચેપ લાગી જાય તેવાં થોડાંક જુવાનોને પકડીને લાલ લશ્કરને સાથ આપવાનો આરોપ જાહેર કરીને વીંધી નાખ્યા અને પછી અફીણના બધા કોઠાર સળગાવી મૂકવા માટે લાલ લશ્કરને ગાળો દેતા ચાંગના મારાઓ આખી રાતનો આરામ કરવા લેટી ગયા.

ત્યારે દોડતી કૂચ કરતો લાલ ધસારો આગળ ને આગળ વધતો જમીનદારીને ખતમ કરતો લાલ ક્રાન્તિનો પ્રચાર કરતો નૂતન ચીનની સળગતી તસ્વીર જગવતો હતો. ત્યારે સુ-આઉ લાલ ફોજની આગલી હરોળો દક્ષિણ કીઆંગસીના બરફથી ઢંકાયલા પર્વતોની તળેટીઓ પર પહોંચતી હતી. એ તળેટીઓમાં પથરાયલાં સેંકડો ગામડાંમાંના માટીના રાફડા જેવાં કિસાન-ઘરબારમાં નૂતન ચીન જાગતું હતું. રાફડા જેવાં માટીનાં ઘરનાં કમાડ ખૂલતાં હતાં. કિસાન નરનારીઓ અને બાળક-બાળકીઓ

આ લાલ તારક પર તાકી રહેતાં લાલ ઝંડાની સલામી શીખતાં જમીનદારીનો નાશ દેખતાં અનેક યુગોના અંધારા કારાગારમાંથી બહાર ડોકાઈને એક પળવાર જનજીવનની ક્રાન્તિકારી ઝાંખી કરતાં ગામનાં પાદર પર, ગામના ચૌટા ચકલા પર, ગામના રસ્તાઓ પર છાતી પર ધાવતાં બાળકો સાથે કે ખાંધ પર ચઢેલાં બાળક-બાળકીને અજબ જેવું બતાવતાં હોય તેમ કિસાન નરનારીઓ ઉતાવળા બનતા અનુરાગની અમીભરી નજરો છલકાવતા રાઘેલો સાત ધરતાં કહેતાં હતાં, 'નીચીલા.ટ.ફાન-દ્યો મા.'

સૈકાઓથી આવાં સેંકડો ગામો પર જમીનદાર જાલિમ અફીણ અને ચોખાના કર ઉઘરાવતો, વેઠ કરવા મજૂરો માગતો અને વિલાસમાં ભરવા તથા વાસીદાં વાળવા જુવાન છોકરીઓ માગતો બેઠો હતો. એ જાલિમની જાલિમિયતના નાશનો પડો બજવતો આજે પહેલો લાલ માનવ એમણે દેખ્યો હતો. જમીનના રાફડાઓમા યુગ યુગથી જકડાયલાં જીવનનાં કલેવરોમાં પહેલી વાર પ્રાણની ચિનગારી ચમકતી હતી, પહેલી જ વાર નજર ખૂલતી હતી અને પહેલી જ વાર એ માનવનું ધડકતું દિલ દિલ્લગી રટતું હતું, 'જમીન-દાર જાલિમ નાશ હો.'

અને પછી આ લાલ ઝંઝાવાત એ બરફથી ઢંકાયલા શિખરોને ટપી જવા પર્વતોમાં અલોપ થતો હતો. ફીઆંગસીની દક્ષિણની પર્વતમાળાની પેલે પાર જવા લાલ ધસારો બધાં છાપખાનાં, તંબૂઓ, ખોરાકી તથા આયુધોનો રસાલો ભરીને પર્વતોની છાયામાં પરવરતો હતો.

ત્યારે મુસાફરીનો સૌથી વિકટ વખત શરૂ થયો. સામાનથી લદાયલાં ટટ્ટુઓ, ઘોડે ચઢેલાં ઘવાયલાં અને આજારો, તંબૂઓ અને યંત્રો તથા આયુધો લઈને બને તેટલી ઉતાવળે આ લાલ ઘોડાપૂર ઘૂઘવતું આગળ વધ્યું. પર્વત પરથી હારી નાખે તેવા

પવનના સુસવાટા તથા ચાંચડ, મચ્છર અને બીજાં અનેક જંતુઓએ આ લાલ યોદ્ધાઓ પર મારો ચલાવ્યો.

બધાં શરીરો ઊઝરડાઈ ગયાં. શરીર પરનાં વસ્ત્રો ઠંડી રોકી શક્યાં નહિ. વિકટ માર્ગ પરથી લોહી ઝરતા ખુલ્લા પગ સૂઝી જવા લાગ્યા. ઘવાયલાંઓના ઘા પાછા તાજા થયા.

તો ય પર્વતમાળનો અંત આવ્યો નહિ. અનંત સમયના પર્વતવાસીઓ જેવા પડછાયા આગળ ઢસડાયા. ચુ-માઓ જેવા મહા-સેનાનીઓના ખુલ્લા પગે બાંધેલા ચીંથરાં લોહીથી ખરડાયાં. ભયંકર બીમારીમાં લવતાં આજારો પોતાને મરણ માટે છોડી જવાની જક પકડતાં બોલ્યાં, 'અમારો ભાર હળવો કરો ને જીવવાનો ખપ કરો.'

'ના, ના.' મરણના છેલ્લા શ્વાસ સુધી આપણે સૌ સાથે જ રહેવાના અને સાથે લડવાના.' બોલતા લાલ સરદારો પોતાના રસાલાની વિરાટ પગલી પર પ્રાણ સાચવવાના દિલાસા દેતા પર્વતોની પેલી વાર નીકળી જવા ઉતાવળા થયા.

એવા ત્રીસ દિવસ વહી ગયા. એ ત્રીસ દિવસ પાછળના બીજા ત્રીસ દિવસમાં રોજ રોજ લડાઈ લડતો, શહીદોની કબર રચતો, લાલ ઝંડાની સલામી ભરતો, ઈન્ટર નૅશનલનો રણુલલકાર ગાતો લાલ ઝંઝાવાત જમીનદારીને ખતમ કરતો, રસ્તે રસ્તે, ગામેગામ અને નગર નગર પર બ્યૂગિયો બજવતો નૂતન ચીનની છબી કોતરતો ભયાનક પર્વતોને ટપીને બહાર નીકળ્યો.

ત્યારે એની આગાહીનાં રણતૂરના પડઘા સાંભળતી અંતિમ જમીનદારી જીવ લઈને ભાગી જતી થરથરતી જબાન પર વલવલતી રાડ નાખતી હતી, 'ભયંકર લાલ માનવો આવી પહોંચ્યાં છે જેમને મરણની ધાક નથી અને જે બિલકુલ લાલ હોય છે!'

એવા ૧૯૩૬ના ફેબ્રુઆરીના આખરી દિવસો ટાપોટે તરફ વહેતા હતા. ટાપોટેને આંતરીને ચાંગ-કાઈ-શેકનાં લશ્કરો આ લાલ

લશ્કરનો સંહાર કરવા બેઠાં હતાં. ટાપોરેની પાછળના જન-પ્રદેશોનાં કિસાનો આ લાલ વિરાટનું ધ્યાન ધરીને જમીનદારી ખતમ કરવાની રાહ પર અધીરાં બન્યાં હતાં.

અને ઇતિહાસમાં મશહૂર બનેલો ટાપોરેનો સંગ્રામ ફેબ્રુઆરીની આખરી રાતે ખુલ્લો મુકાયો.

ટાપોરે પર જમા થયેલાં જમીનદારોનાં સ્વપ્નો ઊડી જવા લાગ્યાં. ટાપોરે પર પહોંચેલાં ચાંગનાં લશ્કરોએ આવા મરણિયા લડવૈયા પહેલી વાર જોયા. સેંકડો મરજીવાએ ટાપોરે પરની તોપોને ઠારી નાખવા મોત પર છલંગ ભરી. ટાપોરે પરનો ચાંગનો ફાંસો એરવિખેર થયો અને ટાપોરેની પીઠમાંથી હતાં તે હથિયાર ધરીને કિસાનજૂથો જીવનમરણના જંગ ખેલવા અધીરાં બનીને તૂટી પડ્યાં.

એક દિવસ અને એક રાત ભર સંગ્રામ ખેલીને ટાપોરેનો મોરચો લાલઝંડો ફરકાવી રહ્યો. ટાપોરેના મોરચા પર ચાંગના ભાગી છૂટેલા મારાઓનાં હથિયારો મળ્યાં.

પણ ટાપોરેના સંગ્રામને પાર કરી જવા પાંચ હજાર લાલ લડવૈયામાંથી બે હજાર રણમાં પડ્યા.

અને ટાપોરે પર લાલનાં ઓવારણાં લઈ ને હજારો લડાયક કિસાનો આવી પહોંચ્યાં. ટાપોરેની રણભૂમિ પર ખોદાયલી લાંબી કબરોમાં સૂતેલી લાલ શહાદતને સલામી ભરીને, લાલ દીકરાઓને અંજલિ દઈને કિસાન માતાઓએ કબરોને ફરતા લાલઝંડા રોપતાં પોતાના દીકરાઓને લાલ લશ્કરમાં દેવા માંડ્યા.

ટાપોરેના સ્મશાન પર જીવનનો ઝંકાર વિરાટ માનવને જગાડી રહ્યો. ટાપોરેના રણમેદાન પર પોઢેલા પાળિયાના શપથ લેતી લાલ સમશેરો હવામાં વીંઝાઈ. નૂતન ચીનને ચાનની ધરતી પર રોપ્યા વિના હથિયાર હેઠે નહિ મૂકવાની આણ લેતી રિસ્લગી ટાપોરેના હવામાન પર ફરકી ઊઠી.

## ૨૯

# લોક-વિરાટનું સળગતું નગર

ત્યારે બાકીના ચીન પર લોક-જિગર પર ઓથાર બની ચાંગ-લશ્કરવાદ ઊભો હતો. એણે ચીની લોકના પ્રાણ રૂંધ્યા હતા. એણે ચીની દિલ પર ખૂની પંજો ભરાવી દીધો હતો.

ચીન દેશ પર એ ય એક કાળ હતો. નવાજૂના વિગ્રહખોરો એ લશ્કરવાદના પૈશાચિક પડછાયા બન્યા હતા. ચીન પર બેઠેલો અંગ્રેજ, અમરિકી અને જાપાની શાહીવાદ એ લશ્કરવાદની પીઠ પર પલાણીને ચીની જનતા પર શોષણ કરવાની લીગેશનની વસાહતો બાંધીને બેઠો હતો.

એવા ચીન પર બેઠેલા શાહીવાદી બર્ગીશો ચાંગ-લશ્કરવાદને લોન ધીરતા હતા, હથિયાર સજતા હતા.

અને ચાંગ-લશ્કરવાદ સ્ટૉક એક્સચેઇન્જ અને ચોખા, બંદરો તથા કરબારનો વેપાર માંડી રાજ કરતો હતો.

એ લશ્કરવાદ જનતાનો સંહાર કરતો હતો પણ 'આખો એશિયા અમારે માટે' એમ કહેનારા શાહીવાદનાં સ્થાનકો પાસે ગોઠણભર થયો હતો અને એમની સેવામાંથી તોપગોળાના ગંઠ અને નફાખોરીની બદબોની સુવાસ સૂંઘતો ચીની જનતાને શાહીવાદના ખપ્પરમાં હોમતો. લાલ બનેલી ચીની લોક-જનતાના કૉમ્યુનિસ્ટ રાજકારણનો સંહાર કરી નાખવાની હઠ લઈને શ્રમ-માનવોનાં શબના ગંજ ખડકતો, નગરો પર કતલ મચાવતો.

ગામડાંઓને સળગાવી મૂકતો ગાંડોતૂર બનીને નીકળી પડ્યો હતો. એવા ચાંગ-કાઈ-શેકના લશ્કરવાદ નીચે કચડાયેલા પહેલા હુનાન પ્રાંતના પૂર્વ છેડા પર લીલીંગના ખાણિયા કામદારો અસહ્ય બનતા જાલિમ રાજ નીચે સળવળતા હતા. લીલીંગથી દોડતી, પીંગસીઆંગનાં રેલ્વે કામદારોમાં પણ સળવળાટ શરૂ થયો. ત્યાં બબ્બે વાર લાલ તારક આવ્યો હતો. સોવિયટોનો લોકનાદ ગાજ્યો હતો અને પાછો જનતાના લોહીમાં ડૂબી ગયો હતો. આજે ફરી વાર એ જ પ્રદેશ લાલ સરદાર પેંગની હાકલથી ગાજી ઊઠ્યો.

પેંગની હિલચાલ સત્તરહજાર રેલ્વેકામદારો, ખાણિયા તથા કિસાનોનું લાલ લશ્કર જમાવીને જુલાઈની અધવચમાં નિરધાર પાડતી હતી, 'આપણે હુનાનના પાટનગર ચાંગ-શા પર ચઢીએ છીએ.' અને ચાંગ-શા નગર પર સત્તરહજારનું કટક નીકળ્યું. સત્તર-હજારે કુહાડીથી માંડીને તે રાઈફલ સુધીનાં અને મોટી શિલાથી માંડીને ગ્રોનેડ સુધીનાં આયુધ સજ્યાં હતાં. એ લોકકટકમાં જુવાનો હતાં, વૃદ્ધો હતાં અને ધાવતાં બાળકોવાળી માતાઓ પણ હતી.

એવા લાલરંગી લોકકટકની વાત સાંભળીને હુનાનનો ચાંગ-કાઈ-શેકે નીમેલો વિગ્રહખોર સુબો હો–ચીન પોતાના મહાલયના રંગભવનમાં અફીણની હોકલી ફૂંકતો ચીની છોકરીઓના નગ્ન નાચ નીરખતો ચકચૂર બનેલો અટ્ટહાસ્ય કરતો હતો. એના ગોઠણ પંપાળતી એક તરુણીને એ સમજાવતો હતો, 'આપણી પાસે સાઠહજારનું લશ્કર ખડું છે. તેની સામે આ સત્તરહજાર મજૂરિયાં એમનું મોત માગવા આવે છે, હી...હી...' અને પછી એણે એ દોડતા આવતા લોકકટકની જાણ કરતો લાંબો તાર એના સર-મુખત્યાર ચાંગ-કાઈ-શેકને કર્યો અને તાકીદથી નવું લશ્કર, દારૂ-ગોળો નાણાં તથા આયુધો મંગાવ્યાં.

અને પછી એણે ચાંગ-શાના શ્રીમંતો પાસે લાખો ડૉલરો

માગ્યા, અને તે પોતાના નામે શાંગહાઈની વસાહતોમાં જમા કરાવી દીધા.

અને જુલાઈના ત્રીજા અઠવાડિયે સત્તર હજારનો સામનો કરવા હો–ચીનના સાઠ હજારની પાંચ રેજિમેન્ટો રવાના થઈ ગઈ.

પણ પાચમે દિવસે બે રેજિમેન્ટો જેટલા સૈનિકો પડતા–આખડતા પાછા આવ્યા અને ચાંગ–શામાં પેઠા અને બોલ્યા, 'અમારી પાછળ પડેલોઇ લોકજુવાળ ચાંગ–શાથી ચાલીસ, લી (લગભગ પોણો માઈલ) દૂર છે, અને લુંગલીચી આગળ પડાવ નાખીને ચાંગ–શા પરની ચઢાઈનો વ્યૂહ રચે છે.'

અને ગર્જના કરતો હો–ચીન, ઘોડે ચઢ્યો. હતું એટલું બધું લશ્કર લઈને એણે લુંગલીચી તરફ મારી મૂક્યું. ઘોડે ચઢેલા હો–ચીનની આગળ મોખરાની એક ડિવિઝન પહેલો હલ્લો કરવા દોડતી હતી.

'એ આખી ય ડિવિઝન લાલ લશ્કરને મળી ગઈ છે.' હો–ચીને આઘાત પામીને છીંક ખાધી અને એક જ પળમાં પોતાનો વ્યૂહ બદલી ઘોડાની લગામ ધરબણી ખેંચી.

અને એની પાછળ પડેલા લાલ લશ્કરના વેગ કરતાં હો–ચીનના ઘોડેસ્વારો ઘણું દોડ્યા.

ત્યારે ચાંગ–શાનાં સાઠહજાર કામદારોએ નવાં યુનિયનો સ્થાપી દીધાં હતાં. ચાંગ–ફ્રાસીએ નીમેલા જાલિમ જોબરોને ઠાર કર્યા હતા. લાલ લશ્કરને માનપત્ર આપવાની બધાં કામદારોની આગેવાન કમિટી ચૂંટી કાઢી હતી.

અને ત્યારે ચાંગ–શાનાં શ્રીમંતો ગરીબોનાં ફાટ્યાંતૂટ્યાં કપડાં પહેરીને ગરીબ જેવાં દેખાઈને ભાગી જતાં હતાં. ત્યારે ભાગી જતાં લદ્રોમાં હો–ચીન અને તેના અમલદારો પણ હતા.

પછી સાઠ હજાર કામદારોએ લાલ લશ્કરનું બહુમાન કર્યું.

ચાંગ-શાના રસ્તા પર પેંગની ટુકડીઓ ફરતી થઈ ગઈ. ચાંગ-શાનાં પોલાદી કમાડો પેંગને આવકારતાં ખૂલી ગયાં.

ચાંગ-શાની સરકારી કચેરીઓ પર લાલ સંત્રીઓના પહેરા બેઠા. ચાંગ-શાનો વહીવટ ચાંગ શા નગરને પાંચ વિભાગમાં વહેંચી રહ્યો. પાંચ વિભાગે પોતપોતાની વિભાગીય સોવિયટ ચૂંટી કાઢી. ચાંગ-શાની જ સોવિયટોએ પોતાનું લશ્કર ચૂંટી કાઢ્યું અને ચાંગ-શાના શ્રમમાનવની લાલ ફોજે નગરનો કબજો લીધો.

ચાંગ-શાની પહેલી વારની લોકસરકારે સરકારી કચેરી પર લાલ ઝંડો ફરકાવ્યો, સરકારનાં દફતરો અને અફીણના ભંડારો સળગાવી મુકાયા. પછી ચાંગ-શાના ભયાનક કારાગારનાં કમાડ ખૂલી ગયાં. સાંકળે બંધાયલાં અને યાતનાગારોમાં સડતાં કલેવરોને મુક્ત કરીને તેમને નવડાવીને તેમનાં માનમાં મીજબાનીઓ આપવામાં આવી, અને પછી ચાંગ-શા પર હત્યાકાંડ ચલાવતા એ કારાગારને સળગાવી મૂકવામાં આવ્યું.

ચાંગ-શાને છોડીને ભાગેલા જાલિમોએ કલ્પનાની ભયંકરતાના લવારા કરતાં કહ્યું, 'આપણી બધી સંસ્કૃતિ લાલ લૂંટારુઓએ સળગાવી મૂકી છે.'

અને ચાંગ-ફાસીની કાળોતરી સંસ્કૃતિને ચાંગ-શાના શ્રમમાનવોએ અગ્નિદાહ દઈ દીધો.

પછી ચાંગ-શાની લાલ ટુકડીઓએ નગરભરમાં બ્યુગલો ફૂંકી પડો બજાવ્યો.

'ચાંગ-શાના લોકમાનવો...તમામ ઉમર લાયકો ચાંગ-શાની સોવિયટ સરકારની પહેલી બેઠકમાં આવી પહોંચો અને સોવિયટ સરકારની જાહેરાત કરો.' એવી ચાંગ-શા નગર પર ૧૯૩૦ના જુલાઈની ૩૦મી તારીખની જાહેરાત ચાંગ-શા નગરનાં નરનારીઓને સરકાર બનવા બોલાવી રહી.

ચીન આખા પર એક રોમાંચ ખડો થયો. ચીની નગરોએ કેન્ટન કૉમ્યુનનો વિરાટ આકાર ચાંગ-શામાં જાગી ઊઠતો દેખ્યો. ચાંગ-શા પર લોકશાસનનાં ચોઘડિયાં ગાજી ઊઠયાં.

ચાંગ-શાની જનતાએ પોતાની સરકારના પાંચસો ડેલીગેટો ચૂંટયા. પાંચસોની જનસંસ્થાએ પેંગને પ્રમુખ બનાવ્યો. ચાંગ-શાની લોકસરકારનું લાલ નિશાન નામનું દૈનિક બીજા દિવસથી શરૂ થયું.

સૌકવો અને કુંગકુની પર્વતમાળમાં બેઠેલી ચુ-માઉ લાલ ફોજનું પ્રતિનિધિ મંડળ ચાંગ-શાની સરકારને લાલ સલામી એનાયત કરવા હાજર થયું. ચાંગ-શાની સોવિયટે હુનાનનાં લોક જોગ નીચેની જાહેરાત કરી.

'ચીન આખા પરથી, શાહીવાદી વસાહતોને ખતમ કરવાની, અસમાન સંધિઓનો અંત લાવવાની, એક્સ્ટ્રા ટેરિટોરીઆલિટીને રદ કરવાની તથા ચીન પરનાં તમામ પરદેશી લશ્કરોને પાછાં ધકેલી દેવાની નીતિને ચાંગ-શાની સોવિયટ સરકાર અખત્યાર કરશે.

'તથા શાહીવાદની ચીનમાંની તમામ બૅન્કો તથા ઉદ્યોગોને જપ્ત કરવામાં આવશે અને આખા ચીનને એક કરવા તમામ પ્રજાકીય એકમોને સ્વનિર્ણયનો હક્ક આપવામાં આવશે. શાહીવાદના ખાંધિયા જેવા ક્યોમીનટાંગના ચાંગ-કાઈ-શેકની સરમુખત્યારીવાળા શાસનનો અંત લાવવામાં આવશે અને અખિલ ચીન સોવિયટ સરકારની સ્થાપના કરવામાં આવશે. ચીન પર આઠ કલાકનો મજૂરીનો દિવસ, તથા ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ અને સામાજિક માલિકીનો તથા જમીનદારીનો નાશ કરી તમામ જમીનો જાતખેડુતો અને સૈનિકોને વહેંચી આપવામાં આવશે તથા ચીનની જનતાની સરકાર જગતની આઝાદ સરકારો તથા રૂસની સોવિયટ સરકાર સાથે સમાન બંધુભાવનો રાજકીય સંબંધ બાંધશે.

'ચીનની સોવિયટ સરકાર મુખ્તમતાધિકાર પર તમામ રાજકીય વહીવટનું બંધારણ ઘડશે.'

એવી ચાંગ-શા નગર પર ચીની લોકની સમશેર ધરીને ચાંગ-શાની સોવિયટનો અમલ શરૂ થયો. કામદારોનાં યુનિયનો શરૂ થયાં. કામદારોની લાલ ફોજે હથિયાર સજ્યાં અને ચાંગ-શાની લાલ ફોજના સાઠ હજાર લડવૈયાઓએ હો-ચીનના મહાલયમાં લાલ લશ્કરની સંસ્કાર કલબ ખુલ્લી મૂકી.

ચાંગ-શાની સોવિયટ સરકારીની ક્રાન્તિકારી ટ્રીબ્યુનલની બેઠક સામે ત્રણસો અપરાધીઓને ખડા કરવામાં આવ્યા. એ અપરાધીઓમાં લોક પર યાતનાઓ ઉતારનાર ઘાતકી અમલદારો હતા, લોકને ભૂખે મારનારા કાળા બજારિયા હતા, કિસાનો પર અત્યાચાર ગુજારનારા જાલિમ જમીનદારો હતા. એ અપરાધીઓમાં હુનાન પ્રાંતના ગવર્નર હો-ચીનનો નાનો ભાઈ પોતે હતો.

લોકઅદાલતે એ ગુનેગારોનો ન્યાય ચૂકવ્યો અને પાંત્રીશ જાલિમોને વીંધી નાખવામાં આવ્યા.

આ અદલ ઈન્સાફનો લોકઆગેવાન રેલ્વે કામદારોમાંનો એક બીજા ગુનેગારોનો ચુકાદો આપતો બોલ્યો, 'ક્રાન્તિવિરોધી ગૃહસ્થો! આજે સૈકાઓથી કામદાર કિસાનોનાં ખૂની શોષણ કરીને જાલિમો બનીને, ચીની માનવતા પર પીડનો રચીને, તથા તેમનાં અપમાન કરીને ધિક્કારવાળું જીવન જીવવાની તમારી ઘાતકી ટેવોને સુધારવાની તક આપીને તમને છુટા કરવામાં આવે છે.'

અને પછી ક્રાન્તિવિરોધી ગુનેગાર ગૃહસ્થો આ શ્રમમાનવો-ની ઈન્સાફી અદાલતનો આભાર માનતા રવાના થયા.

અને પછી ખોરાકી ખાતાના સોવિયટ વડાએ આખા ચાંગ-શાના ખોરાકનો જથ્થો કબજે કર્યો અને ચોખા, મીઠું તથા તેલની કિંમતો અરધી ઘટાડી નાખી તથા રેશન નક્કી કરી દીધાં.

અને ચાંગ-શાનાં દવાખાનાં, દુકાનો, શાળાઓ ફરી વાર ઊઘડી ગયાં. ચાંગ-શાની લોકકચેરીઓ લોકવહીવટથી ધમધમી ઊઠી. ચાંગ-શાનો લોકન્યાય સમાન ધોરણ પર શરૂ થયો. ચાંગ-શાના સાઠ હજાર લાલ લડવૈયાની તાલીમ શરૂ થઈ. ચાંગ-શાના લોકસંત્રીઓ દિવસરાતભર પહેરો ભરતા, ચાંગ-શાની દીવાલોના બુરજ પરથી લાલ ઝંડાની છાયા નીચે લોકરાહબરીની સંગીન સમાલતા ચાંગશાની બધી દિશાઓમાં ચાલાક નજર નાખી રહ્યા

ચીન પર ઊડેલા એ એક જ લાલ નગરની લોકતસ્વીર નીચે ચીનની જૂની દુનિયા આઘાત પામીને ધડકી ઊઠી. એ લાલ નગર પર વાગતાં લોકચોઘડિયાંથી ચીન પર બેઠેલા અંગ્રેજ અમેરિકી શાહીવાદી ખાંધિયા ચાંગની નાનકીંગની ગાદી ધ્રૂજી ઊઠી. ચડભડી ઊઠેલો ચાંગ ગુસ્સાથી સળગતો ચાંગ-શાનું વેર લેવા આખા ચીન પરના તમામ નગરના કામદારોના આગેવાનોનો સંહાર કરી નાખવાનાં ફરમાનો ફૂંકતો શાહીવાદી જલ્લાદો સાથે ચીની લોકસંહારની કારવાહી ઘડવા લાગ્યો.

ચાંગની સેગકારે દરિયા-કિનારા અને નદી-કિનારાનાં તમામ નગરો પર લશ્કરી કાયદો જાહેર કર્યો. હેન્કો, શાંગહાઈ, કેન્ટન તથા ટીનસીનનાં બજારોમાં શાહીવાદી અને ચાંગની ખાસ વધારાની પોલીસ ટુકડીઓ ગોઠવાઈ ગઈ. કારખાનાંઓ અને ગોદી પર ભરી બંદૂકે લશ્કરી પોલીસના પહેરા શરૂ થયા.

હેન્કો, વુચાંગ અને હેન્યાંગનાં વુહાન નગરોમાં ચાંગઝીના કિનારા પર શાહીવાદી લડાયક હોડીઓ ફરવા લાગી. એ ત્રણે નગરોમાં થંકા પડતાં સેંકડો કામદારો અને વિદ્યાર્થીઓ ગિરફતાર થઈ ગયાં અને રોજ રોજ જાહેર રીતે વીંધાવા માંડ્યાં. યુનિયનોના આગેવાન કામદારોને ભર બજારમાં બંદૂકના કુંદાથી હાંકતા ચાંગના મારાઓ વધસ્થાન તરફ ઘસડી જવા લાગ્યા. બધી હોટલો અને

ઉતારાઓમા ઝડતીઓ શરૂ થઈ ગઈ રસ્તા પર, હોટેલોમા તથા ગમે ત્યા ગરીબ દેખાતા, મજૂર દેખાતા તથા જુવાન દેખાતા તમામોની ઝડતીઓ શરૂ થઈ ગઈ

ચાગ-ફાસીની પોલાદી ચકીઓમા આ ત્રણે નગરમા જનતાનું જીવન નાકાબધીઓ અને ઝડતીઓ વચ્ચે ઝડપાવા લાગ્યુ

પછી ચાગ-શા પહોચવા અમરિકી, અંગ્રેજ, ઈટાલિયન, ફ્રેચ અને જાપાની યુદ્ધનૌકાઓનો એક કાફલો ભરેલા હથિયારોથી તોપોના નાળચા ઊચા કરીને સીઆગ નદી પર સરવા લાગ્યો સાહીવાદી જલ્લાદોની આ શયતાનિયત સીઆગ નદીના કિનારા પરના ચાગ-શા નગર તરફ જતી હતી બીજી તરફથી ચાંગ-કાઈ-શેકનુ એક લાખનુ લશ્કર ચાગ-શા પાછુ લેવા ચઢતુ હતુ. શાહીવાદીઓની છાયા નીચે શાહીવાદનો ખાંધિયો બનેલો ચાંગ ચીની લોકનો સહાર કરવા ઊપડી ચૂક્યો

ત્યારે ચાગ-શાનો બચાવ કરવા બધા નગરજનોએ સીઆગ નદી પર આડ બાધવી શરૂ કરી ચાગ-શા પ્રદેશ પર સીઆગના કિનારાઓ પર ચાગ-શાની લોકસરકારના ફરમાનો પહોચી ગયા ચાગ-શાના બચાવ માટે કિનારાઓ પરની ચીની જનતા ખળભળી ઊઠી

પણ આકાશમા અગ્રેજ અમરિકી વિમાનો ઊડતા આવ્યાં અને ચાગ-શા પર દારુણ મારો શરૂ કર્યો ચાંગ-શાની યત્રઆયુધો વિનાની જનતા, ઉપરથી વરસતા મોત સામે અસહાય બની ગઈ.

જુલાઈના ૩૦મા દિવસે પાલોસ નામની અમેરિકાની યુદ્ધ-નૌકાની આગેવાની નીચે શાહીવાદોનો કાફલો સીઆગ પર સરતો ચાંગ-શા તરફ ધસતો દેખાયો ચાગ-શા પર આખા નગરને હચમચાવી નાખતી ગોલદાજી શરૂ થઈ

શ્રીમત માલિકો અને જમીનદારો તથા ખાંધિયાઓના વર્ગને આખો દેશ વેચવા નીકળેલો ચાંગ ચાગ-શા નગરમાં લોક

દુશ્મન દેખાઈ ગયો. ચાંગની દેશદ્રોહી છબી પર ચીન આખામાંથી ફિટકાર વરસી રહ્યો. શાહીવાદનો કુત્તો બનેલો ચાંગ સરકારનો પકડાયો શાહીવાદી પિશાચોને પૂછડે બંધાઈને પટપટતો હોય તેવી એક યુદ્ધનૌકા, ચાંગ સરકારનું ચીંથરું ફરકાવતી શાહીવાદીઓના પડખામાંથી ફૂટવા લાગી.

ચાંગ-શા એકથી બીજે છેડે સળગી ઊઠ્યું. ચાંગ-શાના લડવૈયાઓનાં શબના ઢગ ખડકાયા કર્યા. ચાંગ-શાનાં દવાખાનાંઓમાં ઘવાયલાંના ઢગ માયા નહિ.

એ નૌકાઓ પર પહોંચીને તેમની પોલાદી તોપોનો નાશ કરવા જવા હથિયાર સજેલા એક હજાર લડવૈયા અંધારામાં સરતા સરતા સીઆંગને કિનારે પહોંચી ગયા અને પછી અવાજ કર્યા વિના યુદ્ધનૌકાઓ તરફ તરવા લાગ્યા.

પણ પછી એક સામટી સર્ચલાઇટોના પ્રવાહો સીઆંગનાં પાણી પર ચમકી ઊઠ્યા. તરતા જતા ચીની યોદ્ધાઓનાં ટપકાં જેવાં માથાં સીઆંગનાં પાણી પર પરખાઈ ગયાં અને તેમના પર તોપોમાંથી ગોળાઓ વરસી પડી. સીઆંગ નદી પર એક હજાર મરજીવાનાં મગરૂર માથાંવાળાં શબ છવાયાં. શાહીવાદી પોલાદ પહેરીને આવેલાં ચાંગનાં લશ્કરો ચાંગ-શાનાં પાદર ઠોકી રહ્યાં.

ત્યારે ચાંગ-શા પાંચ દિવસથી બળતું હતું. ચાંગ-શાના રસ્તાઓ પર હજારો મડદાં પડ્યાં હતાં. ચાંગ-શાના સીઆંગ નદીના કિનારા પરથી ગોલંદાજી થયા કરતી હતી.

આખા એશિયાને ગુલામ બનાવનાર શાહીવાદી શયતાનોનાં બગલબચ્ચાં જેવાં ચાંગનાં લશ્કરો પછી ચાંગ-શા પર તૂટી પડ્યાં. ચાંગ-શા પર ચાંગનાં લશ્કરોમાં આવેલું શાહીવાદી તોપખાનું તતડી ઊઠ્યું. સળગતા ચાંગ-શાની દીવાલો પર શાહીવાદની બધી સામગ્રી મોત વરસાવતી તૂટી પડી.

અને પાછળના દરવાજેથી લાલ લશ્કરની હરોળો ચાંગ-શાને ખાલી કરતી ચાલવા લાગી. લાલ લશ્કરની પીઠમાં ઊભેલાં ચાંગ-શાના કામદારો શાહીવાદી જલ્લાદોએ સજેલા મારાઓને અટકાવવા હજારોના આપભોગ આપતા, લોહીમાંસની દીવાલ બની ઊભા. હજારો કામદાર-શબ પરથી હો-ચીન પાછો ચાંગ-શામાં પેઠો ત્યારે હજારો લડાયક કામદારોમાંથી પચાસ જ જીવતા રહ્યા હતા.

પણ ચાંગ-શા પર કોમ્યુનિઝમને ધોઈ નાખવાની ચાંગ-ફાસીની રાખેલા મુજબની કારવાહી શરૂ થઈ ગઈ. ચાંગ-શાના દરેક ઘરમાંથી શંકા પડતાં શરીરોને હજારોની સંખ્યામાં ખેંચી કઢ્યાં. રોજ રોજ સેંકડોની સંખ્યામાં ચાંગ-શાના નરનારીઓ સમુદાયમાં વીંધાવા લાગ્યા.

પાંચ હજારને વીંધી નાખ્યા પછી ચાંગ-શામાં શરૂ થયેલો હત્યાકાંડ આટોપી લેવામાં આવ્યો કારણકે ચાંગ-શાના માલિકોનાં વાસીદાં વાળવા અને સંચાઓ ચલાવવા માટે છેવટે તો મજૂરોની જ જરૂર હતી.

પછી ચાંગની સફેદ ટોળકીના સૂબા હો-ચીને ચાંગ-શાની દીવાલને સમરાવી દીધી. દીવાલને ફરતી કાંટાળા તારની વાડને વીજળીના પ્રવાહથી સજી. અને દીવાલ પર શાહીવાદી શયતા-નિયતે ભેટ ધરેલી નવી તોપોને ગોઠવીને એ હરખાતો બોલ્યો, ‘ હવે નિરાંત વળી.’

કેન્ટન કોમ્યુનની છબી સાથે ચીની જનતાની જેહાદે ચાંગ-શા સોવિયટની તસ્વીર ખડી કરી. આખા ચીન પર ચીની જનતાના રાજકારણને પુણ્ય પ્રકોપથી ઝળહળતું રાખનાર ચાંગ-શા નગર લોકશહાદતના નવા પ્રાણપાવકોને ભારી ઊઠ્યું. શાગહાઈના અંગ્રેજી ખાખિયાના છાપાએ ચાંગ-શાનું ખૂન કરનાર પાશેર

નામની યુદ્ધનૌકાનાં વખાણ ગાયાં ત્યારે ચીની જનતાનાં ખપ્પરોના ઊકળતા ચરુને ફરતી ગરબે ફરતી શાહીવાદી અંગ્રેજી ઠોકરી કહેતી હતી, 'પણ અમે પણ અમારી યુદ્ધનૌકા લઈને ત્યાં......'

અને ત્યાં સીઆંગનાં પાણી પર ઊડેલી શયતાની છબીને દેખ્યા પછી ચીનની કરોડોની માનવતા સમજી ચૂકી હતી કે શાહીવાદ એ શું છે.

## ૩૦

# બોલો બોલો બેનઝાઇ!

'ચીન તો આધ્યાત્મિક દેશ છે...ચીન તો એશિયાઈ દેશોમાં અમારો એક નંબરનો પડોશી છે. એ પડોશી પર પ્રેમ કરવાનો હક તો અમારો છે.' એવી એવી અવળવાણી જાપાનનો લશ્કરવાદ હવે બોલતો થઈ ગયો હતો.

એણે અજબ જેવી ચાલાકી વાપરીને અંગ્રેજ અમરિકી સુધરેલાઓના ચીન પરના ચઢાણ સમજી જઈને એ સુધરેલી ફગલી ને સુરવાળ પહેરી લીધાં હતાં. એણે સર્કટ માથા પર શાહી-વાદીની હેટ પણ પરોવી દીધી હતી અને એ ય ચીનના કિનારા પર આસન જમાવીને જામી ગયો હતો.

જાપાનનો શાહીવાદ ચીનનું અવલોકન કરતો પોતાને ઘેર લશ્કરોની કવાયત કરતા બેન્કરો અને જમીનદાર સરદારોની સરકારને અહેવાલ મોકલ્યા કરતો હતો.

'ચીન પર અફીણના કસુંબા ઢોળવા અંગ્રેજી ડાપરાઓ બેઠા છે, અમરિકી સંગીનોએ આપણા ચીન પરના હકની અવગણના કરી છે. ચીન પર મરકીનાં જંતુઓનાં લશ્કરો ઊડ્યા કરે છે તો ય ચીન તો વીતરાગ ધરીને બેઠો છે. એને ઢંઢોળવાનું તોફાન સુન-યાત-સેને શરૂ કર્યું પણ ચાંગ-કાઈ-શેક એ તોફાનની લાલ ધમણો પર સંહારની નેમ લીધી છે ત્યાં સુધીમાં આપણે........'

'બેનઝાઈ......બેનઝાઈ' જાપાનનો લશ્કરવાદ, તાલીમોને ઉતાવળી કરતો હતો.

અને ખદબદતા ચીન પર ચાંગ–ફાસી પયગામ રચતો હતો, 'પહેલાં કોમ્યુનિસ્ટોનો સંહાર.'

ત્યારે ચાંગની એડ નીચે ચગદાયલો ચીનનો શ્રમમાનવ, સીફીલીસ, મેલેરિયા, ક્ષય અને કોલેરાનાં જંતુઓ ભેગો રહેતો હતો, દુકાળમાં દફનાતો હતો. ચાંગની એડ નીચેનો ચીન ચીનનાં નગરોના ગગનચુંબી મહાલયોની છાયામાં ભીખ માગતો હતો, અનાથ બનીને ટળવળતો હતો. ત્યારે ચીનનું દરેક નગર સવારમાં કચરો વાળતું અને થોડાંક હાડપિંજર મડાંઓને વાળીને બહાર કાઢતું હતું ને પેટીમાં પડેલાં બાળકોને અનાથાશ્રમોમાં મોકલતું, ત્યજાયલી, વેચાયલી દીકરીઓને વેશ્યાવાસમાં ધકેલતું વીતરાગ બનીને જીવતું હતું.

અને ચાંગ–ફાસી પણ વીતરાગ હતો. એને પોતાની હકૂમતમાં લાલ રંગ જ પસંદ નહોતો. ચીનની ધરતી પરથી એને ફેડી નાખ્યા પછી બીજું બધું જોઈ લેવાશે એમ કહેતો એ ચઢતો હતો.

'પણ પછી બીજું બધું શું બાકી રહેવાનું છે?' એમ એની ખોપરીમાં જાગતો કોઈ બહારનો પડઘો પણ એને પસંદ નહોતો.

'અને પહેલાં લાલ લોકોનો સંહાર કરો એમ બોલતો, ચાંગનો જાપાની લશ્કરવાદ પણ ચાંગની ચાલ પર વારી જતો, આ અવસરે ચીન પર પાસો નાખતો પોતાનાં પરેડ મેદાનોમાં લશ્કરી તાલીમની કિકિયારી જગવતો રાડ નાખતો હતો, 'બેનઝાઈ... બેનઝાઈ.'

યુરોપી શાહીવાદોના પગરખામાં પગ ઘાલીને ચાલતો જાપાનનો લશ્કરવાદ ટોકિયોમાં તો પીઆનો અને વાયોલીનના

મધુરા ઝણકાર પર ઝૂકતો ટોકિયોની રાત્રિમાં ચકચૂર બનીને જુવાન છોકરીઓ પર પ્રેમ કરતો આળોટતો હોય છે.

પણ આજે રવિવાર હતો, રાત્રિ હતી. લહેજતભરી હવામાં વાયોલીન વાગતું હતું અને બીજાઓ ચકચૂર હતા ત્યારે એ જાપાની વડો એક આનંદ-ઘરમાંથી ઉતાવળો ચાલ્યો જતો હતો અને એક લશ્કરી અમલદારોની સભામાં ઉતાવળો પેસતો મસલત કરતો હતો અને પછી મધરાતે ઘર તરફ હંકારી જતો હતો.

બધું નક્કી થઈ ગયું હતું. છાપાંઓએ છાપવું શું, ભાષણ કરનારાઓએ બોલવું શું અને શહેનશાહે કહેવું શું તે બધું ગોઠવાઈ ગયું હતું.

અને બીજા દિવસનાં જાપાનનાં છાપાંઓમાં મથાળાં વંચાયાં કે 'મંચુરિયાની અંધાધૂંધીમાં સુધારાની શરૂઆત કરવાની ફરજ જાપાનને માથે છે.'

અને પૂછી તો એ ફરજ થોડા જ દિવસમાં યુદ્ધ-જહાજ પર તોપો ગોઠવતી, જમીનનાં લશ્કરોને મંચુરિયાની સફરના સંસ્કારી પાઠ શીખવતી જાપાની શાહીવાદની સમશેર સજતી સંભળાઈ ગઈ. પછી જાપાનની બધી સંસ્કાર સંસ્થાઓ, દેવળો, નિશાળો અને શ્રીમંતોની ક્લબોમાંથી જાપાની જયઘોષો જોગ મંચુરિયાની સફરને સફળ ઇચ્છના અવાજે બોલી ઊઠયા, 'બેન-ઝાઈ, બેનઝાઈ, બેનઝાઈ.'

ત્યારે પોતાના જ વર્ગના કોસેટામાં અંધ બનીને પુરાયલો ચાંગ-કાઈ-શેક શાહીવાદ સામે જનતાનો સંયુક્ત મોરચો રચવાને બદલે શાહીવાદનો ખાંધિયો બનીને ચીની જનતાને દુશ્મન ગણતો જનતાના રાજકારણનો સંહાર કરવાની નોંધ કરતો હતો.

ચાંગ-કાઈ-શેકની સરકારની કારવાહીની ૧૯૩૧ની 'ચાયના ઈયર બુક' બોલતી હતી કે કોમ્યુનિસ્ટો સામે સંગ્રામ કરવા

માટે સરકારી લશ્કરોના વડા જનરલ હો–યીંગ–ચીંગને નીમવામાં આવે છે.

'અને ચીન પર બેઠેલા શાહીવાદી દુશ્મનો સામે!' આખા ચીન પરથી ઊઠતું એક મોટું પ્રશ્નવિરામ આખા દેશ સામે ખડું હતું. ચાંગ–કાઈ–શેકની કારવાહી એ સવાલનો જવાબ દેવાને બદલે શાહીવાદના જાની દુશ્મનો જેવી ચીની જનતા અને કોમ્યુનિસ્ટોનો સંહાર કરવાનાં નગારાં વગાડતી હતી.

ત્યારે જાપાનનો જનરલ હોન્જો જાપાની યુદ્ધમંત્રી મીનામીને ૧૯૩૧ના ઑગસ્ટની ત્રીજી તારીખે લખતો હતો:

'સોવિયટ રશિયા પાંચ વરસની યોજના પૂરી કરે તે પહેલાં, યરોપ અમેરિકાની આર્થિક આંધીનો અંત આવે તે પહેલાં અને ચાંગ–કાઈ–શેક કોમ્યુનિસ્ટોનો સંહાર કરે ત્યાં સુધીમાં આપણે મંચુરિયા આખો સર કરી દેવો જોઇએ.'

અને ૧૯૩૧ના ઓક્ટોબરમાં જાપાનનાં લશ્કરો મંચુરિયામાં પેઠાં.

અને પછી મંચુરિયા પર જાપાની સરકારે મંચુકોનું નામ કોતરી કાઢ્યું. મંચુકો એટલે મંચુ પ્રદેશ કહીને જાપાને હેનરી–પુ–યી નામના એક મંચુ શહેનશાહતના સાચવી રાખેલા છોકરાને શહેનશાહ કાંગ બનાવીને મંચુકો પર બેસાડ્યો.

આ નવી શહેનશાહત મંચુરિયાની લોકજનતાનાં શોષણની જાપાનની સંગીનોની કબરમાં સડી ગયેલા મંચુ વંશના લોહીની બની.

ત્યારે ચીનનો આત્મા ચિત્કાર કરી ઊઠ્યો. ત્યારે ચીનની આઝાદી પરનો પહેલો ઘા ચીની માનવતા પર આઘાત બન્યો.

ત્યારે ચાંગ–કાઈ–શેકનાં શાહીવાદી આયુધોથી સજેલાં લશ્કરો 'શાહીવાદના દુશ્મનોનો સંહાર કરવા ચડ્યાં હતાં, અને જાપાનની

આગણીઓ સ્વીકારતી ચાંગની સરકાર બેશરમ બનીને શાહીવાદી વિરોધી જનતાને કચડતી હતી.

અને ચાંગની કારવાહી ' કનફ્યુશિયસ તરફ પાછાં જાવ ' નામની ચીનના ચારિત્ર્યને ઘડવાની હિલચાલ શરૂ કરતી હતી. ચીનને સામ્યવાદી અસરમાંથી ઉગારવાની અને તેમણે શરૂ કરેલા શાહીવાદવિરોધી જુવાળને કચડી નાખવાની ચાલ ચાલતી હતી.

ચાંગ-કાઈ-શેકનો રાજકારભાર શાહીવાદને શરણે જવા ઉપરાંતની બધી પરદેશનીતિ છોડી દેતો હતો અને જનતાનો જલ્લાદ બનવાની એકની એક સ્વદેશનીતિ ધારણ કરતો હતો.

ચીનના સોનેરી રાજકારણમાં શાહીવાદી ખાંધિયો બનેલો ચાંગનો કારભાર સાત લાખના લશ્કરને જર્મન, અંગ્રેજી અને અમરિકી ઉસ્તાદો પાસે ક્વાયત કરાવતો હતો. એ કારભારનો એ એકનો એક સરમુખત્યાર કારભારી અમેરિકન અને ઇટાલિયન ત્રણસો વિમાનોમાં દારૂગોળો ભરતો હતો અને પછી ચીની જનતાના ક્રાન્તિકારી લાલ રંગનો સંહાર કરી નાખવા એ બહાદુર જંગે ચડતો હતો.

ત્યારે ચીન પર બેઠેલા અંગ્રેજ અમરિકી શાહીવાદો આનંદથી નાચતા હતા. ત્યારે જાપાની શાહીવાદ મંચુરિયાની ગરદન પર ખૂની પંજો મારતો હરખાતો ' બેનઝાઈ ' બોલતો હતો.

અને ત્યારે ચાંગ-ફાસી પર મંચુરિયાનાં લાખ લાખ કલેવરો કકળતાં, કંપતાં, લોહી ઝરતાં અપરાધ પુકારતાં હતાં.

પણ એ લોકઅપરાધીના સાત લાખ લડવૈયા માટે એ જનરાલીસીમોએ ચીનનાં ગામડાં સળગાવવાનો, નગરોની કતલ કરવાનો, લોકઆઝાદીનાં નામનિશાન ભૂંસી નાખવાનો, ચીની નરનારીઓ અને બાળકબાળકીઓની કતલેઆમ કરી નાખવાનો એક જ લડાયક કાર્યક્રમ નક્કી કરી નાખ્યો હતો.

## ૩૧

# લોકસંહારના સંગ્રામોમાં પહેલો

દક્ષિણ ક્રીઆંગસીના ત્રણ જિલ્લાઓની સરહદો અહીં ભેગી મળતી હતી. નીંગટુ, સુટુ અને સીંકવેનો પચાસ માઈલ લાંબો પહોળો ડુંગરાળ પ્રદેશ અહીં અનેક કંદરાઓની લીલોતરીવાળો પથરાયેલો હતો. અહીં જ દક્ષિણ ક્રીઆંગસીની જમીનદારીની ડેલીઓ હતી. અહીં કસુંબા ઘોળાતા હતા, હજુ ગઈકાલે જ અહીં કિસાનોને ગોદબુભર રાખીને ફટકારવામાં આવતા હતા અને તેમની જુવાન દીકરીઓને દાસીઓ બનાવવામાં આવતી હતી..

પણ આજે અહીં લાલ લશ્કરની દરોળો ચઢતી હતી. એ પ્રદેશને ફરતી માઈલો લાંબી કિલ્લેબંધીવાળા ડુંગરમાળ પર જડાયલા જમીનદારીના મહાલયોની અને આજ સુધી તેમનું રક્ષણ કરવા બંધાયલા બુદ્ધ અને ટાઓનાં દેવળોની આજે લોકબચાવ માટે જરૂર પડી હતી.

પણ ચાંગ-શા સર કર્યા પછી પેંગની પાછળ શ્વાસભર દોડતાં આવતાં દોઢ લાખની સંખ્યાવાળાં ચાંગ-કાઈ-શેકનાં લશ્કરો લાલ ગઢના નામથી મશહૂર બનેલા કુંગકુ અને સીંકવો પર દોડતાં આવતાં હતાં.

એ આવી પહોંચશે અને બચાવી લેશે એમ માનતી નીંગટુ-સુટુ-સીંકવેની મનોરમ હરિયાળી ગિરિકંદરાઓમાં ઘર બાંધી બેઠેલી વિશ્વદ્રોહ જમીનદારી પોતાના-દંપતીના કમાઉ બધ કરતી હતી

હતી. એ કમાકને ખોલવા લાલ લશ્કરની થોડીક ટુકડીઓ અહીં આવી પહોંચી હતી અને બીજી બધી દોઢ લાખના ઘસારાને ખાળવા તુંગકુ–સીકવોની પર્વતમાળ પર પથરાતી મોરચા માંડતી હતી.

ત્યારે નીંગટુ–ચુટુ–સીકવોની વનરાજીઓની કંદરાઓમાં ઊતરેલી લાલ ટુકડીઓ કોઈ અવાજ સાંભળતી બહાર આવી. દૂર ક્ષિતિજમાંથી ઊડી આવતાં ટપકાં દેખાયાં.

લાલ સરદારના માથામાં એક ઉતાવળો વિચાર ઝબકી ઊઠયો. એણે બધા લાલ ઝંડાઓ એકઠા કરાવી હુકમ આપ્યો, 'આ ડુંગરમાળને ફરતી દીવાલોને અડીને ઊભેલાં તમામ ઝાડો પર આ ઝંડાઓ ઊંચા ઊંચા રોપી દો.'

અને ઊંચી દીવાલોને અડીને ઊભેલાં ઝાડો પર ઝંડા ફરકતા થયા. ચાંગ–કાઈ–શેકના શાહીવાદી ગોરાઓનું વિમાન ચક્કર ગોળ ફરતું આ દીવાલો પરથી ઊડતું હતું. ઊંચી ઊંચી ટેકરીઓનાં બરફ ઢંકાયલાં માથાંને અડીને ઊગ્યાં હોય તેવા ઝંડા જોતું આ અવલોકન–વિમાન ઉતાવળું, જતું રહેતું હતું. એણે અવલોકન કરી નાખ્યું હતું.

પછી એ ડુંગરમાળને ઘેરા ઘાલીને પડેલી લાલ ટુકડીઓને નીચેની તળેટીઓમાં બધો સામાન લઈને પહોંચવાનું ફરમાન થયું. અને એ પચાસ માઈલમાં ગોઠવાયલી જમીનદારી કિલ્લેબંધીની દીવાલોને અડીને ઊભેલાં ઊંચા ઝાડોની ઘટાઓમાં પાછા વધારે લાલ ઝંડાઓ ફરકી રહ્યા.

ત્યારે જમીનદારી જમાતનો એ દોરાયલો નેસડો આયુધોને જમીનમાં દાટતો, પોતાના હડિયાઓને સજ્જ બનાવતો ક્યોમીનટાંગનાં મોટાં લશ્કરોની રાહ જોતો હતો. લાલ ટુકડીઓ બે દિવસથી પેલા અવલોકન–વિમાનની રાહ જોતી આ જમીનદારી કિલ્લેબંધી પર હલ્લો કરવાનો દિવસ લંબાવતી હતી.

ત્યારે ત્રીજે દિવસે ઉત્તરની સીમામાંથી ડુંગરાઓની પી પાછળથી કૂદી પડતાં હોય તેવાં ટપકાંઓ દેખાયાં અને પછ સફેદ સરકારનાં બૉમ્બરોની એક ટુકડી ઊડી આવતી ઓળખા ગઈ. જમીનદારી કિલ્લેબંધી હજુ તો પોતાની ઊંઘમાંથી ઊ નહોતી ત્યારે ઊગતા સૂરજના તેજમાં ચમકતાં બૉમ્બરો લા ઝંડાઓની વચમાં ગોઠવાયલી પત્થરની ઈમારતો પર કૂદી દે હતા. ત્યારે નીચેની કંદરાઓ અને તળેટીઓમાં લપાયલી લા ટુકડીઓ અને હજારો કિસાન સહાયકો હવે શું થશે તે સમજ જઈને પેટ પકડીને હસતાં હતાં.

'આપણી કિલ્લેબંધીનો સંહાર કેવી ભયાનક રીતે કરવામ આવે છે તે આપણે એક પણ જાનના જોખમ વિના જો શકીશું.' લાલ નાયકો લપાઈને ગોઠવાયલા કિસાનોને પદાર્થપા બતાવતા કહેતા હતા.

અને હુંગ-સી-સાઈની ડુંગરમાળાની શિલાદેહી કિલ્લેબંધ પર શાહીવાદીઓએ ચાંગને ભેટ ધરેલા બૉમ્બના ઢગલા તૂટી પડયા બરાબર એક કલાક સુધી આખી ડુંગરમાળને હચમચાવી નાખત ધડાકા થયા કર્યા. એક કલાકમાં જ પોતાનો બધો સંહારક સા ઉદારતાથી વરસાવી દઈ પેલાં પાંચ ચક્કર ગોળ ફરતાં અ આજની દારુણ કારવાઈની કૃત્તેહથી ઘૂરઘૂરતાં જતાં હતાં ત્યાં ઉત્તરના આકાશમાંથી બીજાં પાંચ કૂદી આવ્યાં. ધુંવાતા અ સળગતા ડુંગરનાં માથાંઓ પર આ નવાં આવેલાંએ પાછો એ કલાકનો ભયંકર મારો ચલાવ્યો અને એમના ગોરા માલિકોન સુખારકબાદ આપવા ઉતાવળાં ચાલ્યાં ગયાં.

પછી નોગટુ-મુટુ-સૌંકેવો વનરાજીઓમાં રાહ જોઈને બેઠેલ લાલ લડવૈયા નવા લાલ ઝંડાઓ ફરકાવતા, લોકગીતો લલકારતા સળગતી ધુંવાતી કિલ્લેબંધીઓ પર ચડયા. ત્યારે હુંગ-શી-સાઈન

દીવાલો આડી પડીને સૂઈ ગઈ હતી. અંદરની ઈમારતોમાંથી એક પણ આખી ઊભી નહોતી. જમીનદારીના બધા સાજ સળગી ને ધુંવાતા પડ્યા હતા. જમીનદારીની વિગ્રહખોર જમાતના સેંકડો લઠિયાઓ, ઢોરો અને માલિકોની મૂંઝાડ આ મહાસંહારમાં મરેલી પડી હતી.

'આવો વિકરાળ આપણો સંહાર સરજાવવાનો હતો.' લાલ નાયકો શાહીવાદના વિકરાળ રૂપની ઘાતકી 'છબી દેખાડતા હતા.

પછી આ કિલ્લેબંધીને ફરતા લાલ ઝંડાઓ ઉતારી લેવાના હુકમ નીકળ્યા. પછી આ કીઆંગસીના સૌથી જબરા વિગ્રહખોર થાણા પરની સાફસૂફી શરૂ થઈ અને એ વિગ્રહખોરીના પર્વત-ચોકમાં જગતજનતાની પ્રચંડ તાકાતનો માનવબાંધવતાના ભાવનો લડાયક લાલ ઝંડો રોપાયો, અને ફરતાં બધાં ખંડિયેરોમાં લાલ મોરચાના મથકની કારવાહીઓ ગોઠવાઈ ગઈ.

ત્યારે દોઢલાખની સંખ્યામાં ઊભરાતાં ચાંગનાં લશ્કરો ટુંગકુ-ના ઉત્તર ઘાટ પર ધસતાં હતાં. એ ઘાટનું રક્ષણ કરવા ગોઠવાયલી પહેલી હરોળ પર એ ધસારા પહેલાં ગોરા બોમ્બરોએ મોતનો મારો વરસાવ્યો. લાલ લડવૈયાની પહેલી હરોળ પાછી હટી. પાછળની ગોઠવણીમાં છૂટીછવાઈ રીતે ટુંગકુ-સીકવોની પર્વતમાળમાં ત્રીસ-હજાર લડવૈયા ગોઠવાયા હતા. હજારો કિસાન નરનારીઓ હરેક ગોઠવણીની પીઠમાં પુરવઠાની હલચલ બનીને ચુપચાપ રહીને કામ-ગીરી બજાવતાં હતાં. માંગની ટુકડીની પાંચસો રણચંડીઓ આજે આયુધ ધરીને બીજી હરોળના નવઘાટની નીચે ગોઠવાઈ ગઈ હતી.

પહેલી હરોળ તૂટી હતી. બીજી પર સંગ્રામ ભયાનક બનીને તૂટી પડવાનો હતો. ૧૯૩૨ના છેલ્લા મહિનાના છેલ્લા દિવસનો અર્ધકાલે મળેલો પહેલો વિજય ઊજવતા નવઘાટના સંગ્રામ પર તૂટી પડવાની કારવાહી રચતા સરદારો ૫૦મી ડિવિઝન

પશ્ચિમમાં એક તાજા લીધેલા કસ્બાની કતલ કરતાં જનરલ ટાનની સરદારી નીચેનાં ફરમાનો ઘડતા હતા: ૧૮મી ડિવિઝન પાછળ અલાયદી રહી હતી. બીજી ત્રણ ડિવિઝનોમાં ૨૮મી ડિવિઝન ઉત્તર પશ્ચિમથી, ૨૪મી ડિવિઝન દક્ષિણ દિશામાંથી અને ૭૭મી ડિવિઝન દક્ષિણ પશ્ચિમમાંથી લાલ યોદ્ધા પર ભીંસ નાખીને ધસતી હતી. આ બધી ડિવિઝનોનાં તોપખાનાં ગોરા શાહીવાદીની ખાસ સજાવટ હતી. આ બધી ડિવિઝનો પાસે બોમ્બરોનાં જોડાણ ગોઠવાયા હતાં. ટુંગકુ પરનો આ ધસારો સંહારનો પહેલો કદમ બનવાની હોશ ધરતો હતો. સીંકવો તરફ આવી યંત્રો જમાવટ ગોઠવાઈ રહી હતી.

૧૮મી ડિવિઝન આ ધસારાની કુમકમાં પીઠમાં ગોઠવાઈ હતી. આ અઢારમી ડિવિઝનની પૂંછડીને યુદ્ધના આરંભમાં જ પકડી રાખવા લાકડાની તોપો ઘસડાતી હતી. ઉતાવળા દોડતી લાલ ટુકડીઓ ઊંડી કગરોમાંથી ચુપચાપ ચાલતી હતી. લાલ ભાલાઓની ટુકડીઓ તોપમાળાઓને કાપી નાખવાની કપરી ફરજ પર નીકળી ચૂકી હતી.

યંત્રાયુદ્ધોથી સજ્જ થયેલા દોઢ લાખના ધસારાને ખાળવા બધા મળીને ત્રીસ હજાર લડવૈયાનો વ્યૂહ કાપી સંચલન કરવા ગિરિકંદરાઓના લડાયક નેસડાઓ પરથી ટાપી રહ્યો હતો લાલ લડવૈયાના રાજકારણનો પ્રચાર પણ લડાયક બનીને શરૂ થઈ જવાનો હતો. ચીનની લોકઆઝાદી ચાંગની તોપ સામે તાકતી હતી. ચીની જનતાનું લાલ લશ્કર માલિકોની જલ્લાદી કારવાઈ સામે જમીનદારી અને શાહીવાદીને ખતમ કરવાની રણહાક વીંધતું તૂટી પડવાનું હતું.

ત્યારે લડાઈ આખા મોરચા-પર ધમધમી ઊઠવાની સમય-રેખા ખેંચાય તે પહેલાં ચીની નારીની એક લડાયક ટુકડી એક

ઊંચી વધેલી ટેકરીની અધવચની એક બખોલમાંથી નીકળી પડી. ટેકરી પરનો તોપમારો આ ઓચિંતી ફિકિયારીથી ગભરાઈ ગયો. જાણે ટેકરી વચમાંથી ઊઘડી જતી બખોલમાંથી ચીની ધરતી લાલ દીકરીઓને જન્માવતી હતી. ચીની ધરતીમાંથી ઊગતા જીવનની પહેલી લોહકિરા ગરજતી હતી, 'ભાઈ ભાઈનો સંહાર અટકાવો. શાહીવાદને મારી હટાવો, જમીનદારી જપ્ત કરો... વિગ્રહખોરી ખતમ કરો...કિસાન કામદારોના રાજકારણવાળું નૂતન ચીન કાયમ કરો' અને વિકરાળ પર્વતરાજ પર આ લડાઈ છે કે હિમાળાનો આરામ કરવા આવેલી કોઈ ઉજાણીની ઉજવણી છે એવા એક પળના ખ્યાલમાં આંખો ફાડીને જોઈ રહેલી તોપચીઓની ટુકડી સામે ચીની છોકરીઓના ભાલાની અણીઓ તાકીને ઊડી. ગોઠવાયલી તોપો પર કાંગની વિકરાળ છબી ખરાડી ઊઠી, 'લાલ ઝંડાને શરણે આવો' અને બીજી જ પળે લાલ ભાલાઓ મરણિયા બનીને તૂટી પડ્યા.

અને લાલ વ્યૂહ પર મંડાયલી તોપો પીઠમાંની તળેટીઓમાં 'હજુ તો ઘણી વાર છે'ના ખ્યાલના આરામમાં લહેરાતી ૧૮મી રેજિમેન્ટ પર મોઢાં ફેરવીને ફૂટવા માંડી.

અને એ જ સાથે ૧૮મી રેજિમેન્ટવાળી નવઘાટ પરના વ્યૂહની ગોરી/ પીઠ પર પાછળથી અને બંને પાંખ પરથી લાલ લડવૈયાની ટુકડીઓ દોડી.

અને એ જ સાથે દક્ષિણ પશ્ચિમના ચેંદ લશ્કરના કોઠા પર લાલ હલ્લો શરૂ થઈ ગયો. આખી પર્વતમાળ પર એક સાથે અચાનક સંગ્રામ ખુલ્લો મુકાયો. સંગ્રામના આરંભમાં લાલ લડવૈયાએ પડેલો નકશો અને લાલ લડવૈયાએ પોતેનું સમયપત્રક સંગ્રામનો આરંભ કરીને દુશ્મનોના વ્યૂહ અને સમયપત્રકને ભૂંસી નખાયું.

૧૮મી ડિવિઝન આખી એરવિખેર થઈ ગઈ ત્યારે સાંજ પડવા આવી હતી. ૧૮મી ડિવિઝનની ભેદાઈ ગયેલી. પીઠવાળી ટુંગરુ પરની સફેદ કારવાહી પાછળથી તો કોચાઈ ગઈ હતી. ૧૮મી ડિવિઝનનો સરદાર જનરલ ચાંગ-હુઈ પકડાયો, ત્યારે સવારનો નાસ્તો લેતો હતો. એના સમયપત્રકમાં તો એણે ચઢવાનો વારો સાંજ પહેલાં આવવાનો ન હતો. બ્રીગેડ કમાન્ડર ટાઈ-ચેહને પકડીને લાલ તરુણી કાંગની હરોળમાંથી એક ટુકડી આવી પહોંચતી હતી.

૧૮મી ડિવિઝનની તોપો પર લાલ સંત્રીઓ ચોકી ભરતા હતા. ૧૮મી ડિવિઝનનાં આયુધો ભરેલી પેટીઓ લાલ ટુકડીઓ તાબે કરતી હતી.

અને ૧૮મી ડિવિઝનનો સંહાર કરીને અને ૧૨મી ડિવિઝન-ને લાલ ગ્રામો તરફ ભાગી છૂટવાની ફરજ પાડીને લાલ ચોકીઓ આગળ વધેલી બીજી બે ડિવિઝનોની પાછળ તોપો ફેંકતી હતી.

૧૮મી ડિવિઝનની આગળની સફેદ ડિવિઝનોનાં સંચાલન તો આગળ મોઢાં કરીને ગોઠવાયાં હતાં. એ ગોઠવણીને પાછી ફેરવતાં સામેની લાલ ટુકડીઓ ધસારો કરે તેમ હતું. એટલે લાલ વ્યૂહની સૂડી વચ્ચે પકડાયલું સફેદ સોપારી ભરડવા જતાં લાલ ભરડામાં ભરાઈ ગયું. એ ભરડામાંથી એકલી ૫૦મી ડિવિઝન બાકી હતી. એ ૫૦મી ડિવિઝને લાલ હરોળ સામે આખો દિવસ તોપનો મારો ચાલુ રાખ્યો હતો.

પણ પછી રાતના અંધારામાં અટકેલી લડાઈમાં, લાલ સુનંદાઓ ૫૦મી ડિવિઝન પર તૂટી પડવા જ્યાંથી વાયરું પણ ન ઊતરી શકે ત્યાં ઊતરતા હતા. દુશ્મનોના ધસારાની જોરદાર અધ્ય મોરચો બનેલી ૫૦મી ડિવિઝન પર તૂટી પડીને ખપી જવા સેંકડો મરજીવાં અંધારી ઝાડીઓમાં, શિલાઓની પીઠ પાછળ અને તોપોના ખાડાઓમાં પહોંચતાં હતાં.

૫૦મી ડિવિઝન પર અનૂતી ધસારો પાછલી રાતની સંધ્યા પહેલાં તૂટી પડવાનો હતો. એ ધસારા પર ધસતી ભાલાની અણીઓ ટાંપી રહીને ગોઠવાઈ હતી. હૅન્કચીનેડોનો પહેલો હલ્લો આખા ભયંકર ઉઠાવનો ઇશારો બનવાનો હતો.

અને એ આખરી પળ આવી પહોંચી. અંધારામાં વછૂટતા લાલ વીરોની છાયા વિરાટ ને વિશાળ બની. અંધારામાં છૂટેલા લાલ પડછાયાઓની ગણના ચંડ તાકાતે ગૂંચવી નાખી. હજારો-ની ગણતરી ગણતા ૫૦મીના સફેદિયા ડઘાઈને લડવા લાગ્યા.

બીજા દિવસના બપોર સુધીમાં ૫૦મી ડિવિઝન વીખરાઈને નાસતી હતી. ટુંગકુની ગિરિમાળાએ સફેદ ડાકુઓ પર વિજય મેળવ્યો હતો. આખો મોરચો હજારો દુશ્મનોના શબોથી છવાઈ ગયો હતો. ટુંગકુના મોરચા પર તોપો, રાઇફલો અને બીજી સાધનસામગ્રીના જથ્થાઓ જપ્ત થતા હતા. ટુંગકુનો લાલ વિજય સીંકવેના મોરચા પર નવાં જોમની લડાયક હવા લહેરાવતો હતો.

પણ આ તો હજુ પાશેરામાં પહેલી પૂણી જ હતી. આખા કીઆંગસી સોવિયટનો સંહાર કરી નાખવાની જંગી યોજના ઘડીને ચાંગની સરકારે બધા મળીને સાડાત્રણ લાખ સૈનિકોની ડિવિઝનો રવાના કરી દીધી હતી. દક્ષિણ કીઆંગસીને ફરતાં તમામ ગામો અને શહેરોનો સંહાર કરી નાખવાના ફરમાનો લઈને આ જલ્લાદોના ધસારા ટુંગકુ-સીંકવે પર તીકળી ચૂક્યા હતા.

પણ ગહન અને ઘેરી પર્વતમાળ અને એની તળેટીઓના ધુમ્મસમાં ઢંકાયલા રહેતા ગહન અને ગૂઢ જેવા ડુંગરદેહો અડગ ઊભા હતા. સાડાત્રણ લાખને અહીં શમાવી દેવાના લાલ લડવૈયા-ઓના નિર્ધાર આ ગહનતામાં ગુંજી ઊઠ્યા હતા.

એ ગહનતામાં પહોંચીને લાલ ટુકડીઓના છૂટાછવાયા મુકામ પર તૂટી પડવા માટે સફેદ છાવણીઓમાં લાલ લશ્કરની

સામગીરી બજાવતા લાલ કિસાનોને પકડી લાવવામાં આવતા હતા પછી સંગીનોની અણી પાછળ એ કિસાનોને લાલ ટુકડીનું મથક બતાવવા હાંકવામાં આવતા હતા.

અને ગિરિદેશના લાલ રસ્તાઓ પર સફેદિયા ટુકડીઓને દોરતા કિસાનો અંધારી કંદરાઓમાં થઇને, સીધાં શિખરો પર ચઢીને કોઇકડી જેવી જગા પર થંભીને રણહાક ગજવતા હતા, ' શાહીવાદીઓના કુત્તાઓ પર તૂટી પડો. '

અને શાહીવાદની કુત્તાઓ પર તૂટી પડતા આ મરણીયા કિસાનો જીવનબલિદાન દેતા આસપાસની ગેરીલા ટુકડીને ઇશારો પહોંચાડતા હતા,

પછી પેલા સફેદિયા સોદાગરો આ મરણની બોડમાંથી જીવતા બહાર જઈ શકતા જ નહોતા.

એટલે હડકાયા શાહીવાદી કુત્તાઓ પોતાના હાથમાં પકડાતા કોઈ પણ કિસાનને વીંધી નાખતા હતા. કોઈની પરીક્ષા કરતાં લાલચ ધરીને ઇનામ દેતાં કહેતા હતા, ' અમને લાલની બોડ બતાવો તો ! '

પણ આકાશ સામે દેખતાં કિસાન નરનારી સમજાવતાં હતાં, ' એકલો ઉપરવાળો ભગવાન જ તે જાણે છે. '

' શું ! '

' લાલ લડવૈયાંની લાલ ગુફાઓ...ચુ–માઉ જેની ચોકીઓ ગોઠવે છે...પેંગ જેવો પેંગ ચાંગ–શાથી આવ્યો તેવો જેનો હોકો ગરજે છે ને...અને...'

' તું લાલ જાસૂસ છે ' બોલતી ખિજવાઈ પાતી સફેદી ...પ નિર્દોષ કિસાનોને વીંધી નાખતી.

અને આ ગહન માનવતાના પકડાતા પડછાયાને ચાર્ગે મોકલેલા વેદિયા સૈનિકો ચુપચાપ પૂજના અહોભાવથી સાંભળી રહેતા હતા.

'એક દુશ્મન શાહીવાદ...એકદેશ ચીન...એક લોક ચીની કામદાર કિસાન...સ્ત્રીઓ...વિદ્યાર્થીઓ...કારકુનો શિક્ષકો...' ચીની જકડાયલાં શરીરો યાતનાની પીડાને પકડી રાખતા લાલ રાજકારણ બોલતાં હતાં.

'પણ સાથેસાથ લાલ સરદારો બધા...'

'હા, લાલ લશ્કરે ચૂંટયા છે. લાલ લશ્કરને કિસાન નર-નારીઓ તરુણ-તરુણીઓ રચે છે અને ખેડે તેની જમીન છે... બધાં ચીનીઓ બાંધવો છે...અને તો...'

એવો સાદા ત્રણ લાખના લશ્કરો સામે હુંગકુ-સીકવેની કિસાન જનતા જંગ માંડતી હતી.

ત્યારે સીકવો પરનો નવો હલ્લો શરૂ થઈ ગયો શાહીવાદી વિમાનોએ સીકવે નગર પર આગ વરસાવી મૂકી.

પણ આખું ય સીકવો નગર ગહન જંગલોમાં અને પર્વતની છાયાઓમાં જુદાં જુદાં ઘટકોમાં ક્યારનું ય ખસેડાઈ ગયું હતું.

'સીકવો નગર અને ફરતાં તમામ ગામો પર મોત વરસાવો' દક્ષિણમાં બેઠેલો ચાંગના લશ્કરોનો તૈમુર સળગતી આગ જોતો, સિગારેટ ફૂંકતો, આનંદ માણતો મચુરિયા પર પહોંચી ચૂકેલાં જાપાની ધાડોના સમાચાર વાંચતો હતો અને બબડતો હતો, 'પણ પહેલા દુશ્મન કોમ્યુનિસ્ટો...કામદારો...કિસાનો' ચાંગ-કાઈ-શેકનું રાજકારણ આવતો, ધુમાડાની સેર પર ચઢીને સીકવો પકવાની કલ્પનામાં ગણું ખોખારતો આ સફેદ જલ્લાદ સીકવો પર તૈયાર કરેલા પોતાના નકશા પ્રમાણે આવતી કાલના ધસારા-નો ખ્યાલ ગોઠવતો હતો.

ત્યારે સીકવોની લાલ રાહબરી નીચે શિક્ષણ સંચાલન ટુકડીઓ સાથે ગેરીલાની ખાસ ટુકડીઓ એની પીઠમાં સરતી હતી. ત્યારે જ આ માંધાતાના જંગી જમાવને તોડી નાખીને ટુંકડુ

કરતાં પણ મોટા પાઠ શીખવવાની રેખાઓ ગોઠવતા લાલ લશ્કરના પેંગ અને લીન પીઆઓ નામના બે મહારથીઓ મહાસેનાની ચુ સાથે ગંભીર મસલત કરતા ઉતાવળા ફરમાનો ઘડતા હતા.

અને લાલ સંગ્રામનું મુખ્ય મથક દક્ષિણ તરફના એક શિખરના ઢાળમાં ખસતું હતું. એને ફરતાં જંગલો પર લાલ સાવૈયાની ચારણી બિછાઈ ગઈ હતી. ૧૯મું લાલ લશ્કર હાઓની સરદારી નીચે ટાંપી રહ્યું હતું. એની પીઠમાં જ સફેદ લશ્કરની એક આખી રેજિમેન્ટ પડી હતી. એ બેની વચમાંના ગિરિઘાટનો દરવાજો રોકીને કાંગ-કે-શીંગની સંગીનો જમીનનાં અમી સૂંઘની મોત અથવા વિજયનો નિરધાર સંઘરીને સજ્જ બેઠી હતી, આખો સમય ગેરીલાઓનાં નાનાં ઘટકો સફેદ હરોળોની પીઠ અને આંખ પર વિખરાતી હતી.

સોવિયટ સરકારની હસ્તીના સવાલના જવાબમાં આ સંગ્રામ મહાભયાનક બનવાનો હતો. આ સંગ્રામની ખેંચાયલી કમાનમાંથી મરી ફીટવાની તમન્ના તાલાવેલી કરતી...જીવતાં બનેલાં જંગલોમાં પ્રાણ પધારીને જાણે સંગ્રામની પળ પર શ્વાસ ઘૂંટી રહી હતી.

સંગ્રામની સારવાર કરવા, સંગ્રામના ઘા ધોવા અને સંગ્રામેજંગને હથિયારો અને ખોરાક પહોંચાડવા એક લાખ નરનારીઓ અને તરુણોની સેરો જંગલ અને ડુંગરાની બધી કરાડોમાં, કેડીઓ પર, લોકઅમીની સ્નિગ્ધ ધારાઓ બનીને શ્રવતી હતી.

ગરીબોની જનજેહાદ શ્રીમંતોની ઘાતકી યોજના સામે મંડાઈ ચૂકી. માલિકોનાં લશ્કરો સામે શ્રમમાનવોનાં ઘટકો ડુંગર રેહ પર ગોઠવાઈ ગયાં. શાહીવાદના ખાંધિયા બનેલા ચીનના વેચાણહારા ઉપર નૂતન ચીનની માનવતાના લોક-આઝાદીના નેસડા ઊંડાણ વ્યૂહના કિલ્લાઓ બનીને નિશાન માંડતાં ટાંપી રહ્યા. ચુ-માઓના મુખ્ય ધામ પરથી સંચલનની સૂચનાઓ દોડતી

બની એક સીધા ચઢાવની શિલાઓ ઠેકતો એક ઉતાવળો લાલ કિસાન હાંફતો શ્વાસ થંભાવી મહાસેનાનીના શિબિરમાં સીધો ધસી જતો ખૂમ પાડતો સંભળાવતો હતો:

'હું ત્રીજા લશ્કરમાંથી આવ્યો છું. આજે સવારના સાત વાગે અમે વરસતા વરસાદમાં અને ગાઢા ધુમ્મસમાં આગળ દેખવાની પરવા કર્યા વિના અમારી જગાઓ પર ગોઠવાઈ જવા છૂટક છૂટક ટુકડીઓમાં ધસતા હતા. ત્યારે અમે અને દુશ્મનો સામસામા આવી ગયા. ધુમ્મસનાં ધાબાઓમાં અમે એકમેકને દીઠા અમે ભયાનક ચિચિયારી કરીને તૂટી પડ્યા. અમારી સંગીનો, પથગાઓ, ભાલા અને છરીઓ ધુમ્મસમાં ચમકી ઊઠ્યાં. ભયાનક સંગ્રામ વિકરાળ ચિત્કારથી છવાઈ ગયો,...'

'અને?' ભયાનક સગ્રામોનો લાલ ભડવીર સગ્રામની સખ્તાઈ ધરતો વચમા બોલ્યો.

'પછી? પછી...' સંદેશા લાવનાર લાલ સૈનિક શ્વાસ ખેંચીને બોલ્યો, 'આપણા આઠસો મર્યા છે, હજાર ઉપર ઘવાયા છે. આપણો સરદાર...આપણા ત્રણ લાલ નાયકો અને આપણા દશ કંપની આગેવાનો...'

'અને દુશ્મન...!' પાછો પેલો મહાસેનાની ઉતાવળો થયો.

દુશ્મનની બંને રેજિમેન્ટોની કાપણી થઈ ગઈ છે...દુશ્મનની એક બેટેલિયન શરણે આવી છે...દુશ્મનોના આયુધોનો ઢગલો... દુશ્મનના ત્રણ બ્રીગેડ કમાન્ડરો કેદ પકડાયા છે અને આઠ સરદારોનાં શબ હાથ લાગ્યા છે. હું નીકળ્યો ત્યારે સાફસૂફી ચાલતી હતી.'

'તમે જાવ અને...' ચુ શિબિરમાં બેઠેલી સંગ્રામસમિતિ તરફ ફર્યો. અને પેલા સૈનિક માટે સૂચના દઈ રહ્યો, 'તમે દોડતા પહોંચો અને તમારા ઘાટ પર દટી રહો.'

'આપણે તમામ વિભાગો પરથી આક્રમણ શરૂ કરી દઈએ. આ સંગ્રામ જેવા આખા મોરચા પર સંગ્રામો શરૂ કરી દઈએ... અને લીન... !'

લાલ સેનાની લીનપીઆઓ તાકી રહ્યો. 'તારું કામ સૌથી કપરું છે. આપણાં આક્રમણોની સાથોસાથ કાઓ–સીંગના મુખ્ય મથક પર તૂટી પડીશે સફેદ લશ્કરોની આખી કારવાહીને રગદોળી દઈ શકાય તો જ...'

'હું ફરમાનની રાહ જોઉં છું.' ફૂટતી પિસ્તોલ જેવો લાલ સેનાને તાકી રહ્યો.

'અને મારું ફરમાન છે કે...લાલ લશ્કરનો મહાસેનાની સુપણ...તારી સરદારી નીચે જ આજે જંગે ચઢે છે.'

'ના,' એણે બૂમ પાડી 'આપણી કમિટી શું ધારે છે?'

'હું ધારું છું તેજ...આ ટેકરી પર ચઢીને...હું અહીં પાછો ફરું ત્યાં સુધી આખા મોરચાનાં બધાં સંચાલન પેંગને માથે છે. આપણે નીકળવાની તૈયારી કરીએ છીએ.'

'પણ...' લીન ગરકાવ થઈ જતો જોઈ રહ્યો.

'તું રવાના થઈ જા.'

અને લીન–પીઆઓ લાલ મુઠ્ઠી વીંઝતો ચાલ્યો ગયો.

પછી સંધ્યા શરૂ થઈ. ધુમ્મસના અનેક આકારો પર અંધારી છાંય ઘેરી આભા પૂરી રહી. આખા સાઠ માઈલના મોરચા પર તડામાર તૈયારીઓ શરૂ થઈ ગઈ. નિબીડ અરણ્યોમાં દોડતી મશાલો અને અવારનવાર સંભળાતા ગોળીબારના અવાજો ફૂટવા લાગ્યા. કોઈ કોઈ ચીસો સંભળાતી શમી જવા લાગી.

સમયનાં વહેણ પર સંગ્રામના આકારો તરવરી ઊઠયા. ગિરિકંદરાઓમાં સંગ્રામના પડઘા સમસમી ઊઠયા: પહેલા સંહાર-સંગ્રામની છબી સાઠ સાઠ માઈલના મોરચા પર વિકરાળ ઉપાના

બાન્ધ્વંગળમાં ભીડતી ચાલી. ધૂળ સાથે ધુમાડા ભળ્યા. ચિચિ-યારીઓ સાથે બંદૂક–તોપના અવાજો ઊભરાયા. ચીની રુધિરની છોળો પર આયુધોની ધારો ધોવાઈ. સળગતી છાવણીઓને હોલવવા લોહી છંટાયાં.

'શાહ—શાહ'ના અવાજેથી સફેદ સૈનિકોનાં કાળજાં કંપી ગયાં, 'શાહીવાદોના ખાંધિયા સરદારોના બધા તોપના માળાઓ પર ભયાનક' બનેલા લાલયોદ્ધાઓ તૂટી પડ્યા. સફેદ તોપખાનાંઓ આખો દિવસ ગરજ્યા કર્યાં.

એવા સંગ્રામે જંગના બે દિવસ અને બે રાત વહી ગયાં.

ત્રીજા દિવસની સવારે મહાસેનાની ચુ–તેહનાં ફરમાન નીકળ્યાં. તમામ ગેરીલા ટુકડીઓએ દુશ્મનની પીઠમાંથી મોરચા-ઓ પર સામેલ થઈ જવાના એ હુકમો હતા. શાહીવાદે સર્જેલાં ચાંગની ખાંધિયા સરકારનાં લોહીલુહાણ લશ્કરો શ્વાસ ખાવા કાનચાઉ તરફ દક્ષિણમાં પાછાં હઠતાં હતાં. લાલ લશ્કરોને પણ પોતપોતનાં મથકો પર જમા થઈને નવા વ્યૂહ માટે તૈયાર થવાના હુકમો મળતા હતા.

ટુંગકુ–સીંકવેનો લાલ રણમોરચો પડ્યો નહિ. હજારોના સંહાર પછી યે સફેદ શયતાનિયતને સફળતા સાંપડી નહિ. લાલ મોરચા પર ટુંગકુ–સીંકવે લાલઝંડાઓ ફરકાવતાં નવા સંગ્રામનાં ડંકા-નિશાન બજવતાં ઊભાં હતાં.

એ લાલપ્રદેશોની નજદીકમાં જ ફીઆન નગર શાહીવાદોએ સર્જેલી નૌકાઓ ઝુલાવતું સફેદ નગર બનીને ઊભું હતું. નવા હલ્લાની તૈયારીઓ માટે કાનચાઉમાં પણ જથ્થાઓ જમા થતા હતા. લાલ સરહદની ઉત્તરમાં નાનચાંગ નગર પણ પરદેશી લડાયક નૌકાઓની તોપો ઝુલાવતું જમીનદારો, નફાખોરો અને અફીણના વેપારીઓનું ગોદામ બનીને ક્યોમીનટાંગનો વાવટો ઉડાડતું હતું.

અને શાહીવાદી યુદ્ધનૌકાઓ તથા વિમાનો અને આયુધોના આશરામાં જનતાનો સંહાર માગતા ચાંગ-કાઈ-શેકના શાંગહાઈના, હોંગકોંગના, કેન્ટનના અને હેંકોના સોનેરી નેસડાઓમાંથી નાનકીંગ સરકારના સરમુખત્યાર અને પ્રતિક્રાન્તિના મહાસેનાની ચાંગને સંબોધીને અવાજો ઊઠયા, 'આપ નામદાર કીઆંગસીના સોવિયટ મથકનો સંહાર કરવાના સંગ્રામની જાતે સરદારી લો નહિ તો આખા ચીન પર જેવો રૂસ પર છે તેવો લાલ ઝંડો ફરકશે તો અમારું ને આપણું...' અને એ અવાજમાં અંગ્રેજ-અમરિકી શાહીવાદીઓએ તમામ આયુધો અને આવડત પૂરાં પાડવાની જાહેરાતો કરી.

અને પાછો બીજી વાર પ્રતિક્રાન્તિનો પશુ શાંગહાઈ, કેન્ટન, નાનકીંગ અને હેન્કોમાંથી મિલની ચાલો, ગરીબની ઝૂંપડીઓ અને કામદારોનાં રહેઠાણ ઢૂંઢતો...કામદારોને ઘર બહાર ઢસડી જતો રોજના સેંકડો લેખે વીંધી નાખતો બરાડયો, 'કીઆંગસીની સોવિયટને, આખા ચીનના કોમ્યુનિસ્ટોને સંહારી નાખવા હું જાતે ચઢું છું.'

અને ચાંગ-કાઈ-શેકે ચીનનાં સોનેરી માનવંતાઓની, વિગ્રહખોરોની અને શાહીવાદી જલ્લાદોની એક પરિષદ ભરી.

અને એ પરિષદે જાહેર કર્યું, 'અમે આખા ચીન પરથી કોમ્યુનિસ્ટોને, તેમના હડાયકોને અને સહાયકોને સંહારી નાખીશું.'

ચીનના ચાંગની હકૂમત નીચેનાં તમામ નગરોમાંથી કોમ્યુનિસ્ટોની કતલ કરવા એક ટુ નામનો મશહૂર ગુંડો પોતાના જેવા પાંચસો પશુઓને લઈને ચાંગ સરકારનો જલ્લાદ બનીને ફરતો થયો.

અને ચાંગ-કાઈ-શેક કીઆંગસીની લાલ હકૂમતનો ઉચ્છેદ કરી નાખવાની તૈયારીઓ કરી રહ્યો.

અને એક પછી બીજી ઘાતકી યોજનાઓ વિચારાઈ રહી. શીઆંગસીમાં લાલ બની ગયેલી માનવજાતની વસ્તી માત્ર બે કરોડની જ હતી. એ બધી માનવતાનો પણ સંહાર કરી નાખવો પડે તો કેટલા ઝેરી બોમ્બો બનાવવા પડે તે અને તેનો ચીનના બંદર પર પહોંચાડતાં શો ભાવ પડે તેના હિસાબો શાહીવાદી વણજારોએ ગણવા માંડ્યા.

પછી હિટલરે ઉછેરેલા એક સો જેટલા નાઝી લશ્કરી અમલદારો આ મહાસંહારની તાલીમ આપવા અને નકશા દોરવા નાનકીંગમાં આવી પહોંચ્યા. જર્મની પર કામદારોને વીંધી નાખીને પાવરધા બનેલા આ પિશાચો ચાંગ સાથે પ્રેમ કરતા કહેતા હતા, 'આખી લાલ વસ્તીને સંહારી નાખવી પડે તો આ યોજના પ્રમાણે તે સાવ સહેલું છે.' અને પછી ચીનનો ચાંગ આ મહાસંહારને પૂરો કરવાના શપથ લેતો હતો.

અને એ શપથ પર આમીન ઉચ્ચારતો નાનકીંગના ઈસાઈ દેવળનો વડો હવામાં ક્રોસની નિશાની દોરતો હતો.

## ૩૨

# ચીની સોવિયટોની પહેલી પરિષદ અને પછી

'સાંભળજો રે ભેરુબંધો—કિસાનકામદારો... લડાયકો અને તમામ નરનારીઓ! આપણી સોવિયટ પ્રજાસત્તાકની પહેલી કોંગ્રેસ નવેમ્બરના સાતમા દિવસે શરૂ થશે ત્યારે તેમાં આપણી સોવિયટોના તમામ પ્રતિનિધિઓ ભેગાં મળશે.'

નૂતન ચીનનો લોકશાહી અવાજનો પડઘો કીઆંગસી-હુનાનની સરહદના સોવિયટ પ્રદેશો પર ગામેગામ અને નગરે નગર ગરજી રહ્યો.

૧૯૩૧ના નવેમ્બરનો આરંભ સુઈકીન નગરમાં વિશાળ જનસમાજ અને આમંત્રણ આપતો હતો. આ મહાસમારંભમાં ટ્રેડ-યુનિયનો, કિસાન સંગઠનો, લાલ લડાયક ઘટકો, શાહીવાદી વિરોધી સંસ્થાઓ અને લાલ લશ્કરની કમિટીઓ આ મહાન સમારંભનું નિર્માણ કરી રહ્યાં.

કીઆંગસીમાં સુઈકીનના લોકમેળામાં આવવા આખા ચીન પરથી જુદા જુદા પ્રદેશોમાંથી પ્રતિનિધિઓ નીકળી ચૂક્યાં હતાં. સુઈકીન નગરના એક વિશાળ દેવળનો ચોક સોવિયટોની પરિષદ માટે શણગારાયો હતો. એ ચોકની આસપાસ નાનામોટા અનેક ખંડો કમિટીઓની કાર્યવાહી માટે યોજાયા હતા, હજારો સ્વયં-સેવકો પરિષદનાં મહેમાનોની આવજત કરવાની ગોઠવણી કરી રહ્યા હતા

પછી નવેમ્બરની ૫મી તારીખથી પ્રતિનિધિઓનાં પત્રોઃ

ભરાવા માંડ્યાં. ચીનના અઢાર પ્રાંતોમાંથી પ્રતિનિધિઓ આવી પહોંચ્યા.' ચીનનાં મહાન નગરોમાં ગુપ્ત રીતે ચાલતી કૉમ્યુનિસ્ટ પાર્ટીએ, અખિલ ચીન મજદૂર સંઘે તથા કૉમ્યુનિસ્ટ તરુણ સંઘે અને પ્રગતિશીલ લેખકો અને કળાકારો તથા વિદ્યાર્થીઓ અને મહિલા સંઘે પોતાના પ્રતિનિધિઓ સુઈકીન પરિષદમાં મોકલ્યા.

અને ક્રીઆંગસી-હુનાનના સોવિયટ પરથી સ્થાનિક સોવિયટોના પ્રતિનિધિઓ પણ આવી પહોંચ્યાં. એક વિરાટ જનસમુદાય ઘૂઘવતા સાગર જેવો સુઈકીન પર ઝોલે ચઢ્યો.

પછી લાલ લશ્કરની હરોળોની હેલી એક વિશાળ મેદાનમાં તમામ પ્રતિનિધિઓને લાલ સલામી દેવા ભરવામાં આવી. કિસાન કામદારોની રોજબરોજની લડતોમાંથી પસાર થઈને વધારે તાકાતવાળું, શિસ્તવાળું તથા ચીની જનતાની પોલાદી મુઠ્ઠી બનેલું લોકલશ્કર લશ્કરી પોશાકમાં, લશ્કરી ઢબમાં કૂચ-કદમ કરતું માથા પરની ટોપીમાંના લાલ ચંદ્રકને ઝળહળાવતું જુદી જુદી હરોળોની ટુકડીઓ બનીને એક વિશાળ આકારમાં ગોઠવાવા લાગ્યું. એક લાખ જેટલા લાલ લશ્કરની પુરુષ સમોવડી લાલ નારીઓનું બનેલું પાંચસોની ટુકડીવાળું એકમ મહાસેનાની ચુની સાથીદાર કાંગની સરદારી નીચે હાજર થયું.

એક લાખની લડાયક માનવતાની તસ્વીર ચીની વિરાટને આલેખી રહી. એ છબીએ ચીની લોકના સંગ્રામનો ઇતિહાસ લાલ લશ્કરમાં જડી દીધો હતો. એ છબીમાં જ નૂતન ચીનનો લોક-આવેગ સમશેર બન્યો હતો. એ છબીમાં શહાદતના લાખ લાખ અવાજો શોર મચાવતા હતા. એ જ છબીએ ચીની અવામની આશાઓ, ઊર્મિઓ અને લોકજીવનની નેમોને સઘરી હતી.

ચીની ધરતી પર પહેલી વાર આવી ભવ્ય તસ્વીર અનેક આપભોગોના રંગમાં આમેહૂબ ચીતરાઈને-કોતરાઈને, ચીની

વિરાટના કલેવરનો આગે કદમ બનીને, ચીની લોકના જીવનતી સમાન ન્યાયની બાંધવતાભરી નેમ બનીને ચીની મા-ભોમ પર સજીવ બનતી હતી.

એ છબીમાં અનેક સંગ્રામોના વિજેતા સેનાનીઓ હતા. એમાં ચુ-માઉ સૌથી વડા હતા પણ એ વિરાટના અંકના રંગથી જરા પણ જુદા નહોતા.

પછી એ આગેવાનોના થોડાક શબ્દો સંભળાયા. એક મોટો મહાનાદ એ શબ્દો પાછળ ઘૂઘવી ઊઠ્યો. એક સાથે એક હજાર બ્યુગલોએ સલામી સુણાવી અને પછી લાલ લહેરાતા લાખ હાથની લાલ સલામીમાં જાણે નૂતન માનવતાનું મહાઅરણ્ય આખું મહાઝંઝાવાતમાં હાલી ઊઠ્યું.

પછી બીજા દિવસની વહેલી ઉષાએ ટુંગકુની પર્વતમાળની શિખરમાળ પર અદ્ભુત દેખાવ દેખાયો. આખા ચીનના લોકપ્રતિનિધિઓ ઊંચી ટેકરી પરના વિશાળ ખંડમાં હાજર થયા વીજળીના અનેક દીવાઓ એક સાથે ઝળગી ઊઠયા અને દિવસ-રાત ભર આ મહાસમારંભના સાદ સાંભળવા લાખો નરનારીઓના વિશાળ સમાચોકો આખી ડુંગરમાળ પર ગોઠવાયલા ઊભરાઈ ગયા. આ મહામેદનીને આખી કારવાહી સંભળાય તે માટે આખી ડુંગરમાળ પર લાઉડ સ્પીકરોની ગૂંથણી ગૂંથાઈ ગઈ હતી.

પછી આ ધન્ય દિવસની સલામી પુકારતા થોડાક ધડાકાઓ આખા પ્રદેશમાં ઊભરાયા. પછી બધી ટેકરીઓ પરથી બ્યુગલોના અવાજ ગરજી ઊઠયા. પછી યેન્પીંગને ફરતી ડુંગરમાળ પરથી નૂતન ચીનના રાજકારણની રણહાકો ઘૂમતી ઊઠી.

અને પછી શ્રમમાનવોનું સંગ્રામગીત આંતરરાષ્ટ્રીય શરૂ થયું. એની પહેલી ગર્જના 'ચી-લાઈ...' રણહાક બનીને ગરજી ઊઠી.

સુધ્ધીનના સભામંડપમાથી, એ સંગ્રામગીતના ઝમ્પુરણી

ઊઠેલા, તારના પશ્ચા ડુંગરની દીવાલો પર અને કંદરાઓનાં ઊંડાણ-માં ઊઠ્યા. એ મહાનાદમાં આસપાસની ડુંગરમાળ પર ગોઠવાયેલાં સભાગૃહોમાંથી દશ લાખ નરનારીઓનાં જયગર્જન ઘૂઘવતાં થયાં.

પછી લાલ લશ્કરના રાજકીય વિભાગનો વડો વાંગ-કાઈ-સીઆંગ ઊભો થયો અને વ્યાસપીઠ પરથી બોલ્યો, 'હું અખિલ ચીન સોવિયટ કોંગ્રેસને ખુલ્લી જાહેર કરું છું.'

અને રણહાક બનેલા રાજકારણનો આહ્‌લાદ ડુંગરના હવા-માનમાં ફેલાઈ ગયો.

પછી લાલ લશ્કરનો મહાસેનાની ચુ-તેહ ઊભો થયો અને તેણે ચીની લાલ લશ્કર વતી આ મહાસમારંભને અભિનંદન આપ્યાં. પછી ચીની કોમ્યુનિસ્ટ પાર્ટીના મહામંત્રી માઓ અને મધ્યસ્થ ક્રાન્તિકારી લશ્કરી કમિટીનો મંત્રી સીઆંગ ઊઠ્યા અને વિરાટની રણહાકો પર ઊછળતા આ ચીની માનવોના મહા-સમારંભને અભિનંદન દઈ રહ્યા.

એવી ચીની સોવિયટોની પહેલી કોંગ્રેસની કારવાહી શરૂ થઈ. એ કારવાહીએ જગતભરની લોકલડતોને અંજલિ આપી. ચીની શહીદોના માનમાં સલામી ભરી. રૂસી માનવતાની સોવિયટ સરમુખત્યારીને પોતાની લડાયક બાંધવતાની બાંહેધરી આપી અને પછી ચીની માનવતાના મહાસમારંભે સોવિયટ પ્રદેશ માટેના સમાન ન્યાયના, સમાન બાંધવતાના, લડાયક એકતાના અને લોક-વહીવટના નિરધાર લખ્યા.

પછી ચીની શ્રમમાનવો માટેની નૂતન ચીનની લોકઆઝાદી-ની અને શાહીવાદ વિરોધની જાહેરાત આ સમારંભે પાડી કાઢી.

અને ચીની જનતા વતી આ વિરાટના નિરધારે જાપાની શાહીવાદ સામે લડાઈની જાહેરાત કરી ચીની ખાંધિયાઓની તથા ચાંગની નાનકીંગ સરકારની શાહીવાદી તરફી નીતિને ધિક્કારી કાઢી.

33

# ઇતિહાસમાં અજોડ–ચીન વિરાટની લાંબી કૂચ

ચીનના ફીઆંગસી પ્રાંતમાં ચીની શ્રમમાનવોની સોવિયટ સરકાર સ્થપાઈ હતી. ચાંગ-કાઈ-શેક એ પ્રદેશનો સંહાર કરવા પાંચમી વાર નીકળતો હતો. આ પાંચમા સંહાર-સંગ્રામમાં ચાંગ-કાઈ-શેકે નવ લાખનું લશ્કર જમા કર્યું હતું. પરોપીયં ઢબે સજ્જ થયેલું ચાંગનું લશ્કર પાંચમી વાર ફીઆંગસી પર ચડતું હતું. જર્મની, ઇંગ્લેંડ અને અમેરિકાથી આવેલાં યુદ્ધયંત્રો અધીરાં બન્યાં હતાં. ચાંગની લશ્કરી યોજનામાં સેંકડો તોપો મંડાઈ ચૂકી હતી, વિમાનો ઊડતાં હતાં. ૧૯૩૫ના આરંભમાં ચાંગ-ફાસીએ પાંચમો લોકસંહાર આરંભ્યો હતો.

જંગી રાક્ષસી જમાવટ ફીઆંગસીનો સંહાર કરવા નીકળતી હતી. ચીની ધરતી પરનો એ લાલ ટાપુ હતો ન હતો કરવા ચાંગની સેનાઓનાં ઘોડાપૂર યંત્રાયુધો ધરીને ઊભરાતાં હતાં. એ ચઢાવને ધારણ કરે એવા સેંકડો માઈલ પર ચાંગ-કાઈ-શેકે પાકા રસ્તાઓ બંધાવી દીધા હતા. હજારો નાની નાની કિલ્લેબંધીઓ ચાંગના વ્યૂહમાં ગોઠવાઈ ગઈ હતી.

જાણે જર્મન ફાસીવાદની ફણા ધરીને હજારો ફૂંકે ફૂંફવતા ચાંગના લડવૈયા, તોપમારાઓથી ધરણી ધ્રુજાવતા, આકાશમાંથી મોત વરસાવતા ફીઆંગસીની રાખ ઉડાડવા આગળ વધતા હતા.

ચાંગની એ નેમ હતી. એ આ વાર એમો નહિ જ જાય એવી એની ખાતરી હતી.

એ પૈશાચિક નેમને, રોશી પાડવા એક લાખ ને એંશી હજારની લાલ ટુકડીઓ ગોઠવાતી હતી. એ મારામારીને રોકી રાખવા બે લાખ જેટલાં કામદારો, ને કિસાનોનાં ગેરીલાજૂથ જંગે ચઢતાં હતાં.

એમને ચઢતાં જોતી ચાંગ-કાઈ-શેકની જર્મન ગોઠવણી હસતી હતી. ચાંગ-કાઈ-શેકનો આહ્લાદ જનલોક પર ધિક્કાર હસતો હતો. અંગ્રેજ-અમરિકી શાહીવાદી ડાકુઓ લાલ બનેલા ફીઆંગસીના મહાસંહારના સમાચાર સાંભળવા આતુર બન્યા હતા. ચીની લાલ પ્રદેશને ફરતો ચાંગનો સંહારસંગ્રામ જીવલેણ બનીને જામી પડ્યો હતો.

ચાંગનો ધસારો કિલ્લેબંધીઓની ગોઠવણીમાં રહીને જ આગળ વધતો હતો. ચાંગના વ્યૂહનો કોઠો લાલ પ્રદેશ પરનો ફાંસો મજબૂત કરતો ગોલંદાજી અને વિમાની હલ્લાઓ પછી ધસતો જતો હતો. લાલ ચીનની ચારેકોર જાણે જર્મન ફાસીવાદે સજી આપેલા સંગ્રામની બીજી દીવાલ બંધાતી જતી હતી. યંત્રાયુધોની આગેકૂચ અટકે જ નહિ એમ લાગતું હતું. લાલ પ્રદેશ પાછો હટતો હતો. ચાંગ આગળ વધતો હતો.

ચાંગની નાનકીંગની સરકાર ખુશખુશાલ બનીને સમાચારો ફૂંકતી હતી કે લાલ પ્રદેશનો સંહાર થઈ ગયો છે, કોમ્યુનિસ્ટો મરી ચૂક્યા છે, સોવિયટ ફીઆંગસી આખો તારાજ થઈ ગયો છે.

હુનાન ફીઆંગસી અને ક્વાનટુંગ પર હજારો ગામોં તારાજ થયાં હતાં. લાખો ઘર પર ચાંગનો સંહાર સુસવતો હતો. લાખો શબ ચાંગના સંહારસંગ્રામના વિજયી ઘાટ પર સુસવતાં પડ્યાં હતાં. લાલ લશ્કરના સાઠ હજાર લડવૈયા મરી ચૂક્યા હતા. વસ્તીઓ ઉજ્જડ થઈ ગઈ હતી.

કુઓમીનટાંગ સરકારની ચાંગ-કાઈ-શેકની કચેરીના સરકારી આંકડા બોલતા હતા કે દશ લાખથી વધારે ખેડુતો બોમ્બમારા નીચે મરી પરવાર્યા છે, હવે સંપૂર્ણ સંહાર પૂરો થયો છે. હવે અમારી આગેકૂચ અમારા સંહારસંગ્રામ પછી કોમ્યુનિસ્ટોની દફન-કૂચ બની છે.

ત્યારે જુઇશીનમાં લાલ લશ્કરની લશ્કરી પરિષદ મળતી હતી. સોવિયટનો સંગ્રામમોરચો દક્ષિણમાંથી ઉઠાવી જવાનો પરિષદ નિરધાર કરતી હતી. દક્ષિણ છોડીને ઉત્તર પશ્ચિમમાંના સોવિયટ પ્રદેશમાં પહોંચી જવાની લાંબી કૂચ કરવાનો નિરધાર ઘડાતો હતો. ઇતિહાસમાં અજોડ એવો લાંબી કૂચનો લોકનિરધાર ઘડાતો હતો:

'આપણે પાછા હઠીએ છીએ. આપણે આપણાં જીવતાં રહેલાં લાલ લડવૈયાં સાથે, આપણાં લડાક કુટુંબો સાથે,' આપણાં લડાઈનાં સાધનો સાથે દક્ષિણમાંથી ઉત્તરપશ્ચિમ તરફ કૂચ કરીએ છીએ. એ કૂચની કારવાહી આપણે શરૂ કરીએ છીએ.' એવો લાલ સેનાનીઓનો આદેશ લાલ લડવૈયાં સાંભળતાં હતાં. અસંભવ જેવો નિરધાર સાંભળતાં અવાક બનીને પોતાની ગજબનાક તસ્વીર દેખી રહેતાં હોય તેવાં લોકલડાયકો એકબીજાની નજરમાં તોફાનો વાંચતાં ગજબનાક પર છલંગ દેવાનો અતિરેક અનુભવતાં, અગોચર 'ગણાયલા ૭ હજાર માઈલની પગદંડી' પર કૂચ કરવાના પોતાના ટદમજોશ પર અહોભાવ ધરતાં હતાં.

જુઇશીનનો નિરધાર જનપ્રદેશોમાં અફળ બનીને પથરાતો હતો. સોવિયટ પ્રદેશ પર લાંબી કૂચની કારવાહી અનેક આકારો ધરીને ફરતી બની રહી. લાંબી કૂચની કારવાહી પર લાલ એકમોના વ્યૂહ ગોઠવાયા. લાંબી કૂચની નેમ પર નિશાન તાકીને, લાલ ધસારાઓ મોત સામે ઝૂઝી રહ્યા. લાંબી કૂચનો નિરધાર બોલતી લોકજેહાદ પર વિકરાળ સંહારના ચાંગના ખૂની કમઠાણનાં જડબાં ખોલીને જંગલિપતના દંતૂશળ હલાવતો પણ મરણિયો બન્યો.

જુઈશીન પરથી ઘડાયલા નિર્ધાર પછીની સંગ્રામ-નોબતોમાં જુદો અવાજ સંભળાયો. જુઈશીનનાં શ્રમમાનવોના નેસડા જુઈશીનની કૂચ કદમો પર અંતિમ વિદાયની વિકરાળ આપલે કરતાં મરી ફીટવાના મરણિયા શપથ ઉચ્ચારી રહ્યા. ઘર ઘરતી જીસ પર રણખંજરીની જમાતોએ નવા નિર્ધાર પર અહોભાવના ભાવ વરસાવતી મરી ફીટવાની અંતિમ વિદાયો લીધી-દીધી.

'આપણી પાર્ટી...બિલકુલ મરદની પારટી' લાલ વસ્તીની કિનારી પર એક લાકડીએ ઉપરનું અરધું અંગ ટેકવી ડોક ઊંચકી રહેલી વૃદ્ધા જોઈ રહી. એની પાછળ ઊભેલો એક જુવાન વૃદ્ધાની નમેલી પીઠ પર હાથ ફેરવતો હસ્યો..' કઈ પારટી માડી ?'

'લાલ...!' ચમકતી હોય તેવી વૃદ્ધાએ કરપીણ નજર ફેરવી અને પછી રોજ સાંભળેલા આંતરરાષ્ટ્રીયની પહેલી કડી કોઈ મંત્ર જપતી હોય તેટલી ગંભીરતાથી ઘૂંટી રહી.

'પણ એમાં તો ડોસીઓ પણ છે....તમારા જેવી, અને જુવાનડીઓ ય છે આપણા માઓની ઘરવાળી જેવી ને એને દીકરી સાંપડવાની છે...આપણે નીકળીએ છીએ તે લાંબી કૂચની કોઈ પર્વતમાળના, કોઈ જંગલના, કોઈ...'

'લે રાખ, રાખ...એને શેની આંચ આવવાની છે! આપણા ચુ-માઓની... આપણા લોક-સરદારની...આપણા એ મહામાનવની.ઘરવાળીનો વાળે વાંકો થવાનો નથી...દસે દિશાઓની જોગણીઓ એની રખવાળી કરે છે...ને તું ય જતો લાગે છે!' ને પાછું યાદ આવતું હોય તેમ એ પૂછી રહી, 'એમાં ડોસીઓ છે દીકરા! મારો હાન તો ના કહેતો હતો.'

'ડોસી છે સિરફ એક...બાપુ સુનનાં...'

'છાનો રહે છાનો...એને ડોસી કહે છે... ! એ તો મા છે ...બધાં લાલ દીકરાંની...લાલ દીકરાંની...બધા લોક-ચીનની...

એ તો હારે જ હોય ને...! એના વના તમારું એક ગાડું નોં ચાલે કે એક તોપ નોં ફૂટે...કહે છે કે એને બાપુ સુને આપણાં ગરીબોની અને સૌની એકસરખી આઝાદીનો ખરીતો લખીને દીધો છે ને કહે છે કે...એટલા મોટા ખરીતાને એક નાની સરખી દાબડીમાં લખીને તેનો જંતર બનાવીને એ ગળામાં પહેરે છે...ને કહે છે એ ખરીતાને ખરો કર્યા વના એ મરવાની નથી એને છે તે...'

ને જુવાનને ઊપડતો જોઈ બબડી, 'એ...ઊપડયાં...નહિ રોકાવાનાં, મારાં સગાં દીકરાંઓ...' ને આંખો લૂછતી કોઈ સ્વપ્ન જોતી હોય તેમ બોલવા લાગી, 'જાણે મેઘ ગરજી પડ્યા છે...જાણે મોરલા નાચી ઊઠ્યા છે...જાણે ગરુડોની પાંખો ફફડે છે ને જાણે આસમાનમાં ઊડતાં વણજારો ઉતાવળાં થાય છે' અને તો ય એની આંખમાં ઊભરાતો દેખાવ શમતો ન હોય તેમ એ એક ટોળામાં ઉતાવળા પેઠી ને બૂમ પાડી રહી, 'એ ઊપડ્યાં...મારાં દીકરાંઓ...'

'એ મા...મા...દૂર જઈને ઊભ...આ દીવાલ બહાર હમણું માનવી માવાનાં નથી ને તું...'

'ને હું...' વૃદ્ધા તાડૂકી ઊઠી ને લાકડીને ટેકે ચાલી, 'મને શું થવાનું છે! મને કોની બીક છે...આ હજારો હાથ ને આયુધોવાળાં ઊપડ્યાં હો મારાં દીકરાંઓ...ગજબ થઈ જવાનો...૭ હજાર માઈલની મંજલ તે કંઈ વાત છે!'

અને ભયાનક નદીઓ, અગોચર અરણ્યો, અને મહાભયાનક પર્વતોના ૭ હજાર માઈલ પર ટપી જવાનો નિરધાર કરેલી લોકસેનાના ઘોષ ઊછળતા, વધતા, જયઘોષ ઘૂઘવતા નીકળવા માંડ્યા. પ્રાણનાં પૂર ઊછળતાં થયાં, અમીની આશિષો ભરેલી ઊર્મિઓ ઉતાવળી થઈ અનિમીષ બનેલી નજરો લાગણીઓના કોલાહલ ભરેલી અવાક બની.

અનેક આયુધો ચમકતાં ચાલ્યાં, અનેક ચાહો ભરેલા અને

આયુધોના ભાર ધરેલા લોકયોદ્ધાઓની પગદંડીઓ પ્રજ્ઞી ઊઠી. પગેથી માથા સુધી ભારેલા લડાયક ભાવ ઉતાવળા ઊછળ્યા. વચમાં વચમાં કોઈ ટટ્ટુ કે ઘોડા પર બેઠેલી લાલ સરદારો કે લડાયક વીરાંગનાઓની આકૃતિઓના ખભા પરના ભાલા ચમકી ઊઠ્યા. કમરબંધોમાંથી લટકતી પહોળી ધારવાળી તરવારો ખખડતી પસાર થઈ.

ધૂળના ઊડતા ગોટા વધારે ઊંચા ચડ્યા. બ્યુગલોના નાદના પડઘા વધારે ઘેરા થયા. આંતરરાષ્ટ્રીયનો રણનાદ ઊછળતો સંભળાયો. ચીની આઝાદીનાં લોકસૂત્રો વાતાવરણને ભેદીને ઊંચે ચડ્યાં. આખાય વાતાવરણનું અંતરિક્ષ જાણે જનજેહાદની ચારણી બનીને ચારણછંદના મૂશળધાર વરસતું લાખ નોબતો ટપકી રહ્યું.

અને ચીની જનતાનું લોક-લશ્કર કૂચ કરી ગયું. લશ્કરનો દરેક સૈનિક સંઘમાનવ બન્યો. દરેક કદમ પર ચીનનો આશરા ઊછળી ઊઠ્યો. દરેક પગલીએ ચીની આઝાદીના લોકનિશાન પર ડંકો ગજવ્યો. દરેક દિલની આહ ચીની જનતાની માગ બની. દરેક રણજોધે એ વિરાટ ભાનની યાદ લાવીને એક નજર પાછળ નાખીને મોત બનીને વિકરાળ ઊભેલા છ હજાર માઈલના એક અણજાણ્યા ઘાટ પર કદમ ઉપાડ્યો. એ કદમની કૂચના વ્યૂહ રચાયા. એ વ્યૂહનાં સંચલનોના વેગ લાલલશ્કરના દરેક એકમ પર દોરાયા.

નેવું હજાર મરજીવાંની કૂચની કતારો બંધાઈ. નેવું હજારની કૂચનાં આયુધો સજાયાં. નેવું હજારની દડમજલનાં માપના સમયપત્રકો લખાયાં. નેવું હજારની કૂચને વિદાય આપવા ચાલીસ હજાર મરણિયાના લડાયક સંગ્રામ-પટો રચાયા. નેવું હજારને પહોંચતાં કરવા ચાલીસ હજાર અમર કૂલેવરોએ કેસરિયા વાઘા સજ્યા, નેવું હજારની રહીન બનીને ચાલીસ હજારે ચાંગ-કાસીના ચોમેર ધસતા સંહારની ધાર ઝીલવા જીવતા દેહની પોલાદી પાટડાઓ જેવી આડ જમાવી દીધી.

દિવસભર સંગ્રામો ખેલાયા અને રાતભર લાંબી કૂચના જમાવોમાંથી ચૂપચાપ દિલચાલોના ગુપ્ત ધસારા ધસવા લાગ્યા. બધા ધસારા દિવસરાત ભર ધસતા રહ્યા. બધા ધસારા કીઆંગસીના દક્ષિણના મથક યુદુ પર ઠલવાયા. બધા ધસારા યુદુ પહોંચીને ઇતિહાસમાં અનોખો એવો વિરાટનો કદમ ૭ હજાર માઇલની મજલ પર મૂકવાના હતા.

ત્રણ ત્રણ દિવસ સુધી પશ્ચિમ અને દક્ષિણ તરફ મોટી બે હરોળો ધસતી રહી ચોથી રાતની કાળરાત્રિએ એ બંને હરોળો હુનાન અને કવાનટુંગની કિલ્લેબંધીઓ પર તૂટી પડી. લાલ વસ્તીઓ સંહારાઇ ગઇ છે એમ જપતી ચાંગની મીજબાનીઓ માણતી છાવણીઓનાં પીણાંઓની પ્યાલીઓમાં સંહારાયલા લોકનાં હાડપિંજરોને બદલે લડાયક પકડાયાઓના કેસરિયા અનાહત આકારો દેખાયા. ચાંગનો ઘેરો ત્યાં વણસી પડ્યો ચાંગની કિલ્લેબંધીનાં કમઠાણ ત્યાં તૂટી પડ્યાં. ચાંગની પોલાદી કતલખાનાની વંડીનો ત્યાં દરવાજો ખૂલ્યો.

યુદુનાં કમાડમાંથી લાલ ઘોડાપૂર ઊમટતા હતાં. યુદુનાં મરજીવાંને વિદાય આપતાં ચાલીસ હજારના ખમીર કેસરિયાં બન્યાં હતાં. ચાલીસ હજારની જમાવટ આગના હલાઓ ઝીલતી લોહીની છોળો ઉછાળતી, શહાદતના ગંજ ખડકતી, લોકબિરાદરીની પ્રીતની રીત પર મુસ્તાક મહાલતી હતી.

ધરતીની ઝાડ આભા ધરતી હતી. ક્ષિતિજની સીમા મોકળી બનતી હતી. ઊર્મિઓ ઉલ્કાપાત મચાવતી હતી લાગણીઓના પ્રપાત વીજલ બનતા વછૂટતા હતા. હજારો જબાન પર અનુરાગના કંઠ–આરોપણની ઉતાવળી ભુજાઓ વીંટાતી ને વછૂટતી ૭ હજાર માઇલની મંજલ પર ઠેકતી હતી

હજારો અસિધારો ચમકતી હતી. હજારો ગુબારા ઊડતા

હતા હજારો બ્યુગલો એક સાથે ફૂંકાતાં હતાં. લોકજનતા જેની લાલ ભોમ પર કપાતા દિલની સનામી ભરતી નેવું હજારની વિરાટ કાયા અધીરો કદમે એક પગવાર ટેકવી નાખતી જનજેહાદની વજ્રમુઠ્ઠી ફરકાવતી હતી

ચીનની ધરતી પર કીઆંગસી પ્રાંત અને કીઆંગસીનું યુદ્ધ મથક ધન્ય બનતું હતું. યુદ્ધના કમાડમાંથી લોકજનતાની રખવાળીનો કદમ ઉત્તરપશ્ચિમ પહોંચવાનો ઉકાવ ભરતો કોલ દેતો હતો, 'અમે સંહાર પામીએ નહિ .અમે ચીની લોકઆઝાદી જીવતી રાખવા મોતને જીતીને આવતી કાલે પાછા આ ધરતી પર જ વિજયકૂચ કરશું '

એ આવતી કાલ પર ચાંગ-ફાસી જર્મન જહાજોના,સાથમાં ઉપહાસ કરતો અટ્ટહાસ્ય કરતો હતો

પણ એ આવતી કાલ જગત-જનતાની ચીની સાગ બનવા કાળની ભઠ્ઠીમાં, અગ્નિપરીક્ષાઓની ધમણોમાં ધીખતી અગ્નજ્વાળા માંડી હતી એ સાગને ઘડનાર પહેલો ઘાવ ચીનની યુદ્ધની એરણ આજે ધન્ય બની હતી

ઇતિહાસી કાળ પર કેવી એ કાળમીંઢ કૂચ હતી ! લાલ પ્રદેશ-ના કારખાનાના કાટમાલ એ કૂચમાં સાથે લદાયા હતા લાલ મોરચાઓ પરથી છાપખાના એ કૂચમાં શામેલ થયા હતાં ખચ્ચરો અને ગધેડા પર તંબૂઓ, આયુધો, દારૂગોળા અને તોપો લદાયલા અનંત ભાસતા લંબાયા હતાં નેવું હજાર લડવૈયાની એ કૂચના રસાલામાં હજારો હલ કિસાનોના સમાર ઘરવખરી સાથે સામેલ થયા હતા

જગત-ઇતિહાસ નવું પ્રકરણ લખતો હતો કાળની માતા નવાં ઓવારણાં લેતી હતી. ધરતીનો પટ નવું લોકખત કોતરતો હતો કાળના ડંકા આનંદનો દારુણ અતિરેક ઉચ્ચારતા ૧૯૩૮ના

ઓકટોબરના સોળમા દિવસે ‘ કૂચ કરો ’નું ફરમાન ફૂંકતા હતા.

ફીઆંગસી, ક્વાંગટુંગ અને ક્વાંગસી તથા હુનાનમાંથી દરેક કમલે માથાંના મૂલ ચૂકવતી કોમ્યુનિસ્ટોની વિકટકૂચ ક્વીશો પહોંચી ત્યારે લાલ લશ્કરના ત્રીસ હજાર લડવૈયા ખપી ગયા હતા. ઉત્તરમાં પહોંચવા નીકળેલા આ લોકદટની બધી બાજુએ ભરડા ભેરવા ચાંગનાં લશ્કરો દોડતાં હતાં. રસ્તામાં ખૂનખાર લડાઈઓ લડતાં, દિવસરાત કૂચ કરતા જતાં નેવુ હજાર સાઠ હજારની સંખ્યામાં ક્વીશો પહોંચીને આટલા દિવસની લડાઈઓના અંદાજ કાઢતાં હતાં. અનુભવોનો નિચોડ લેતાં હતાં. નવી કારવાહી વિચારતાં નવા સંચલનનો રાહ નક્કી કરતાં હતાં.

અને સાઠ હજારની લાલસેનાનો ઉચ્છેદનો સંહાર કરી નાખવાની તડામાર તૈયારીઓ કરતો ચાંગ ચુનંદા સરદારો પર નવાં ફરમાનો છોડતો હતો. ક્વીશોના વિગ્રહખોર વાંગ–શીઆને ઉતાવળા આદેશ પાઠવતો હતો. વોરલોર્ડ વાંગ–શીઆ લાલ દુશ્મનોનો સંહાર કરવાની ચાંગની ભાઈબંધી પર ફિદા થતો લશ્કરો દોડાવતો હતો. ચાંગના હજારો સૈનિકો લઈને ચાંગના સરદારો વિગ્રહખોર વાંગના મહેમાન બનતા હતા. અફીણમાં તરબોળ જમીનદાર વિગ્રહખોરી કસુંબાનાં દિવાસ્વપ્નોમાં ડોલતી લાલ માનવોને સંહારવા ઊઠતી હતી.

ક્વીશોથી જે બચશે તે લાલ લડવૈયા ઝેશુઆનમાં પેસશે અને ત્યાં યાંગઝી નદીને ઓળંગશે, એવી આગાહી કાઢતો ચાંગ હુપેમાંથી, આનહુઈમાંથી, અને કીઆંગસીમાંથી જહાજોમાં સૈનિકો ભરીને, પશ્ચિમ તરફ વહાણો હંકારાવતો હતો. યાંગઝી નદીમાં લાલ લડવૈયાંને ઝબોળી નાખી તેમને ઉત્તરમાં આગળ વધતાં અટકાવી દેવાનો એ વ્યૂહ હતો અને છતાં પણ મહાસંહારને ટપીને બહાર નીકળે તેમને યુનાન સરહદ પર વધેરી નાખવા યુનાન તરફ બીજાં લશ્કરો રવાના કરતો હતો.

સાઠ હજાર લાલ લડવૈયાઓની સંગ્રામસમિતિ ચાંગના આ કોઠાઓને કોચતી ક્વીશોમાં નીકળતી હતી, ક્વીશોની આસપાસના સંહારના ભરડાને ટપી જતી જુદે જુદે રસ્તે નાનીમોટી કતારો રવાના કરતી હતી. એમ એક પ્રવાહમાં નક્કી કરેલે મથકે પાછા મળવા લાલ ધસારાની અનેક ધારાઓ ધસતી હતી. ભુલભુલામણીઓ રચાતી હતી. ક્વીશો પર ખૂનખાર લડાઈઓ ખખડી ઊઠતી હતી. જનતાના રખેવાળ લાલ લશ્કરના ખમીર પર પ્રાણ પથારી દેતી ક્વીશોની જનતા રખેવાળોની રખવાળી કરતી હતી. ચાર ચાર મહિના પર ક્વીશોનો સંહારસંગ્રામ પથરાયો. ચાર ચાર મહિનાની ખૂનરેજી પછી ચાંગ-કાઈશેકની પાંચ ડિવિઝનો ખતમ થઈને રણમાં રોળાઈ ગઈ. ચાંગના વિગ્રહખોર ખેપિયા વાંગની રાજધાનીનું પતન થયું. વાંગની મહેલાતોનાં ખંડેર થયાં વાંગના પાટનગર પર લાલઝંડાની લોકશાહી બિરદાઈ. ચાંગના જલ્લાદ વિગ્રહખોર વાંગનો પ્રાંત લાલ હિલચાલથી ગાજી ઊઠ્યો. ક્વીશોએ પ્રાંતભરમાં કિસાનસભાઓ સ્થાપી દીધી. ક્વીશોનાં નવજુવાનોએ મોત સાથે મસ્તી ખેલતા લાલ લશ્કરની મહોબ્બત સ્વીકારી થોડાક હજાર ક્વીશોના ચાર મહિનાના રમખાણમાં મરાયા પણ એમની જગાઓ પૂરવા ક્વીશોનાં જુવાનોએ પડાપડી કરી.

પણ હજુ ઝેશુઆનની સરહદ ટપી જવાની હતી. ઝેશુઆનમાં યાંગ્ઝી નદીનાં પાણી ઓળંગવાનાં હતાં. ચાંગ-કાઈ-શેકનાં લશ્કરો સંહારસંગ્રામની પૂરવણી કરી નાખવા આ મહાન નદીનાં મથકો પર રોપાઈ ગયાં હતાં. અહીંથી ચાંગ-કાસીની ઉમેદ લાલ લડવૈયાઓને દક્ષિણપશ્ચિમ અને તિબેટ તરફ ધકેલી દઈ દફનાવી દેવાની હતી.

ચાંગ-કાસીની એકસો ને દશ ડિવિઝનો અહીં વેરાયલી પડી હતી. ચાંગ-કાસીના સુનંદા વિગ્રહખોરોનો અહીં શંભુમેળો

જામ્યો હતો. ચાંગ-કાઈ-શેકની જર્મન દોરવણીએ વિજયની ઉજવણીના મદાર અહીં બાંધી રાખ્યા હતા.

ત્યારે ચાંગ સુનાનના નગર સુનાનફૂમાં બેઠો હતો. ચાંગ-કાઈ-શેક આ મોરચા પરના સરદારો, વિગ્રહખોરો અને વ્યૂહ રચનારાઓને તાર કરી કરીને તાકીદ દેતો કહેતો હતો, 'આપણું; આપણાં હિતોનું, આપણા શાસનનું અને આખા દેશનું ભાવિ અહીંથી યાગઝી નદીના કિનારાએ પરથી લાલ દુશ્મનોને હટાવીને તેમને યાંગઝીની દક્ષિણમાં જકડી દેવામાં જ સમાયલું છે.'

ઉતાવળા ધમકતા તારના સંદેશાઓ પર સહાર સુસવતો ચાંગ સુનાનના પાટનગર સુનાનફૂમાં બેઠો હતો. ભયાનક વિગ્રહખોર લુગ-યુનની અહીં રજવાડી રાજધાની હતી. ચાંગનો એ મિત્ર ચાંગ અને એની મેમસાહેબની રક્ષા કરવા હજારો સૈનિકોને ફરમાન આપી હંમેશના વિલાસમાં આળોટતો અફીણની લહેજત ફૂંકતો પડ્યો હતો.

૧૯૩૫ના મેની વહેલી સવારે જગત-જનતાના એ ક્રાન્ત દિનના લડાયક સૂત્રોનાં જયગર્જન કરતાં પેલાં હજારો લાલ લડવૈયા ત્સિસરાનમર ચૂપચાપ કૂચ કરતાં દક્ષિણ તરફ વળાને સુનાનમાં ઊતરી પડયાં હતાં. લુગ સફાળો જાગી ઊઠતો હતો. ચાંગ અને એની મેમસાહેબની મેલી મુરાદો કંપી ઊઠતી હતી. સમાચાર આવતા હતા, 'આજે ત્રણ દિવસ થઈ ગયા. લાલ ધસારો થંભ્યો નથી. આવતી કાલે સવારમાં આપણા પાટનગરથી એ લોક દશ માઈલ પર પહોંચી જશે.'

લુંગના હોશકોશ ઊડતા હતા. ચાંગનાં અંગેઅંગ ચડભડતાં હતાં, 'આ લોક...' એનો દોક ફફડના હતા.

'એ લોક...હવે આપણા પાટનગરથી દશ જ માઈલ પર છે નામદાર...ત્યાં આપણાં તમામ લશ્કરો...'

'અને ત્યાં આપ નામદારે યરોપથી આણેલાં તમામ વિમાનો …' બોલતો આશા-દાનવ નામે જાણીતો થયેલો વિગ્રહખોર લુંગ મહાકાય બનીને જોઈ રહેતો હતો.

'આપણાં તમામ વિમાનો ભયંકર બોમ્બમારો એકધારો…' ચાંગની આંખમાંથી અગ્નિકણ વરસતા હતા. એની સંકોચાયલી હડપચી રોષમાં વધારે તીણી બની ગઈ હતી.

'હાજી, એકધારો…' લુંગ કહેતો હતો.

'શું?' મેમસાહેબ મરકાતી પૂછતી હતી.

'બોમ્બમારો ચાલે છે, નામદારણ!'

'અને આપણાં ક્વીશાનાં પણ તમામ લશ્કરો ત્યાંથી બારોબાર આ લોકની પૂંઠે પડે છે તેની ખાતરી આપનાં…'

'સમાચારો આવી ગયા.' લુંગ ઊનાવળો બોલી ઊઠ્યો.

'અને…આપણાં યાંગત્ઝી પરનાં થોડાક લશ્કરો પણ…'

'તાબડતોબ આ તરફ ફર્યાં છે.' પાછો લુંગ બોલી ઊઠ્યો.

પણ શાતા ન વળતી હોય તેમ ચાંગ પાછો કહેતો હતો, 'અને યુનાનફૂથી દોડતી ફ્રેન્ચ રેલ્વે?'

'તૈયાર છે નામદાર…'

પણ શરમાતો હોય તેમ સુધારતો ચાંગ બોલ્યો, 'હું નાસી જવા માટે નથી પૂછતો પણ…'

અને ચાંગની મેડમ અટકેલી ચાગની જબાન ચાલુ કરતી બોલી, 'સલામતીની બધી તૈયારી રાખવી સારી.'

પણ પેલો લાલ ધસારો જમીનમાંથી ઊગીને જમીનમાં જ ઊતરી ગયો હોય તેમ યુનાનફૂને કંપાવતો જાણે શમી ગયો. ચાંગનાં ત્યાંનાં લશ્કરોની સામે કોઈ લશ્કરો અથડાયાં નહિ. વિમાનોની હારમાળાઓ જેવા ગીધડાં ઊંચા ફર્યાં. પણ તેથી સંહારના કોઈ સમાચાર આવ્યા નહિ. જાણે હવામાંથી જાગીને

ઝંઝાવાત શમી જતો હોય તેવો કહેવાતો લાલ ધસારો શમી ગયો.

પાછો ચાંગ એની મેમસાહેબને પૂછતો હતો. પાછો પેલો વિગ્રહખોર લુંગ આવીને નવા સમાચાર આપતો હતો, 'આપણે બની ગયા. આપણાં મથકો ઊથલપાથલ થઈ ગયાં...આપણો વ્યૂહ ખોરવાઈ ગયો. યાંગઝી પરની આપણી યોજના...'

'પણ છે શું!' ચાંગ બરાડ્યો.

'યુનાનફૂ તરફ ધસ્યા આવતા લડવૈયાઓ થોડાક સેંકડો જ હતા અને તેમને...આપણને છેતરવા એ લોકોએ...અને...'

'બસ બસ...પણ એમનો મુખ્ય ધસારો!'

'સેંગકાઈ પર નામદાર...ત્યાં એ લોક યાંગઝી નદીને ઓળંગી જવા માગે છે.'

'સેંગકાઈ તરફ એમની મોટી ત્રણ હરોળો જાય છે.' ચાંગ સમાચાર ચાવતો એના ખંડમાં જોરથી આંટા મારી રહ્યો, અને પછી બરાડ્યો, 'આપણાં સેંગકાઈનાં લશ્કરોની મદદે અહીંથી તાબડતોબ બીજી તમામ મદદ રવાના કરો. આપણા ઉત્તર તરફના કિનારાઓ પરનાં તમામ જહાજો સળગાવી મૂકો.'

અને વિગ્રહખોર લુંગ અફીણના ઘેનમાં ચાંગનું ફરમાન ઘૂંટી રહ્યો, 'આપણાં ચાંગઝીના ઉત્તર કિનારાઓ પરનાં તમામ જહાજો સળગાવી મૂકો......' અને એ ચાલતો થયો.

અને સેંગકાઈ તરફ ધસતી ત્રણ હરોળોમાંની બે જ હરોળો સેંગકાઈ પહોંચી અને સામે કિનારેથી સતત ચાલતા તોપમારા નીચે યાંગઝી નદી પર એક મોટો વાંસનો પુલ બાંધવાનું કામ શરૂ થઈ ગયું.

'આ રીતે તો પુલ બાંધતાં અઠવાડિયાં વહી જશે અને ત્યાં સુધીમાં આપણાં બીજાં લશ્કરો સેંગકાઈની ચારેકોર...... સંહારનો ભરડો.' સેંગકાઈ પર પહોંચેલો ચાંગ ખુશ થતો હતો.

પણ પાછા ઉતાવળા સમાચાર માઠા આવ્યા. 'એક દિવસ અને એક જ રાતમાં એકસો પંચાસી માઈલ પર ટપી જઈને લાલ લશ્કરની એક હરોળ...'

'લાલ લશ્કરની નહિ...લાલ ડાકુઓની...કોઈ લશ્કર આમ જંગલીઓની જેમ...' બોલતા એ જોઇ રહ્યો ને ખરાબો, 'ક્યાં?'

'નાનકીંગની સરકારી લશ્કરી ટુકડીઓમાં સજ્જ થઈ ને ખરા બપોરે ચાઉ-પીંગના યાંગઝી કિનારાના કિલ્લા પર પહોંચી ગયા છે અને...'

'શું?' મેમસાહેબ ઊભી થઇ ગઈ.

'કિલ્લો પડ્યો અને...'

'હજુ શું બાકી છે?...હરામખોરો લાલ ડાકુઓ...'

'આપણે દક્ષિણને કિનારે લાંગરેલા એક જહાજમાં આપણી એક ટુકડી અને નાયક આ લાલ ડાકુઓ નાનકીંગની ટુકડી છે એમ જાણીને આવ્યા અને પછી એ જ જહાજમાં જઈને એમણે છાપો માર્યો ત્યારે આપણા સૈનિકો જૈંગ રમતા બેઠા હતા ત્યાં તો આ લોક નાનકીંગ સરકારના જ લશ્કરી પોશાકમાં ઠેઠ ખંડમાં પેસીને બરાડી ઊઠ્યા, 'હાથ ઊંચા' અને...'

'અને તું આ...' ચ્યાંગનું માથું ભમવા માંડ્યું.

પછી ચાઉ–પીંગ કિલ્લાના કિનારા પરથી આઠ જહાજો દિવસ-રાત લાલ લડવૈયાઓની હરોળોને સામે કિનારે ઉતારવામાં રોકાઈ ગયાં. લૈંગકાઈથી કૂચ કરતી હરોળોનો મોટો ભાગ અસાધારણ ઝડપ દાખવતો ત્યાં આવતો ગયો. મહાભયાનક યાંગઝી પણ ઓળંગાઈ ગઈ.

અને ઝેશુઆન પ્રાંતમાં લાલ વિરાટની કૂચે પ્રવેશ કર્યો. જનરાલીસીમો ચ્યાંગ ઊડીને ઝેશુઆન પ્રાંતમાં આવ્યો. ઝેશુઆનમાં ચ્યાંગ-ફાસીનો લોકસંહારનો બરડો પાછો વણાવા લાગ્યો. ઝેશુ-આનનો એકથી બીજે છેડો સમસમી ઊઠ્યો.

ઝેચુઆનમાં ચાંગ-ફાસીના બે વિગ્રહખોરો સીઆંગ અને વેન રજવાડાં કોતરીને બેઠા હતા. ઝેચુઆનના બને જાલિમ શાસકો ચાંગના મિત્રો હતા. બને બર્બરોનાં મોટાં લશ્કરો ચાંગની કુમક કરવા તૈયાર હતાં. ચાંગનાં બીજાં લશ્કરોને ઝેચુઆનમાં જમા થવાનાં ફરમાનો નીકળી ચૂક્યાં હતાં.

ચમતાનિયતના સત્ત્વ જેવી આંખોને વધારે કનગતી કરીને ચાંગ એની મેમ સાહેબને સમજાવતો હતો, 'હજુ મહાભયાનક તાતુ નદી બાકી છે. એની માઈલ માઈલ લાંબી સાંકડી કંદરાઓ છે, એના કિનારા વિકરાળ ને જીવલેણ છે. એના વહેળાની કરાડો ગજબનાક ઊંડી ને અંતરાયોથી ઊભરાતી છે. યાંગત્ઝી પાર થઈ પણ તાતુને ટપી જવી સહેલ નથી. એ તાતુને આરે જ મંચુ શહેનશાહતનાં લશ્કરોએ હજારો ટીપીંગ બળવાખોરોને ઘેરી લઈને સંહારી નાખ્યા હતા. આ તાતુની જ વિકરાળ કરાડોમાં ભલભલા લડવૈયાઓનાં હાડપિંજરો સૂસવતાં પડયાં છે...એ જ તાતુ આ લાલ લડવૈયાઓના મહાસંહારનું મથક બનશે જ...'

અને તાતુના કિનારાઓ પર ચોકીઓ બેસી ગઈ. તાતુના કિનારાઓ પર બને વિગ્રહખોરોનાં લશ્કરોના પહેરા ગોઠવાઈ ગયા. તાતુની ભયાનક કરાડોમાં કેટલાં ય વરસો પછી ચાંગ-ફાસીના દોરવેલા માનવપશુઓના વિકરાળ પગલાં લાલ માનવતા પર તૂટી પડવાની રાહ દેખી રહ્યા.

'આપણે તાતુ તરફ આગળ ધસીએ છીએ.' ચીનનો વિરાટ બનેલો લાલ સેનાની ચુ એના બેરુબધની આંખોમાંથી ઈતિહાસ વાંચતો હોય તેમ એક ભયાનક અરણ્યના વહેળા પર ઘડીભરનો થાક ખાતો ધીર ગંભીર બનીને કહેતો હતો.

'અને આપણે એને ટપી જઈએ છીએ.' માઓ ચુની વંકાતી ભમરનું નિશાન તાકતો હોય તેમ કહેતો હતો.

'અને ત્યાં...' પાછો સુની નજરમાં ઇતિહાસ ઊઠ્યો હતો.

'ત્યાં ક્યારે?'

'ત્યાં, ત્યારે પેલા ટીપીંગ બળવાખોરો...મંચુ શહેનશાહતને હલાવી નાખનારા...એમનું એક લાખનું લશ્કર લઈને બળવાનો સરદાર ટા-કાઈ...'

'ત્યાં જ એના એક લાખને લઈને...એ એક લાખ આપણને ઉત્સાહ આપતા... જે એમણે ન કર્યું તે આપણે કરવાનું છે એમ કહેતા દફનાયા વિનાના એક લાખ લોકદીકરાઓ, જનયોદ્ધા...' માઓની ઘેરી નજરમાં તોફાન ઊભરાયું.

અને પડછંદ હસતો સુ વચમાં બોલી ઊઠ્યો, 'એ એક લાખ ચીની સહોદરોની ત્યાંની યાદ, માઓ-સુના લાલ લડવૈયાઓને યાદ આપે છે કે...'

'શું?'

'અમે ભૂલ્યા ત્યાંથી તમે ફરી ગણીને ચાલજો.'

'કે?'

'કે ઝડપી હિલચાલનો સંગ્રામ-મોરચાનો નિયમ એ ચૂક્યા હતા. ત્રણ ત્રણ દિવસ સુધી ટા-કાઈ પોતાના દીકરાનો જન્મ ઊજવવા ત્યાં આનંદતો હતો અને ત્રણ દિવસની ઢીલ એક લાખને ભરખી ગઈ.'

'અને આપણી ઝડપનો આંક કાઢનો જ તાતુના ઉત્તર કિનારા પર ચાંગ બેઠો હશે.'

'એટલે તો આપણી ગતિ અસાધારણ છે. આપણા લશ્કરમાં મીઆઓ અને શાન રાનીપરજના સુનંદાઓ આપણા રસ્તા દાખવે છે. આપણે કાલે સવારે જ લોલો લોકના ભયાનક પ્રદેશમાં પેસીશું. જેવી તાતુ ભયાનક છે તેથી વધારે ભયાનક આ લોલો લોક...એમના જંગલને કે એમની જંગલિયતને કોઈ નમાવી શક્યું

નથી. તિબેટની પૂર્વમાં પથરાયલો એ ભયાનક અરણ્યોનો માનવ-ભક્ષક પ્રદેશ પાર કરીએ પછી તાતુના કિનારા પર ચાંગ-ફ્રાસીની પાશવતાની સામેસામ લાલ માનવતાના સંગ્રામ મંડારો. એ સંગ્રામને સર કરવો કપરો છે પણ એ ઉકેલો હશે. ત્યાર પછીની પર્વતમાળાની અનંત આંટીઘૂંટીઓમાં ચાંગનો ભરડો લંબાશે નહિ.'

પછી લિયુ લોલો પ્રદેશના આગેવાનોને મળીને પાછો આવ્યો. લિયુ લોલો લોકની ભાષા જાણતો હતો. લિયુએ લોલો લોકનાયકોને લાલચીનાઓની વાત કરી, સમાનતાની વાત કરી. આઝાદીના શપથ આપ્યા ને લીધા.

લોલો લોકનાયકો આ નવી વાતો સાંભળી રહ્યા એમનાં જંગલો પર આજ સુધી ગોરી ચામડીવાળા વિગ્રહખોરોએ ઝેરઆનમાંથી ધસારા કર્યાં હતા. લોલો સ્ત્રીઓને એ વિગ્રહખોરો ઉપાડી જતા હતા. લોલો લોકને પકડીને ગુલામ બનાવતા હતા.

'એ બધાં વિગ્રહખોર રજવાડાંને લડાઈ આપીને અમે આવ્યાં છીએ. અમારે તાતુને ટપીને......'

'તમે લાલ ચીના?' અહોભાવથી નાયકો પૂછતા હતા.

'હા, બિલકુલ લાલ...અમારું લશ્કર લાલલશ્કર...લોકલશ્કર...અમે-તમે ભાઈ ભાઈ.'

લિયુની આ વાત લોલો લોકને ગળે ઊતરી અને પછી લોલો લોકનાયકો આ ગજબ જેવા સમાન માનવોની વાતો સાંભળતા તેમને તાતુ નદીના કિનારા પર પહોંચાડવા સેંકડોની સંખ્યામાં સાથે થયા.

'લોલો લોક-પ્રદેશમાંથી એ લાલ ડાકુઓ જીવતા જ નહિ આવે.' ચાંગ-ફ્રાસી પોતાના નાનકડા માથામાં ઇચ્છાના વિચાર વાગોળતો હતો, 'એ ભયાનક જંગલીઓ એમને કાચા ને કાચા...'

પણ લોલો લોક-પ્રદેશમાં લાલ ધસારાની ઝાપ વધારે

સલામત બનીને આગળ વધી. તાતુના કિનારાથી થોડે દૂર લાલ સરદારો અને લોલો નાયકોની સભા મળી. 'તાતુને પેલે પાર માણસોને ગુલામ બનાવનારા વિગ્રહખોર શક્ષસો વસે છે ત્યાં અમે કદી જતા નથી.' લોલો લોકનાયકો વિદાય માગતા હતા.

પણ આ લાલ માનવો પર મુગ્ધ બનેલાં સેંકડો લોલો જુવાનો નાયકોને વીનવતાં હતાં, 'અમને આ લાલ સાથે જવા દો... જીવશું ને પાછાં ફરશું.'

અને સેંકડો સાથીદારોનો સથવારો સોંપીને લોલો લોકનાયકો પાછા ફરતા હતા.

વિદાયના મેળાવડામાં એક મરઘીનું લોહી એકમેકની હથેળીમાંથી ચૂમતા લોલો લોકનાયક પોતાના પ્રદેશના રિવાજ પ્રમાણે કોલ દેતા હતા ને લેતા હતાઃ 'આપણે સૌ ભાઈ ભાઈ...સમો પડે તો સંભારજો.'

એમ તાતુનો કિનારો એક પર્વતની કિનારી પાછળ જ આવી પહોંચ્યો હતો. લોલો જુવાનોએ દાખવેલી પર્વતની કિનારીઓ પરથી લાલ ધસારાની સેંકડો ધારાઓ ટપકતી ઊતરતી હતી.

અને પર્વત પરથી ડુંગરાનાં કમાડો ખોલીને ચોમાસાનાં ઝરણાં દોડે તેમ તાતુના કિનારા પર લાલ ધસારો ઊતરી પડ્યો.

પહેલા ઉતરાણનો સેનાની લીન-પીઆઓ હતો. લીન-પીઆઓની લાલ કતાર લોલો પ્રદેશની તળેટીઓનાં ઘેરાં અરણ્યોમાંથી બહાર નીકળીને તાતુ-હોનાં નીર નીરખી રહી. ચીનની ધરતી પર પર્વતો પરથી પછડાતી આવતી અને પતાળી કંદરાઓને ખોતરી કાઢતી, તાતુ-હોની સીમાદારી ભયાનક ઊછળતી, આડી પડી હતી.

'હજુ તો ઘણા દિવસ બાકી છે.' વિચારતું ચાંગ-ફાસીની કિનારાની કિલ્લેબંધીનું આન-જેન-ચાંગ નામનું કસ્બાનું મથક

લીન-પીઆઓના છાપા નીચે ઝડપી જાગ્યું ને પડ્યું. કિનારા પરની ત્રણ મોટી હોડીઓ લંગર ઊચકીને સામે કિનારે લાગે તે પહેલાં ઝડપાઈ ગઈ.

ફેશુઆન પ્રાંતનો ચાંગનો લશ્કરી સરદાર જનરલ વેન-હુઈ એની સ્ત્રી સાથે જેન-શાંગમાં મહેફિલ માણવા આવ્યો હતો અને અસાધારણ ઝડપના હિસાબે પ્રમાણે પણ લાલ પસારાને આવી પહોંચતાં હજુ ઘણા દિવસ બાકી છે એમ કેના ઉસ્તાદોએ ગણી રાખ્યું હતું. એટલે બીજ્યાનીની મોજ માણતાં જ જનરલ વેન-હુઈ પકડાઈ ગયો. જનરલની સુંદર હોડી પણ પકડાઈ ગઈ. ઉત્તરના કિનારા પર એનું લશ્કર એની રાહ જોતું હતું.

અને દક્ષિણના કિનારા પરની ભેખડોમાં લાલ હરોળની તોપો ગોઠવાઈ ગઈ. લાલ સેનાનીનું ફરમાન સાંભળવા અધીરા બનેલા તોપચીઓ રાહ જોઈ રહ્યા.

'આપણી હરોળની પાંચ કંપનીઓમાંથી દરેકમાંથી સોળ સોળ લડવૈયા જોઈએ છે.' લીનનો અવાજ સોળ સોળને બહુમાનતો બોલ્યો.

અને સોળ સોળ ચુનંદા બહાર આવ્યા. એંશી માટીડાઓ લેવાય તેટલી તોપો લઈને હોડીમાં બેઠા. અને બે મહિનાનાં તોફાની ઘોડાપૂર ઉછાળતી તાતુ-હો ગાંડીતૂર બનીને ઘૂમરીઓ ખાતી ગરજવાનાં હોડકાંને છાતી પર ઉછાળતી અને એકને અંદર સમાવી દેતી ભયાનક બની.

અને અંધારપટ નીચે પેલાં હોડકાંમાંથી લાલ નર નીચે ઊતર્યા. સામા કિનારા પર તોપો ગોઠવાઈ ગઈ. થોડે જ દૂરની ચાંગની છાવણીઓ રાબેતા મુજબ ચોકી કરતી હતી.

ત્યાં તો બે બાખરની ઉત્તર ચાંગની ચોકીઓ પર વિકરાળ બરાડી ઊઠી. અને કિનારા પરથી ગોલંદાજી ગાજી ઊઠી.

રાતભર પેલાં હોડકાં સોળ સોળ સૈનિકોને આયુધો અને તોપો સાથે ઉતારતાં ફર્યાં.

ચાંગ-ફાસીની પહેલી ચોકિયાત સીમામાંથી સૈનિકો નાઠા અને બીજીમાં ભરાયા. બીજીમાંથી સામસામી તોપો બરાડી ઊઠી. લાલ ધસારો આગળ વધ્યો. ચાંગની ત્રીજી બચાવ–સીમા પર ગિરફતાર થયેલા જનરલ વેનની કતારો પાછી હઠી, અને સાથી વેરવિખેર બનીને ભાગવા માંડી.

લાલ લશ્કરની આખી એક ડિવિઝન ઉત્તર કિનારા પર ઊતરી ચૂકી. બીજી હરોળો એન–જેન પર આવી પહોંચતી હતી.

પણ હતી એટલી હોડીઓને આવા મોટા લશ્કર ને રસાલાને સામે કિનારે લઇ જતાં અઠવાડિયાં લાગી જાય તેમ હતું.

અને તાતુ–હો વધારે ને વધારે વિકરાળ બનતી હતી. મે મહિનાનાં ઘોડાપૂર માઝા મૂકતાં હતાં. યાંગઝીથી પણ વધારે વિશાળ બનતી તાતુ દરેક પળે ભયંકર બનતી જતી હતી.

અને કિનારા પરનાં ચાંગનાં લશ્કરો આ ઉતરાણ તરફ દોડતાં ધસતાં હતાં. સહારનો ભરડો દરેક મિનિટે વીંટાતો હતો.

તાતુ–હોના બને કિનારા પર કટોકટી ભયાનક બનતી હતી. એવા ત્રણ ભયાનક દિવસ વહ્યા ગયા.

બને કિનારાઓ પરના લાલ લડવૈયા વચ્ચે વહેતા મોતને નીરખતા છેલ્લી જીવનદોરી પર ઝોલે ચડ્યા હતા.

સામે કિનારે પહોંચેલા આગળ વધે તો આ કિનારાની હરોળો-થી કપાઈ જાય તેમ હતું. આ કિનારા પર એક ટેકરાને ઊભેલા શ્વાસ થંભાવીને સામે કિનારે કેમ પહોંચવું તે પૂછતા હતા.

તાતુ–હોનાં ઊછળતાં પાણી ઘૂમરીના વિકરાળ હસતાં હતાં. પાછાં વળાય તેમ હતું નહિ, આગળ વધાય તેમ હતું નહિ. ઊભો નિરધાર મૂંઝાઇને થંભી ગયો હતો.

અને આ કિનારા પર લાલ સેનાનીઓની સંગ્રામસમિતિ બેઠી. લીન–પીઓ, ચુ–તેહ, માઓ–સી–તુંગ, ચાઉ–એન–લી અને પેંગ–હુઆ જેવા લોકમહારથીઓ છેવટનો નિરધાર ઘડીને ઊઠ્યા. 'એન–જેન–શાંગની પશ્ચિમે ચારસો લી આગળ તાતુની ભેખડો ખૂબ ઊંચી થાય છે. ત્યાંનો પત્થરિયો કિનારો ખૂબ સાંકડો છે. ત્યાં લોઢાની સાંકળો પરથી લટકતો એક માણસ એક સાથે ચાલી શકે તેવો એક ઝૂલતો પુલ છે. તિબેટની પૂર્વ તરફ તાતુને ઓળંગવાનો એ જ એક ઉપાય છે.

'ચારસો લીની મજલ કાપીને એકેએક લડાયકે ત્યાં પહોંચી જવું. બધો સામાન અહીં છોડી જવો અને ત્યાં પહોંચીને તાતુને પેલે પાર...'

એવો એ નિરધાર હતો. એનો અમલ કરવા ચારસો લીનો રસ્તો શિખરો ઓળંગીને, ભયાનક ઊંડી કરાડોમાં થઈને, ક્યાંક ક્યાંક કેડપૂર કાદવમાંથી બહાર નીકળીને ચૂપચાપ કરવાનો હતો, અને અસાધારણ ઝડપ દાખવીને કરવાનો હતો.

એ નિરધારનો અમલ સફળ થાય તો ઝેશુઆનમાં પહોંચવાનું હતું અને આગેકૂચ કરવાની હતી. અને નિષ્ફળ જવાય તો?

'નિષ્ફળ નહિ જવાય...' ચુ–તેહ પરિણામ ફરમાવતો હોય તેવો કઠોર બનીને બોલતો હતો, 'અને નિષ્ફળ જ થવાય તો...જે આ કિનારે રહે તે લોલો લોક–પ્રદેશમાં પાછા પેસી જાય અને તિબેટ પરથી ટપી જવા એક હજાર માઈલ પર કૂચ કરે. તિબેટની પેલે પાર હિંદ છે.'

અને ચારસો લી પરથી લાલમાનવો ચાલી નીકળ્યાં. ઊંચી ભેખડોમાંથી ઊગી નીકળ્યો હોય તેવો પોલાદની સાંકળો પરથી પાટિયાની પગથી ઝૂલવતો તાતુના ભયાનક ઊછળતાં પાણી પર અદ્ધર લટકતો ઝૂલતો પુલ દેખાયો.

પુલ પર પહેલી છલંગ ભરીને પેલે પાર જનાર પહેલા ત્રીસ ચૂંટાયા. એ ત્રીસની પીઠ પર હેન્ડ ગ્રીનેડો અને મોસરો બંધાઈ ગઈ.

અને પછી જીવનની છેલ્લી પળને ઝાલી લેવા વછૂટતા હોય તેવા ત્રીસ પોલાદની સાંકળોને ઝાલીને લટકી પડ્યા. ઝૂલતા પુલની પાટિયાની પગથી પરથી જીવનમરણને ઝોલે ત્રીસ લડવૈયા આગળ ધપ્યા અને સામા કિનારા પરથી ચાંગ-કાઈ-શેકની ચોકી-ઓએ ગોળા વીંઝવા શરૂ કર્યા. એક-બે કરતાં ત્રીસ મરણિયા ઊછળતી તાતુમાં તૂટી પડ્યા અને પડ્યા તેના તાતુહોનાં ઊછળતાં નીરની ઘૂમરીઓનાં ઊંડાણમાં ગરકાઈ ગયા.

પણ પાછા બીજા પચાસ પેલા મોતને ઝુલણે ઝૂલતા ચાલ્યા. ચાલીસમાંથી ટપોટપ વીંધાતા મરજીવા વિલાતા ગયા. છેવટે પાટિયું તૂટ્યું.

તાતુહોનાં ઊકળતાં પાણીમાં એક પળવારમાં ભયાનક શાંતિ બદમદી ઊઠી.

પણ એક અસાધારણ અહોભાવ બંને કિનારાઓને હચ-મચાવી રહ્યો. તારને દોરડે લટકતાં લાલ કલેવરો મરતાં ને પડતાં તો ય ખૂટતાં ન હતાં.

તાતુ પર ચીની ઇન્કિલાબ હિલોળે ચઢ્યો. તાતુનાં ઘોડા-પૂર પર ચીની લાલમાનવ પહેલી વાર પલાણ્યો. તાતુનાં ઘોડાપૂર પર લાલમાનવતાના પ્રાણના પૂરે વિજય પડાવ્યો. તાતુની વિકરાળ ઘૂમરીઓમાંથી લાલનરોના જાણે અટ્ટહાસ્ય સંભળાયાં. તાતુના અગોચર કિનારા પર લાલમાનવની આગેકૂચ અટકી નહિ.

અને ભયાનક કુદરતની હાર થઈ. ભયાનક કુદરતને કિનારે બેઠેલા ચાંગના તોપચીઓના હાથ થંભી ગયા. અનેક યુગે પણ ન દેખાય તેવો દેખાવ દેખતા ઝેશુઆનના તોપચીઓમાંથી

માનવતા ઊછળી ઊઠી. જંગલિયત અંદરથી હારી ગઈ. માનવતા અંદર-બહારથી પુકાર કરતી ઊઠી.

ચાંગ જેવા ચાંગ ફાસીનાં ગોઠવેલાં તોપનાં કમઠાણોને ચલાવતા હાથ થંભીને બોલ્યા, 'આવા મહામાનવોને કોઈ મારી શકવાનું નથી.'

અને તાતુ પરના સંહાર-કમઠાણ પરથી સમાન ઇન્સાફના નિશાનવાળી લાલકૂચ સામે કિનારે પહોંચી ગઈ.

અને ચાંગના તોપચીઓ અને ત્યાંની લશ્કરી ટુકડી બનેલા ગ્રેણુઆનના દીકરાઓ છલકતી આંખો ને રૂંધાતા કંઠમાંથી આ જન-જંગીલા જોધોને જોઈ રહેતા કહેતા હતા.

'અમે ધાર્યું, આ લાલ લડવૈયા ડાકુઓ તો નથી જ નથી... પણ તાતુનાં ઊંડાણમાં ઊતરી જવાના આપઘાત કરવા પડાપડી કરતા આ કોઈ ગાંડાઓ છે અથવા તો દેવલોક છે.'

'અને હવે?'

'આપણ જેવા કિસાનકામદારો...પણ તમે લાલ ફિરસ્તાઓ છો હો!'

પણ પાછળની હરોળોમાંથી હજુ ચાંગની તોપો ફૂટતી હતી. લાલ ધસારાને ભેટવા દોડતા સેંકડો ગ્રેણુઆન દીકરાઓને ચાંગની તોપો વીંધી નાખતી હતી, અને પાછી હઠતી હતી.

અને પાછું લાલ લશ્કર તાતુને સામે કિનારે એક પળનો આરામ ખેંચતું હતું. તાતુના એ કિનારા પર લાલ લડવૈયાઓ આનંદતા હતા. તાતુને એ કિનારે ઝૂલતા પુલ પરથી આવનાર હરોળને ચીની લોક-જનતા વતી લાલ લશ્કરનો સોનેરી તારક એનાયત થતો હતો.

પછી પાછી વિરાટ કૂચ આગળ વધી. તાતુ નદીની ઉત્તરમાં સોળ હજાર ફૂટની ઊંચાઈના પાટ પરથી બરફના મહાસાગર

જેવી જણાતી અનંત પર્વતમાળાઓમાં પહેલી વાર માનવ-પગરવ સંચરતો હતો દૂર દૂરની બરફ ઢાંકીને પડેલી ગિરિમાળા તિબેટ હતી દક્ષિણ ચીનના વતનીઓ આ રઝળપાટ અને ઊંચાઈવાળા હવામાનમાં મરણ પામ્યા

પોતાનાં શબને દફનાવતી, પોતાની નેમને યાદ કરતી, ચીની માનવતાની લોકઆઝાદીના શપથ લેતી આ વિરાટકૂચ અણથભી આગળ વધતી હતી

પણ આગળ તો કાંગ પર્વત ઊભો હતો કાંગને ચઢવા માટે નવા રસ્તાઓ બનાવવા પડતા હતા કેડ સુધીના કાદવ ખૂંદતી, વાંસના રસ્તા બનાવતી આગળ વધતી ચીની લાલમાનવની પગલી ઘડીભર થંભી જતી હતી ઢગલાબંધ પશુઓ મરતાં પડતા હતા કાંગ પર્વતના ઘાટ પર સેંકડો સાથીદારો પ્રાણ છોડતા હતા.

એવા તો બે હજાર માઈલ હજી બાકી હતા સાત મોટી પર્વતમાળાઓ એ બે હજાર માઈલ પર પથરાયલી પડી હતી. જૂન આવી ગયો હતો. પહેલી પર્વતમાળ ઓળગાઈ ચૂકી હતી

અને પછી ચુંગલાઈ ગિરિમાળા આવી પછી ચિત્રલેખાના પર્વતો આવ્યા પછી મોટું ઢોલ કહેવાતો પર્વત પણ ઓળંગાઈ ગયો જુલાઈના ૨૦મા દિવસે ઉત્તર-પશ્ચિમ ઝેશુઆન પ્રાંતમાં સુંગપાનનો સોવિયટ પ્રદેશ આવ્યો

ત્યાં થાક ઉતારવાનો મુકામ નખાયો ત્યાં જૂના ઘાની માવજતો થઈ ત્યાં દરેક ડગલે ચૂકવેલા ખૂનની યાદ સંભારી અને રક્ષાસભાની નવી ગોઠવણી કરીને પાછી કૂચ આગળ વધી ત્યારે કીઆગસીમાંથી નીકળ્યે નવ મહિના પૂરા થયા હતા

ત્યારે ૯૦૦૦૦ લડવૈયા હતા તેમાંથી આજે ૪૫૦૦૦ બાકી રહ્યા હતા. ૪૫૦૦૦ લાલ લડવૈયા ઑગસ્ટમાં ઉત્તર તરફ આગળ વધ્યા અને ઘાસના વેરાન પ્રદેશો તથા ભયંકર અરણ્યોમાં પેઠા.

લાંબી કૂચની અગ્નિ-પરીક્ષાઓમાં આ વિભાગ સૌથી વધારે કપરો નીવડયો. જંગલની વસ્તીઓએ આ પરદેશીઓ પર યાતનાઓ અને ત્રાસ વરસાવ્યાં. જંગલનાં જંતુઓએ અને હવામાને ઘણાનો ભોગ લીધો. જંગલી વતનીઓએ આ અજાણ્યાં જણાતાં માનવો પર સાંકડા રસ્તાઓ પરથી શિલાઓ ગબડાવીને માણસો અને ઢોરોને કચડી નાખ્યા. જંગલીઓની મંઝુ જાત સૌથી વધારે વિકરાળ બનીને તૂટી પડી. મંઝુઓની રાણીએ આ મુસાફરોનો સંહાર કરનારી ટોળીઓ દોડાવી.

પણ આ વિરાટની કૂચમાં મંઝુ જંગલીઓ છેવટે વધારે નજીક આવ્યા. મંઝુઓએ આ લાલમાનવીઓને પોતાના દીકરા ભેટ આપ્યા. મંઝુઓના એ દીકરાઓને 'ભણાવીને લાલ બનાવીને પાછા મોકલવા સાથે લેવામાં આવ્યા.

પણ દશ દિવસ વસમા ગયા. એ દશે દિવસમાં ભીના પ્રદેશો પર માણસનુ નામનિશાન દેખાયું નહિ. દશ દિવસમાં વરસાદની ઝડીઓ વરસતી રહી. દશ દિવસ ભર પ્રાણીઓ અને લડાયકોની હરોળમાં મરણ મોકળું બન્યું.

અને લાલકૂચ કાંસુની સરહદ પર પહોંચી. કાંસુની સરહદ પર એક પણ આદમી જીવતું નહિ પહોંચી શકે એમ ધારતા છતાં ચ્યાગ-કાઈ-શેકે દક્ષિણ કાંસુનાં લશ્કરો લાલમાનવતાનો અધૂરો સંહાર પૂરો કરવા રોક્યાં હતાં. મરણની એ આડોને વીંધતી લાલ હરોળ પાછી સેંકડો ઘોડાઓને જીતીને ઘોડેસ્વાર બનીને આગળ વધી.

અને આખરે ઉત્તર શેંસી પ્રાંતની સરહદ આવી. ચીની જનતાના લાલ બાંધવો છેવટે મહાન દીવાલની નીચે શેંસીમાં આવી ઊભા. શેંસીની સોવિયટે આ મહાનુભાવોનો સત્કાર કર્યો.

ત્યારે ૧૯૩૫ના ઓક્ટોબરનો ૨૦ મો દિવસ હતો. મનુષ્ય

સહન કરી શકે તેની આખરી હદ ઓળંગી, અનેક યાતનાઓને, અને વેદનાઓને ભરીભારીને ૧૯૩૪ના ઓકટોબરમાં નીકળેલો વિરાટ એણે તાકેલા નિશાન પર પહોંચ્યો.

કીઆંગસી અને શૅંસી પ્રાંતની વચ્ચે એવું એક વરસ શેલું હતું એ એક વરસ પર પથરાયલો કૂચ કદમ આજે નેવું હજારનો નહોતો, વીશ હજારનો રહ્યો હતો.

તોય એ સંઘ-માનવ હતો. એણે ઇતિહાસમાં પહેલી વાર અસાધારણ નિરધાર પુરવાર કર્યો હતો. એણે ચીની ધરતી પર પહેલી વાર મોતનો પરાજય કરીને જીવનનો જયકાર ગાયો હતો. એણે જગતજનતા જોગ પહેલી વાર આગળ વધતાં કાળનાં પરિબળોની વિરાટ ડગલું ભરીને સાબિતી આપી હતી.

એ વિરાટમાનવ આજે શૅંસીમાં પગ ગોડીને ભૂતકાળ દેખતો પાછું જોતો વિલાતી યાદને સંકારતો હતો. એની પાછળ ૭ હજાર માઇલ પડ્યા હતા. એણે બાર ઇલાકાઓની માનવતાનાં દિલ વલોવી નાખે તેવો લોકનાદ બારે ઇલાકાઓ પર કદમ ઉપાડતાં સંભળાવ્યો હતો. એ વિરાટમાનવનો સંહાર કરવા માગતાં ચાંગ ફાસીનાં લાખોનાં લશ્કર નાકામિયાબ પુરવાર થયાં હતાં. એ વિરાટમાનવે લોકજનતાના લાલ ઝંડાને આપ-ખમીરથી વધારે રાતો બનાવ્યો હતો. એ વિરાટમાનવની વિરાટ પગલીએ ૭ હજાર માઇલની ધરતીને ધન્ય બનાવી હતી.

એ પંદર મોટી લડાઈઓ લડ્યો હતો અને ત્રણસો નાની લડાઈઓ લડ્યો હતો. એણે ૨૬૮ દિવસ પર દોટ દીધી હતી અને સો દિવસ પોતાના વિરાટ કલેવર પરના ઘા ચૂમ્યા હતા. એ રોજના પંદર માઇલ ચાલ્યો હતો. એના ચલકદમ નીચે અઘોર જંગલો અટવાઈ ગયાં હતાં, અભેદ્ય અઢાર પર્વતમાળાઓ વીંધાઈ ગઈ હતી. ચહાભયાનક ૭ નદીઓ ઓળંગાઈ હતી.

આજે એ યુગ યુગનો યાક્ચોપાક્યો, સૈકાઓના રઝળપાટે ચટેલો, કાળની યાતનાઓના ઉઝરડા મૂકેલતો, જનતાનો રખેવાળ અને જનતાનું રખોપું પામનાર ઉત્તર શેંસીમાં સોવિયટ બનીને યેનાન નગરમાં વિરાટકૂચના કદમ ઠેરવતો હતો.

પણ એને ડર નહોતો, ચીની જનતાને ક્યાં ડર કે ક્યાં આગમ હતો. ફીઆંગસીથી જોડેલી વડેલડીનો રણરથ એ પાછો સજતો હતો. જાપાનીનો ખૂની શાહીવાદ એના દેશ પર ચડતો હતો. ચીનનો ચાંગ ફાસીવાદ ચીનના શોષકોની સોનેરી ટોળીઓ જમાવતો જાપાની ફાસીવાદને મુજરા કરતો એ વિરાટનો સંહાર કરવા શેંસી પ્રાંતની સોવિયટ સરહદો ફરતી લશ્કરી કિલ્લેબંધીઓ બાંધતો હતો અને લાલ સરહદ પર અધૂરો રહેલો સંહાર મચાવવા એક લાખનું લશ્કર સીઆનમાં ગોઠવતો હતો.

એટલે ઉત્તર–પશ્ચિમમાં પગ ઠેરવતો એ વિરાટમાનવ લાલ તાકાતની રણહાક વગાડતો ચીન–વિરાટ જોગ જન–જંગનાં આવાહન ઉતારતો કમરબંધ બાંધતો રણવગડે વિચરવાની લોક–નોબત વગાડતો હતો.

૩૪

# ચીની વિદ્યાર્થીનું રાજકારણ

ઇ. સ. ૧૯૩૫ના ચીનના ઉત્તરની, પીપીંગ વિદ્યાપીઠનું નવું સત્ર શરૂ થયું અને ચીનની ચારે બાજુથી વિદ્યાર્થીઓ પીપીંગમાં ઊભરાયાં. વિદ્યાપીઠનાં ગૃહોમાં ૬૧૦ વિદ્યાર્થીઓ અને ૨૭૪ વિદ્યાર્થિનીઓના કલરવ ગુંજી ઊઠ્યા.

વિદ્યાપીઠનાં ચીની ભવનો એક સરોવરને ફરતાં, કોઈ ઊંચાં વધેલાં તો કોઈ આડાં ઊભેલાં, પોતાનાં રમ્ય રૂપોને સરોવરનાં પાણીમાં નિહાળતાં હતાં. એક અમેરિકન ઇજનેરે ચીની બાંધકામને અમરિકી ઓપ આપીને વિદ્યાપીઠના કંપસની રેખાઓ ઘડી હતી વચમાં વચમાં ટેનીસ ચોગાનો આવ્યાં હતાં તથા પેગોડાનું રૂપ ધરીને એક જલમિનારો ઊભો હતો. ત્યાંથી આગળ અખાડાઓ અને પછી વિદ્યાપીઠમાં વીજળી વહાવનારું પાવર સ્ટેશન સરોવરના કિનારાઓની રમ્ય અને શેતલ સુંદરતાના પ્રત્યાઘાત જેવું ધમધમતું હતું.

સ્વસંકુચિત અને સ્વસંતુષ્ટ એવો ચીન એનાં વિદ્યાધામોમાં અઢારમા સૈકા પછી મહાન થવા માંડ્યો ત્યારે બહારના વિચારો, ખ્યાલો, ચિંતનો, અને રીતભાતો પીપીંગ વિદ્યાપીઠ પર આવી આવીને પછડાયા કર્યાં. ચીની જીવનના અંદર-બહારના સંતોષનું કવચ ચીની જાતના ચીની દિલ પર વિજ્ઞાને પહેલો ઘાવ પાડી દીધો હતો.

અને વિજ્ઞાને પાડેલા એ વીંધમાંથી સામાજિક વિજ્ઞાન પણ દાખલ થયું. રાજકારણ અને નીતિરીતિ ચીનના વિદ્યાધામનાં વિદ્યાર્થીઓની ચકાસણી નીચે આવી પહોંચ્યાં. કન્ફ્યુશિયસ અને લાઓત્ઝુએ દીપેલો ચીની આત્મા ઘવાયો પણ નવા ભાનથી ઓપી ઊઠ્યો. ચીનની પીપીંગ વિદ્યાપીઠમાં એ ભાનના ગુંજારવ ક્યારના ય સંભળાવા માંડ્યા હતા. ચીન કવિ હતો; હવે વૈજ્ઞાનિક બન્યો હતો. પશ્ચિમની વિજ્ઞાન–ઘટનાનો વિચાર કરીને હાનના દીકરાઓ નિરધાર કરી ચૂક્યા હતાં કે ચીનના રાજકારણના ઘડતરમાં ચીનનાં વિદ્યાધામો મોખરે રહેશે.

'તમારે ને રાજકારણને કંઈ જ સંબંધ નથી' એમ બોલતાં ચીનના આલિકાને ચીની વિદ્યાર્થીની આ નવી ચાલચલગત પસંદ નહોતી પડતી પણ ચીની વિદ્યાર્થીનું ભાન રોકાતુ નહોતું.

અને હાનનાં નવાં દીકરાંઓનાં મંડળોમાં નવા વિદ્યાર્થી સહમત થતા હતા કે આપણે આપણા લોકજીવનનો બચાવ કરવા વિજ્ઞાનનાં હથિયારો ઘડવાની જરૂર છે, અને લોકજીવતરનાં જતન કરવાનાં આયુધો ઘડવાના રાજકારણમાં ચીનનો વિદ્યાર્થી મોખરે રહેશે.

ચીની વિદ્યાર્થીનો આવો વેગ, ૧૯૧૧માં ચીનની સડેલી શહેનશાહત તૂટી પડી ત્યારે પહેલી વાર સ્ફુર્યો હતો પછી ૧૯૧૯માં એ સ્ફુરણનાં સાહિત્ય સરજાયાં અને એ સાહિત્યને વાંચતો એ ૧૯૨૬ના માર્ચમાં પહેલી વાર રાજકારણને દેખતો થયો પછી ૧૯૨૭માં એણે ચીનની જાલિમ જમીનદારીને અને વિગ્રહખોરો સામે ચઢેલી લોક–રાજકારણની પહેલી ચઢાઈ જોઈ અને એમાં એ જોડાયો અને તરત જ એ જુવાળની ઓટના રાજકારણમાં ઘવાયો, વીંધાયો પણ પોલાદી બનીને એણે ચાંગની આગેવાનીવાળા લોકસંહાર કરતા આલિકોના રાજકારણને નજરોનજર

દીધું અને તેને ખતમ કરવાનો નિરધાર કર્યો અને પહેલી અગ્નિ-પરીક્ષામાં પસાર થયેલાં એ નૂતન ચીનનાં ફરજંદો અને ભાડુઓ પાછાં આજે પીપીંગની વિદ્યાપીઠમાં ભણતાં હતાં. એમને અને રાજકારણને સંબંધ નથી એમ કહેવાની હિંમત કોઈ કરતું નહોતું. ચીની વિદ્યાર્થી અને રાજકારણને સંબંધ છે તે વાત હાનનાં દીકરાંઓ પુરવાર કરી ચૂક્યાં હતાં.

ત્યારે ૧૯૩૫નો જૂન શરૂ થયો હતો ત્યારે નાનકીંગમાં બેઠેલી ચાંગ-કાઈ-શેકની સરકાર નાઝી જરમનીના ઉસ્તાદો પાસેથી ભૂરી ડગલીઓની ફાસી ટુકડીઓ બનાવતી કોઈ પણ લોક-હિલચાલ પર દમનના દોર વરસાવતી જૂના ચીનની જાલિમ જડ જેવી બેઠી હતી.

પણ ત્યારે જ દક્ષિણચીનમાંથી ૭ હજાર માઈલની લાંબી કૂચ કરીને નેવુ હજાર જેટલા લાલચીનના લડવૈયા બાવીસ હજારની સંખ્યામાં જીવતાં રહીને ઉત્તર-પશ્ચિમમા પહોંચતાં હતાં.

અને ત્યારે ચીનની નાનકીંગ સરકારની વિમાસણ વધારતો લોક-અવાજ જાપાની શાહીવાદ સામે ધૂંધવાતો ચાંગ ફાસી સામે લોકશાસનનો પુકાર ઉઠાવતો હતો.

અને એ જ ટાણે જાપાની શાહીવાદ ચીનનો એક પછી બીજો ટુકડો ખાતો, કોમ્યુનિસ્ટોના સંહારનો કોલાહલ જગવીને ચાંગ ફાસીને ખુશ રાખતો ચીનના ઉત્તર પ્રદેશ પર લોહિયાળ પંજો પાથરતો ખૂની કાર્યવાહી શરૂ કરતો હતો.

૧૯૩૫ના જૂનના આરંભમા જાપાને જીતેલા મંચુકોની ચાહર સરહદ પર ચાલીસ હજારનું જાપાનીઝ લશ્કર જમા થવા માંડ્યું અને જાપાનનાં વિમાનો ઉત્તર ચીનનાં નગરો પર નીચેથી ઊડવા માંડ્યાં.

જૂનના અગિયારમા દિવસે જનરલ ડોઈહારાં ટીનસીન

પહોંચ્યો અને ૧૩મી તારીખે પીપીંગની જાપાની એલચીએ એક ચીની અમલદારને ગિરફતાર કર્યો અને ચાંગની નાનકીંગ સરકારે તે સામે વિરોધ નોંધાવ્યો તેનો જવાબ દેવાની પણ જાપાનીસ સરકારે ના પાડી.

પણ સપ્ટેમ્બરમાં ચાંગ-કાઈ-શેકે જાપાનીસ શાહીવાદને નમતું જોખવા પીપીંગની પોતાની રાજકીય કાઉનસીલને પાછી બોલાવી લીધી તથા ઉત્તર ચીનના યુદ્ધ-પ્રધાન હો-યીન-ચીંગ પર જાપાનવિરોધી પ્રવૃત્તિઓ કરવાના આરોપસર કેસ કર્યો અને જાપાની સરકાર સાથે વેપારી સંબંધો વધારે સારા બાંધવા પીપીંગમાં નવી સંસ્થા ઊભી કરી.

લોકસંહારનો નવો સંગ્રામ સીઆન પરથી રચવાની તજવીજમાં પડેલો ચીનનો ચાંગ ફાસી જાપાનને રીઝવવાના મુજરા કરતો રહ્યો અને ચાંગના અભિનયના જવાબમાં જાપાની શાહીવાદે સપ્ટેમ્બરના પચીસમા દિવસે જાહેર કર્યું કે ઉત્તર ચીનમાં જો સ્વરાજની હિલચાલ ઊપડે તો અમે તેવી હિલચાલને મદદ કરીશું.

એમ ચાંગ ફાસીની સરકાર સામે જાપાની શાહીવાદે કોથળામાંથી બિલાડું બહાર કાઢીને ધરી દીધું. જાપાની સરકારે તરત જ સાફ સાફ જાહેરાત કરી દીધી કે, 'ઉત્તર ચીન પ્રદેશમાં જાપાની હિતોનો યોગ્ય વિકાસ કરવામાં આવશે તથા દૂર પૂર્વના એ પીડિત લોકોના ઉદ્ધાર માટે તથા તેમને કામ મળે અને શાંતિ સાંપડે તે માટે જાપાન બનતો પ્રયત્ન કરશે.'

તો ય લોકસંહારના સંગ્રામને ઘોડે ચઢેલો ચાંગ શરમાયો નહિ. એની આંખ સામે લોક-જનતા દેખાતી નહોતી. એની નજરમાં તો એની મેમ સાહેબના કુટુંબની બેન્કો તથા નફાખોર ચીનના મૂઠીભર જાલિમોનાં હિત જ ઊભરાતાં હતાં.

અને એ અઠવાડિયાં પછી તરત જ જાપાની લશ્કરી ખાતાએ

જાહેર કર્યું કે ઉત્તર ચીનમાંની મુશ્કેલીઓનાં કારણોનો નાનકીંગ સરકાર તાબડતોબ અંત નહિ લાવે તો અમને ઉત્તર ચીનને ચીનથી વિખૂટો પાડી 'દેવાની અને ત્યાંથી ચાંગ-કાઈ-શેકની નાનકીંગ સરકારનો અમલ રદ કરવાની ફરજ પડશે.'

પણ નફાખોર વર્ગનાં જ હિત સાચવવામાં અંધ બનેલો ચાંગ હાલ્યોચાલ્યો નહિ.

અને ઓક્ટોબરની ૩૦મીએ જાપાને હોપી, પીપીંગ અને ટીનસીનના પ્રમુખોને જાપાનવિરોધી પ્રવૃત્તિ બંધ કરી દેવાનાં ફરમાન મોકલ્યાં, તથા નાનકીંગ સરકારને પીપીંગની લશ્કરી કાઉનસીલ રદ કરવાની સૂચના કરી.

અને તુરત જ જાપાની પોલીસોએ પીપીંગ અને ટીનસીનમાં દેશભક્તોની ધરપકડ શરૂ કરી દીધી. એ ધરપકડમાં નાનકીંગ સરકારના સામાજિક ખાતાનો વડો તથા ચીની છાપખાના વિભાગનો વડો પણ ટીનસીનમાં ગિરફતાર થઈ ગયા, તથા એક લશ્કરી અમલદારને એના પોતાના ઘરમાંથી ઉપાડી જવામાં આવ્યો.

'આવડા મોટા અફાટ ચીનમાંથી એટલો ઉત્તરનો પ્રદેશ જાય તો ય શું! અને એ ઉત્તર પશ્ચિમમાં જ આપણા જાપાની દુશ્મનો કૉમ્યુનિસ્ટોને પણ ખબર પડી જશે કે...' ચાંગ ફાસી એની મેમ સાહેબને પોતાનો દેશદ્રોહી અને લોકસંહારક હડકવા સમજાવતો હતો.

એવી ચાંગની ફાસી સરકાર ચૂપચાપ બેઠી રહી, અને જાપાન સાથે મસલતો કરી રહી. ચાંગ ફાસીની સરકારનો પરદેશમંત્રી વાંગ-ચીંગ-વી જાપાની શાહીવાદને મુજરા કરતો ચાંગના ક્યોમીનટાંગ પક્ષની મધ્યસ્થસમિતિની છઠ્ઠી બેઠકમાં બેસવા જતો હતો ત્યારે એ દેશદ્રોહીનું કોઈએ ખૂન કર્યું.

અને એ જ દિવસે ઉત્તર ચીનનાં વિદ્યાર્થીઓએ ચાંગની નાનકીંગ સરકારને અરજ ગુજારી, 'અમારાં સંગઠનોને કાયદેસર-

કરો, નાગરિક હક્કો એનાયત કરો, જાપાની શાહીવાદ સામે યુદ્ધ કરવાની તાબડતોબ તૈયારીઓ કરો અને તમારા તમામ લોકસંસ્થાઓ પરનાં દમનો દૂર હટાવો.'

અને પછી તરત જ ભોમસીતર વહેતી વિદ્યાર્થી હિલચાલે પીપીંગમાંથી વિદ્યાર્થી ફેડરેશનના નામમાં પડકાર કર્યો.

બે દિવસ પછી તરત જ ટીનસીનમાં નીકળતા એક જાપાની છાપામા સમાચાર છપાયા કે, 'ઉત્તરચીનના લોકો જાપાન સાથેના પૂરેપૂરા સહકારવાળું સ્વરાજ માગે છે. લોકોની એ ઇચ્છાનો અમલ કરાવવા જાપાન ઇંતેજાર છે. લોકોની એ ઓરતાનોની હિલચાલને દબાવવા જો નાનકીંગ સરકાર પ્રયત્ન કરશે તો અમને બીક છે કે પૂર્વની શાંતિ જોખમાશે '

એવુ જાપાની શાહીવાદે ઉત્તરચીનનું નાટક શરૂ કર્યું. અને એ શાહીવાદની સોડમાં ભરાઈને લોકસંહાર કરવામાં બહાદુર બનેલો ચાંગ એની સરકાર વતી, જાપાની શાહીવાદના જનરલ ડોઈહિરાના આખરીનામાના જવાબમાં બોલ્યો કે, 'જો આંતરરાષ્ટ્રીય બનાવો અમારા રાષ્ટ્રવિકાસનો માર્ગ ન રૂંધે તો ત્યાં સુધી અમે આખા રાષ્ટ્રના હિતમાં મૂળભૂત એવા મુદ્દાઓની બાબતમાં ધીરજ ધરવા માગીએ છીએ.'

અને ચીનનાં ઉદાતાં અંગોની યાતનાઓ પર, ચીનના રૂંધાતા પ્રાણની મૂંઝવણ પર અને ચીન પરના જાપાની આક્રમણના પાદાઘાત પર ચીન-લોકજનતાનો જાની દુશ્મન ચાંગ-કાઈ-શેક ધીરજ ધરીને ઊભો. અને એની અપરાધી ધીરજ સામે ચીની વિદ્યાર્થીનો પ્રાણ સળગી ઊઠયો.

પીપીંગ નગરની વિદ્યાર્થી જનતાએ પાછાં પાઠયપુસ્તકો ફ્રડસેલી દીધાં. પીપીંગની વિદ્યાપીઠનાં વિદ્યાભવનોમાં સળગી ઊઠે તેવો સળવળાટ શરૂ થઈ ગયો.

અને ચાંગ ફાસીની ધીરજના મૂક અભિનયો નીચે જાપાની નીટ છેવટનો પડદો ઊંચકી લીધો.

નવેમ્બરના ચોવીસમા દિવસે જાપાની શાહીવાદે પૂર્વ હોપીનો એક કરોડ અને ચાલીસ લાખની વસ્તીનો પ્રદેશ જાપાની રક્ષણ નીચેનો સ્વરાજપ્રદેશ જાહેર કર્યો તથા એ સ્વરાજની પહેલી યોજના સામ્યવાદ સામે સંગ્રામ ખેડવાની જાહેર થઈ.

એ સ્વરાજ–એકમનો વડો, ચાંગ ફાસી નાનકીંગ સરકાર વતી અમલ ચલાવનાર ચીન–જુ–કેંગ ચાલુ રહ્યો. પીપીંગનાં ઉત્તર ચીનના વિદ્યાધામથી પચાસ માઇલ પર જાપાની શાહીવાદને સાંપડેલા એ સ્વરાજ એકમના પીપીંગ–મુકડેન રેલ્વે પરના ટુંગશો પાટનગર પર જાપાની શાહીવાદી સ્વરાજની ખૂનખાર છબી ઘૂરકી ઊઠી.

અને ધીરજ ધરનાર ચાંગની સરકારે શાંતિ ગુમાવ્યા વિના દલીલ કરી કે, 'જાપાને ૧૯૩૩ના મેમાં જેહોલ લીધા પછી અમારી સાથે કરેલા ટાંગકુ કરારોનો ભંગ કર્યો છે.'

અને જાપાની એલચીમાંથી એ કથનનો જવાબ આપવામાં આવ્યો કે, 'અરે એથી તો આપ નામદાર ચાંગ–કાઈ–શેકની સરકાર બળતામાં ઘી રેડે છે અને એથી આપણી ચીન–જાપાન મીઠા સંબંધોની નવી બાંધછોડમાં મુશ્કેલી ઊભી કરે છે.' એવું ઉત્તર ચીન પર ચીની લોકના સંહારનું નાટક શરૂ થયું.

એ નાટકની ચાલ પૂર્વ હોપીથી આગળ વધવાની છે એવી આગાહી કરતા જાપાની લશ્કરી મથકથી જાહેરાત કરવામાં આવી કે, 'ઉત્તર ચીનમાં આવાં સ્વરાજ–એકમો સ્થાપવાની માગ તો ચીનના જ લોકોની અને અમલદારોની પણ છે...અમે તો માત્ર તેમને સલાહ આપીએ છીએ અને ઓટોનોમીની હિલચાલને સ્થાપવામાં મદદ કરીએ છીએ.'

અને એ ઓટોનોમી હિલચાલનો આપણે સામનો કરીશું

એમ કહેતી ચાંગની સરકારે જાપાનવિરોધી લખવા માટે ટીનસીનના એક દેશભક્ત છાપાને બંધ કરી દીધું તથા સામનો કરવાના પહેલા પગલા તરીકે પીપીંગનું મશહૂર મ્યુઝિયમ ખાલી કરીને તેના બધા સંગ્રહો દક્ષિણ તરફ ખસેડવા માંડ્યા.

જાપાની નટ ચાંગ–સરકાર તરફથી કેવો સામનો થવાનો છે તે ઇશારામાં સમજી ગયો અને ચીની ઉત્તર પ્રદેશમાં સ્વરાજ આપવાના નવાં પગલાં ઉઠાવવાની હિલચાલ જાપાની શાહીવાદ કરી રહ્યો. •

પણ પીપીંગના વિદ્યાધામે અવાજ ઉઠાવ્યો. પીપીંગના વિદ્વાનોએ વિરોધ જાહેર કર્યો. પીપીંગનાં સંસ્કાર–ધામોના આગેવાનોએ તથા પીપીંગ વિદ્યાપીઠના પાંચ નિયામકોએ જાહેર કર્યું કે 'ઉત્તર ચીનને ખાઈ જવાની આ જાપાની ચાલનો વિરોધ કરો.' ટીનસીન અને પીપીંગમાં જાપાની આક્રમણ સામે વિરોધ જાગ્યો. ઉત્તર ચીનને જાપાન સ્વરાજ આપવા આવે છે એવો પ્રચાર કરતા બે જાપાની દલાલોને ટીનસીન જિલ્લાના એક ગામનાં કિસાનોનાં ઉશ્કેરાયલાં ટોળાંએ ધૂળમાં રગદોળી દીધા.

'મજૂર ખેડૂતો તો કોમ્યુનિસ્ટો છે...અમે કોમ્યુનિઝમનો સંહાર કરવા માટે જ સ્વરાજ–એકમો સ્થાપવા માગીએ છીએ... ચાંગની સરકાર વરસોથી કોમ્યુનિસ્ટો સામે જેવા સંહારસંગ્રામો ચલાવે છે તેવા અમે પણ...અમે એ રીતે મધ્યસ્થ સરકારની મદદ જ કરીએ છીએ.' બોલતો જાપાની પિશાચ એક પછી બીજું ડગલું ઉપાડવા અધીરો બન્યો.

અને જાપાની પશુના એ ધસ્યા આવતા ઉઠાવ સામે ધા નાખતો હોય તેવો ઉત્તર ચીનનો વિદ્યાર્થી ઊભો થઈ ગયો. પીટાનાં (પેકીંગની રાષ્ટ્રીય વિદ્યાપીઠ) વિદ્યાર્થીઓએ ડિસેમ્બરના પાંચમા દિવસે જાહેરાત કરી કે, 'અમે પીટાનાં વિદ્યાર્થીઓ,

જાપાની શાહીવાદે ઉત્તર ચીનને ભરખી જવા સ્વરાજ અને લોકમતના નામવાળી આક્રમણ-હિલચાલ શરૂ કરી છે તેને ધિક્કારી કાઢીએ છીએ અને—

'અમે મક્કમતાથી એ ઓટાનોમી હિલચાલના જાપાની નાટકનો વિરોધ કરીએ છીએ.

'અને માગણી કરીએ છીએ કે ઉત્તર ચીનના તમામ રાજકીય આગેવાનોએ તમામ દેશદ્રોહીઓ સામે અને આપણા એક દેશમાંથી ટુકડા ખાઈ જવા ધસતા શાહીવાદ સામે સખત લડત શરૂ કરી દેવી જોઈએ.'

એવો ઉત્તર ચીનનો વિદ્યાર્થી પાછો ઊભો થઈ ગયો. પીપીંગની વિદ્યાપીઠનાં ભણનારાંઓએ ભણતર શોભાવ્યું. પીપીંગની વિદ્યાપીઠનાં ભવનો પર પાછો આઝાદી માટે જ વિદ્યા એવો અર્થ અમલી બન્યો.

ડિસેમ્બરના નવમા દિવસના ઊગતા પ્રભાતે કૅંપસનાં વિદ્યાભવનોમાં બ્યુગલ ફૂંકાયાં. દક્ષિણના ચોકમાં હજારો વિદ્યાર્થીઓ ભેગાં થયાં.

અગિયાર કૉલેજો અને કેટલીયે માધ્યમિક શાળાઓનાં હજારો વિદ્યાર્થીઓ પીપીંગના સરકારી વડા જનરલ હો-યીન-ચીનની સરકારી કોઠી પર કૂચ કરતાં હતાં.

અને જનરલના મહાલય પર જઈને કહેવાનાં હતાં કે, જાપાનની ખુશી-ખુશામત બંધ કરો. જાપાની ધસારાનો પ્રતિકાર કરો અને કરવા દો.

વિદ્યાર્થીઓની મુખ્ય હરોળ ૭ માઈલનો રસ્તો કાપીને પીપીંગના પશ્ચિમ દરવાજા પર પહોંચવાની હતી. બ્યુગલો ફૂંકાયાં. જુદા જુદા રસ્તાઓથી જુદે જુદે દરવાજે વિદ્યાર્થી-હરોળો પહોંચવા ઊપડી ચૂકી. અને પશ્ચિમ દરવાજે વિદ્યાર્થીઓનું સરઘસ અટકીને

ઊભું. દરવાજાનાં કમાડ વસાયલાં હતાં. વિદ્યાર્થીઓના સરઘસને અંદર પેસવાની મનાઈ હતી.

પશ્ચિમને દરવાજે મેદની જામી. સરઘસે સત્તાવાળાઓને કહેવડાવ્યુંઃ 'અમારે જનરલ હોને જાતોજાત મળવું છે. અમારે અમારી માગ જનરલને અને દુનિયા આખીને સંભળાવવી છે. કમાડ ખોલી દો.'

અને અંદરથી સંદેશો આવ્યોઃ 'અંદરનાં બે હજાર વિદ્યાર્થીઓનું સરઘસ ચડ્યું છે. દીવાલની અંદરનાં વિદ્યાર્થીઓ પણ જનરલ હોના મહાલય પર કૂચ કરે છે. તમે બહારથી, અમે અંદરથી દબાણ કરીએ છીએ. પશ્ચિમ દરવાજો ઊઘડી જશે જ.'

અને બહારથી બે હજાર વિદ્યાર્થીઓના અવાજે પશ્ચિમનાં કમાડ ખખડાવી રહ્યાં. પશ્ચિમના દરવાજા પર વિદ્યાર્થીની રણહાક વાગી ગઈ. જાપાનની ખુશી-ખુશામત કરતી ચાંગની લોકવિરોધી કારવાહીનાં બંધ કમાડ પર વિદ્યાર્થી-જનતાનો ઘણ ઠોકાયો. અને ઘણી વાર પછી જનરલ હોનું ડોકું દરવાજાની ડોકાબારીમાંથી બહાર ડોકાયું અને બોલ્યું, 'જનરલ-હો પીપીંગમાં નથી. તમે બધાં અંદર આવો. તો શહેરની શાંતિ જોખમાય અને જનરલની મુલાકાત તો થાય નહિ એટલે તમે બધાં પાછાં જાવ...'

'પણ જનરલ...કટોકટીની વેળાએ ક્યાં...ભાગી ગયા!' પણ પેલી ડોકાબારી પાછી દેવાઈ ગઈ

અને ૭ માઈલના રસ્તા પર વિદ્યાર્થીઓનું સરઘસ કેંપસ તરફ પાછું વળ્યું ત્યારે ઘણાં વિદ્યાર્થીઓની ધરપકડ થઈ. પણ ૯મી ડિસેમ્બરે ઉત્તર ચીનના વિદ્યાર્થીએ લાલ ચીન તરફ મીટ માંડી. લાલ ચીનમાંથી એકધારો અવાજ ઊઠ્યા કરતો, 'સવાલ એકલા ઉત્તર ચીનનો નથી સમસ્ત ચીન દેશનો છે.'

અને ૯મી ડિસેમ્બરથી ચીનભરનાં વિદ્યાર્થીઓ સળવળ્યા

ઊઠ્યાં. ૯મી ડિસેમ્બરની આખી રાત પીપીંગની વિદ્યાપીઠમાં વિદ્યાર્થીઓની મધ્યસ્થ કમિટીએ ચર્ચા કરી.

અને આખા પીપીંગ નગરના તમામ વિદ્યાર્થીઓએ ૧૦મી ડિસેમ્બરથી હડતાલ પાડી શાળાઓ અને કોલેજોના કમાડ દેવાઈ ગયાં વિદ્યાર્થીએ ચીન દેશ પર ધસી આવતી આફતમા ઝંપલાવવાનો નિરધાર કર્યો

પીપીંગે પહેલ કરી. પીપીંગનાં વિદ્યાધામ ચીની વિદ્યાર્થીને વિદ્યાપીઠની દીવાલોમા રોકી શક્યા નહિ ચીની જીવન પર ફાટી નીકળવાના જંગી મોરચા પર ચીની વિદ્યાર્થીએ મુકામ નાખવાની હલચલ જગાવી.

એટલે ચીની વિદ્યાર્થી પર ચીની પ્રતિક્રાન્તિના તહોમતનામા ઊડતા થયા માલિકોનાં છાપાએ, નફાખોરીના પ્રચારે જાપાનની ખુશીખુશામત માગતા ચાગના આડતિયાઓએ વિદ્યાર્થીને કોમ્યુનિસ્ટ કહ્યો, અને લાલ બની ગયેલો કહેવા માંડ્યો

જાણે ડિસેમ્બરની ૯મીએ ઉઠાવેલો અવાજ ચીન આખા પર ફરવા નીકળ્યો ૯મી ડિસેમ્બરે જગવેલી હાકલ હાહાકાર જગવતી ચીની વિદ્યાર્થીને ઢંઢોળી રહી ચીની વિદ્યાર્થી લાલ રંગે રગાતો ગયો

ડિસેમ્બરના ૧૨મા દિવસે પીપીંગથી ૭૦૦ અને ૧૩૦૦ માઈલ પરના હેન્કો અને કેન્ટન નગરોનાં વિદ્યાર્થીઓએ સરઘસો કાઢ્યાં ડિસેમ્બરના ૧૪મા દિવસે શાંગહાઈના વિદ્યાર્થીઓ રણહાક ગજવતાં રસ્તા પર નીકળ્યા ડિસેમ્બરના ૧૫મા દિવસે ચાંગની નાનકીંગ સરકારના ધામ સામે નાનકીંગના વિદ્યાર્થીઓએ પીપીંગનાં વિદ્યાર્થીઓએ પેશ કરેલી માગણીઓ ગજાવી મૂકી સુકાનાં વિદ્યાર્થીઓએ એ જ માગણીઓનુ જાહેરનામુ બહાર પાડ્યુ

નગરે નગરે પર ભાત રંગ લહેરાયા નગર નગર પરથી

એક ચીન અને એક સંગ્રામની રણહાકો વાગી ઊઠી. ચીની ધરતી પર જુવાન ચીને. પ્રતિકારની નોબત ગાજતી કરી. ચીની ફરજંદનો પ્રાણ ૯મી ડિસેમ્બરથી સળગી ઊઠયો. ચીન આખા પરથી પીપીંગનાં વિદ્યાધામમાં તારના સંદેશા આવ્યા, 'આ આપણા જંગમાં અમે તમારી સાથે છીએ.'

ત્રણ ત્રણ સૈકાઓથી શાંતિ રાખીને પડેલાં ચીનનાં વિદ્યાધામ આજે પહેલી વાર જીવનની ઉષ્માથી ઝગઝગી ઊઠયાં. પીપીંગનાં વિદ્યાધામ પર જીવતા પ્રાણ આઝાદી ઝંખી ઊઠયા. પીપીંગ નગર પર વિદ્યાર્થીની નોબત વાગી. પીપીંગ પરની વિદ્યાર્થી–હલચલે જાહેર કર્યું, 'જાપાની પિશાચના ધસારાને અમે અહીં ખાળશું.'

પીપીંગના વિદ્યાર્થીએ ઉત્તર–પશ્ચિમના લાલ મહારથીઓને સંદેશ મોકલ્યો, 'તમારી વાત સાવ સાચી છે...અમે સમસ્ત ચીનનાં વિદ્યાર્થીઓ તમારી સાથે છીએ.'

૯મી ડિસેમ્બરે ઊગેલું પ્રભાત રોજ રોજ રાતું તપતું ગયું. રોજ કાર્યવાહીઓએ વધારે ને વધારે ગરમ ચર્ચાઓ કરી અને ઉગ્ર નિરધારો અપનાવ્યા. ૯મી ડિસેમ્બરે ઊગેલા તરુણ ચીનના લાલ તારકે ૧૬મીની વહેલી ઉષાએ નવી હલચલના કદમ ઉઠાવ્યા.

ડિસેમ્બરની ૧૬મીની ઉષા પીપીંગનાં ધુમ્મસથી ઢંકાયલાં વિદ્યાધામો પર ઊગતી હતી. કૅંપસનાં ઝાડપાનો રાતભર થીજી જઈને ઊગતી ઉષાની પહેલી લહરમાં રેલતાં હતાં. કૅંપસનાં વિદ્યાર્થી-ગૃહોમાંથી ઠંડીમાં ધ્રૂજતાં શરીરો ટોળાબંધ બહાર નીકળતાં હતાં અને ચોકમાં ગોઠવાતાં હતાં.

વિદ્યાર્થિનીઓની થોડીક ટુકડીએ ડાબા હાથ પર બિલ્લાઓ ચોડયા હતા. વીશ છોકરા–છોકરીઓના હાથમાં વિદ્યાર્થી–હિલચાલના ઝંડા હતા અને એ વીશ જણ સૌની આગળ ચાલતાં હતાં

વચલી હરોળ ચારસોપચાસની હતી. એ હરોળની બંને બાજુ પર પોસ્ટરો, પત્રિકાઓ અને સૂત્રો લઈને પ્રચાર-ટુકડીઓ ગોઠવાઈ હતી

આ વિદ્યાર્થી-કૂચમાં છોકરા-છોકરીઓ નૂતન ચીનના ખડ-વૈયાના સૈનિક પોશાકમાં એક સાથે સમાનભાવે શોભતાં હતાં. કૂચની આગળ થોડે દૂર દોડતા સાઈકલ ચઢેલા સ્કાઉટોની ટુકડીમાં ફક્ત એક જ છોકરી આવી શકી હતી.

કૂચ કરવા જમા થયેલી આ વિદ્યાર્થી-ટુકડીઓના ઘણા નાયકો હતા આખી કૂચનો એક સરદાર હતો.

નાનામાં નાની વિગતો નક્કી થઈ ગઈ હતી. આખો કાર્યક્રમ એકેએકને સમજાવવામાં આવ્યો હતો કૂચનું ફરમાન સાંભળવા ચાર ચારની હારમાં બધી હરોળ ગોઠવાઈને ઊભી હતી.

એવું કંઈ બને નહિ તે માટે તો સત્તાવાળાઓએ કૅમ્પસને દક્ષિણ દરવાજે પોલીસની ટુકડી ગોઠવી રાખી હતી પણ એવું અચાનક બન્યું પોલીસ ટુકડી સફાળી જાગી અને દક્ષિણ દરવાજે આવી તે પહેલાં કૅમ્પસના દક્ષિણ દરવાજામાંથી વિદ્યાર્થીકૂચ વકરી ટએ કદમ ઉઠાવી અડધી પસાર થઈ ગઈ હતી. પોલીસ ટુકડીએ પીપીંગના વડા મથક પર ટેલિફોન કર્યો, 'વિદ્યાર્થીઓની જંગી કૂચ કૅમ્પસથી નીકળી ચૂકી છે'

કૅમ્પસથી નીકળેલી કૂચ નક્કી કર્યા પ્રમાણેના રસ્તાઓ પર ઘણી ટુકડીઓમાં વીખરાઈ ગઈ. બધી ટુકડીઓ પીપીંગની આસપાસનાં જુદાં જુદાં ગામોમાંથી પસાર થઈ ગામેગામ 'એક ચીન, એક દુશ્મન, એક સંગ્રામ'ની જાહેરાતો ઊડતી ચાલી ગામેગામ પર એ એક પખવાડિયાની પત્રિકાઓ વહેંચાઈ ગામેગામ પર વિદ્યાર્થી-ના નવા રાજકારણની રોપણી થઈ.

અને યોજના પ્રમાણે વિખૂટી પડેલી બધી ટુકડીઓ ચોક્ક

સમયપત્રક પર કદમ ગોઠવતી પીપીંગનાં પાદરો પર એકઠી થતી આવતી હતી

પીપીંગનાં પાદરો પર મધ્યાહ્ન તપતા હતા. પીપીંગનાં પાદરો પરના જૂના દેવળનાં ખંડિયેરો નવા ભાનથી ખખડતાં હતાં. ખંડિયેરોને ખૂણેખાંચરે હ્યુનખડર જેવી પડેલી જૂની પ્રતિમાઓ પાઈન તરુઓની છાયા નીચે દટાતી હતી. પાદર પરનાં કબ્રસ્તાનોના શિલાલેખ જાણે સળવળી ઊઠીને અંદર પોઢેલાઓને તરુણ દીકરાઓ દેખાડતા હતા. પાદર પરના પાળિયાઓ વીખરાઈ ગયેલી યાદ એકઠી કરતા હોય તેમ હચમચી ઊઠતા હતા. પીપીંગના પાદર પરની પીડિતોની ઝૂંપડીઓ અને લોકજનતાની ચાલીઓમાંથી મગરૂર ચહેરા ડોકાતા, ભર્યાં મોઢાંથીને જોઈ રહેતા, ભલે આવ્યા—ની બાંગ પુકારતા યુગ યુગની જંગલિયતને પડકારતા હરખાતા હોય તેમ જયકાર ગરજતા ઉલ્લસતા હતા.

'અમે ઘણું વેઠ્યું છે, દીકરાઓ!' કહેતી ડોસીઓ આ તરુણ ચીનની હલચલને થંભાવતી, કેંપસનાં ગરવાંના ગાલ પંપાળતી ચૂમીઓ ચોડતી હતી. પીપીંગના પાદરથી દૂર દેખાતી પત્થરિયા દીવાલો તરુણચીનને આવકારતી હતી. એ દીવાલોનાં કમઠાણોએ ચીનની જમીનદારી જંગલિયતનાં ધિંગાણાં દેખ્યાં હતાં. પચાસ માઈલ પર પડેલી ચીનની મહાન દીવાલને ટપીને આવેલાં આક્રમણોના માર સહ્યા હતા. ત્યારે એ પેકીંગ હતું પણ પછી એ દીવાલોએ સુનયાત્સેનની લોક–આઝાદીની લહેરો પિછાણી હતી. સુનયાત્સેનના લોક–આઝાદીના મુદ્દાઓએ જમીનદારીની જંગલિયત સામે રોકતા કરેલા ઉઠાવ હજુ આજે જ દેખાયા એ ઉઠાવના ઉછાળામાં પેકીંગ પીપીંગ નગર કહેવાયું.

ઉત્તરના પ્રશાંત કહેવાતા એ નગરને આંગણે ચીની વિદ્યાર્થી જાપાની શાહીવાદને રોકવાની નોબત વગાડતો આવ્યો હતો. ચીન

પર પાંચમી વાર બહારના આક્રમણની શયતાનિયત આવતી હતી. ઉત્તર ચીનના પીપીંગ નગરનો વિદ્યાર્થી એના પ્રતિકારની છબી રચતો હતો.

પણ ત્યારે જાપાનની ખુશીખુશામત લઈ બેઠેલો ચાંગ ફાસી લોક-સંહારના શિકાર ખેલતો રજવાડી કાયરાઓના કસુંબા ઘોળતો, નફાખોર બેન્કોની તિજોરીઓ જ સાચવતો નાનકીંગમાં પડ્યો હતો.

'પણ અમે ઊઠયાં છીએ...અમે આવ્યાં છીએ' બોલતાં ચીનનાં દૂધમલ દીકરાંઓ ઉત્તરના એ પાટનગરનાં પાદર ખખડાવતાં હતાં.

પણ ચાંગની સરકારનાં ફરમાનથી એ પાટનગરને ફરતી પત્થરિયા દીવાલના બધા દરવાજા દેવાઈ ગયા હતા. જાપાન સામે જંગ માગતાં ચીનના દીકરાંઓને, હાનના ફરજંદોને એમાં પ્રવેશવાની મના હતી કારણકે જાપાનનાં હેવાન ધાડાંઓને ચીનનાં જીવતર રગદોળવા એ દીવાલના દરવાજા ખોલી નાખવાની ચાંગ ફાસીની કારવાહી ખુશી-ખુશામતનો ખેલ ભજવતી હતી.

એટલે વિદ્યાર્થીઓને પીપીંગમાં પેસવાની મના હતી. કારણકે વિદ્યાર્થીઓ પત્રિકાઓ, પોસ્ટરો લઈને અને જાપાન સામે જંગ ખેલવાની હાકલ લઈને આવ્યા હતા. એટલે જ હથિયારો વિનાનું પણ જાપાન સામે જંગની રણહાક ગજવતું ચીનનું ફરજંદ ચીની ધરતી પર ચીનના ઉત્તર નગર પર અટકાયત પામતું હતું, અને (સી-ચીહ-મેન) પશ્ચિમ દરવાજા પર રણનાદથી ધડકતું કમાડ ખોલવાનું અવાજ કરતું હતું.

પણ એકાએક કાર્યક્રમ બદલાયો. એક હજાર જોટવાંની ચંબેલી ફૂલ દરવાજાના બંધ કમાડથી આગળ દીવાલને કિનારે કિનારે ખાઈ ઓળંગ્યા વિના આગળ વધી. ખાઈના કિનારા પરનાં પાન ખરી ગયેલાં વીલો ઝાડની ઉદાસ છાયાઓને ટપીને

જાણે એક મોટો કોલાહલ સંભળાયો. ત્યાંની ચીની વિદ્યાપીઠના દરવાજામાં ઊભેલી પોલીસ ટુકડીને તોડીને સેંકડો વિદ્યાર્થીઓ ગોઠણભર કાદવમાં થઈને ખાઈને વટાવતાં આવી લાગતાં હતાં–આવકારનો એક મોટો શોર બંને બાજુથી ઊઠતો હતો.

આમ વધતી જતી વિદ્યાર્થી-હરોળો પાછી ગોઠવાઈ ગઈ. ગોઠવાયેલું જંગી સરઘસ પાછું કોટને આરે આરે આગળ વધ્યું અને દીવાલમાંના એક નાના દરવાજા આગળ અટક્યું.

એ દરવાજો પણ બંધ હતો. એટલે બીજી પળે કૂચના આગેવાનનો હુકમ સંભળાયો, 'આપણે સી-પીન-મેન દરવાજેથી પીપીંગમાં પેસીએ છીએ. એ દરવાજામાંથી એક રેલ્વે રસ્તો પણ અંદર જાય છે.'

અને વિદ્યાર્થીઓની કૂચ સી-પીન-મેન દરવાજા તરફ દોડી. એ બંધ દરવાજા પર વિદ્યાર્થીઓની જુદી જુદી ટુકડીઓ અથડાઈ. હચમચી ઊઠેલા દરવાજાનાં બંને કમાડ વચ્ચે થોડુંક અંતર થયું. એ અંતરમાં એક પાતળી વિદ્યાર્થિની પેઠી અને પછી અંદરથી દરવાજો ઊઘડી ગયો. ઊઘડતા દરવાજા તરફ પાસેની ચોકીમાંથી દશ પોલીસ દોડતા આવતા હતા પણ દરવાજામાં ધસી ગયેલા સેંકડોના પ્રવાહમાં એટલા પોલીસો તણાઈ ગયા. .

અને સરઘસનાં આગેવાનોએ અંદર પેસીને ચાર ચારની હારોમાં આખી ગોઠવણી કરી. પછી એક મોટો અવાજ થયો. પછી હજાર વિદ્યાર્થીઓની કૂચ પીપીંગ નગરની અંદર શરૂ થઈ. પીપીંગ નગરના રસ્તા પર પત્રિકાઓ વહેંચાઈ અને 'જાપાન સામે જંગ કરો, દેશદ્રોહીઓને ખતમ કરો, સંયુક્ત ચીનના હુઆપીનો (ઉત્તર ચીનનો) બચાવ કરો.' એવાં સૂત્રોનો શોર હવામાનને છાઈ રહ્યો.

બસ એટલું જ કહેવા એક માઈલ લાંબી આ તરુણ ચીનની

કૂચ કદમ ઉઠાવતી વધતી હતી. એની આગળ સાઈકલ–ટુકડીએ ભયની આગાહી આપવા ફરતી રહેતી હતી. પીપીંગ નગરની સાંકડી અને વાંકીચૂકી શેરીઓમાં આ વિરાટ કૂચની ઘુઘવતી ધારાઓનાં વમળ પીપીંગના પ્રાણને હચમચાવતાં ઘૂમરાતા, ગર્જતાં આગળ વધતાં હતાં.

આગળ વધતી કૂચ પીપીંગની અદાલતની ઇમારતોની વચલી શેરી પર પહોંચી. એ શેરીની બંને બાજુએ અદાલતનાં ઊંચાં મકાનોની દીવાલો સળંગ લાગી ગઈ હતી. દીવાલોમાંની નાની નાની બારીઓ બંને બાજુના રસ્તા પર ઊઘડતી હતી.

એ અદાલતી રસ્તા ઉપર આગળ વધતી કૂચના રસ્તામાં એક નાની આડી કેડીમાંથી એક પોલીસ ટુકડી બંને બાજુથી દોડતી આવી અને આખા સરઘસની વચ્ચે લાંબા વાંસની આડ ઘૂસી ગઇ.

અને બંને બાજુથી ઉશ્કેરાયલા વિદ્યાર્થીઓના અવાજ આવ્યા, 'ડા...ડા...' બંને બાજુના એક જ ધસારાથી વાંસની આડ તૂટી ગઈ, અને પોલીસની એ ટુકડી માર ખાતી લાગી. પણ બીજી જ પળે બંને બાજુનાં છાપરાં પરથી પથરા વરસવા લાગ્યા, અને અદાલતને રસ્તે આગળ વધતાં વિદ્યાર્થીઓની સામે રસ્તાના છેડા પર વધારે પોલીસો દેખાયા. પછી ઝપાઝપી શરૂ થઈ. એ ઝપાઝપીમાં એક પોલીસ જાપાનીસ દેખાયો, અને જીહ–પેન–જેન (જાપાનીસ) જીહ–પેન–જેનની થોડીક ગુમરાણ પેલા એક જાપાનીસ પર તૂટી પડી. અને બીજી જ પળે જાપાનીસના શબ પર કૂદીને એક ચીની પોલીસ બંદૂકનો કુંદો બંને હાથથી ઊંચો કરીને બરાડ્યો, 'લો આ બંદૂક લો...તમે સાચાં છો...તમે જ સાચાં છો...હું પણ આપણા ચીન દેશને ચાહું છું.' બોલતા એણે એક વિદ્યાર્થીના હાથમાં બંદૂક ધરી દીધી, અને પોતાના પોલીસ સાથી-

દારોને સંભળાવતો ફર્યો: 'આ લોકો સાચાં છે...સાવ સાચાં છે ...એક ચીન, એક દુશ્મન...એક સંગ્રામ.'

અને પોલીસ સાથેની બીજી ઝપાઝપી બંધ પડી. આગળ વધતી કૂચ પીપીંગ નોરમલ વિદ્યાપીઠના વિશાળ રસ્તા પર આવી પહોંચી. હવે સરઘસનો મિજાજ લડાયક બની ચૂક્યો હતો. બંને ઝપાઝપી પછી એમનાં ગજવાંમાં પથરા હતા. કોઈએ બંદૂક મેળવી હતી. કોઈ સંગીન સંતાડતું સજ્જ બનતું હતું. થોડાંકે રસ્તામાંથી એકાદી કુહાડી, કે દાતરડી મેળવી લીધી હતી.

વિદ્યાપીઠનું વિશાળ ભવન ખાલી હતું. વિદ્યાપીઠનાં વિદ્યાર્થીઓ પોતાની કારવાહી ધરતાં હડતાલ પાડીને નીકળી ગયાં હતાં. વિદ્યાપીઠના ચોકની સામી બાજુ પર રાઈફલો લઈને પોલીસોની સંગાર ખડી હતી.

ઉશ્કેરાયલા અવાજોએ શોર મચાવ્યો, 'આગળ વધો, હલ્લો કરો.'

પણ સૌની મોખરે આવેલા સરઘસના સરદારે હુકમ ફરમાવ્યો, 'અટકી જાવ.' અને આખું સરઘસ થંભીને ઊભું. પછી પોલીસ અને સરઘસ વચ્ચે ઊભેલો અવાજ બોલ્યો, 'આપણે ચીની પોલીસ સાથે લડાઈ કરવા નથી નીકળ્યાં. આપણે આપણી માગણી મૂકવા નીકળ્યાં છીએ. આપણા પર હલ્લો થયા વિના આપણે કશું કરવાનું નથી.'

એક ગમગીન શાંતિ પછી વિદ્યાર્થીઓમાં અંદર અંદર કોલાહલ થયો અને પાછો પેલો અવાજ ઉનાવળો ફરમાન બોલ્યો, 'આપણે આપણી રીતે શાંતિથી આગળ વધવા માગીએ છીએ. જેની પાસે જે હોય તે હથિયાર અહીં જ હેઠાં મૂકી દો.'

અને રસ્તા વચમાં બંદૂક, લાઠી, કુહાડી વગેરે હેઠે મુકાયાં. કેટલાંક ઉશ્કેરાયલાં તરુણોએ હથિયારને જમીન પર પટકી

તોડવા માંડ્યાં, અને પેલો અવાજ પાછો સંભળાયો, ' આપણે આગળ વધીએ છીએ.' અને બીજી પળ પોલીસોની ટુકડીઓ બાજુ પર થઇ ગઈ. વિદ્યાર્થીઓનું જંગી સરઘસ ચીની પોલીસોને એક ચીન, એક દુશ્મન જાપાન અને એક સંગ્રામનાં સૂત્રો સંભળાવતું આગળ ચાલ્યું.

દૂર દૂર શીન-મેનનો જંગી દરવાજો દેખાયો. અંદરની દીવાલ વચ્ચે એ ખૂબ વિશાળ અને લોખંડી દરવાજો હતો. એ દરવાજામાં થઈને દક્ષિણના સ્વર્ગની વેદી નામના વિશાળ બજારમાં થઈને સરકારી આવાસનાં મહાલયો તરફ પહોંચાતું હતું.

સૈકાઓ જૂનો શીન-મેન દરવાજો આજ સુધી આક્રમણ-ખોરોને પડકારતો પત્થરની જાજરમાન દીવાલમાં અભેદ દેખાતો કોતરી કઢાયો હોય તેવો ઊભો હતો. એ દરવાજાનું નામ ' શાંતિ-કમાડ ' હતું.

આજે એ શાંતિ-કમાડનાં કમઠાણ દુશ્મનોને ડારે તેવાં ચીનનાં તરુણોને ડારતાં હતાં. આજે એ શાંતિ-કમાડના વિશાળ ચોકને આવરતા શાંતિના દૂતો નહોતા ઊભા પણ જાપાની પિશાચની દાનવલીલાનો પ્રતિકાર માગતાં હાનનાં જ દીકરાંઓનાં ખૂન રેડવા ચાંગ-કાઈ-શેકના મારાઓ ભરેલી પિસ્તોલો અને નાગી તરવારોની આડ રચીને ઊભા હતા.

સરઘસ આગળ વધ્યું. એકેએકની નજરમાં એક સાથે સમજાઈ ગયું, ' આપણે કટોકટી પર ચઢીએ છીએ.' સિપાઈઓની પહેલી હરોળ, આગળ આવેલા સરઘસના મોખરાનાં નાયકોમાંથી એક ચીની છોકરીએ આગળ આવી સિપાઈઓના અફસરને કહ્યું, ' અમે આગળ વધીએ છીએ.'

' અમે અમારી ફરજ બજાવીશું ' અફસર ઉતાવળો થયો.

' તમે તમારી ફરજ ! આપણી સૌની એક ફરજ તો...'

'તમે વિદ્યાર્થીઓ સાચાં છો...મને ય ચીન માટે, આપણા દેશ માટે પ્રેમ છે...પણ...પણ ચાંગ સરકારનો હુકમ છે કે... અને હુકમનો અમલ કરવાની અમારી ફરજ છે.' અફસર અક્કડ થઈ ગયો. સિપાઈઓએ જમણા હાથમાં પહોળી તરવારો મજબૂત પકડી. અને ડાબા હાથમાંની પિસ્તોલોના ઘોડા પર આંગળી ઠેરવી.

અને પાંચ હજારની સંખ્યા ઉપર પહોંચી ગયેલી વિરાટ સરઘસની કતારો પાછી ફરી વાર ગોઠવાઈ. બાજુઓ પર સાઈક્લીસ્ટો આંટા મારી રહ્યા. થંભેલું સરઘસ પોતપોતાના નાયકોનાં ફરમાન સાંભળવા અધીરું બન્યું.

ચીનના, પરદેશોના અને જાપાનના ખબરપત્રીઓ ક્યારના ય ગોઠવાઈ ગયા હતા. ખબરપત્રીઓની નોંધપોથીઓ પહેલી વાર આવાં વિદ્યાર્થીઓ જોતી, એમના પીળા ચહેરાનાં લાલ ખમીરની નોંધ લેતી હતી. કેમેરાઓનાં નિશાન મંડાઈ ગયાં હતાં. ઉતાવળી મુલાકાતો આટોપાતી હતી. અમેરિકા અને યુરોપના દેશો તરફ તાર-સમાચારો ઉતાવળા થતા હતા.

'પાંચ હજારના કલેવરનો એક પ્રાણ એક તાલથી ધબકતો એક જ સીધીસાદી વાત કહેતો કદમ ઉપાડતો હતો કે, 'ચીન એક છે, ચીનનો દુશ્મન એક જાપાની હત્યારો શાહીવાદ છે, ચીનનાં લોક એ એક દુશ્મન સામે એકતાનો સંગ્રામ ખેલવા માંડે છે.'

પણ આજ સુધી એ જાપાનના શાહીવાદની ખુશી-ખુશામત ખેલતા ચાંગની પરદેશ-નીતિનું શું? આજ સુધી લોક-જનતાની ખાનાખરાબી કરવા એણે રોકેલા અંગ્રેજ-અમરિકી સોનેરી ટોળીઓના ઉસ્તાદોનું શું? અને ચીની લોકનાં સમાન સંગઠનમાંથી ઊગેલા લાખો કોમ્યુનિસ્ટોનો સંહાર કરવાના એણે ખેડેલા પાંચ પાંચ સંહારસંગ્રામનું શું! અને છેવટ ચીનનાં નફાખોર, વિગ્રહખોર મૂડીવાદીઓને વરેલી એની સરકાર બનેલી સોનેરી ટોળકાનું શું?

એ બધા સવાલો તલવાર ધરીને પિસ્તોલ તાકીને ચીનનાં પાંચ હજાર બેટાઓનાં ખૂન કરવા આજે શીન-મેન દરવાજે નમ બનીને ઊભા હતા. એ સવાલનો જવાબ કોણ હતો ? ચીનનાં જુવાન ફરજંદ એનો જવાબ બનીને મોત સામે ધસતાં હતાં.

જાણે નાગી તલવારો અને તાકેલી પિસ્તોલોવાળા ચાંગ કાસીના મોતના ભરડા જેવા પ્રશ્નવિરામો હાનનાં પાંચ હજાર દીકરાને ઘેરી વળતા હતા. પોલીસોની ટુકડીઓને ફરમાન મળતાં હતાં. પાંચ હજારની ચારે કોર પોલીસો વીંટાતા હતા. પોલીસ કર્નલ ચાર મશીનગનો ગોઠવાવતો હતો.

તૈયારી પૂરી થઈ એટલે સરકાર બહાદુરનું ફરમાન આવ્યું, 'તમારા વાવટાઓ સોંપી દો.'

એક ભયંકર કોલાહલ પાંચે હજારના એકથી બીજા છેડાઓ પર પથરાયો.

'અને તમે ચુપચાપ પાછાં ચાલ્યાં જાવ.'

પાછો એક ફિટકાર પાંચ હજારમાંથી સળવળી ઊઠયો. વિદ્યાર્થીનાયકોનો અવાજ આવ્યો. શાંતિ પથરાઈ ગઈ.

અને શાંતિને ચીરતો અવાજ વિદ્યાર્થીનું રાજકારણ સમજાવતો, પત્રિકાઓનો સાર બોલતો ભાષણ કરી રહ્યો.

'તમારું સંભાષણ થંભાવી દો...તમે શાંતિનો ભંગ કરો છો.' પેલો સરકારી અવાજ બિહામણો થયો. દરવાજાની પાછળથી એક મોટો શોર સંભળાયો. એક અમેરિકી ખબરપત્રી ઉતાવળો આવ્યો અને કહી ગયો, 'દરવાજાની અંદર બે હજાર વિદ્યાર્થીઓનું અંદરનું સંઘસ આવી પહોંચ્યું છે.'

લડાયક સૂત્રો અંદર-બહારની હરોળોને બિરદાવી રહ્યાં.

'આગળ વધો.' ફરમાન ગાજી ઊઠયું. એક ભયાનક પળ પર કદમ ઊઠયા. ઊઠેલા પગ પાસે પોલીસ કર્નલ ઉતાવળો

આવ્યો ને બોલ્યો, 'રાખો રાખો...કોઈ રસ્તો કાઢીએ.'

'રસ્તો સાફ છે...કમાડ ખોલી નાખો...અમને શાંતિથી પસાર થવા દો.'

'બીજો પણ રસ્તો છે...' કર્નલ હસ્યો, 'કિનારે કિનારે દીવાલને અડેલી થોડાં આગળ વધો તો પછીને નાને દરવાજેથી...'

'તે પણ બંધ હોય તો?'

'હું હમણાં ને હમણાં ખોલાવી દઉં છું' કર્નલ પાછો કંગાળીમાં હસતો ઊભો.

'તો ભલે.'

સૂરજ આથમી ગયો હતો. સંધ્યા શરૂ થતી હતી. અંધારામાં પાંચે હજાર નાના દરવાજા તરફ ફંટાતાં હતાં.

અને દરવાજાની અંદરનાં બે હજાર વિદ્યાર્થીઓને અંદરનો પોલીસ વડો સમજાવતો હતો, 'બહારનું આખું સરઘસ સમજીને પાછું વળ્યું. તમે પણ સમજી જાવ તો?'

પછી રાતનાં અંધારાં ઊતર્યાં. સરઘસોના રસ્તા પર દીવા હોલવાયા. નાના દરવાજે પેઠેલાં પાંચ હજાર પર મશીન-ગનો તતડી ઊઠી. આખા શહેરમાં જ્યાં જ્યાં વિદ્યાર્થીઓનાં સરઘસો ઘેરાઈ ગયાં ત્યાં પિસ્તોલોએ નિશાન તાક્યાં ને પહોળી તરવારોની ધાર પર લોહીની છોળો ઊછળી ઊઠી.

ઉત્તરના ચીની નગર પર ચાંગ-સરકારનું ગજાગજું કાળરાત્રિ ઊજવી રહ્યું.

બીજા દિવસનાં મૂડીવાદી છાપાંઓ સમાચાર છાપતાં હતાં: 'ગઈકાલે સાત હજાર ને સાતસો વિદ્યાર્થીઓના તોફાની દેખાવોને દબાવવામાં આવ્યા છે તથા એકસો ઉપર વિદ્યાર્થીઓ ઘવાઈ ગયાં છે તથા બસોસત્તાણુંને નજીવી ઇજાઓ થઈ છે. બધું રાબેતા મુજબ ચાલે છે.'

અને બીજા દિવસની સવારથી પીપીંગની તમામ શાળા તથા કૉલેજોમાં સંપૂર્ણ હડતાલ શરૂ થઈ.

અને સોળમી ડિસેમ્બરના દેખાવે ચીનભર પર લડાયક તસ્વીરોને ઢંઢોળી. નાનકીંગનાં પાંચ હજાર વિદ્યાર્થીઓએ ચાંગની સરકારના વડા પાટનગરમાં સરઘસો કાઢ્યાં ને મુદ્દાઓ પેશ કર્યા: ' સોળમીએ પીપીંગમાં ગિરફતાર થયેલાં સેંકડો વિદ્યાર્થીઓને છોડી દો. રાષ્ટ્રીય બચાવનું ક્રાન્તિકારી રાજકારણ શરૂ કરો. જાપાને સર કરેલા પ્રદેશો પાછા લેવાનો સંગ્રામ જમાવો અને જાપાન તરફી તમામને ખતમ કરો. નાનકીંગનાં પાંચહજાર વિદ્યાર્થીઓ ડિસેમ્બરના અઢારમા દિવસે પીપીંગના વિદ્યાર્થીએ સળગાવેલી છબીને વધારે લાલ બનાવી રહ્યાં. એ છબીમાં સામેલ થવા નાનકાઈ વિદ્યાપીઠનાં પગપાળાંઓની કૂચ લાંબી મંજલ કાપતી ૧૯મીએ નાનકીંગ નગરમાં આવી પહોંચી બીજાં ત્રણસો વિદ્યાર્થીઓ ખેડૂત–મજૂરોના પોશાક પહેરીને નાનકીંગ પર ઊતરવા ઊપડી ચૂક્યાં પણ ટીનસીનના દક્ષિણના સ્ટેશને પકડાયાં. ત્રણસો વિદ્યાર્થીઓએ ગાડીના ડબ્બાઓમાંથી ઊતરવાની ના પાડી. સવારમાં અટકેલી ગાડી બપોર સુધી ત્યાં જ પડી રહી. ત્રણસોનું શું કરવું તેની વાતચીત ટીનસીનના વડા સ્ટેશન સાથે ચાલ્યા કરી. પણ પછી વિદ્યાર્થીઓના ડબ્બાઓને અચાનક કાપી નાખી બાકીની ગાડી દોડી ગઈ. બે દિવસ સુધી ડબ્બાઓમાંથી ઊતરવાની ના પાડીને વિદ્યાર્થીઓએ સત્યાગ્રહ કર્યો, અને બે દિવસ પછી જોડાયલું એન્જિન આ ત્રણસોને નાનકીંગ લઈ ગયું.

ડિસેમ્બરના ૨૦મા દિવસે નાનકીંગ નગરમાં આઠ હજારનું સરઘસ નીકળ્યું એ જ દિવસે શાંગહાઈમાં દશ હજાર વિદ્યાર્થીઓનું સરઘસ મુખ્ય રસ્તા પર નીકળ્યું. ડિસેમ્બરના ૨૨મા દિવસે હેન્કો નગરમાં વિદ્યાર્થીઓની જંગી સભાઓ શરૂ થઈ. એ જ દિવસે

શાંગહાઈનાં વિદ્યાર્થી-સરઘસોમાં મજૂરો પણ હડતાલ પાડીને સામેલ થયાં અને સેંકડો સ્ત્રીઓ પણ જોડાઈ. એ જ દિવસે હોપી પ્રાંતના પાટનગર પેઓટીંગમાં હજારો વિદ્યાર્થીઓ અને મજૂરોએ કચેરી પર કૂચ કરી. વુશાંગ નગરમાં હજારો વિદ્યાર્થીઓનાં સરઘસ હેન્કો જવા માટે નદીના કિનારા પર જમા થયાં અને હેન્કોનાં ત્રણહજાર વિદ્યાર્થીઓએ સામા કિનારાના નગરના રસ્તા પર કદમ ઉઠાવ્યા. હુપેના કમિશ્નરે આ બંને નગરોના વિદ્યાર્થી પ્રતિનિધિઓને મુલાકાત આપી અને કહ્યું, 'શાંતિ રાખો અને રચનાત્મક કાર્યક્રમમાં લાગી જાવ.'

ડિસેમ્બરના ૨૩મા દિવસે ટીયુવાનનાં ત્રણ હજાર અને કૈફેંગનાં ચાર હજાર વિદ્યાર્થીઓ રસ્તાઓ પર વાવટા ફરકાવતાં નીકળ્યાં. ફુતાન વિદ્યાપીઠનાં છસો વિદ્યાર્થીઓએ શાંગહાઈનાં દક્ષિણ સ્ટેશનનો કબજો લીધો અને રેલ્વેના મજૂરોએ તેમને ભરીને નાનકીંગ નગર પર ગાડી હાંકી. 'ક્રિાંતિકારી વિદ્યાર્થીઓ રેલ્વે ટ્રેનનો કબજો લઈને નાનકીંગ સરકાર સામે દેખાવો કરવા આવી પહોંચે છે.' એવા સુસવતા સમાચારો નાનકીંગ જઈ પહોંચ્યા. નાનકીંગ પહોંચવાના રસ્તામાં વચ્ચેથી તાબડતોબ ચાંગની સરકારે થોડાક પાટાઓ ઉખેડી નખાવ્યા. પણ વિદ્યાર્થી ટ્રેનમાં શાંગહાઈના લડાયક રેલ્વે મજૂરો પણ સામેલ હતા. ઉખાડેલા પાટા પાછા નંખાયા. પાછી ગાડી અટકી. પાછા પાટા શોધવા વિદ્યાર્થીની ટુકડીઓ તૈયાર થઈ. પાસેના તળાવમાં ડૂબકીઓ દઈને વિદ્યાર્થીઓએ પાટા કાઢ્યા ને પાછી ગાડી નાનકીંગ તરફ દોડી.

પહેલી વાર વિદ્યાર્થીની ક્રિયાશક્તિને લડાયક પાટા પર ચડી જતી જોતો ચાંગ એના શાહી મહેલમાં સળવળી ઊઠ્યો. વિદ્યાર્થીએ ચેતવેલી એ આગ ચીન પર પથરાતી જોતો એ કપાળ પરનો પરસેવો લૂછતો મેમસાહેબની સલાહ સાં . . .

'એ છોકરાંઓ એટલાં જ નથી...ઉત્તર-પશ્ચિમના લાલ તારાકે એમને રાજકારણ આપ્યું છે અને આખા ચીનનો વિદ્યાર્થી...' બંને સમજતાં વિચારતાં હતાં.

એટલે વિદ્યાર્થીઓની નાનકીંગ નગર પર રોકતી ગાડીને આવકારવા ધુસી આગળ ત્યાંના મથકનો લશ્કરી સરદાર અને શાંગહાઈનો કેળવણી ખાતાનો વડો આવ્યો. બંનેએ મુખ મલકાવીને વિદ્યાર્થીઓને કહ્યું, 'ચાંગ-કાઈ-શેકનો પોતાનો સંદેશો લાવ્યા છીએ.' અને તેમણે સંદેશો વાંચી સંભળાવ્યો.

'તો ઠીક છે......પાછાં વળીએ છીએ...પણ અમારી માગણીઓ...!'

'તમામ ધ્યાનમાં લેવામાં આવશે.'

અને નાનકીંગની લગોલગ પહોંચેલી વિદ્યાર્થીઓની રેલગાડી પાછી વળી.

પણ વિદ્યાર્થી-હિલચાલમાં આ તો નવો તરીકો ઊગ્યો હતો. ડિસેમ્બરના ૨૮મા દિવસે પેઈપિંગનાં હજારો વિદ્યાર્થીઓ ચઢ્યાં અને ધુંગહાઈ રેલ્વેનો કબજો લીધો. એ જ દિવસમાં નાનકીંગનો સરકારી અમલદાર તાબડતોબ આવ્યો ને વિદ્યાર્થીઓને રીઝવી ગયો.

પણ પાછા ખબર આવ્યા, 'સીંગ હુવાથી સેંકડો વિદ્યાર્થીઓ સાઈકલ પર ચઢીને નાનકીંગની સરકાર પાસે માગણીઓ લઈને દોડતા આવે છે.'

અને ચાંગની સરકાર આ વિદ્યાર્થી-હિલચાલની વિરાટ ઝૂંબેશના પગ વાટાઘાટથી રોકી શકી નહિ. વિદ્યાર્થી આલમ ચીન-ભરની ધરતી પર ઊઠતી હતી અને એક ચીન, એક દુશ્મન અને એક સંગ્રામની માગ જોરશોરથી જગવતી હતી.

એટલે ખુશી-ખુશામતના જાપાન તરફી રાજકારણને વરેલી ચાંગ-કાઈ-શેકની સરકારે નાનકીંગ, શાંગહાઈ અને કેન્ટોનમાં લશ્કરી કાયદો અમલમાં મૂક્યો.

## ૩૫

# લોકયાત્રીઓના સંઘ

૧૯૩૬નો આખર કાળ વહી ગયો હતો. ઉત્તર ચીન પર મહાન દીવાલના આશરા પાછળ ગોઠવાયલા ચીની જીવનનાં ભુલાયલાં શાહી જમાનાઓનાં સ્વપ્નોની યાદ ઢોળાતી ખરી પડતી ને ઊડી જતી ઉપરના આકાશમાં ઊભરાતાં વાદળોના ગાભામાં જોઈ રહેતી હતી. ચોપડીમા મોઢું ઘાલીને પરીક્ષાઓ પસાર કરતાં અને ડહાપણના શાંત સાગરમાં ડૂબકી દઈને બેઠેલાં પેલાં હાનનાં વિદ્યાર્થી દીકરા-દીકરીઓનાં દિલ ને દિમાગમાં તોફાન જાગી ઊઠયાં હતાં તે હવે કેમે કર્યાં શાંત પડતાં નહોતાં.

એ દિવસ જતા રહ્યા હતા જ્યારે વિગ્રહખોર સરદારો લડાઈના મેદાન પર બળજબરીથી જુવાનોને નોતરી જતા હતા. જ્યારે એક સેનાનાયકના માનચાંદના સિક્કા પાછળ હજારો મડદાંના દામ ચૂકવાતા હતા.

પણ કેવો કાળ આવ્યો હતો! આજે તો હજારો-લાખો વિદ્યાર્થીઓ ચીની ધરતી પર સરઘસો કાઢતા હતા. ભુમરાણ કરતા હતા, સૂત્રો ગજવતા શોર કરતા હતા કે અમને જાપાન સામે જંગે જવા દો...અને ચાંગ-કાઈ-શેકની કારવાહી ચીનભરમાં ઊભરાતા એ તરુણ ચીનને નિશાળમાં પાછા ધકેલી દેવા અને ઘરની ગોઝારમાં પૂરી દેવા દમનના દોર દોડાવતી હતી. આજે એમને જાપાન સામે મોરચામાં દોરનાર કોઈ સરદાર દેખાતા નહોતા. કાળ કેવો કપરો આવ્યો હતો!

પણ પીપીંગનાં વિદ્યાર્થીઓની કારવાહી નિરધાર કરતી હતી, 'આપણી તૈયારી પૂરી થઈ છે. આપણે આવતી કાલે ઊગતી સવારે અંદરના ગ્રામપ્રદેશોમાં ઊપડીએ છીએ.'

'કેમ ભલાં!' આ રણઘેલાંઓને કેવું ગાંડપણ ચડયું હતું! 'એક દેશ, એક ચીન અને એક સંગ્રામ'ની વાત ગામડિયાંઓને સમજાવવા એ ગ્રામપ્રદેશમાં જતાં હતાં.

જ્યાં નસીબ ભયાનક ને જીવલેણ જામ્યું હતું. જ્યાં કાળ કપરો બનીને કોપી ઊઠયો હતો. જ્યાં જાલિમ જમીનદારી કિસાનનાં કલેવરો પર કકડતી વળગી પડી હતી. જ્યાં જમીનદારીના ચુસાયેલા કિસાનસંસારોમાંથી બાળક-બાળકીઓનાં લિલામ બોલતા શાહુકારો નફાખોરી કરતા હતા. જ્યાં શકરા જેવી ઝૂંપડીઓમાં, માટીમાં રગદોળાતાં અભણ ને નિરક્ષર માનવીઓ ધરતીની ગંધ સૂંઘી સૂંઘીને, ધરતીની ધૂળની ઉષ્મા ચૂસી ચૂસીને જેમતેમ જીવતાં રહેતાં હતાં.

ત્યાં તેમને આ પીપીંગ વિદ્યાપીઠનાં ભણેલાંગણેલાં એમના સળગતા દિલમાં ઊઠેલી વાત સમજાવવા જતાં હતાં. જે વાતને ચીનની માલિકીની નફાખોર સરકારે દબાવી દેવાના ધમપછાડા માર્યા હતા, જે વાતને ચાંગની સરકારે અપનાવી નહોતી, જે વાતને પીપીંગ અને બીજાં નગરોમાં સંભળાવવા માટે સરઘસો પર લાઠીમાર અને ગોળીબાર વરસ્યા હતા તે જ વાત લઈને પેલાં ગ્રામપ્રદેશોમાં જવા આવતી કાલે નીકળી પડવાનાં હતાં.

આવતી કાલની વહેલી સવારે પીપીંગ વિદ્યાપીઠમાંથી પહેલી ટુકડી અડતાલીસની નીકળી. એવી ટુકડીઓ થોડા થોડા દિવસને અંતરે ઊપડવાની હતી. એવી જ ટુકડીઓ ઉત્તર ચીનનાં બીજાં નગરોમાંથી પણ નીકળવાની હતી. એ ટુકડીઓની લશ્કરી ઢબે યોજના થઈ હતી. અડતાલીસની એ પહેલી ટુકડીનો વાંગ-ચીન નામનો તરુણ વિદ્યાર્થી આગેવાન હતો.

એ આખી ટુકડી આખી રાત ઊંઘી નહોતી ચીનનાં નિશાળિયાં આખી રાત નવા ભવિષ્યતરના પયગામના રોમાંચ અનુભવતાં તૈયારી કરતાં હતાં. ઉત્તરનાં અફાટ મેદાનોના પ્રદેશમાંથી અને પર્વતોની વિકરાળ ગંધ લઈને વાતો પવન એમની તૈયારીના સામાનમાં સુસવાટ કરતો પેસતો એ તરુણોને ટાઢથી થરથરાવતો ત્યાંના આવકારની આગાહી આપતો હતો.

પણ પેલા ખ્યાલે એમની આખી હસ્તીને દચમચાવી મૂકી હતી. એક ચીન...! કેવો વિરાટ એ ખ્યાલ હતો! એ ખ્યાલનાં ઊભરાતાં આ અડતાલીસ કલેવરો ગમે તેવા કપરા અનુભવોને ટપી જવા કે ખપી જવા તૈયાર હતાં! એમણે ધાબળા ઓઢ્યા હતા. પાણીની કૂપીઓ લટકાવી હતી. ગરમ-ટોપીઓ ઓઢી હતી. બગલ-થેલીમાં ચોવીસ કલાકનું ભાથું ભર્યું હતું. કોઈ કોઈએ કેમેરા લીધા હતા. સૌની પાસે પત્રિકાઓ હતી, પોસ્ટરો હતાં. અડતાલીસમાંના થોડાકે ગ્રામજનતાને રંજન આપવાના મંચકાર્યક્રમો તૈયાર કર્યા હતા.

દરેકના ડાબા હાથની કોણીના ઉપલા ભાગમાં પહોળી ધોળી પટી પર લાલ અક્ષરો બંધાયા હતા, 'ઉત્તર ચીન વિદ્યાર્થી, રીલીફ પ્રોપેગેન્ડા ગ્રુપ, પશ્ચિમ પીપીંગ નં-૧.'

એવાં બીજાં અનેક ઘટકો સમયપત્રકના આવાહન પ્રમાણે નીકળી પડવાની તૈયારીમાં લાગી ગયાં હતાં. એ સૌએ વહાલસોયાં બા-બાપાઓને લખી દીધું હતું કે અમને લાંબું વેકેશન પડી ગયું છે. અમારી ટુકડીઓ ગ્રામપ્રદેશના પર્યટને ઊપડી ચૂકી છે.

અને ઊપડી ચૂકવા જાન્યુઆરીના પહેલા દિવસની વહેલી સવારે અડતાલીસનું આ પહેલું ગ્રુપ વિદ્યાપીઠના ચોકમાં તૈયાર બનીને આવી ઊભું હતું. એ ગ્રુપ પહેલી કંપની કહેવાતું હતું. દરેક કંપનીના ચાર ભાગ હતા. દરેક ભાગ પ્લેટુન કહેવાતો.

દરેક પ્લેટુનના પહેલા ત્રણ વિદ્યાર્થીઓ આગેવાનો હતા. દરેક પ્લેટુનને પોતાની ખાસ ફરજો બજાવવાની હતી. દરેક પ્લેટુન પાસે સાઈકલ પર બેઠેલો રસ્તાની દેખરેખ રાખનારો આગળ-પાછળ દોડતો સ્કાઉટ હતો. દરેક પ્લેટુનના ઉતારાની ફરજ પર, ખોરાકની ફરજ પર, ગ્રામજનતાના આર્થિક અને સામાજિક જીવન-ની તપાસ પર અને પ્રચાર પર ખાસ વિદ્યાર્થીની ચૂંટણી થઈ હતી. આખા અડતાલીસની ઘટનામાં સોળ છોકરીઓ હતી. બાવીસ વરસનો વાંગ-ચીન બી. એ.ની પરીક્ષાને પડતી મૂકીને આ અગ્નિપરીક્ષાનો કેપ્ટન બનીને સૌનો આગેવાન થયો હતો.

આ ટુકડીની આગળપાછળ એક અશ્વરવાળું ગાડું હાંકતો એક ખેડૂતનો દીકરો બેઠો હતો. એ ગાડામાં થોડોક રમત-ગમતનો, ખોરાકનો અને સૌથી વધારે પત્રિકાઓ, પોસ્ટરો અને કારટુનનો સામાન ખડકાયો હતો. આ નવા સાહસને દેખવા અને તેની છબીઓ પાડવા પરદેશના પણ થોડાક ખબરપત્રીઓ આવ્યા હતા. એક અમરિકી ફોટો ખેંચતો પૂછતો હતો, 'તમારો પહેલો મુકામ કયાં પડશે?'

'અહીંથી ૭ માઈલ પર સેનટીનશાંગ...જ્યાં શોંઘુઆ અને ચેનશીંગના રસ્તા ભેગા મળે છે ત્યાં.'

કેવો આતમ-પ્યાસ આ સુકુમારોને ઘેલાં કરી રહ્યો હતો! કેવો જીવનવેગ આ જુવાનિયાને હચમચાવી મૂકતો હતો! પીપીંગ નગરના સુખી વાસ છોડીને આ વસમા માનવાની તરુણ હરોળ જ્યાં કેવળ આપદકાળ હતો ત્યાં વનવગડાના ધૂળ ન કોતરેલા રસ્તાઓ પર ગાડું હાંકતા અને પગપાળા પરવરતા હતા!

ભગવાન બુદ્ધે જગતના તાપથી બળ્યાઝળ્યા જીવન પર શાંતિનો કળશ ઢોળવા, મધરાતે મહાભિનિષ્ક્રમણ કર્યું હતું પણ જાલિમ જીવનના જીવલેણ દમડાણ નીચે કચડાતા જીવનના

નિર્વાણ માટે. અને આજે બે હજાર વરસ પછી ચીની જીવન પર ચઢી આવતા અને ચીની જીવનને નિર્વાણ માગતા જાપાની જલ્લાદની શાહીવાદી ચઢાઈને રોકી પાડવા આ નવી જાતનું નિષ્ક્રમણ ચીની ધરતી પર કદમ ભરતુ હતુ.

એમનો પહેલો મુકામ લીનટીનશાંગમા હતો. બીજા દિવસના બપોરે બીજા નંબરની કંપની પચાસી વિદ્યાર્થી છોકરા–છોકરીઓની આ જ રીતે ઊપડવાની હતી અને સાંજે લીનટીનશાંગ પહોચ-વાની હતી. સવાસોની આ પહેલી બે કંપનીઓ પછી ત્રણ ભાગમાં વહેંચાઈને પોતપોતાના રસ્તાઓ લેવાની હતી અને પાચમે મહિને એટલે જૂનના આરંભમા વિશાળ પ્રદેશો પર ફરી વળીને નક્કી કરેલા મથક પર ભેગી મળવાની હતી.

લીનટીનશાંગ પર ચીનનાં સવાસો દૂધમલ દીકરાંઓ જમા થયાં. લીનટીનશાંગના જુવાનોએ સવાસોને આવકાર આપ્યા, લીન-ટીનશાંગની માનવતાએ સૌમાં પોતાના ફરજંદ ભાળી ભાળીને સન્માનભાવને હિલોળ્યા. લીનટીનશાંગની એક દાદીમા આ નવ-લોહિયા પર હાથ ફેરવતી આખ ટપકાવતી બબડતી હતી, ' તમારી જનેતાઓને કેવુ લાગતુ હશે ! તમે કપરા નીકળ્યાં દીકરાં, તમારી કપરી વાટે ને ઘાટે વનદેવતાઓ તમારા રખોપાં કરો '

અને પોતપોતાના માર્ગ તરફ કંપનીઓના સઘ ચાલવા માંડયા. અકસો પચીસની સખ્યામા ત્રીજા ભાગ જેટલી છોકરીઓ લડાયક બાંધવતાની સમાન બેલડીઓ બનીને ચાલતી હતી. ચીનની એ નવી દીકરીઓ હતી. એમની માતાઓએ એમના પગ બાંધ્યા નહોતા એમણે ફર–કોટ પહેર્યાં હતા, એમના ખભા પરથી થેલા લટકતા હતા.

એ બધા લડાયકો હતા. પણ એમની કોઈની પાસે એકે આયુધ હતુ નહિ. એ બધા ગ્રામપ્રદેશમા લડવા નહોતા જતાં

પણ વાતો કરવા જતાં હતાં, ખબર આપવા જતાં હતાં, ચેતવવા જતાં હતાં અને ધરતીના પ્રાણને ઢંઢોળવા જતાં હતાં કે ચીન પર જાપાની શાહીવાદની આફત ઊતરે છે. એ આફતને મારી હટાવવા જાપાન સામેના સંગ્રામનું એક ચીનનું એક લડાયક સંગઠન બનાવો અને ચીની લોક સમસ્તનો લોકમોરચો રચીને લોકોના હત્યાગ શાહીવાદને મારી હઠાવો.'

શાહીવાદની ખૂની હિંસા સામેના સાચી શાંતિનાં એ તરુણ દૂતો હતાં એમનાં પર્યટને ઊપડેલાં ઘટકો લશ્કરી ઢબે બંધાયાં હતાં. એમની શિસ્ત લશ્કરી ઢબની કડક હતી, એમનો જુસ્સો લશ્કરનો હોય તેવો લડાયક હતો પણ એમણે આયુધો સજ્યાં નહોતાં. એમનું એક માત્ર આયુધ છાપેલો અને બોલવાનો શબ્દ હતો.

નીતિમત્તાનું નામ-રટણ કરતાં, જનજીવનનું જતન ઝંખતા આ સુકુમારો તો માનવતાનાં મરજીવાં યાત્રીઓ હતાં.

તોય એ યાત્રીઓનાં પગલાં સૂંઘતા, એમની કેડીનો પીછો પકડીને ચાલતા, એ મુકામ નાખે ત્યાં રહેતા અને એમની પાછળ જમીનદારી ઉશ્કેરણી ફેલાવતા ચાંગ-સરકારના જાસૂસો ખુલ્લી રીતે ચાલુ થયા હતા.

પહેલાં પીપીંગના રસ્તા પર ગાતાં, સૂત્રો પોકારતાં, પોસ્ટર ઉપાડતા અને ઝંડા ફરકાવતાં જેવાં સરઘસો ચાલ્યાં હતાં તેવા જ પણ વધારે શિસ્તવાળા બનીને ગામેગામના પાદર પરની ધૂળની ચારણીમાંથી આ સંઘો ગામોમાં ફરતા હતા, ગામમાં ઉતારો કરતા હતા અને આગળ વધતા હતા છેલ્લો સંઘ જાન્યુઆરીના ૭મા દિવસની સાંજે પીપીંગથી દક્ષિણ-પશ્ચિમે અગિયાર માઈલના લુકોશીઓ નામના કસ્બા પર પહોંચતો હતો. લુકોશીઓની શાળાનો પ્રિન્સીપાલ આ સંઘને પોતાની શાળામાં ઉતારવા તૈયાર હતો પણ

લુંકાશીઓના સરકારી વડાની એને બીક હતી એ ફિતુરી લોકોને કોઈએ સંઘરવાં નહિ એવી સરકારની ખાનગી સૂચનાઓ છૂટી ગઈ હતી.

અને ટાઢમાં થરથરતો આ વિદ્યાર્થી–સંઘ લુંકાશીઓના પાદરમાં પડ્યો હતો. જ્યાં માથા પર છાપરાનું રહેઠાણ મળે ત્યાં ગતીંગતજ આગળના મથક પર ઊપડી જવાની બધાં તૈયારી કરતા હતા ત્યાં બે સાયકલ સ્કાઉટો સમાચાર લાવ્યા, 'આજે આપણે અહીં કોઈ દેખાવો ન કરીએ તો શાળાના મકાનમાં ઊતરવા દેવા આચાર્ય કબૂલ થયા છે'

એવા વિદ્યાર્થીઓના સંઘ ગ્રામપ્રદેશો પર વિચરતા થયા: નાનીમોટી શાળાઓ અને ગ્રામધર્મશાળાઓ એમના ઉતારા થયા. વિદ્યાર્થીઓ અને શિક્ષકોએ એમને બહુમાન આપ્યાં. ગ્રામજનોએ કૌતુક જોતાં હોય તેમ એમના પ્રચાર સાંભળ્યા. એમના કાર્યક્રમો દેખ્યા. મકાઈની રોટી ખાતા અને ગરમ પાણી પીતાં વિદ્યાર્થીઓના ટોળાં પર વહાલ વરસાવતાં ગ્રામજનોએ એમને નાહવાના ગરમ પાણી આપ્યાં, અને વિદ્યાર્થીઓએ નોંધપોથીઓ તૈયાર કરી. ગ્રામ લડાયકોનાં ઘટકો સ્થાપ્યાં અને એક ચીનની તસ્વીર જગવીને તેની આઝાદીના રખોપાં કરવાના વીરભાવ જાગતા કર્યા.

આજ સુધી પુરાણી કથાઓમાં ચીની નારીની વીરતાની વાતો સંભળાઈ હતી. પણ એવી બહાદુરી દાખવનાર સ્ત્રીઓએ પુરુષના પોશાક પહેરીને જ બહાદુરી બતાવી હતી પણ આજે તો 'છોકરાઓની સમાન સાથીદારી સાચવતી છોકરીઓ લડાયક ભાવ ધરીને નીકળી પડી હતી. આ યાત્રીઓના કાર્યક્રમમાં એક-બીજાના પ્રેમ કરવાના ભાવ બીજા લોકભાવની હાજરીમાં ગૌણ બની ગયા હતા. આ યાત્રીઓ હંમેશાં એક લડાયક કામરેડરીના

વેગની વાતો કરતાં હતાં. છોકરીઓ પણ પોતાના સામાનમાં પાઉડર કે ક્રીમ લાવવાનું ભૂલી ગઈ હતી. ઉત્તર ચીનનાં મેદાનો પર ઠંડા પવનની ઝાપટ ઝીલતું, ઉઝરડાયલાં શરીરોવાળું, ફાટેલા હોઠ પર દાંત કરડતી મક્કમતાવાળું તરુણ ચીન નૂતન તસ્વીર ચીતરતું પથરાતું હતું.

ત્યારે ચાંગ-કાઈ-શેક નાનકીંગની વિદ્યાપીઠના વડેરાઓની એક સભા નાનકીંગમાં બોલાવતો હતો. વિદ્યાપીઠનાં ફરમાનો આમપ્રદેશો પર ઊપડેલાં-ઘટકોને પાછાં બોલાવતાં હતાં. પણ એના જવાબમાં ઉત્તરની વિદ્યાપીઠનાં વિદ્યાર્થી યુનિયનો પોતાના એક સંઘને તાબડતોબ નાનકીંગ પહોંચી જઈ ત્યાંની સરકારી ચાલ ખુલ્લી પાડવા વિદ્યાપીઠના આચાર્યોની ચાંગ-કાઈ-શેકે બોલાવેલી સભા સામે નાનકીંગના રસ્તાઓ પર કૂચ કરવાનું ફરમાન મોકલતાં હતાં, અને બીજા સંઘો પોતપોતાનાં સમયપત્રકો પ્રમાણે આગળ વધતાં હતાં.

અને સવાસો જેટલાં વિદ્યાર્થીઓની બે કંપનીઓ જાન્યુઆરીના અગિયારમા દિવસે દૂરથી ચોરસ આકારે ગોઠવાયલું કુઆન નગર દેખતાં હતાં. કુઆનને ચોરસ ફરતી પત્થરિયા દીવાલો હતી. દીવાલો પર ચાર દિશામાં ચાર દરવાજાનાં પ્રાચીન કમાડો આજે પણ જાજરમાન હતાં. એ દરવાજાઓ પર મશીનગનો ગોઠવાયલી હતી. દરવાજાની દીવાલો પર સંત્રીઓ અખંડ પહેરા ભરતા હતા.

અહીં કુઆન પર ટીનસીનથી ઊપડેલા બીજા બે વિદ્યાર્થીસંઘનો આજે જ સંગમ થવાનો હતો અને અહીં બે દિવસ રોકાઈને બીજા ચાર સંઘોની રાહ જોવાની હતી. ત્રણ દિવસમાં અહીં પાંચસો વિદ્યાર્થી-યાત્રીઓ આવી પહોંચવાનાં હતાં અને અહીંથી નવાં પર્યટનની યોજના નવેસરથી ઘડવાની હતી.

એટલે અહીંની અમલદારીને કુઆનની શાંતિ જોખમાવાની ચિંતા શરૂ થઈ ગઈ હતી. કુઆનનાં તરુણો ઉશ્કેરાય તેવી બીક ઊભી થઈ હતી. કાયદો ને વ્યવસ્થા જાળવવાની એમની જવાબદારી કુઆનમાં પ્રચાર કરતી કહેતી હતી, 'તોફાની વિદ્યાર્થીઓની કતારો પર બરાબર ચોકી રાખવાની છે...એમાં ઘણાંખરાં તો ડાકુઓ છે.'

અને એ ચાંગ સરકારની કારવાહી પર હસતા ફિટકાર ભૂતતા હતા, 'જાપાનનો સામનો કરવાની એ લોકની વાત...'

અને પોલીસ વડો તડૂકી ઊઠતો હતો, 'સામનો કરવાના પણ તરીકા હોય છે. આપણી સરકાર પણ સામનો તો કરવા માગે છે પણ આવી તોફાની રીતે નહિ. એ રીત તો ઉત્તર-પશ્ચિમમાં જીવતાં પહોંચેલાં પેલાં લાલ બેન્ડીટોની છે.'

'પણ આ છોકરાંઓ પણ...'

'એ છોકરાંઓ આમ તો ઠીક છે પણ અમારા કરતાં યે જાણે એ વધારે ડાહ્યલાંઓ થઈ ગયાં છે અને......'

અને જર્જરંગ માગતી કતારોનો શોર સસવી ઊઠચો, 'દેશદ્રોહીઓને ખતમ કરો...ચીનનો બચાવ કરવા જાગી ઊઠો.'

અને પોતાની પિસ્તોલ પર હાથ પાડતો પોલીસ વડો ઊભો થઈ ગયો.

'કુઆનનાં વિદ્યાર્થીઓએ સરઘસ કાઢ્યું હતું. બહારથી આવતી વિદ્યાર્થી-કૂચોના માનમાં જ એ તો આગાહી આપતા પડઘા પડતા 'હતા.

પછી કુઆનનાં પાદર પર વિદ્યાર્થી-સંઘોના પડાવ પડ્યા. વિદ્યાર્થીઓના ઉતારાઓમાં ચર્ચાઓ શરૂ થઈ ઉદ્દામો સામે મવાળોએ ટપાટપી કરી. ગરમ વિદ્યાર્થીઓ સામે નરમે અવાજ ઉઠાવ્યો. જાપાનીસ શાહીવાદ બરબાદ હો, કે શાહીવાદ બરબાદ

હો એ એમાંથી કયું સૂત્ર બોલવું અને ચાંગ-કાઈ-શેકની સરકાર એમ કહેવું કે એકલી સરકાર એમ બોલવું તે વિષે અને એવા બીજા સવાલો વિષે વાટાઘાટો શરૂ થઈ.

આજે ઘણે વખતે ભણેલાં અર્થકારણ અને રાજકારણના પાઠ વિચારવાનો તથા ચર્ચાઓ ખેલવાનો વખત મળ્યો હતો. એટલે ચર્ચાઓ શરૂ થઈ અને છેવટનાં સૂત્રો નક્કી કરવા જુદા જુદા સંઘોમાંથી એક 'સંયુક્ત કમિટી' નિમાઈ. એ કમિટીએ જ જમીનદારી નાશ હો...નફાખોરોને નાબૂદ કરો, વેઠ-લાગાઓ બંધ કરો તથા ખેડે તેની જમીન હો-એવાં સૂત્રો કેવી રીતે ઉચ્ચારવાં તે પણ નક્કી કરવાનું હતું.

એવા બે દિવસો પસાર થઈ ગયા. સંઘોની છાવણીઓમાં પાછો લડાયક નાદ ગાજી ઊઠ્યો. પાછાં સમય-પત્રકો ચાલવા માંડયાં. કુઆનના બધા દરવાજાનાં કમાડ ઊઘડી ગયાં અને સંઘોના નક્કી કરાવેલા રસ્તાઓ પર હિલચાલો ચાલતી થઈ ગઈ

આમજનતાએ પહેલી વાર પોતાના પરના ઉજ્વલેણુ નસીબની જંગલિયતને પલટી નાખવાનાં લડાયક સૂત્રો સાંભળ્યાં. પૂર અને દુષ્કાળ જેવી કુદરતી બનેલી જાલિમશાહીને ઉખેડી નાખવાના અવાજોએ આમજનતામાં નવી ઉષા જગવી. એમની આંખ સામે ઉગતા-જાગતા અક્ષરો કોતરાયા, 'રોગચાળો અને દુકાળ અને સરકારી પ્રથા અને કરભાર માલિક માણસે બનાવેલાં છે...તેમને પલટી શકાય છે.'

કેવું પ્રચંડ એ પહેલું જ્ઞાન હતું! આજ સુધી એ બધું ભગવાનની કારવાહી માનીને દેવદેવીઓને બલિદાન ધરતાં નર-નારીઓ આંખો ખોલીને આ એક વાત અનેક રીતે સાંભળી રહેતાં, જાપાની શાહીવાદનો સામનો કરવાનો પાયો સમજતાં એક ચીનની વિરાટ છબી ભાળતાં હતાં.

એમ ચીની ધરતી પર લોકતસ્વીર જમાડતા બે વિદ્યાર્થીસંઘો જાન્યુઆરીના ૧૫મા દિવસે કાઓપીટીન પહોંચતા હતા. અહીં એમને ઊતરવાનું એકે ઠેકાણું ન જડે તેની બધી તજવીજ થઈ ચૂકી હતી. ત્યાંની સરદારનો નામીચો વાંગ હથિયારબંધ ટુકડીઓ સાથે સત્કાર કરવા ક્યારનો મુકામ નાખીને પડ્યો હતો.

એણે બને સંઘો પર પોલીસની આડ ઊભી કરીને ફરમાન વાંચી સંભળાવ્યું, 'તમે બધાં ગિરફતાર થાવ છો.'

પછી આ બને સંઘોની એકેએક વસ્તુઓ તપાસાઈ અને તેમનું સાહિત્ય જપ્ત થયું. પછી બને સંઘોના વિદ્યાર્થીઓને વીસ વીસની સંખ્યામાં પોલીસ મોટરમાં લાદીને ઉપાડી જવાનો હુકમ થયો

વિદ્યાર્થીઓએ એ હુકમને તાબે થવાની ના પાડી.

એટલે ચાંગ-કાઈ-શેકની કારવાહી કાઓપીટીનનાં પાદર પર જંગલિયતનું પોતાનું રૂપ પ્રકાશતી વીફરી પડી.

વિદ્યાર્થીઓના ટોળાં પર પોલીસના દંડા વીંઝાયા. જુવાન છોકરીઓનાં સ્તન ચૂંથાયાં. છોકરા-છોકરીઓનાં શરીરો પર ચાબખાના ફટકા શરૂ થઈ ગયા.

દૂર દૂરનાં લોકોનાં ટોળાંઓમાંથી શરમની કિકિયારી ઊઠી. દૂર દૂરથી યાતનાના આહ કરતા અવાજો ઉગ્ર બન્યા. પોતાના માથા પરના વીખરાયલા વાળમાંથી ઝરતી લોહીની સેર લૂછતી અને હોઠ પરનાં લાલ બુંદ ચાટતી એક વિદ્યાર્થિનીએ ચિત્કાર કર્યો, 'શરમ છે નામર્દો. તમે જ અમારા દેશબાંધવો...જ્યારે જાપાની અજગરની ચૂડ આપણા દેશનાં અંગો પર વીંટાય છે...જ્યારે દેશદ્રોહીઓ આપણા દેશના અંગેઅંગ તોડીને જાપાની દાનવના જડબામાં હોમે છે...ત્યારે ત્યારે એ કારવાહીને ખતમ કરી જાપાની શાહીવાદનો મુકાબલો કરવાની વાત કહેવા માટે જ......'

'શરમ છે.' બોલતી બીજી છોકરીની ચીસ ચાંચતા મારાઓ પર તૂટી પડી, 'તારે શરમ છે...યાદ રાખજો કે તમારાં દીકરાદીકરીઓ પણ તમારી શરમને ફિટકારતાં અમારા જ સાથમાં... ધારો, કે હું જ તમારી સગી દીકરી હોઉં તો...' બોલતી ચીસ છલંગ મારીને એક પડછંદ પોલીસનો હાથ હચમચાવતી કૂદી પડી.

બેશરમ બનેલા પોલીસનો પડછંદ દેહ એક જ પળમાં વામણો બનીને કંપી ઊઠ્યો. એણે ધ્રૂજતા શરીરે હાથની પકડમાંથી છૂટીને પોતાના દંડૂકાને દૂર નાખી દઈને આંખનાં પાણી લૂછતાં કરગતો અવાજ કાઢ્યો, 'તું મારી દીકરી...મને માફ...'

અને આ દેખાવ પર થંભી ગયેલી ચાબુકો અને દંડાઓવાળાં શરીરો અવાક બની ગયાં. દૂર ઊભેલી લશ્કરી પોલીસની એક ટુકડીએ ખુશાલીનો પોકાર કર્યો, 'તમે સાચાં છો...અમે તમારી સાથે છીએ...આગળ વધો.'

અને વિદ્યાર્થી-સંઘ આગળ વધ્યા. કાઓપીટીનનો એકથી બીજો છેડો પીપીંગનાં નિશાળિયાં પર ધન્ય બોલી ઊઠ્યો. કાઓપીટીને આ દીકરાંઓને દિલ સાથે ચાંપીને વિદાય દીધી.

અને ગ્રામપ્રદેશો પર એવા સંઘો પથરાતા જ રહ્યા. ગ્રામજનતાઓએ આંખો લૂછતાં આડા હાથ ધરીને કહ્યું, 'એક જ રાત રોકાવુ હતું તો આવ્યાં શું કામ? અહીં જ રહી જાવ ને અમારાં ઝૂંપડાંમાં જ જન્મ્યાં હો તેમ.'

એવાં ગામ ગામ પર નવજીવનની છાયાઓ છવાઈ ગઈ. ગામ ગામ પર નવા નાદની નોબતો વાગી અને પોકારો થયા. ગામ ગામ પર એક એક દિવસરાત નવજીવનનાં ઉજ્જવળાં ઊજવાયાં. ગામેગામ ઉત્તરની વિદ્યાપીઠોના એ સંઘોના પડાવ ગુંજી ઊઠ્યા. ગામેગામના લોક-મેળાઓએ અનેક વાર સાંભળેલી એ સીધીસાદી વાત વિરાટ રૂપે દેખી એના દરેક શબ્દ પર સચ્ચાઈના હોંકારા દીધા.

કેવી સીધી ને સાદી એ વાત હતી! 'કે પછી મરણના બિછાનામાં છેલ્લી વાર બેઠા થઈને બાપાએ પોતાના સાતે દીકરાને બોલાવીને પેલી લાકડીની ભારીને ભાંગવાનું કહ્યું પણ કોઈ તે ભાંગી શક્યું નહિ. પછી એણે એ ભારીને છોડી નાખીને એક એક લાકડીને ભાંગવાનું કહ્યું અને બધી લાકડીઓ તૂટી ગઈ... એમ તમે એક રહેશો તો અમર રહેશો અને વિખૂટાં પડ્યાં તો...'

'હાચી વાત છે'નો હોંકારો દેતાં ગ્રામમેળાઓ ગુંજી ઊઠતા એક ચીનની તસ્વીરને એક દુશ્મન જાપાની શાહીવાદ સામે એક સંગ્રામમાં સામેલ થવાની વાત માથાં હલાવી હલાવીને કબૂલતા હતા. અને વચમાં કોઈ દાદા કોઈ દાદીમા અજબ બનીને પૂછતાં હતાં, 'તે હેં દીકરાં! આવી સાચી વાત ચાંગ–કાઈ–શેકને શેનું નહિ સમજાતી હોય...એ અને એની મેમ સાહેબ કહે છે કે ભણેલાં બી ઘણું છે જો!'

અને પછી ગ્રામમેળામાં લોક–ગુંજારવ ગાજી રહેતા અને લોકગીતોની હલકો ચડતી. એ ગીતોના અવાજ વિદ્યાર્થીસંઘોની વિદાય પછી પણ જીવતા બનીને લોકકંઠમાંથી અવિરત બનીને ઝર્યા કરતા.

એવાં સીધાં ને સાદાં, આવાં તો અનેક લોકગીતો લોકલાગણીને લલકારતાં કે;

જાય છે વેળા જાય રે...
જાય રે વીતી જાય એ તારી
વેળા વીતી જાય રે.
સારે બેઠો કોણ મનમાં મ્હાલે
સારે બેઠો કોણ અવળો ચાલે,
ત્યારે ઓ રે તું જો, વણસે તો,
તારી વેળા વીતે હાય રે...
વેળા વીતી જાય રે.

મોત મળો જે કો એવું બોલે જેથી, જાપાન ખુશી થાય,
મોત મળો તેને જે કોઈ એવાં, જાપાન સંગે જાય,
મોત મળો ઓ રે દેશ વેચે તેને, માઈનાં ખમીર ખાય રે,
વેળા વીતી જાય રે.
બોલ રે ભાઈ બોલ માઈ ને સાંઈ બોલ, બોલ હો બાંધવ બેની
એક ચીને ઊડી હાકલ હેલી, દુશ્મન જેમ દેખાય રે,
વેળા વીતી જાય રે..

લોક ઊઠ્યો એનો ઢોલ ઢબૂક્યો...
ચીનની રગે રુધિરો જાગ્યો,
લોક વિરાગોની સળગી આગો...
કદમો કોડ કળાય રે
વીરની વેળા થાય રે.
લોક સુતેલા સૈકા વાળી, બોલની બાની માઈ રે
કાળના ડંકા ગાય રે
વીરની વેળા થાય રે.

× × ×

'મેં ધાર્યું'તું કે પેલાં જીવતાં પેનાન નહિ પહોંચે...છ હજાર માઈલ પરની જીવલેણ વિકટતાને ટપીને જો એ પહોંચ્યાં છે તો...' નાનકીંગ સરકારનો ક્યોમીનટાંગ પક્ષનો ફાસીવાદી ચાંગ-કાઈ-શેક ચિંતવતો હતો.

'તો શું?' ચાંગની મેડમે ચિંતામાં ભાગ પડાવતાં પૂછ્યું.

'તો એ જીવતાં જ રહેશે એમ મને લાગ્યા કરે છે...પાંચ પાંચ સંહારસંગ્રામોને ટપીને અગોચરને પાર કરીને એ લોક...એ લોક ઉત્તર-પશ્ચિમ પહોંચ્યાં ત્યારનો એ વિકરાળ ગિરિદેશ લાલ લોહ-ચુંબક બન્યો છે ને આજે ઉત્તર ચીનનાં વિદ્યાર્થીઓની હલચલમાં પણ મને તો એ જ રાતો રંગ દેખાય છે.'

'પણ આપણે યોજેલા છઠ્ઠા સંહારસંગ્રામની તૈયારીઓ તો તડામાર ચાલે છે અને એ ઉત્તર-પશ્ચિમના ઉંબરામાં જ લાખ લડવૈયા લઈને પડેલો આપણો જંગ-માર્શલ કેવો કપરો છે તે તમે ક્યાં નથી જાણતા ?'

'પણ પાછી વિદ્યાર્થી-હિલચાલ વીફરતી જ જાય છે…' બોલતા ચાંગે નવો નિશ્ચય કર્યો, 'એમને ય વીંધી નાખવાં પડશે.'

અને વિદ્યાર્થી-હિલચાલના ઉત્તર પ્રદેશ પર ચાંગ-સરકારનો હલ્લો શરૂ થઈ ગયો. ૧૯૩૬ની નાતાલ ઉત્તરનાં વિદ્યાધામો પર વિકરાળ ઊગી. અધ્યાપકો અને આચાર્યો પર, પણ દમનના દોર વીંટાયા. પીપીંગની માધ્યમિક શાળાનો ડીન ગિરફતાર થયો અને જાન્યુઆરીના અગિયારમા દિવસે વિદ્યાર્થી-હિલચાલનાં પ્રકાશનો જપ્ત થયાં, સામયિકો પર તવાઈ આવી. એ જ દિવસે સુંગ-શાન શાળાને પોલીસોએ ઘેરી લીધી અને આખી શાળાની ઝડતી લઈને તેમાંથી કોમ્યુનિસ્ટ જેવા લાગતાંઓને પકડી લીધાં.

નારીરક્ષા સમિતિની આગેવાન એક ચીની છોકરીની ધરપકડ કરવા નોરમલ કોલેજમાં પોલીસોની ટુકડી આવી પહોંચી. એ જ કોલેજના રસાયણ-વિભાગના અધ્યાપકને પણ ઉપાડી જવામાં આવ્યો.

પીપીંગ વિદ્યાર્થી યુનિયને આ દેશદ્રોહી હલ્લાના આરંભનો વિરોધ કરવા વિદ્યાર્થીઓની જાહેર સભા બોલાવી. જાન્યુઆરીના છેલ્લા દિવસની એ સભામાં હજારો વિદ્યાર્થીઓ જમા થયાં. બાર પ્રોફેસરોએ પણ એ સભામાં આગળપડતો ભાગ લીધો અને પીપીંગ નારીરક્ષા સંઘે એ સભાને અંજલિ આપી અને રાષ્ટ્રપ્રચાર લડાયક કામદાર સંઘે એ વિરાટ સભામાં પોતાનો બધો સાથ નોંધાવ્યો. આ સભા પર દમન ઉતારવા પોલીસની ટુકડીઓ આવી પહોંચી પણ ત્યારે સભાનું કામકાજ ખતમ થયું હતું અને બધાં વીખરાતાં હતાં.

એ સભાએ નાનકીંગમાં હીરોટાના ત્રણ સવાલની વાટાઘાટ કરવા ભરાવાની ચીનો-જાપાન પરિષદનો સખત વિરોધ કર્યો અને પછી એ પરિષદ ભરાઈ જ નહિ. એ સભામાં યાંગ-કાઈ-શેકે નાનકીંગમાં બોલાવેલી દેશદ્રોહી વિદ્યાર્થીઓની પરિષદને ધિક્કારી કાઢી તથા જાપાન સામેનો જંગ જાહેર કરવા તથા ઉત્તર ચીનની તમામ શાળાઓ અને કોલેજોમાં તાબડતોબ ફરજિયાત લશ્કરી તાલીમ વિદ્યાર્થીઓમાં દાખલ કરવા અને જાપાન સામેના જંગ માટે તેમને હથિયારો આપવાની ઘોષણા કરી.

અને ઉત્તર ચીનની વિદ્યાપીઠોના વિદ્યાર્થીગૃહોમાં સ્પાર્ટન જીવનની નવી હિલચાલ જાગી. વિદ્યાર્થી સંઘોએ જીવનની સખ્તાઈ સ્વેચ્છાથી સ્વીકારી. શીંધુઆના વિદ્યાપીઠનાં ચારસો છોકરાછોકરી-ઓએ નીચેનાં પ્રતિજ્ઞાપત્રો પર સહીઓ આપી કે અમે અમારી તમામ ટેવો સાદી અને સખત બનાવશું, અમારા રોજના ક્રમમાં લડાયક-અને લશ્કરી રીતભાત દાખલ કરશુ રોજ સવારમાં લશ્કરી કવાયતોમા જોડાશું તથા દર અઠવાડિયાની છેલ્લા દિવસની રજામાં આસપાસ લશ્કરી ઢબે પર્યટનો ગોઠવી જાપાનવિરોધી જંગની પ્રચારલડત ચલાવીશુ.

પછી ફેબ્રુઆરીના આરંભમાં પીટા પર એક જંગી સભા ભરાઈ. પ્રોફેસર મા-સુ-લુન વિદ્યાર્થીઓની જંગી મેદનીનો વર્ગ લેતો હોય તેમ વિદ્યાર્થી-હિલચાલની યાદ આપતો કહેતો હતોઃ

'૧૯૧૯ના મેના ચોથા દિવસને યાદ કરો. એ દિવસે વરસાલી મુકામે બેઠેલા યુરોપ-અમેરિકી શાહીવાદી પિશાચો ચીનનો અંગ-છેદ કરીને આજે આક્રમણે ચઢેલા જાપાની શાહીવાદના જડબામાં નાખતા હતા. ચીન દેશના કલેવરમાંથી શાન્ટુંગ ઈલાકો છેદાઈ ગયો અને ત્યારે પીપીંગ વિદ્યાપીઠનાં વિદ્યાર્થીઓએ વિરોધ-નો નાદ અહીંથી જ ઉઠાવ્યો હતો. ત્યારે રાજકારણને ભણતરમાં

રક્ષણ કરવાનાં પગલાં લેવા માટે તથા સભાઓ ભરવાના, છા-
વાના અને વાણીસ્વાતંત્ર્યના નાગરિક હક્કો પાછા મેળવવા'
હિલચાલ જગવવી. અને ચાંગ-સરકારે નાશ કરેલા ડૉ. સુન-યાત-
સેનના કાર્યક્રમનો અમલ કરાવવા દબાણ લાવવું.'

દબાઈ જવાને બદલે વધારે પ્રચંડ બનતી અને વિસ્તાર
પામતી આ દેશપ્રેમી હિલચાલને મોખરે વિદ્યાર્થી હતો. સરકારનું
દમન પણ એટલા જ માટે ઉત્તર ચીનનાં વિદ્યાર્થીઓ પર અનેક
ગણું વધી ગયું. પિયાંગ વિદ્યાપીઠનાં, વિદ્યાર્થીગૃહો પર પોલીસ
ટુકડીઓ આવી પહોંચી. કોમ્યુનિસ્ટ સાહિત્ય શોધવા કલાકો સુધી
વિદ્યાર્થીઓના વાસની ઝડતી લેવાઈ. વીશ વિદ્યાર્થીઓ ગિરફતાર
થયા. હથિયારબંધ પોલીસો સામે કેટલાં યે વિદ્યાર્થીઓને તપાસ
માટે ખડાં કરાયાં. પોલીસ અફસરોએ એ તમામને સવાલો પૂછ્યા.
સવાલોના જવાબ દેવાની વિદ્યાર્થીઓએ ના પાડી દીધી. પછી
ચાંગ-સરકારના સંરક્ષધારી પોલીસ અફસરો આ વિદ્યાધામમાં
દરેક સવાલનો જવાબ દેવા માટે વિદ્યાર્થીઓ પર ફટકાઓ ફટકારી
રહ્યા. વિદ્યાપીઠના દરવાજા પર પોલીસ ચોકીઓ બેસી ગઈ.
બહાર જતાં ને અંદર આવતાં વિદ્યાર્થીઓની ઝડતીઓ ચાલુ થઈ
ગઈ. આ દમન સામે પિયાંગનાં વિદ્યાર્થીઓએ નાનકીંગ સરકારના
કેળવણીખાતાના વડાને વિરોધનો તાર કર્યો અને દમનનો સામનો
કરવા વિદ્યાર્થીઓની ચોકિયાત ટુકડીઓની સ્થાપના કરી. વિદ્યાર્થી-
ઓની આ ટુકડીઓએ વિદ્યાપીઠના અંદરના વિભાગમાં પોતાના
પહેરા શરૂ કરી દીધા.

અને પીપીંગભરમાં સરકારી નિયામકે 'વિચાર-નિરોધ' નામે
જાણીતી થયેલી લાત લોકહિલચાલ સામે ઉપાડી. એણે છત્રીસ
શાળાઓ અને કોલેજોનાં શિક્ષકોને ભેગાં કરીને સંભળાવી દીધું
કે, 'હવે તમામ શાળાઓનાં શિક્ષકોના 'વિચાર-નિરોધ' માટે

સખત તપાસ શરૂ કરવાનો સરકારે નિશ્ચય કર્યો છે. વિદ્યાર્થીઓને યોગ્ય દોરવણી આપવાની અને તેમની હિલચાલને સલામત રસ્તે ચલાવવાની તથા રચનાત્મક કાર્યક્રમોમાં યોજી દેવાની ફરજ તમારી છે. એટલા માટે વિદ્યાર્થી યુનિયનની સામે બીજી હરીફ સંસ્થાઓ તમારે ઊભી કરવી પડશે.'

અને પીપીંગનાં વિદ્યાર્થીઓએ તમામ શાળાઓ અને કૉલેજોના અધ્યાપક પર આવતો આ સરકારી ગુલામીનો ફતવો ધિક્કારી કાઢ્યો. શાળાઓ અને કૉલેજોનાં વિદ્યાર્થીઓએ એ ગુલામીખત ફેંકી દેવાનો અવાજ ઉઠાવ્યો.

પણ મિડલ સ્કૂલના આચાર્યે સરકારની વફાદારી બતાવવા વિદ્યાર્થીઓ પર દમન શરૂ કરી દીધું. વિદ્યાર્થીઓની બરતરફી અને મારપીટ શરૂ થઈ. અઢીસો વિદ્યાર્થીઓ એ દમનમાંથી નાસી છૂટયાં અને પેકીંગ રાષ્ટ્રીય વિદ્યાપીઠમાં આવીને ફરિયાદ કરતાં ઊભરાયા.

બીજે દિવસે ત્રણસો લડાયક વિદ્યાર્થીઓની એક ખાનગી સભા કેથોલિક વિદ્યાપીઠમાં ભરાઈ. સભાએ સર્વાનુમતે ઠરાવ કર્યો કે મિડલ સ્કૂલના જુલ્મી શિક્ષકો તથા પ્રિન્સિપાલ સામે સીધાં પગલાં લેવાં.

અને સીધાં પગલાં લેવા માટે સભામાંથી જ આ ત્રણસો યે વિદ્યાર્થીઓ જુદી જુદી ટુકડીઓમાં ચુપચાપ ઊપડીને મિડલ સ્કૂલની દીવાલ પાસે એકઠાં થયાં. ત્રણસો યે જણે દીવાલો કૂદીને મિડલ સ્કૂલ પર ચઢાઈ કરી. મિડલ સ્કૂલ પરની આ લડાઈમાં શાળાનો વ્યવસ્થાપક ઘવાયો, શાળાનો પ્રિન્સિપાલ જીવ બચાવવા છૂટયો અને નજીકની એક મડાપેટી વેચવાની દુકાનમાં એક મડાપેટીમાં સંતાઈ ગયો. આ ચઢાઈમાં જુલ્મી શિક્ષકોને બદલો આપવામાં આવ્યો, અને શાળાને વફાદાર રહેલાં વિદ્યાર્થીઓની ખબર લેવામાં આવી.

અને પોલીસની ટુકડીઓ આ ત્રણસો સામે દોડતી આવી પહોંચતી હતી પણ શાળાના દરવાજા પર આ લડાઈ કરનારાંઓએ તાળાં માર્યા હતાં. દરવાજા ખોલવાની તજવીજ કરતી પોલીસ અંદર પેસે તે પહેલાં ત્રણસો યે વિદ્યાર્થીઓ દીવાલ ઠેકતાં પાછલે રસ્તે પાછાં ભાગી ગયાં.

મિડલ સ્કૂલના આ બનાવે ચાંગ–સરકારના અફસરોને છંછેડી મૂક્યા. નાનકીંગ સરકારના કેળવણીના વડાનો વટહુકમ ઉત્તર ચીનની તમામ કોલેજો પર વછૂટયો, એ હુકમે નીચેનાં ફરમાનો કાઢયાં:

'તમામ વિદ્યાર્થીઓની મારી વગેરે બંધ કરી દો. કોલેજની શિસ્તમાં જરા પણ ભંગ કરનાર વિદ્યાર્થીઓને બરતરફ કરી દો. વિદ્યાપીઠની હદમાં કોઈ પણ સ્ટુડન્ટ યુનિયનનું સંગઠન રદ કરો.'

અને તમામ પોલીસ અને લશ્કરી મથકો પર વિદ્યાર્થી-હિલચાલને કચડી નાખવા બધાં પગલાં લેવાની સૂચનાઓ મોકલવામાં આવી.

૧૯૩૬ના ફેબ્રુઆરીના ૧૯મા દિવસે ચાંગની રાષ્ટ્રીય સરકારે નીચેના ફતવાઓ બહાર પાડ્યા.

'કાયદો ને વ્યવસ્થા સામે થતા કોઈ પણ ચાલાને દબાવી દેવા સરદાર છૂટથી પોલીસ અને લશ્કરનો ઉપયોગ કરશે. શાંતિમાં ખલેલ કરે તેવું કોઈ પણ લખાણ લખનારને, ચિત્ર દોરનારને અથવા ભાષણ કરનારને ત્યાં ને ત્યાં જ વિના વોરંટે ગિરફતાર કરવામાં આવશે તથા ત્યાર પછી તેની સામે જરૂરી પગલાં ભરવામાં આવશે. શાંતિમાં ખલેલ કરે તેવી કોઈ પણ સભા કે સરઘસ પોલીસ કે લશ્કર તોડી પાડશે તથા તેના આગેવાનોને ગમે ત્યારે ગિરફતાર કરી શિક્ષા કરી શકશે.'

'શાંતિ જાળવવા માટે કોઈ પણ શકમંદને પોલીસ પકડી

-શકશે તથા કોઈ પણ હથિયાર ધરનારનાં હથિયાર પડાવી શકાશે. આવા ગુનેગારોને જે કોઈ આશરો આપશે કે ભાગી જવામાં મદદ કરશે તેમને ગિરફતાર કરવામાં આવશે. એવાં ગિરફતાર થયેલાને યોગ્ય શિક્ષા માટે પાસેની કોઈ પણ પોલીસ કે લશ્કરી ચોકીને હવાલે કરી દેવામાં આવશે તથા શાંતિ જાળવવામાં મદદ કરનાર અમાજનને કોઈ પણ પોલીસ કે લશ્કરી મથક મદદ કરશે.'

ચાંગ ફાસીની સરકારનો આ ફતવો શાંતિનો ઉપહાસ કરતો દમનનું વિકરાળ અને હેવાન સ્વરૂપ ધરીને ચીની ધરતી પર ફરતો થઈ ગયો. અને ચીન પર ચડતાં જાપાની શાહીવાદી ધાડાં આનંદી ઊઠયાં.

એ ફતવો બહાર પડ્યો તે જ દિવસે ચાઈના કોલેજ પર પોલીસ ટુકડીઓ ચઢી. એક ટુકડીને દરવાજે ગોઠવીને, બીજી ટુકડીને બહારની દીવાલ પાછળ પાથરીને હથિયારબંધ પોલીસો સાથે અમલદાર અંદર પેઠો. એકેએક વર્ગમાં વિદ્યાર્થીઓની ઝડતી-ઓ લેવાઈ. ચોવીસ કલાક સુધી પોલીસ અમલદારોએ વિદ્યાપીઠનો કબજો લઈ એકેએક ખૂણાની તપાસ કરી.

પછી વિદ્યાર્થીઓની તપાસ શરૂ થઈ અને મારપીટ ચાલી. દીવાલ કૂદીને ભાગવાનો પ્રયત્ન કરતાં વિદ્યાર્થીઓને બહારના પોલીસોએ ગિરફતાર કર્યા. વિદ્યાપીઠનો એકથી બીજે છેડા ફટકાઓ નીચે ચિત્કાર કરી ઊઠયો. પોલીસ મોટરગાડીઓમાં જપ્ત સાહિત્ય ભરાયું. બીજી મોટરગાડીઓમા ગિરફતાર થયેલાં દોઢસો વિદ્યાર્થીઓને લઇને આ પહેલો પોલીસ હલ્લો પાછો વળ્યો.

બીજે દિવસે ચુંગ-શાન શાળા પર ચાંગના પોલીસ ગજની ધાડ આવી પહોંચી. શાળામાથી સાહિત્ય જપ્ત થયું અને દશ વિદ્યાર્થી આગેવાનોને ગિરફતાર કરી બેડીઓ પહેરાવી લઈ જવામાં આવ્યાં.

ફેબ્રુઆરીની ચોવીસમી તારીખે ચાંગ-કાઈ-શેકની ફાસીવાદી ટોળકીનો આ હલ્લો ઉત્તર-પૂર્વ વિદ્યાપીઠ પર આવી પહોંચ્યો. વિદ્યાપીઠના ચોગાનને ફરતી પોલીસ ફરી વળી. વિદ્યાપીઠના દરવાજામાં પોલીસ ચોકીઓ બેસી ગઈ ત્યારે હજુ મળસ્કું થયું હતું. સવારમાં સાડાચાર વાગે વિદ્યાર્થીગૃહોની ઓરડીઓનાં કમાડ પર પોલીસના કુંદા ઠોકાયા. વિદ્યાર્થીઓ પર વહેલા વહાણામાં મારપીટ શરૂ થઈ ગઈ. વિદ્યાર્થીઓનાં ચોત્રીસ આગેવાનોને ગિરફતાર કરી લઈ જવામાં આવ્યાં.

બરાબર એ જ વખતે નોરમલ કૉલેજ, મ્યુનિસિપલ મિડલ સ્કૂલ, અને યુનિવરસિટી પ્રકાશન વિભાગ પર પોલીસની ધાડો આવી ચુકી હતી. ફેબ્રુઆરીના આ છેલ્લા દિવસો આખા ચીન પરનાં વિદ્યાધામ પર હયમચી ઊઠયા. ચીન આખાની વિદ્યાર્થીહિલચાલ પર એક સાથે મારો શરૂ થઈ ગયો. ચીન આખાનાં વિદ્યાધામો પર ચાંગ ફાસીએ હેવાનિયતને છુટ્ટી મૂકી દીધી.

ચીનની વિદ્યાર્થી-આલમ પર ગાંડીતૂર ગમડી રહેલી આ હેવાનિયતના હલ્લામાંથી બચવા વિદ્યાર્થીગૃહો પરથી વિદ્યાર્થીઓએ પોતાનાં નામ અને નંબર ભૂંસી નાખવા માંડ્યાં. પોતાના ગણવેશો સંતાડી દેવા માંડ્યા. વિદ્યાર્થીનો શિકાર માગતા પોલીસો અને ડિટેક્ટીવો ઉત્તર ચીનની શેરીએ શેરીએ ફરવા લાગ્યા. નાનકીંગની નામચીન સરકારે વિદ્યાર્થીઓના મુખ્ય આગેવાનોને તપાસ માટે પોતાને ત્યાંનાં યાતનાઘરોમાં રવાના કરવાનાં ફરમાન છોડયાં. વિદ્યાર્થીઓમાંથી જ મોટા પગારે જાસુસો રોકવામાં આવ્યા. વિદ્યાર્થીઓ પર સરકારની યાતનાઓ છુટ્ટી મુકાઈ.

ફેબ્રુઆરીના ૨૯મા દિવસે શીંધુઆ વિદ્યાપીઠ પર પોલીસનો હલ્લો આવી પહોંચ્યો. વિદ્યાપીઠ પર ધસી આવતા હલ્લાની આગાહી આપતો વિદ્યાપીઠનો ઘંટ વાગી ઊઠ્યો. વિદ્યાપીઠનો

પોલીસ–હેવાનિયતમાંથી બચાવ કરવા વિદ્યાર્થીઓની એક ટુકડી મુખ્ય દરવાજે ધસી આવી. જોતજોતામાં વિદ્યાર્થીઓનાં ધાડાં દરવાજાઓ પર જમા થઈ ગયાં. છોકરીઓના વિશાળ વિદ્યાગૃહનું રક્ષણ કરવા જસો વિદ્યાર્થીઓ પગ રોપીને ઊભા.

પોલીસના આ હલ્લાએ આવું ધાર્યું નહોતું. પોલીસ અમલદારે મુખ મલકાવીને વાતચીત શરૂ કરી. હલ્લાની શરૂઆતમાં ગિરફતાર કરેલાં વિદ્યાર્થીઓને છુટાં મૂક્યાં.

અને પહેલી વાર ચાંગના હેવાનો ખાલી હાથે પાછા વળ્યા.

એટલે ચેનસેલર ડો. મીને સરકારી ભયકે બોલાવવામાં આવ્યો. રાતના બે વાગે ચેનસેલર મી સાથે પોલીસ ટુકડી આવી પહોંચી. ચેનસેલર મીના હાથમાં શાંતિથી ગિરફતાર કરવાનાં ૪૭ વિદ્યાર્થી આગેવાનોનાં નામ હતાં. એ નામોમાં ૨૪ છોકરીઓ હતી અને તેમની લડાયક સરદાર મિસ ચી પણ હતી.

પણ મધરાતે આવતી આ શાંત ધાડની આગાહી આવી. વિદ્યાર્થી ચોકિયાત દોડાદોડી ઊઠયાં. પાછો ભ્રમનો ઘંટ વાગ્યો.

વિદ્યાર્થીઓનાં શિસ્તબંધ ઊભેલાં ટોળાંની વચમાં ડો. મી અને ચાંગના હેવાનોની ટુકડી અંતરાયલી ઊભી.

'પણ આ લોકો તો શાંતિથી ૪૭ને ગિરફતાર કરવા આવ્યા છે, હલ્લો કરવા નથી આવ્યા.' ડો. મી બબડ્યો.

'એટલે શાંતિથી આ દેશદ્રોહી કુત્તાઓને ગિરફતાર કરો.' વિદ્યાર્થી ચોકિયાતોનો આગેવાન બોલ્યો.

અને પોલીસોના અમલદાર સાથે અગિયાર કુત્તાઓનાં હથિયાર ઉતારીને તેમને એક ઓરડીમાં પૂરવામાં આવ્યા.

ડો. મી કરગરી ઊઠયો, 'આપણી વિદ્યાપીઠ પર એથી આફત ઊતરશે...આપણા વિદ્યાધામ પર લોહી રેડાશે...એમને છોડો, છોડી મૂકો.'

અને વહેલી સવારે વિદ્યાર્થી ચોકિયાતોના કેપ્ટને હુકમ આપ્યો, 'ચાંગ-સરકારના એ દેશદ્રોહી કુત્તાઓને છોડી મૂકો.' અને કુત્તાઓ પાછા ગયા અને ગુસ્સાથી સળગતા પાંચસોના લશ્કરની ધાડ લઈને પાછા ધસી આવ્યા ત્યારે સવારના સાત વાગ્યા હતા.

વિદ્યાપીઠને ફરતી પહોળી નાગી તરવારો ચમકી પડી. વિદ્યાપીઠ પર રાઈફલો નિશાન તાકીને આગળ વધી. મધરાતે આવેલી પહેલી ટુકડીની મોટર-બસોનાં સળગી ગયેલાં હાડ જોતો જનરલ સુંગ સળગી ઊઠ્યો.

પણ આગેવાનો વિદ્યાપીઠમાં હતા નહિ. વિદ્યાપીઠનાં બીજાં વિદ્યાર્થીઓ પર ત્રાગના હેવાનો તૂટી પડ્યો. ઇજનેરી કૉલેજનો નિયામક લોહીલુહાણ થઈને પડ્યો. ડૉ. મી ધ્રૂજતો સંતાઈ ગયો હતો.

વિદ્યાપીઠના અખાડાના ચોકમાં એકબીજાના હાથમાં હાથના અંકોડા ભેરવીને વિદ્યાર્થીઓની પોલાદી કતારો ઊભી હતી. એ અંકોડાઓ પર પોલીસોના કુંદાઓ પડ્યા. એ સંગઠનનાં કલેવરો પર સંગીનોએ લોહી વહાવ્યાં.

છવીસ કલાક સુધી વિદ્યાપીઠનો ખૂણેખૂણો ખૂંદાયો પણ એકેય આગેવાનોમાંથી એક જડ્યો નહિ, એટલે સાચો શિકાર નહિ મળવાથી થોડાંક વિદ્યાર્થીઓથી મોટર-બસ ભરીને હલ્લો પાછો ગયો.

પણ પાછા જઈને જંગલી ગુસ્સામાં હાથ ઘસતો જનરલ સુંગ બબડી ઊઠ્યો, 'અત્યાર સુધીમાં પકડાયેલામાંથી ચાર આગેવાનોને પસંદ કરીને વીંધી નાખો.'

અને ચાર વિદ્યાર્થીઓના દેહ વીંધાઈ ગયા. બીજા દિવસે ચીંગુઆ વિદ્યાપીઠની ભોમ-ભીતર ગયેલી કમિટીએ જાહેર જોગ અપીલ બહાર પાડી કે—

'અમે અમારા તમામ દેશબાંધવોને યાદ આપવા માગીએ છીએ કે જ્યારે આજે આપણી ઉત્તરની હદ પર જાપાની શાહીવાદ ધસ્યો આવે છે ત્યારે કટોકટીની વેળાએ આજે ચાંગ–કાઈ–શેકની ફાસીવાદી સરકારનાં લશ્કરો આપણા સૌના દુશ્મન જાપાની શાહીવાદ સામે નથી જતાં પણ એ સૌના એક દુશ્મન સામે મોરચો રચવાનો અવાજ ઉઠાવનાર અમ વિદ્યાર્થીઓની કતલ કરે છે તથા પોતાના જ ચીની લોક પર લડાઈ ચલાવે છે

'અમે વિદ્યાર્થીઓએ દેહાંત પામવા જેવો એવો શો અપરાધ કર્યો છે તે અમે ચીની જનતાને પૂછીએ છીએ. અમે આપણા સૌના એક દેશને નાશના ગર્તામાં હડસેલાઈ જતો અટકાવવાની જેહાદ જગવી છે. એટલા જ માટે અમારા પર ચાંગ–સરકારની ઘાતકી અને જંગલી કારવાહી શરૂ થઈ ગઈ છે.

'સરકારી અફસરો અને વફાદાર વેદિયા વિદ્વાનો અમને આ કટોકટીને સમયે રાજકારણમાંથી ફારેગ થઈ જઈને ભણવામાં જ ગોંધાઈ રહેવાનું સંભળાવે છે પણ જ્યારે અમારા દેશનાં અંગ છેદાય છે...જ્યારે અમારા પિતૃદેશને જાપાની શાહીવાદ ખાઈ જવા માગે છે ત્યારે અમારી શી ફરજ હોઈ શકે તે અમે ચીની લોકજનતાને પૂછીએ છીએ.

'અને ચાંગ–સરકારનાં કારાગારો અને યાતનાઘરોમાં જકડાયેલાં અમારાં સેંકડો વિદ્યાર્થી સાથીદારોને છોડાવવા અમે ચીની લડાયક જનતાને અપીલ કરીએ છીએ.'

પણ બીજે જ દિવસે પીપીંગ વિદ્યાપીઠના ચાંગ અને શેંગ નામના તત્ત્વચિંતનના બે પ્રોફેસરોને નાનકીંગ સરકારે ગિરફતાર કર્યા તથા નાનકીંગના કારાગારમાં તપાસ માટે મોકલી આપ્યા. પાછળથી શેંગનાં સ્ત્રી–બાળકોને પણ ગિરફતાર કરવામાં આવ્યાં.

અને કારાગારોમાં વિદ્યાર્થીઓ પરનાં પીડનો શરૂ થયાં. એ

પીડનો સામેના મૂંગા પ્રતિકારની અનેક વાતો કારાગારમાંથી બહાર આવવા માંડી. ૧૯૩૬ના માર્ચના ૧૮મા દિવસે કારાગારની એક કંપાવી નાખે તેવી પીડનકથા 'નોર્થ ચાઈના સ્ટાર' નામના સામયિકમાં પ્રગટ થઈ.

એ કરપીણ કથા હોપી પ્રોવિન્સિયલ હાયર મિડલ સ્કૂલના પીપીંગના એક અઢાર વરસના વિદ્યાર્થીની હતી. એને ઠારી દે તેવી ઠંડીમા એક ઓરડામા પૂરવામાં આવ્યો હતો. એના પર ચામડાની ચાબુકો ફટકારાતી હતી અને મુક્કીઓના મૂગા માર પડતા હતા.

કુએ પર ઊતરેલાં પીડનોના ત્રાસ વધતા જતા હતા અને એને પૂછતા હતા, 'સ્ટુડન્ટ યુનિયનના બીજા સભ્યોના નામ બતાવ નહિ તો આમ ને આમ મરણ પામ'

ચીની લોકના પોલાદી ફરજંદ જેવા કુએની અમાનુષ નજર મક્કમતાથી જોઈ રહેતી કહેતી હતી, 'આમ ને આમ મરણ ..'

'પછી એની આગળીઓ પર દોરીઓ બંધાઈ. ખુરશીની પાછળ હથેળી ઉપર ગખીને એનો હાથ બંધાયો અને દોરીઓ ખેંચતો જતો તથા હથેળીને છૂંદતો દમનખોર પૂછતો હતો, 'બોલ, નામ બોલવાં છે કે નહિ...'

બેભાન બનતો કુએ 'ના' બોલતો હતો.

' પાછાં દમન શરૂ થતાં હતાં. પાછો એ ભાન ગુમાવતો લવતો હતો, 'એક દેશ ..એક દુશ્મન જાપાની શાહીવાદ અને એક સંગ્રામ.'

અને માર્ચની ૯મીએ એના પ્રાણ પરવારી જતા હતા. એ એક નહોતો, અનેકોમાંનો એક જેવો ચીની લોકનો એ પ્રચંડ પ્રાણ અનેકો પરની યાતનાના ગમગીન રૂપક જેવો ચીનની ધરતી પર ઘા નાખતો પથરાતો હતો.

એના મરણ પામેલા શરીરને સારવાર માટે ભિખારીઓની

અને રસ્તેથી જડેલાં અનાથોની હોસ્પિટલમાં મોકલવામાં આવતો હતો અને ત્યાંનાં શબોની હરોળમાં કુઓ ગોઠવાતો હતો.

માર્ચના ૧૨મા દિવસે એના દીકરાની ભાળ કાઢતો એનો બાપ ભિખારીઓને દવાખાને પહોંચતો હતો. એક વખતનો ટીયુનકુ જિલ્લાનો ન્યાયાધીશ જીવનભર ચાંગની ફાસીવાદી સરકારની સેવામાં ન્યાય જોખ્યા પછી આજે એના ખળવાખોર દીકરાના મડા પર અનિમીશ બનીને ઇન્સાફ શીખતો હતો. કુઓની ઊઘડેલી મડાપેટીની ચારે કોર કુઓની શાળાના ચાલીસ ભેરુબંધો અવાક્ બનીને ઊભા હતા. એ બધા પર કોલાહલ કરતું કુઓનું શબ મોઢા અને નાક પર લોહીથી ખરડાયલું હતું. માથા પરના વાળ સીધા થઈ ગયેલા હતા અને આખા શરીર પર લીલા અને કાળા ટૂકડાઓનાં નિશાનમાં લોહી થીજી ગયું હતું.

કુઓનું શબ શોક કરતું હતું. મરણમાં મરકાતી ડોકને એક પળ વાર ટેકવી રાખી જે જબાન એણે દાખવી બતાવી તે અવાજ આજે આ તમામને કોરી નાખતો હોય તેવો સંભળાતો હતો, ' હું ચીની છું...મારું મરણ મારા દેશના બચાવ માટે હો.' અને જીવન-શેરથી ઊભરાતો કુઓનો બાપ દુધમલ દીકરાથી ઊભરાતા ખંડમાં મડાપેટી પર નમતો હતો. ચાલીસ ભેરુબંધોના થંભેલા શ્વાસ ડૂસકું દેતાં થરથરતા સાંભળતા હતા, ' તારી પલકારા વિનાની ખૂલી ગયેલી આંખો હવે મીચી દે દીકરા...આંખો બંધ કર અને આરામ કરે...તેં તારાથી બનતું બધું...' બોલતા બાપનો ગમગીન અવાજ ગળામાં ઘૂંટાઈ રહેતો હતો, ' હું જીવીશ ત્યાં સુધીનો મારો એક જ આવેગ તારા મોતનો બદલો...તું ઊંઘી જા.'

અને કુઓ-ચીંગ બીજા અનેકોની જેમ ઊંઘી ગયો. પણ વિદ્યાર્થી-હલચલનો જાગી ઊઠેલો વેગ બનતો સૌને ઢંઢોળી રહ્યો:

કુઓ-ચીંગની શાળાનાં વિદ્યાર્થીઓની એક ખાનગી સભાએ

કુઓનું સ્મારક કરવાનો ઠરાવ કર્યો અને કુઓની સ્મારક-સભા પાછી માર્ચની ૧૧મીએ મળી. સભા પર પોલીસે હલ્લો કર્યો અને કુઓને અંજલિ આપતાં લાલ બુંદ ત્યાં છંટાયાં.

પછી સત્તર વરસના એન-ચીંગ-શેનના અને હો-ઝી નામના બે વિદ્યાર્થી આગેવાનોના મરણના સમાચાર આવ્યા. વિદ્યાર્થીની શહાદત કુઓની રણહાક બની રહી.

'એ વિદ્યાર્થીઓ શાહીવાદી વિરોધી સંસ્થાના સભ્યો હતા ...એમને માટેના કોઈ પણ દેખાવો સખત રીતે દબાશે.' એવો સરકારી ફતવો વિદ્યાર્થીઓને ડારી રહ્યો.

પણ ૧૯૨૬માં શાહીવાદી વિરોધના યોજેલા પેકીંગના દેખાવોમાં વિદ્યાર્થીઓની કરવામાં આવેલી કતલનો માર્ચનો ૧૮મો દિવસ આવ્યો. વિદ્યાર્થીઓનાં છૂટાંછવાયાં સરઘસોએ એ દિવસની યાદમાં શાહીવાદનો વિરોધ ગાજતો કર્યો. પીપીંગનાં બજારોમાં ફેલાતાં સરઘસો પાછળ બંદૂકો ફૂટી. પીપીંગનાં બજારોમાં ૩૪ વિદ્યાર્થીઓનાં વીંધાઈ ગયેલાં શબ પડ્યાં. એમાં મિસ વી-શીહ નામની એક આગેવાન વિદ્યાર્થિની પણ હતી.

ત્યારે પેકીંગ રાષ્ટ્રીય વિદ્યાપીઠમાં એક ખાનગી સભામાં એ દિવસને ઊજવવા પાંચસો વિદ્યાર્થીઓ મળ્યાં. ભોંયભીતર ગયેલો વૃદ્ધ પ્રોફેસર મા-સુ-લુન અને બીજા થોડાક પ્રોફેસરોએ સભાને સંબોધી. સભાએ ચાંગ સરકારે શરૂ કરેલી કોમ્યુનિસ્ટોની કતલને અને આંતરવિગ્રહને અટકાવી દેવાનો, જાપાન સાથે લડાઈ જાહેર કરવાનો, કારાગારમાં સડતાં તમામ વિદ્યાર્થીઓને છોડી મૂકવાનો, તથા કુઓ-ચીંગનું સ્મારક કરવાનો ઠરાવ કર્યો.

અને એ જ વખતે ૧૯૨૬નાં શહીદોની કબરો પાસેના સ્મારક-ચોકમાં બારસો વિદ્યાર્થીઓની સભા મળી હતી. સભામાં વિદ્યાર્થી યુનિયનનો વાવટો રોપાયો હતો.

એ જ સમયે વી–શીહના સ્મારક પાસે ચારસો વિદ્યાર્થીઓ એકાએક જમા થતાં હતાં. પાંચ મિનિટ સુધી ઘંટાનાદ ગાજી ઊઠતો હતો અને ચારસોનો સંઘ શપથ લેતો હતો કે અમે જાપાની શાહીવાદનો સામનો કરવા અમારા દેહની દીવાલો રચીશું.

અને પછી એ ચારસોની કતાર ચારની હારમાં પાસેની કબરની આસપાસ ગોઠવાઈ. ચીનના આકારમાં લડાયક હવામાન એક ચીન, એક દુશ્મન ને એક સંગ્રામની હાકલથી ઊભરાઈ ગયું.

૧૯૨૬ના માર્ચની ૧૮મીના શહીદોનું એ સફેદ યુઆન–મીંગ–યુઆન નામનું કબ્રસ્તાન પાછું જીવતું થઈ ગયું. એ દિવસથી પાછાં દોડતાં સરઘસો ગમે ત્યારે ગમે ત્યાં નીકળવા લાગ્યાં. દમનનાં ધાડાં પરેશાન થયાં. માર્ચની ૧૮મીએ વિદ્યાર્થીઆલમમાં કુઓ–ચીંગની રણહાક સાથે વિદ્યાર્થીઓની રણહાક પાછી ગાજતી કરી.

માર્ચના ૩૧મા દિવસે કુઓ–ચીંગની એક છબી એક મડાપેટીમાં ગોઠવવામાં આવી. કુઓનું સ્મારક કરવા મળેલી એક સભામાંથી એક સરઘસ એકાએક બજારમાંથી ચાલવા લાગ્યું. પીપીંગના બજારમાં કુઓ–ચીંગ ગાજી ઊઠ્યો. ચાંગ–સરકારનાં દમન પર ફિટકાર ગાજ્યા, જાપાન સામેના જંગની હાકલ ગરજતી થઈ.

અને જાપાની લશ્કરીઓની એક મોટરલોરી દોડતી આવી. તેની પાછળ ચીની લશ્કરી પોલીસની ચાર મોટરલોરીઓ આવી. પહોંચી. જાપાની હેવાનિયતને આંખ સામે જોતાં વિદ્યાર્થીઓનો જુસ્સો ગાજી ઊઠ્યો. ભાગી જવાને બદલે વિદ્યાર્થીઓનાં ટોળાં આગળ ધસ્યાં.

બંને બાજુની દીવાલો વચ્ચે વિદ્યાર્થીઓનાં સપડાયલાં ટોળાં પર શાહીવાદી હેવાનો તૂટી પડ્યા. કતલખાના જેવો રસ્તો બિહામણો બની ગયો. ખૂણેખાંચરે સંતાયેલાં વિદ્યાર્થીઓને ખેંચી

લાવી જંગલી રીતે મારવામાં આવ્યાં. ૪૧ છોકરા-છોકરીઓને ગિરફતાર કરી મોટરલોરીઓમાં નાખીને લઈ જવામાં આવ્યાં. એક છોકરીને તો મોટરલોરી પાછળ ચોટલેથી બાંધવામાં આવી. નાનાં બાળકોને એક સાથે દોરડાથી બાંધી દેવામાં આવ્યાં.

વેરાન બનેલા રસ્તા પર એક કલાક પછી કુંઓની એકલી મડાપેટી પડી હતી. ચાર પોલીસો એ પેટીને ઉઘાડના તપાસતા હતા. મડાપેટી અને અંદરની છબી ગિરફતાર થતાં હતાં, અને આ બનાવમાં પકડાયલા તમામને લશ્કરી કારાગારમાં મોકલી દેવામાં આવતાં હતા.

એવો માર્ચ મહિનો ચીન આખા પર લડાયક વિદ્યાર્થીઓની અમર તસ્વીર ચીતરતો ખતમ થયો. માર્ચના આખર દિવસે વિદ્યાર્થી યુનિયનનું નવું જાહેરનામું બહાર પડ્યું.

અને ધૂંધવાતો એપ્રિલ વિદ્યાર્થીઓની જોમભીનર હિલચાલથી ગાજી ઊઠયો.

એપ્રિલના ૨૨મા દિવસે ઉત્તર ચીનનાં લડાયક વિદ્યાર્થીઓને અભિનંદન આપતો સંદેશો આંતરરાષ્ટ્રીય વિદ્યાર્થી યુનિયન તરફથી ટીનૃસીનની નાનકીય વિદ્યાપીઠ પર આવ્યો. શાહીવાદના જંગલી હુમલાઓ સામે શાંતિ માટેની લડાયક અપીલના નામમાં એ દિવસે આખી દુનિયા પર લાખો વિદ્યાર્થીઓએ હડતાલ કરી. એના અનુસંધાનમાં ચીન દેશ પરની તમામ શાળા-કૉલેજોમાં ત્રણ દિવસની હડતાલ પાડવા ચીની વિદ્યાર્થી યુનિયને હાકલ કરી.

અને જાપાની માલના બહિષ્કારનો લડાયક કાર્યક્રમ વિદ્યાર્થી હિલચાલમાંથી ગુંજી ઊઠયો. ચાંગ-સરકારના દમન-ધારાઓ વિદ્યાર્થી-હિલચાલને કચરી નાખવા નકામા નીવડ્યા. ચીનનાં દીકરાઓનો જાગી ઊઠેલો પ્રાણ દમનના દરેક ઘામાંથી વધારે જોર ધરીને ઝૂઝતો રહ્યો.

વિદ્યાર્થી-હિલચાલનાં સગઠનોમાંથી લડાયક ટુકડીઓ બંધાઈ ગઈ. હવેના દરેક દેખાવમાં પોલીસનાં દમનો સામે વિદ્યાર્થીઓએ હથિયારબંધ સામનાઓ શરૂ કર્યા. વિદ્યાર્થીઓ પર કારી દમનના જ્વલેણુ હલ્લાઓ ઊતરી પડ્યા. સેંકડો વિદ્યાર્થીઓ ચાગ-સરકારનાં યાતનાગારોમા જકડાઈ ગયાં.

એવા જૂન મહિનાના એકમીજાથી વધારે વિકરાળ દિવસો ઉત્તર ચીનની ધરતી પર ઊગ્યા અને દમનના એકબીજાથી વધારે દારુણ બનાવોમા આથમી ગયા.

ત્યારે નાનકીંગની ફાસીવાદી સરકારી ટોળકીનો વડો ચાંગ-કાઈ-શેક ઉત્તર ચીનની વિદ્યાર્થી-હલચલને વીંધી નાખવાની, અનેક પ્રકારના પીડનોમાં કચડી નાખવાની અને કારાગારની જગલિયતમા જકડી દેવાની કારવાહી કાયમ રાખીને એના લશ્કરી રસાલા અને બધા અગરક્ષો સાથે ઊડીને ઉત્તર-પશ્ચિમના લાલ ચીન પ્રદેશ પરનો સંહારસંગ્રામ ઉતારવા એક લાખના લશ્કરની સીઆનમાં ગોઠવેલી સરહદી છાવણીને તપાસવા જવાની તૈયારી કરતો હતો.

ચાગ-કાઈ-શેકના જમણા હાથ જેવા સીઆનના મહાસેનાની યગ-માર્શલે તપાસ કરવા પધારવાનું જનરાલીસીમો ચાગ-કાઇ-શેકને તાકીદનું આમત્રણ મોકલ્યુ હતુ.

૩૬

# અગ્નિપરીક્ષાનાં ઉમેદવારો

ચીની વિદ્યાર્થી આજે પહેલી વાર દેશ દેખતો હતો. આજ સુધી એણે નકશાઓ પર આંગળીઓ ફેરવી હતી. આજે એ જ નકશા પર એના પગરવે જીવતી બનતી ચીની માટી પર વિદ્યાર્થીઓના ઊપડતા કદમની ભૂગોળ ગુંજતી હતી.

આજે એ વિદ્યાર્થી વિદ્યાર્થિનીઓનાં વૃંદ પીળી નદીની નીચે હોનાનનાં છૂંદાયલાં મેદાનો પર વિહરતાં ઉત્તર–પશ્ચિમનાં રણુ-મેદાનના મનોમય ત્રાગ કાઢતાં ઊભરાતાં હતાં. બૂરી નદીના મધ્ય પ્રદેશો પર, પર્લ નદીના બીના કિનારાઓ પર પૂર્વ નદીના હરિયાળા કાંઠાઓ પર હાનનાં નિશાળિયાંનાં ટોળાં ફરતાં હતાં. પાસિફિક અને દક્ષિણ દરિયામાં ચીનનાં નીર ઠાલવતી એ નદીઓ નવતર નવલોહિયાને પહેલી વાર જોતી હતી.

એ નદીઓએ પામીરને છાપરે ચઢી અહીંનાં ચીનનાં કિસાનોની ભૂખે બળતી હોજરીને હોલવવા ચીની ધરતી પર ખાતરોના કાંપ નાખ્યા હતા ને હજારો વરસથી ચીની સંસારના નેસડાઓને કિનારાઓ પર હીંચોળ્યા હતા. એ નદીઓના કિનારાઓને કનફ્યુશિયસની આજ્ઞાએ સુવાડી દીધા હતા. ફુ–ચીનાં પ્રવચનોએ માનવતાની સેવાનો સાદ દીધા હતા, અને અહીં જ ભારતી ભોમ પરથી આવેલા ભિખ્ખુઓએ અનિષ્ટના પ્રતિકારને બદલે જીવન-નિર્વાણ કરવા પીડાતી જનતાને પેલીપારનો મર્મ સમજાવ્યો હતો.

એવા દંતકથાઓના કિનારાઓ પર આજે ચીનનાં વિદ્યાર્થી-વૃંદો ફરવા નીકળી પડયાં હતાં.,

અને દેખતાં હતાં. પી-હોના મુખ આગળ ખોદાયલી નહેરો-માંથી જાપાની શાહીવાદની તોપોનાં લાંબાં નાળચાં ઊંચકાયાં હતાં. અહીં જ જાપાની ક્રુઝરો તાક માંડીને લગરાઈ હતી. અંગ્રેજ અમેરિકી ભૂખરી ડગલીઓ હેન્કોના પાદરમાં કવાયતો કરતી હતી. કેન્ટોનના ઘાટ પર અને પશ્ચિમ નદીના ઉપલા પ્રવાહ પર તોપો-વાળી અંગ્રેજ નૌકાઓ પરથી જોનબુલની જગલિયનનો યુનિયન જેક ઊડતો હતો.

ત્યાંથી આજે વિદ્યાર્થીઓનાં ટોળાં ઉત્તર-પશ્ચિમમાં જતાં હતાં. બા-બાપાઓને વિદાયની વાત લખીને એ ચુપચાપ ચાલી નીકળ્યા હતા. એમના રસ્તા પર એ ભણનારાઓની નવી નજર ચીની ધરતી પરની ધૂળમાં ઇતિહાસ વાંચતી હતી અને ચીની નદીનાં પીળાં ને મેલા પાણીના ભમરાઓ ભેગા ચીનના શાહીવાદે વીંધેલાં કે ચીનની વિગ્રહખોરીએ ટકા મારીને નાખી દીધેલાં ચીનના કિસાનોનાં ફૂલી ગયેલા શરીરો સપાટી પર તરી આવતાં દેખતાં ને દાઝતાં આગની ઊડતી શિખાઓ જેવાં આગળ વધતાં હતાં.

એ બધાં નવાં નિશાળિયાં અગ્નિપરીક્ષા આપવા પરવરતાં હતાં. મોઢા પર મૂછ ફૂટયા વિનાના એ જુવાનો અને કુમારિકાઓ આજે બધું પરવારીને નીકળી ચૂકયાં હતાં.

ચીનના જૂના સંસ્કારોમાં એમનાં બા-બાપાઓએ એમને ઝબોળ્યાં હતાં તેની અસરો એમણે બધી જૂની કાંચળીઓ સાથે ઉતારી નાખી હતી. ચીનનાં સંસ્કારનાં દેવતાઈ ધામોની બધી ઋચાઓ ભૂલીને આજે એમની સળગતી નજર સામે ચીની લોક-કલેવર યુગ યુગની યાતનાઓના માર ખાઈને ઘવાયલું,

ભૂખના રોગથી મરવા પડેલા દેશ જેવું અનેક ઘારાંઓની બદબો મારતું, શાહીવાદી ડાકુઓની ખેંચતાણ વચ્ચે અંગછેદ પામતું, દેશદ્રોહી ચાંગ ફાસીની સોનેરી ટોળકી નીચે વધેરાતું દેખાતું હતું.

એ દેશનાં આ ફરજંદો આજે ચીન માતૃભોમનો આખરી ઇલાજ કરવાની વિદ્યા ભણવા નીકળી ચૂક્યાં હતાં. ઉત્તર–પશ્ચિમનો, એક દુશ્મન અને એક સંગ્રામનો રણનાદ એમને ખેંચતો હતો. ઉત્તર–પશ્ચિમના એક પુરાણા યેનાન નગરમાં નવી નવાજાયલી એક 'જાપાનનો પ્રતિકાર કરો' વિદ્યાપીઠ એમને ખેંચતી હતી. યેનાનની નદીકિનારા પરની એ વિદ્યાપીઠનું વિદ્યાધામ એમને આવાહન આપતું હતું.

અને એ નીકળી ચૂક્યાં હતાં. એમને અગ્નિપરીક્ષાના એ ધામમાં પહોંચવું હતું.

કેવી કટોકટી ચીન પર શરૂ થઈ ચૂકી હતી! ચીનની વિદ્યાર્થી–આલમ એ કટોકટીને ટપી જવા નિશાળમાંથી બહાર નીકળીને ઘેર જવાને બદલે જ્યાં એ કટોકટીનાં કાળનાં એંધાણ વાગતાં હતાં ત્યાં ઉત્તર–પશ્ચિમના યેનાન નગર તરફ વળતાં હતાં. નિશાળમાં પાઠ ભણતાં ભણતાં વિદ્યાર્થીએ ધાર્યું હતું કે હવે તો કોઈ અચ્છો સમય આવશે ને બધું રૂડું થઈ જશે. તેવી ધારણાઓને એક જ પળમાં તોડી નાખીને વાસ્તવતાનો વિકરાળ સાદ એમને બોલાવતો હતો અને એ નીકળતાં હતાં તથા કાળની ધાર પરથી આખો ચીન દેશ કેવો પસાર થતો હતો તેની કલ્પનાઓ કરતાં હતાં.

પણ જાણે પોતાને આવી કટોકટી સાથે કંઈ જ લાગતું-વળગતું ન હોય તેમ તાજુબ થતી સાંકડી શેરીઓ તરફ અને કબરો જેવાં ઘરમાંથી આવતી નિરાશા અને વેરાનતા તરફ એ જોઈ રહેતો હતો. એના રસ્તામાં ઝરણાં જેવાં ને તેવાં વહેતાં

હતા, ઝૂપડીઓ પરના ઓટલા પર આકાશ સામે જોતા કિસાન નરનારીઓ જેવાં ને તેવાં આજેય બેઠેલા દેખાતા હતાં અને આતુરતા, ધિક્કાર અને અભાવથી ઊભરાતા જગતમાં કંઈ થઈ ચૂક્યું છે એમ સૂચવતા શહેરના મજૂરો જેવા ને તેવા બેકાર રખડતા હતા. વેપારીઓ હમેશની જેમ નફાના સોદાની નવી મોસમ દેખતા બહાર નીકળી ગયેલી જીભવાળી ઘટડી ખખડાવતા દોડતી જતી રિક્ષાઓના ખેંચનારઓને ઉતાવળે જવા કહેતા લાંબા પગ કરીને મોટું પેટ પાથરીને બેઠેલા દેખાતા હતા.

પણ ત્યારે એ તો નીકળી ચૂક્યો હતો. ચીન દેશને અગણ દેખનાર ચીની વિદ્યાર્થી ચાલી નીકળતો હતો.

એની આંખ સામે કદી નહિ દેખાયેલો એવો ચીનનો ઇતિહાસ જીવતો બનતો આકાર ધરતો હતો એ આકારના એકેએક વાળમાંથી જાણે લાલ જીભ એને હોકો દેતી હતી

૧૯૨૬ પછી એ ચીની ઇતિહાસે પરદેશીઓએ કામદારો અને વિદ્યાર્થીઓની કતલ લખી હતી પણ પછી એ ખૂનીઓ સામે સામુદાયિક હડતાલનો ઇતિહાસ રચતી હતી, અને ચીનનો આપુ સુન રૂસી કામદારની સોવિયટ પાસે ચીન પરની આપખુદી અને જુલ્મોને ઉખેડી નાખવાની સાથીદારી માગતો હતો

ત્યારે પહેલી વાર ચીની ઇતિહાસના જીવનતત્ત્વ સાથે જનતાનું રૂપ જાગતું હતું એ જનતાની જેહાદમાં જાગી ઊઠેલો ચીનનો ઇતિહાસ એના વિદ્યાર્થીનો કદમ નોંધતો હતો. ચીનના દીકરા-દીકરીઓ ક્રાંતિના આવેશને પેકિંગ અને બીજા ઉત્તર નગરો પર અથાડી આજે ઐતિહાસિક અભ્યાસનું નવું પર્યટન ખેડતા હતા.

એમાંના ૧૯૨૬ પહેલાં જન્મેલા છોકરાઓ ઘણાખરા પરણેલા હતા એમને ઘેર કોઈનું મોટું, કોઈનું નાનું, કોઈનું વેપારી, ખેડૂત કે ડૉક્ટર અને વકીલ બાપાનું ઘર હતું. એ ઘરમાં જૂના

જમાનાનાં બા-બાપા રહેતાં હતાં. એ જ ઘરમાં એ નાનો સરખો હતો ત્યાંની કોઈ કોઈ વેકેશનમાં દેખેલી પરણેતર છોકરી બાંધેલા પગવાળી એની રાહ જોતી બેઠી હતી.

એમના કેટલાકને ઘેર તો નાનો સરખો બાબો પણ જન્મી ચુક્યો હતો અને પૌત્રને જોઈને જ સદ્ગત થતાં જૂનાં બા-બાપા એમના પર એથી તો વધારે વહાલભર્યાં હતાં.

હવે બધાં સગાંઓ અને સહોદરો એની અનેક યાદ સંભારતા રાહ જોતાં હતાં અને એને પ, સંભારણાં મૂંઝવતાં હતાં ખરાં.

પણ કેવી આ કટોકટી અચાનક જેવી ૧૯૨૬ની સાલ પર બેસીને આવી પહોંચી હતી ! અને વિદ્યાર્થી એ ઇતિહાસની ભઠ્ઠીમાં તપનો કોઈ ઉદ્દામ બનતો હતો, કોઈ કોમ્યુનિસ્ટ થયો હતો. એ કટોકટી પછી ભણવા આવતી છોકરીઓને પણ ઇતિહાસે એવાં નવાં નામ નવાજ્યાં હતાં.

અને એ બધાં નવતર છોકરાઓ અને છોકરીઓ આજે બા-બાપાઓની જૂનીપુરાણી હસ્તીને હચમચાવી નાખતાં ઉત્તર-પશ્ચિમની 'જાપાનનો પ્રતિકાર કરો' વિદ્યાપીઠની અગ્નિપરીક્ષા આપવા બારોબાર ઊપડતાં હતાં.

પણ ઘણાં પેકીંગ છોડે તે પહેલાં પેકીંગ ઘેરાઈ ગયું. આગળ વધતાં જાપાની ધાડાંએ પેકીંગ સર કરીને પેકીંગની શરણે ગયેલી પોલીસને એક લાંબી યાદી સોંપી. એ યાદીમાં અનેક વિદ્યાર્થીઓ અને થોડાક પ્રોફેસરો પણ હતા.

અને પેકીંગ છોડવાની પડાપડી થઈ રહી. પેકીંગના રસ્તાઓ પર યાદીવાળાં નામો ઢૂંઢતી ચીની પોલીસ ફરતી થઈ ગઈ. પેકીંગને આંતરતી મહાન દીવાલના પાંજરામાં પુરાયલાં પેકીંગનાં વતનીઓ એક મોટા કારાગારમાં પુરાઈને મોતની રાહ જોતાં ભાગી છૂટવાના પ્રયત્નો કરતાં હતાં.

સરનામાં બદલાતાં હતાં. પોશાકના પલટા થતા હતા જાણે કબરસ્તાન બની ગયેલા ચીનના પુરાણા પાટનગરની ધડકતી રાતોના ઉજાગરા કરતાં લોકો નાસભાગની તરકીબો વિચારતાં હતાં.

એક અઠવાડિયા સુધી પેકીંગનાં પંકાયલાં વિદ્યાર્થીઓએ નાસભાગ ચાલુ રાખી. થોડાંક પકડાઈ ગયાં. પેકીંગની દીવાલો કૂદીને ભાગી છૂટેલાં અનેક ટોળાંઓ દિવસરાત પશ્ચિમની ટેકરીઓ તરફ દોડતાં હતાં.

પશ્ચિમની ટેકરીઓનાં બૌદ્ધ દેવળોને ફરતી કિસાન વસ્તીમાં પેકીંગથી છૂટેલાં વિદ્યાર્થીઓ અને કામદારો જાપાન સામેનો પહેલો મોરચો રચતાં હતાં. દિવસરાત ભર ઓચિંતા છાપા મારીને હથિયારો એ ટેકરીઓમાં ખડકાતાં હતાં. અહીં જ પહેલાં ગેરીલાં લડવૈયાં કિસાનોની ઝૂંપડીઓમાં પથરાતાં હતાં. આ પશ્ચિમની ટેકરીઓમાં તેથી જ થોડા દિવસથી ચીની કોમ્યુનિસ્ટ પાર્ટીના રાજકારણી વડાની સ્ત્રી, ટેંગ-યીંગ આવીને રહી હતી.

ત્યારે પેકીંગ નગરમાં જ્યારે જાપાની ધાડાં પોલીસોને લઇને ચીની દેશભક્તોના વાસ ખૂંદતાં રખડતાં હતાં ત્યારે એક અમરિકી ખબરપત્રીને એના પેકીંગના ઉતારામાં અવાજ આવતો હતો, 'એઈ...હો...એડગર પોતે!'

અને એક પ્રોફેસરની પત્ની, એ, એડગર-સ્નો નામના ખબરપત્રીને પોતાને ત્યાં આજ રાતના ખાણું લેવા પધારવા નોતરતી હતી.

પછી ખાણું શરૂ થતાં જ એક ઓબવાળવાળી યુવતી ઓચિંતી અંદર આવી અને અમેરિકન ખબરપત્રી સામે ઊભી. 'મને નો ઓળખી?'

અને તાજુબ થયેલો ખબરપત્રી બોલી ઊઠયોઃ 'પણ તમે આ વખતે અહીં હો કેવી રીતે! તમે તો શેંસીમાં જ હો.'

'ના, પશ્ચિમની ટેકરીઓમાં હું કામે આવી હતી અને હવે

મારે પાછું જૈસી પહોંચવું છે.' રેંગ-મીંગ એડગરની સામે બેઠી અને હેરત પામેલો અમેરિકી ખબરપત્રી આ મહાન ચીની નારીને જોઈ રહ્યો. સોવિયટ ચીની સરકારની સ્ત્રીવિભાગની આ અધિકારી આંખ પરથી કાળાં ચશ્માં ઉતારતી સમજાવતી હતી, 'મારે ઉત્તર-પશ્ચિમ પહોંચવું છે. જે દેવળમાં હું રહેતી હતી ત્યાં જાપાનીઓની ધાડ આવી અને હું આ ખેડુત જેવા પોશાકમાં માંડ માંડ જીવતી આવી છું...હવે તમને તમારી સાથે કોઈ નોકર સ્ત્રી તો જોઈશે ને!'

'હા, મારે ય ત્યાં જ પહોંચવું છે...ઉત્તર-પશ્ચિમમાં ત્યાં જ મારી સ્ત્રી પણ ખોવાઈ ગઈ છે.' બોલતો અમેરિકન હસ્યો.

અને પછી બીજે દિવસે એ અમેરિકન ખબરપત્રી એની ચીની નોકર બાઈ સાથે પેકીંગથી ઊપડતી ગાડીમાં રવાનો થયો.

ત્યારે ચીનભરનો વિદ્યાર્થીનો લોક-મોરચો પણ ઉત્તર-પશ્ચિમ ચીનના રસ્તાઓ પર રવાના થઈ ચૂક્યો હતો. એ બધાં લોક-ઝુંડ પીપી નદીના પ્રદેશોને વટાવતાં પરવરતાં હતાં એ બધાંની આંખ સામે ચીનનો વિરાટ દેહ ગંજાવર અને ગજબનાક જેવો ઊઘડતો હતો. પીપી નદીના કિનારાઓ પર, પીળા પ્રદેશનાં ફરજંદ આજે દેશની ભીડના સમયે ક્રાન્તિની લાલ છાયા ધરીને જીવનની કપરી પરીક્ષા દેવા જતાં હતાં.

પીળી નદીનો પ્રદેશ જરાક કપરો છે. ટીંગલીંગ પર્વતમાળની ઉત્તર તરફના ઉત્તર ચીનના એ પ્રદેશનાં ફળદ્રુપ ખેતરો પર મધ્ય એશિયાનાં રણમાંથી ધૂળથી તરબોળ એવાં પવનનાં તોફાન વાય છે, ને વરસાદની મુશળધારો ઝીંકાયા કરે છે. ઉત્તર-પશ્ચિમ પ્રદેશ રણની પાસે હોવાથી સૂકો છે ને તેની પાસે પીળી જમીનનાં ઊંચાણો પથરાં છે.

એ પ્રદેશ પીળી નદીનો છે. શેન્સી અને સાંશી પ્રાંતોની

વચ્ચે થઈને અને પીળાં પાણીમાં અરધોઅરધ પીળી માટીનો મેદો લઈને એ ભયાનક નદી દક્ષિણ તરફ વહે છે અને પછી પૂર્વ તરફ હોનાન પ્રાંતના મધ્ય મેદાનમાં થઈને શાનટુંગના કિનારાનાં મેદાનો તરફ વહેવા માંડે છે એશિયાનું હૃદય ખોદી ખોદીને એ નદી મહાસાગરમાં ઠાલવે છે ને આસપાસનાં મેદાનોથી ઊંચો પથાર બાંધ્યા કરે છે. એમ એનાં તળિયાંમાં ઠલવાતી માટી એનાં પાણીને ભયાનક રીતે રેલાવતાં સંહાર મચાવી મૂકે છે અને ચીની જનતા એનાં પાણીને માર્ગ આપવા અનેક માર્ગો ખોદતી સૈકાઓથી એનાં રેલાતાં પાણીને ખાળવા જહેમત ઉઠાવી રહી છે. તો ય અનેક વાર એના પીળાં પાણી કિનારો છલકાવી દઈ સેંકડો ગામોને અને લાખો માનવીઓને શમાવી દે છે અને જમીનને સૈકાઓ સુધી ચાલે તેટલી ફળદ્રુપતા દઈ દે છે.

ઉત્તર-પશ્ચિમ ચીનની એવી વાત છે. ઉત્તર-પશ્ચિમ ચીનના એ પ્રદેશમા માનવી ખદબદ ભર્યા છે. જેમા ચાર પંચમાંશ જેટલી એકલી કિસાન જનતા છે, ને ચાર હજાર વરસથી ભૂખમરાની કિનારી પર વસી રહી છે. ચિનાઈ જીવન એ ભૂરા ચોરણા પહેરેલી કિસાન જનતાના વસવાટમાં જ ભર્યું ભર્યું લાગે છે.

ચીની દોલત ચીની માટીમાથી નીપજતી હોઈ, અને ચીની માટી પર ચીની કિસાનની જાતમહેનત મઢાયલી હોઈ, ચીની જનતા એની જમીન પર ઝામી પડી છે. ચીની કિસાન જનતાનાં કુટુંબો સૈકાઓથી એ માટી પર જમીનના ટુકડા ખેડતા જીવે છે ને એ જ જમીનમાં સૈકાઓથી દટાય છે.

અને એ જીવનમાં એક વસ્તુ જીવનની માટીના કણમાંથી જ ઊગતી હતી. એ જીવનકલહની હતી. ધીમે ધીમે જીવનકલહ પર વર્ગવિગ્રહ ઊગતો હતો.

જીવનકલહનું એ નવું જ્ઞાન કરોડોની કિસાન જનતાને

પોતાની આસપાસ જમીનદારશાહીને જામતી દેખાડતું હતું. વ્યાજના લૂંટારુ-દર લેતા શાહુકારોને ફૂલ્યાફાલ્યા બતાવતું હતું. એ નવા ભાનના પ્રકાશમાં દેખાતું હતું કે આ બધાં નગરો, બધા રસ્તા, બધા વેપાર અને હસ્તઉદ્યોગો માટીમાંથી નીપજેલી દોલતની લૂંટમાંથી નીપજ્યા છે.

ને એમ જાણતું નવું ભાન સૈકાઓથી છવાઈ ઊડતું હતું. ઉત્તર-પશ્ચિમમાંથી ઊગીને દક્ષિણમાં પથરાયલી ચિનાઈ સંસ્કૃતિનાં દીવાલોવાળાં નગરો, ને ડહેલીઓવાળાં ગામો, ને તેમાં સંસ્કૃતિના શણગાર જેવો ઉપલો વર્ગ એ બધું ચીનના કરોડો કિસાનોની મહેનત પર જીવે છે એવું ભાન વિચારમાં ગરકાવ થઈ જતું હતું.

આજે એવા નવા જાગનના ઊગમને એક કરતાં અનેક વરસો વહી ગયાં હતાં. નવા ભાનને રાષ્ટ્ર આત્મામાં ફૂંકનાર ડૉ. સુન-યાત મરી પરવાર્યો હતો. ચીનના તખ્તા પર ચીની જનતાનો સંહાર ક્રાન્તિની કરુણતામાં આલેખાઈ ગયો હતો. ચીની જનતાના હાડપિંજર પર ચિનાઈ શ્રીમંતશાહીનો તાજ ચગુવા ચાંગ-કાઈ-શેક એની પંચાવનમી જયંતી ઊજવતો પાછો બોલતો હતો, 'આપણા ગયેલા પ્રદેશો આપણે પાછા મેળવશું નહિ ત્યાં સુધી આપણે એક રાષ્ટ્ર કે પ્રજાની જેમ સ્વતંત્ર બની શકશું નહિ.'

નવા ભાનનો એ પહેલો વિજય હતો. ચાંગ પણ નવા ભાન પાસે નમતો દેખી જાપાન ચોંકી ઊઠતું, કાન માંડતું હતું.

જાપાનને રીઝવવાની પોતાની અશક્તિને હવે મજબૂર થઈને ચાંગ-કાઈ-શેક જાહેર કરતો હતો.

પણ નવું ભાન તો આગળ ખખડતું જતું હતું ને નવા અવાજ ચાંગના કાનમાં ખૂંચતા હતા. જાપાનનો શાહીવાદ ચાંગની નાક પકડીને તેની પાસે એક પછી બીજી માગણી સ્વીકારાવતો

હતો. ત્રણ ત્રણ વાર એવાં કારણોની માગમા જાપાને હોપીના ગવર્નર-ને કાઢી મૂકવાની માગણી મન્જૂર કરાવી પણ જે નવો ગવર્નર આવતો તેને કોઈને જાપાન માટે પ્રેમ નહોતો ઊભરાઈ જતો તેનું શુ થાય !

અને ચિનાઈ બુદ્ધ પ્રબુદ્ધ થતો હતો તેનું શું ! એની સમાધિ ખૂલતી હતી તેનું શુ ? એ તો ચારહજાર વરસથી સુધરેલો હતો અને ઉમર લાયક હતો. એની આસપાસ ઇતિહાસનાં ચારહજાર વરસ વીંટળાયલા હતા અને ચારહજાર વરસનું ચિંતન એને ચોપડે લખાયુ હતુ તોપણ એકસઠ વરસની ઉમરનો અમેરિકા ૧૮૪૪ની સાલમા આવીને એના માથા પર થપાટ મારીને અ-સમાન સધિ લખાવી ગયો ત્યારથી એની પાપણ ઊઘડી ગઈ હતી અને આજે જાપાને એની આંખો ખોલી નાખી હતી. ચીનનો લોક લોકમોરચો બની ચૂક્યો હતો

અને એની જવાનનો પહેલો અવાજ કોમ્યુનિઝમ બોલતો હતો, અને પોતાને રોકવા નીકળેલા ચાગની સામે હથિયાર ધરવા માગતો હતો. જર્મનીમા, ઇગ્લેડ-અમેરિકામા અને જાપાનમાં બનેલી તોપો અને વિમાનો લઈ ચાગ-કાઈ-શેક કોમ્યુનિઝમનો સંહાર કરવા નીકળી પડ્યો કારણકે પોતે માલિકવર્ગનો હતો અને એ સગાઈથી ચીનના મોટામા મોટા કુગ અને સુગ નામના શ્રીમંત બેન્કરો સાથે જોડાયો હતો, અને એનો રાષ્ટ્રીય પક્ષ મોટા જમીન-દારો અને શાહુકારોનો બનેલો હતો. કોમ્યુનિસ્ટોના સંહારમા કેટલા જાન ઝડપાઈ ગયા હતા તેનો ચોક્કસ આંકડો તો હજુ નીકળ્યો નથી પણ પાચ મોટા ભયાનક સહારમચામોમા ચાગ-કાઈ-શેક-ની ગણતરી પ્રમાણે ચાર લાખ કોમ્યુનિસ્ટોના જીવનનો નાશ કરવામાં આવ્યો અને એ ઉપરાત કોમ્યુનિસ્ટો તરફ સહાનુભૂતિ ધારવનાના કિસાન, કામદાર અને વિદ્યાર્થીજનતામા બધા મળીને બીજાં બે કરોડને મારી નાખવામાં આવ્યા.

તો ય જનતા મરી નહિ, લોકનો સંહાર થયો નહિ, કૉમ્યુનિસ્ટોનું મરણ થયું નહિ અને ૧૯૩૬ના જાન્યુઆરીમાં ચાંગના, સીઆન નામના કૉમ્યુનિસ્ટ-વિરોધી અખાડામાં એવા સમાચાર આવ્યા કે કૉમ્યુનિસ્ટોના લાલ લશ્કરે ચાંગ-કાઈ-શેક સામેની એક લડાઈમાં મોટો વિજય મેળવ્યો હતો અને માર્શલ ચાંગ-શુ-લીઆંગના લશ્કરના વીશ હજાર લડવૈયાને કેદ કર્યાં હતા. પણ પછી એ વીશ હજાર કેદીઓને કૉમ્યુનિસ્ટોએ ૭ માસ પછી છોડી દીધા અને તે વીશે હજાર પાછા આવીને પોતાના સરદાર માર્શલ ચાંગ-શુ-લીઆંગને એક નવી વાત સમજાવતા હતા કે ચીને એક થઈને જાપાન સામે લડવું જોઈએ. અને ચીન આખા પર શાહીવાદ-વિરોધી લોક-મોરચો એક નક્કર આકાર ધરતો ચાંગને મૂંઝવતો હતો.

આજે દશ હજારને બદલે એ લોક-મોરચામાં પચાસ હજાર જુવાનો સામેલ થયાં. તેમાં સાઠ ટકા વિદ્યાર્થીઓ તથા ૪૦ ટકા જુવાન ખેડૂતો હતા. એ લોક-મોરચો ઈનર મોંગોલિયાથી કૅન્ટન સુધી લંબાયો અને 'ઈસ્ટ ઈન્ડીઝ'માં પણ એની એક ઓફિસ ખૂલી. એ લોક-મોરચાના બંધારણમાં સૌથી વધારે અગત્યનું એનું એક ઘટક (ટુઈ) હોય છે. દરેક ટુઈ પાંચનું બનેલું હોય છે તથા યુદ્ધમાં પણ એ ઘટકો સાથે કામ કરતાં હોય છે.

આજે એ લોક-મોરચાનું મુખ્ય મથક યેનાન હતું ચીની જુવાનોનું મક્કા બની બેઠેલું યેનાન, ઉત્તર-પશ્ચિમનું પાટનગર છે અને આઠમા રસ્તાના લાલ લશ્કરની મુખ્ય છાવણી છે તથા ચીની-કૉમ્યુનિસ્ટ પક્ષનું મુખ્ય ધામ છે.

સોવિયેટોનું પાટનગર યેનાન તો પહેલેથી મહાન હતું સુંગશાહીએ બાંધેલા દરવાજા પહેલાં જ એણે ચિનાઈ રંગભૂમિ પર રાષ્ટ્ર ભજવવાનાં બારણાં ક્યારનાં ય ખોલી રાખ્યાં હતાં.

મધ્ય એશિયામાંથી એક પાછળ બીજાં મોજાં એની ઓતરાતી કરાડોમાંથી ચીનના મહાન ઉત્તર-પશ્ચિમના કમાડને અથડાયાં હતાં.

તેથી જ એની દરેક ટેકરી પર કિલ્લો ગોઠવાયો હતો, તેથી જ તેને ફરતી ઝંડીઓના ઝુંડને ભાલાની અણીઓ અને તાકેલાં બાણ લટકી રહ્યાં હતાં.

અને તેથી જ યેનાનની જેમ એની આસપાસના દરેક ગામે પોતાના નામની પાછળ એન (an*) ઉમેર્યું હતું. એન બોલીને યેનાનની આસપાસ જનતાએ શાંતિ માટેની ચીસ પાડી હતી.

એ ચીસ પાડીને એણે અંદરની શાંતિ માટેની આશાને ઉલ્કાપાતનાં મોજાંની વચમાં વહેતી મૂકી હતી.

એવું યેનાન વેરાન બનીને મરી પરવારેલા સૈકાઓનાં ખંડિયેરોના સ્મારક જેવું કિલ્લેબંધી બનીને ગોઠવાયું.

ઇ. સ પૂર્વે બસો વરસ પર બાંધેલી મહાન દીવાલ, ઈનર મોંગોલિયા અને ઉત્તર શેંસીની વચમાંની સરહદ બનીને યેનાનથી થોડે માઈલ દૂર આવેલ આવે છે. એ દીવાલ બંધાતી હતી તે દિવસોની યાદ હજુ ય ઊભી થઈ જાય છે. એ દીવાલ બાંધનારાં ગુલામ મજૂર-મજૂરણો, બાળક-બાળકીઓ થાકીને લોથ થતાં. એવી લોથના અનેક થોક પછી ઊઠી શકતાં નહિ.

અને પછી એ જ દીવાલમાં ઇંટ, માટી કે પત્થરની જગાએ શબ ખડકાતાં અને દીવાલ આગળ ચણાતી જ રહેતી

અને ત્યારે એક મેંગ નામની તરુણીનો ઘરવાળો પણ ખેતરમાંની કાપણી પડતી મુકાવીને એ દીવાલમાં મજૂરી કરવા ઘસડાઈ ગયો હતો.

અને એણે યાદ જોયા જ કરી. એક દિવસ એના કપાળમાં કોઈએ સમાચાર ફેંક્યા. જુવાન મેંગને તે જ રાતના સ્વપ્ન આવ્યું.

* એનનો અર્થ શાંતિ થાય છે.

એનો માટીનો દીવાલમાં જ જકડાઈ લેવાયો હતો અને મરેલો છતાં ગૂંગળાઈ મરતો હતો.

રાતોરાત મેંગે કોદાળી ને ક્રોસ લીધી અને દીવાલને ચીરી નાખી. એણે એના સાથીદારનાં હાડનાં ફૂલનો કબજો લીધો ને દફનાવી દેવાની ના પાડી એણે રસુહાક ગજની હતી.

એ અવાજ જાણે આજે લડાયક શાંતિનો બનીને યેનાન પર ભિડતો બન્યો છે. યેનાનને ફરતી દીવાલ છે. દીવાલને ફરતી કટોરા જેવી એક મેલી નદી યેનાનની ખાઈ બની છે.

એક ટેકરી પર એક ફેંગ-શુઈ-પેગોડા યેનાનનાં અપશુકનોને ખાળતો, યેનાનના શુભ સંત્રી જેવો ઊભો છે, અને એક બીજી ટેકરી પર એક કબર છે. ચિનાઈ છોકરાં હવે દફનક્રિયાની ઉજવણીની પિતૃભક્તિ ભૂલી ગયાં છે તેને એ કપકારૂપ છે.

યેનાનમાં એવી કબરો અને પેગોડા ઘણાં છે યેનાનની આસપાસની શિલાઓ પર ચડેલી ધૂળ લૂછો એટલે તો લેખ નીકળે છે. ગોબીના રણ પરથી આવતી લહેરો સાથે ખ્યાલ કરો તો યેનાનની આસપાસ સૈકાઓ ઇતિહાસ બોલે છે.

બુદ્ધ સાધુ-સાધ્વીઓએ અંતરની આહને પત્થર પર ચીતરેલી તેની રેખાઓ પણ હજુ ભૂંસાઈ ગઈ નથી. આજે ય યેનાનના દરવાજા પર રોઈસ્ટ ભગવાન ભૂખ્યો બેઠો છે અને આજને ગઈકાલ સાથે જોડાણ હતું તે બોલતો બેઠો છે.

પત્થર પરની વેલો, ફૂલઝાડ, લેખો, આકૃતિઓ ઘણી તો મુસ્લિમ છે. મુસ્લિમ કહેવાતા માનવ-સ્વભાવનું એ ત્યારે ધામ હતું પછી એ ખીણોમાં મુસલમાનો એક બળવા દરમિયાન કપાઈ ગયા પણ એ ઉજાળાની શાખ પૂરતા પત્થર પરના આકારોને હજુ ગોબીના પવનની લહેરો ધૂળથી પુરાઈ જવા દેતી નથી.

એવા યેનાનમાં આજે ય સૂરજ આથમે છે ત્યારે અરોબિયન

નાઈટાની વાર્તાના રંગો રેલાય છે રણના હવામાનમાં આથમતો સૂરજ અનેક રંગોના આંદોલનો રચે છે. આથમી જતા સૂરજનાં કિરણોમાં ટેકરીઓના પીળા સફેદ જેવાં માથાં આંજી નાખે તેવા વહાલમાં ઝળકી ઊઠે છે. પછી આથમેલા સૂરજ પછી ટેકરીઓના અનેક માથા જીવતા થઈ જાય છે ને ફરવા માંડે છે.

પણ ત્યાં આજે સંખ્યા સાથે ગતિનો ગુણાકાર કરતી માણસાઈએ સોવિયટ રીપબ્લિક રચ્યું છે. ત્યાં આજે લાલ તારકવાળી ચિનાઈ જુવાની પચીસ હજાર લીની મજલ કાપીને આનંદભેર આવી પહોંચી છે.

ઉષા ઊગે તે પહેલાં પાંચ વાગતાં યેનાનમાં ભયાનક એવો અવાજ ગાજે છે. એકેએક ગહ્વરો ને કંદરાઓ ઝબકી ઊઠીને તેને ઝીલીને પડઘો પાડીને ફેંકે છે.

યેનાનના નરનારીઓને, યુવાન–યુવતીઓને, બાળક–બાળકીઓને પથારી તજીને મેદાન પર આવવાનું એ આવાહન છે યેનાનની માનવતા ત્યાં એક કતાર થાય છે, એક સાથે કસરત કરે છે, રમત રમે છે, દાવ ખેલે છે, તૈયારી કરે છે.

શાની !

તોફાન આવવાનું છે. જ્યાંથી જ ધીસ આવ્યો હતો, જ્યાંથી મંચુ આવ્યા હતા ત્યાંથી. આજે મંચુરિયાની છાતી પર પગ માંડીને જાપાનનો શાહીવાદ યેનાન પર ઉત્તર પર આવે છે એટલે જ એ એક-કતાર ! એટલે જ એ આવાહન ! એટલે જ ઊગતી ઉષામાં ખંજરી ખખડે છે. માનવી જોશે ચડે છે. હાથપગ હવામાં ફરફરે છે, જોબનના હટિઅધો જાપાનીસ શિકારી સામે ફિસ્સેઅપી ખડો છે

એટલે જ યેનાનની નદીને એક કિનારે, નગરની દીવાલોની બહાર કીલ્લાંગણો છે, નાહવાના કુંડ છે, કુસ્તી કરવાના અખાડા

છે, દોડવાના રસ્તા છે, ફૂટબોલનાં મેદાનો છે. તરવારના પટા ખેલવાના ચોકા છે અને તાક માંડવાનાં નિશાન તાકવાનાં આંગણ છે, કારણકે તોફાન આવે છે.

તેથી યેનાન પર નવી કારીગીરી કામે લાગે છે, નવી નકશી કોતરાવા માંડી છે, નવા આકારનાં ટાંકણાં કામે લાગ્યાં છે.

તેથી યેનાન લાલ સેનાનું પાટનગર છે. યેનાન પર લાલ તારકની પટીઓવાળા લાલ સૈનિકો અને લાલ ગેરીલા ચોકી કરે છે.

અને તેથી જ એમને યેનાનને નવું ઘડવું છે, બધું આધુનિક (mo-teng) બનાવવું છે.

પ્લેટોનું ચિંતન અહીં આકાર લેતું થયું છે. લી-હુઆંગ-ટીના દીકરાઓનો દમ હજુ અહીં ધમી શકચો હોય એવું લાગે છે. ઓવેન-ફોરિયરનાં સ્વપ્નો અહીં વાતાવરણ પર ઠરતાં બન્યાં છે. અહીં જ સ્પાર્ટાનું લોખંડી જીવન ફરી વાર દેખા દેતું બને છે.

અહીં લી-ચૂ-ટાન અને તેના સાથવાળી જનતાએ ૧૯૨૯માં બળવો પુકારી પોતાના શેંસી આંતમાં ૧૯૩૩માં દક્ષિણની સોવિયટ હિલચાલથી સ્વતંત્ર એવું પોતાનું નાનકડું સોવિયટ બાંધ્યું હતું.

અને અહીં, જીવન, સાદાઈની સર્વોપરી નિખાલસતા અનુભવતું હતું. અહીં ખાનગી મિલકત નહિ જેવી હતી. લાલ સૈનિકને ખોરાક, કપડાં અને આડા થવાનું એકલિયું સોવિયટ સરકાર આપતી હતી. લાલ લડવૈયાઓને ઊઠવા-બેસવાનો આશરો જનતા દેતી હતી.

અગ્નિ ખોરાક પકવવા જેટલો જ હતો ઠંડી લાગે તો એક-બીજાની ઉષ્મા બસ હતી તો ય ગરમી જોઈતી હોય તો પીપર વધારે પ્રમાણમાં ખાવાની હતી અને દરેકેદરેક શક્તિનું છેલ્લું ટીપું ખરચવાનું હતું, જરૂરિયાત પ્રમાણે ઓછામાં ઓછું હજમ કરવાનું હતું.

લડવૈયાનો લાલ બિલ્લાવાળો ભૂરો પોશાક હતો, રાજકીય

રાહદારોનો કાળો પોશાક લાલ બિલ્લાવાળો હતો. બુદ્ધિજીવીઓની ઓછામાં ઓછી સિગરેટ જરૂરિયાત તરીકે લેખવામાં આવી ત્યારે તે મહાનુભાવો મલકાયા હતા. જે ડોક્ટરોની સારવાર નીચે હતાં તેમને જ ઈંડાં મળતાં હતાં. ઓછામાં ઓછી જરૂરિયાત પર જીવીને વધારેમાં વધારે કામ આપવાથી આગેવાની પરખાતી હતી.

એકે ત્રણ વખત બાજરાના રોટલા ને શાક અને કોઈ વાર, વાર-તહેવારે મટન મળતું હતું એ ખાઈને કસરત કરવાની હતી, ઊગતા સૂરજમાં હવા ખાવાની હતી અને એકેએક લાલ લડવૈયા-એ રણભૂમિ પર લડવામાં ન રોકાયો હોય તે દરેક દિવસે પોત-પોતાના અભ્યાસવર્ગમાં ભણવાનું હતું. એટલે લડવૈયાનાં ધડકા 'હોરમોન' દરેક પળે જીવનની અણી પર જીવતાં હતાં, દરેક કૂદી પડવા ટાપી રહેતો હતો, દરેક, ભય પર તાક મારતો હતો. એટલે તો સૌ આવા ખાણાપીણામાં ય તગડાં બનતાં હતાં.

તડામાર તૈયારીઓ શરૂ થઈ ગઈ હતી સોવિયટના મુખ્ય ધામ યેનાનમાં ફીઆગસીથી–દક્ષિણમાંથી લાલ મહેમાનો આવ્યાં હતાં. જુવાનોનાં જૂથ ઊભરાતાં હતાં.

એટલે મહેમાનગૃહ ઊભરાઈ ગયું હતું. નવાં નવાં મહેમાન-ગૃહો ઊભડતાં ને ભરાઈ જતાં હતાં. એટલે ઓટલા પર પથારી-ઓ લંબાઈ હતી, ઝરૂખા લાલ માનવનાથી ઝૂલતા હતા. એટલે જ લાલ સૈનિકોને યેનાનની આસપાસની ગુફાઓમાં નિવાસ કરવાના હુકમ અપાયા હતા

અને મહેમાનોને પણ સૂચનાઓ અપાઈ ગઈ હતી કે તેમણે મોડાં ન પડવું, મોડા ન ઊઠવું અને કવાયતના મેદાનમાંથી પાછા આવી તરત જ પથારીઓ સંકેલીને લટકાવી દેવી, કારણ કે સાં જ પચાસ પચાસના વર્ગો ગોઠવવાના હતા અને લાલ સેનાના સેનાનીઓ શીખવવા આવવાના હતા.

પછી અંદર અંદર સદ્વ્યાર કરવાનો, વાતો કરવાનો, ગાવાનો, નાચવાનો ને કલ્લોલવાનો સમય પણ નક્કી થયો હતો. ત્યારે યેનાન, ભીડેલો મધપૂડો બનીને ગુંજારવનો ઘોર કરતું હતું.

પણ કોઈ લડાઈ-ચેલાંઓ એમની બંદૂકડી સાથે પ્રેમમાં પડ્યાં હતાં તે પૂણામાં બેસીને બંદૂકને ઘસી ઘસીને ચળકાવતાં હતાં; કારણકે એવા અનેકોએ જીવને જોખમે ચાંગના માણ્ પાસેથી બંદૂક છીની હતી અને કેટલા યે બહાદુરોએ મરીને તેમના સાથીદારોને બંદૂક છીની આપી હતી, એટલે એ બંદૂકઘેલાં બન્યાં હતાં.

અને કેટલાક ચૌદથી અઢાર વરસનાં નવા નોંધાયલા ગેરીલાઓ એ આરામના વખતમાં આળોટતા હૈયોમાં કોઈ છબી કાઢીને દેખતા હતા, કોઈ ગજવામાંથી રૂમાલ કાઢીને તે પર ગૂંથેલું ફૂલ જોતા હતા, કોઈ અંદરની આંખોમાં આકારો દેખતા ગુસપુસ કરતા હતા.

એમ ભીડતી આવતી રાત પડતી હતી. યેનાનની કરાડોમાં સૂરજ ગબડી પડતો હતો. ઘાસની ચાદરીઓ પથરાતી હતી. થાક પછીની ઊંઘ સોનેરી રાતની ગુલાબી શાંતિમાં ગરકાવ થતી હતી. રાતના આઠ વાગે દરેક સૂઈ જવાનો લશ્કરી કાયદો હતો. આઠ પછી સુમસામ શાંતિ ધાબળાઓમાં લપેટાઈ જતી હતી, એકલા લાલ સંત્રીઓ સબ સલામત બોલતા જોખમને પડકારતા પહેરો ભરતા ટહેલતા હતા અને મોડા પડનારને અટકાવી તેમના પરવાના તપાસતા હતા.

એમ શાંતિ પથરાતી હતી અને લશ્કરી કાયદાનો ભંગ કરતા ખિલાડીનાં બચ્ચાં જેવા ઉંદરો ઊંઘનારનાં શરીરો પર આમલી-પીપળી રમવા નીકળતા હતા.

એવા યેનાનના લાલ ધામમાં લડવૈયા લાલ જીવનનો જીવનક્રમ હજારો સૈનિકોની શાળા બન્યો હતો. એ મહાન શાળામાં

ગેરીલા બાળકોનાં બાળમંદિરો હતાં, મોટરાંઓની શાળાઓ હતી, ઈજનેર શાળાઓ હતી, તોપચીઓની તાલીમ-છાવણીઓ હતી, વ્યૂહરચનાના વિશારદોના રાજકીય વર્ગો હતા.

દુનિયામાં પહેલી વાર પહેલું ચિનાઈ નગર હજારોનાં ઘોડાપૂરને શાળામાં બેસાડી નવી રચનાનો લડાયક કક્કો ઘૂંટાવતું હતું.

દુનિયામાં પહેલી વાર મરણ પડકાર પામતું હતું, જીવન જયકારતું હતું.

યેનાનમાં આવેલો એક મીન-સીન (લોક-મોરચો) એની ઓળખ માગી લેતો હતો. ચિનાઈ વિદ્યાર્થીઓનો એ લોક-મોરચો પણ યેનાનમાં આવીને ગોઠવાઈ ગયો હતો.

એ લોક-મોરચામાં ગોઠવાઈને ઉત્તર-પશ્ચિમના પાટનગર યેનાનમાં તાલીમ લઈને જાપાની શાહીવાદ પર લડાઈ કરવાનું રાજકારણ અને રીત શીખવા અહીં લાલ લડવૈયાઓના લોક પાટનગર તરફ એ લાલ લોહચુંબકને ચૂમીને ચીની રાષ્ટ્ર પર આવતી અગ્નિપરીક્ષા પસાર કરવાની તાલીમ લેવા પહેલી વાર યેનાનને દેખતાં આવ્યા જ કરતાં હતાં.

એ યેનાન પહેલી નજરે કોઈ દેવળોના ઝુંડનું બનેલું નગર દેખાય છે. એક વેળાનું બુધયાત્રાનું એ મહાધામ આજેય શહેરની અંદરથી અને ટેકરીઓના પડખામાંથી દેવળોના મિનારા ઊંચકીને યેનાન પર ધસ્યા આવતા ચિનાઈ પ્રાણની લાલ ઘૂમરીઓને નીરખે છે. આખુંય નગર એક પહોળી અને છીછરી નદી તરફ ઢળે છે અને સામે નાનીમોટી ટેકરીઓ લંબાયલી ગોઠવાઈ છે. એ ડુંગરમાળની દરેક ટેકરી ખોદાયલી પત્થરની ગુફા છે. ટેકરીઓની હારોની વચ્ચે રસ્તાઓ પાડ્યા છે. ટેકરીઓનાં પડખાં પણ ખોદાયાં છે. બધી મળાને એ આઠ હજાર ગુફાઓમાં યેનાન વિદ્યાપીઠમાં તાલીમ લેવા આવેલાં હજારો વિદ્યાર્થીઓનો મેળો ગુંજે છે.

એ વિદ્યાપીઠનું નામ 'રેઝીસ્ટ જાપાન યુનિવર્સિટી' છે. એ વિદ્યાપીઠનાં વિદ્યાર્થીવિદ્યાર્થિનીઓ દરેક ગુફામાં દશની સંખ્યામાં રહે છે, અને દરેક પચાસ ગુફાઓની એક વિદ્યાર્થી બેટેલિયન બને છે. છોકરીઓની ગુફાઓ અને છોકરાઓની ગુફાઓ જુદી જુદી છે.

એ વિદ્યાપીઠનો નિયામક જનરલ લીન–પીઆઓ છે. સવારના સાડાપાંચે એ નિયામક ઘંટનાદ કરાવે છે. હજારો જુવાન છોકરા-છોકરીઓ એક સાથે કવાયત–મેદાન પર આવી જાય છે. પછી કૂવા અને નદીમાંથી નાહવાધોવાનું કામકાજ ખતમ થાય છે અને લોકમોરચો બાજરીની ભાકરી અને બાફેલા શાકનો નાસ્તો લે છે. એક કરોડાધિપતિ હુ–વેન–હુની પૌત્રી અને ચાંગ-કાઈ–શેકના કેટલાક સરદારોના દીકરા, પણ યેનાનની દિક્ષા પામવા અહીં ભાગી આવ્યા છે.

પછી અભ્યાસ ચાલે છે. અભ્યાસક્રમમાં માર્ક્સવાદ, ચિનાઈ ક્રાન્તિનો ઈતિહાસ, લોક–હિલચાલનો ક્રમ, ગેરીલા યુદ્ધસંચાલન, લશ્કરી નકશા વગેરે એ વિદ્યાપીઠના પ્રિય વિષયો છે.

અને એ વિદ્યાપીઠમાંથી તૈયાર થઈને નીકળતાને મોરચા પર વિદાય કરવામાં આવે છે. સેંકડો વિશારદોને મચુરિયામાં જાપાન સામે લડતા લાલ સ્વયંસેવકોને દોરવા રવાના કરવામાં આવ્યાં છે. બીજાઓને જ્યાં હજુ જાપાનનું આક્રમણ નથી આવ્યું તેવા પ્રાંતોમાં મોકલવામાં આવ્યાં છે. એવા કુલ વિશારદોની સંખ્યા ૧૯૩૮ના સપ્ટેમ્બરમાં દશ હજારની તૈયાર થવાની અને ૧૯૩૯ના સપ્ટેમ્બરમાં બીજા ૨૨૦૦૦ તૈયાર થવાની ગણતરી નક્કી થઈ છે.

પોતાને રહેવાની બધી ગુફાઓ વિદ્યાર્થીઓએ પોતે જ ખોદી છે એ ઉપરાંત કોઈ પણ વિદ્યાર્થી પાસે કશું લેવામાં નથી આવતું. કોમ્યુનિસ્ટ પક્ષ દરેક વિદ્યાર્થીના તમામ ખર્ચની ગોઠવણ કરે છે.

# ચીની નારીની નિશાળ'

ત્યારે ચીની નારીને ચીનના વડવાઓએ કહ્યું કે તારે ઘરમાં ગોંધાઈને ગુલામ સતી બનવું અને બાળપણમાં બાપની માલિકી, યૌવનમાં પતિની અને ઘડપણમાં પુત્રની માલિકી સ્વીકારવી

અને પછી એની સંખ્યા પુરુષો કરતાં ઘણી મોટી હોવાથી ઓછામાં ઓછી બજારુ કિંમતથી ખરીદાઈને એ દાસી ચીનના આધીન સરકારના ઘરમાં પુરાઈ ગઈ

અને પછી એ ગુલામને સુંદર બનાવવા અને તેની ચાલને લલચાવનારી કરવા એના માલિકોએ એના પગ બાળપણથી જ બાંધવાનો રિવાજ કાઢ્યો અને કહ્યું કે, 'હે નારી! નાકમાં કોચાવલી તથા બંધાયલા નાના પગવાળી તું સુંદર લાગે છે'

ત્યારે એને માટે ગોઝારા ઘર વિના બીજી કોઈ નિશાળ હતી નહિ.

એવાં અનેક વર્ષો ચીની નારી પર ચિત્કાર કરતાં વહી ગયાં પરન્તુ પહેલાં પગ બંધાવવી કુમારિકા સાચી કુમારિકા લેખાઈ અને પછી એ લક્ષણ સૌભાગ્યમાં સામેલ થઈ ગયું અને પછી એશિયાના પતન દેશનો બાંધેલો પગ હલાવતું ૧૯૧૪નું વિશ્વ-યુદ્ધ ફાટી નીકળ્યું,

ત્યારે ચીન પર હિલચાલ આવી અને તે ચીની નારીને પણ અડી.

ત્યારે જાણે પહેલી વાર નિશાળે બેસતી એ પહેલો પાઠ ભણતી હતી.

૧૯૧૯ની મેની ૪થીની હિલચાલે ચીનની છોકરીઓની માગણીઓ શરૂ કરી. પહેલી માગણી નિશાળમાં ભણવા જવાના પોતાના હક્કની હતી. બીજી મા-બાપાઓએ બાંધેલાં લગ્નબંધનમાં છૂટાછેડા લેવાના હક્કની અને ત્રીજી મિલકતના હક્કની હતી.

અને છોકરીઓ છોકરાઓ ભેગી હડતાલમાં ભળતી થઈ. સરઘસોમાં આગળ ચાલતી થઈ જુલ્મીઓ સામે છોકરીઓએ વધારે તીણી બૂમો પાડવા માંડી. પછી પોલીસે ગોળીબાર કર્યો ત્યારે છોકરાઓ વીખરાઈ ગયા તોય છોકરીઓ પોતાની જગ્યા પરથી ખસી નહિ.

૧૯૨૫ની મેની ૪થીની હિલચાલમાં મોટી હિલચાલ શરૂ થઈ સ્ત્રીની એ હિલચાલને શરૂ કરનાર ૧૯૨૩ની પીનહાનની રેલ્વે હડતાલ હતી અને એ હિલચાલને દોરવા મિસ સીઆંગ-ચીન-યુ, ફ્રાન્સથી ભણીને આવી પહોચી હતી.

મિસ સીઆગે સાથે સાથે ચાઈની કોમ્યુનિસ્ટ પક્ષનો ઓ-ર્ગેનાઈઝ વિભાગ સંભાળી લીધો, અને ચીનની નારીજાતમાં સમાજવાદ ફૂંકવા માંડ્યો ચીની છોકરીઓ કોમ્યુનિસ્ટ પક્ષમાં ભળવા લાગી અને ૧૯૨૭ સુધીમાં ત્રણ લાખ છોકરીઓ રાષ્ટ્ર સ્ત્રી સંઘની સભાસદ બની પણ પછી ૧૯૨૮માં મોરચા પરથી મિસ સીઆંગ પકડાઈ અને વીંધાઈ

પછી ચીની સ્ત્રીની હિલચાલ ડૉ. સુન-યાત-સેન અને લીઓ-શૂગ-કાઇની વિધવાઓ, સુંગ-ચીંગ-લીંગે તથા હો-સીઆંગ-નીને ઉપાડી લીધી, અને ચીન આખા પર સ્ત્રીની ઉદ્દામ હિલચાલ પથરાવા માંડી. એ બન્નેની સરદારી નીચે સ્ત્રીની સેનાજૂની ઊંઘ ઊડવા માંડી.

પછી સોવિયટ હિલચાલની શરૂઆત થઈ. ક્વાનટુંગના પૂર્વ નદી પરના ટુંગ-કીઆંગ પ્રદેશની કિસાન સ્ત્રીએ સ્ત્રીની લડાયક હરોળોમાં પહેલ કરી. લી-સુન-ચેન, ટુંગ-કીઆંગની સ્ત્રીહરોળોને દોરી રહી, કીઆંગસીની કિસાન સ્ત્રીઓમાંથી ટુકડી બનાવી, સ્ત્રી માટે લડવાની સમાનતા માગતી અને મોરચા પર પુરુષની હરોળોમાં જ સમાન ભાવે સંગ્રામ ખેલવાનો હક્ક માગતી સત્તર વરસની કાંગ-કે-ચીંગ નામની કિસાન કન્યા નીકળી પડી. પછી ફુકીન, હુનાન, હુપે, કીઆંગસી અને બીજા સોવિયટ પ્રદેશોમાં કામદાર કિસાન સ્ત્રીઓએ ક્રાન્તિનો ઝંડો પકડી લીધો અને જુલ્મીઓને કંપાવે તેવી લાલ હિલચાલ જોરથી શરૂ કરી દીધી.

ઇ. સ. ૧૯૨૭ પછી કૉમ્યુનિસ્ટ છોકરીઓએ મોરચા પર લડવા જવા માટે પડાપડી કરવા માંડી. પણ ચીનના મોરચા પર કસાયલા લડવૈયા પણ હાય ખોઈ બેસે તેની કઠણાઈ હોવાથી લાલ લશ્કરે સ્ત્રીઓને મોરચા પર લડવા જવાની ના પાડ્યા કરી અને તેમની ટુકડીઓને પાછલી હરોળમાં મદદ માટે રાખી છતાં પણ સેંકડો સ્ત્રીઓ લાલ સૈનિકો બનીને આગલી હરોળોમાં પણ લડવા લાગી.

એમાંની એક હુનાનના સેનાની હો-લુંગની બેન હો-ચીંગ હતી, અને બીજી કાગ-કે-ચીંગ હતી તથા ૧૯૨૮માં ચીંકાંગશાન પર્વત પર ચુ-ટેહ સાથે પરણી હતી. ઉપરાંત ઝેશુઆનમાં લાલ સેનાની સુ-સીઆંગ-ચીનને સ્ત્રી લડવૈયા તરફ ઘણું જ માન હતું અને એણે સ્ત્રીઓને એક રેજિમેન્ટ થવા દેવાની રજા આપી હતી.

એ અરસામાં બીજા કોઈ પ્રાંત કરતાં હુનાન પ્રાંતે વધારે સંખ્યામાં સ્ત્રીઓ આપી છે. એમાંની આગળ પડતીનાં નામ સીઆંગ-ચી-લુ, સાઇયાંગ, ટીંગ-લીંગ, તથા હો-ચીંગ તરીકે મશહૂર થયાં છે. કીઆંગસી સોવિયટમાં લાલ સેનાની પાછલી

હરોળનું બધું કામ સ્ત્રીઓની ટુકડીઓ જ કરતી. દુશ્મનોનાં હથિયારો અને સામાન ઝડપી લાવવાનું કામ એ ટુકડીઓએ અદ્દભુત રીતે કરી બતાવ્યું છે તથા એ રેજિમેન્ટોને સામસામી લડાઈમાં હરાવીને ભગાડી છે.

જ્યારે લાલ લશ્કરે લાંબી કૂચ શરૂ કરી ત્યારે જે સ્ત્રીઓને કૂચમાં જોડાવી દેવામાં ન આવી તે લાલ ચોકિયાતો તરીકે પાછળ રહી તથા ચાંગ-કાઈ-શેકનાં લશ્કરો આવી પહોંચતાં તે બધી નૃશંસ રીતે વીંધાઈ ગઈ. એ રીતે લાંબી કૂચમાં કોમ્યુનિસ્ટ સ્ત્રીઓમાંથી માત્ર ત્રીસને જ લેવામાં આવી તથા બાકીની અસંખ્ય સ્ત્રીઓ વીંધાઈ જવા ને અત્યાચાર પામવા પાછળ રહી ગઈ.

જે ત્રીસ લડાયકને લાંબી કૂચમાં જોડાવાની રજા મળી તે ત્રીસેત્રીસ ૭ હજાર માઈલના દરેક પગલાની કસોટીમાંથી પસાર થઈ અને ચિનાઈ લડવૈયાની એક હરોળ બનીને ઊંચા પર્વતો અને ભયાનક નદીઓ ઓળંગી ગઈ. એ ત્રીસમાં નવ વિદ્યાર્થિનીઓ હતી, નવ કિસાન સ્ત્રીઓ હતી, બે કામદાર સ્ત્રીઓ તથા બે મધ્યમવર્ગની, બે શિક્ષિકાઓ હતી. એ ઉપરાંત બીજી સાઈ-ચાંગ, ટેંગ-ચીંગ-ચાઓ, સીઆંગ (લો-માનની સ્ત્રી) હતી.

આજે સ્ત્રીઓની આગેવાન સાઈ-ચાંગ છે. સાઈ તથા એનો ભાઈ સાઈ-હો-સેંગ તથા તેની સ્ત્રી સીઆંગ-ચીન-યુ, બધાં માઓ-ત્સી-તુંગનાં દોસ્ત હતાં તથા હુનાનનાં વતનીઓ, હોઈ ચાંગશામાં એકઠાં હતાં.

સાઈ એનો ભાઈ તથા ભાભી ત્રણે કોમ્યુનિસ્ટો થયાં તથા ત્રણે જણ સાથે પેરીસમાં ભણવા ગયાં હતાં. માઓ-ત્સી-તુંગ ફ્રાન્સ ગયો નહોતો પણ ઘેર રહીને ફ્રાન્સ ગયેલાંઓ સાથે ક્રાન્તિકારી મંત્રણા જાળવી રાખતો હતો. માઓ-ત્સી-તુંગ સાથે ચાઉ-એન-લી, લી-સેન-સાઈનો પતિ, લી-ફૂ-ચુન (કાંસુ-પ્રાંતિક સોવિયટનો

પ્રમુખ ) તથા લો-માન ( પક્ષની શાળાના પ્રિન્સિપાલ ) અને ફૂ-ચુંગ, ( ચોથા લશ્કરનો પોલિટિકલ કૉમીસાર ) હો-ચાંગ-કુંગ, ( બારમા લશ્કરનો પોલિટિકલ કૉમીસાર ) ચાઓ-શી-યેન વગેરે હતા. પણ છેલ્લાં પાંચ ૧૯૨૭ પછી પકડાઈ ગયા હતા અને વીંધાઈ ગયા હતા.

વુહાનમાં ૧૯૨૮માં સાઈના ભાઈની સ્ત્રી સીઆંગ-ચીન-યુ પણ વીંધાઇ ગઈ. કચોમીનટાંગમાં એ આગેવાન સ્ત્રી હતી તથા સાઈને જબરી ઓથ હતી. એના વીંધાઈ ગયા પછી સાઈ બમણા જોરથી હિલચાલમાં કૂદી પડી અને એને સેંસી-કાંસુ તથા નીંગ-શીઆની સરહદ સોવિયટ સરકારના સ્ત્રીખાતાની આગેવાન નીમવામા આવી તથા એણે સ્ત્રીઓમાં કૉમ્યુનિસ્ટ હિલચાલનું સૌથી વધારે જોખમી કામ ઉપાડી લીધું.

આજે સાડત્રીસ વરસની સાઈ ક્રાન્તિમાં તરબોળ થયેલી લાલ ચિનાઈ નારી છે, પણ આજે એના મક્કમ હોઠ ને નિશ્ચયી અણીદાર હડપચીની આસપાસ ગઈકાલના ભયાનક સંહારની વિષાદની રેખાઓ ચોંટી ગયેલી દેખાય છે. એના મજબૂત દાંતની દૂધિયા હાર દેખાડતી એ હસતી રહે છે. પણ એનું હસવું શાંત ને ગંભીર હોય છે તથા ઊંડું વિષાદવાળું હોઈ કોરી નાખે તેવી રીતે અંદર ઊતરી જાય છે. સોમરસ જેવી એની છાયા ક્રાન્તિના પારણામા ઝીલેલાં લાલ લડવૈયાં જ ઝીલીને જીરવી શકે તેવી મોહક અને કાતિલ છે.

૧૯૨૭ની ભયાનક યાદ એ ભૂલી શકી નથી. એના ભાઈઓ આજે પણ એની આંખ સામે સંહરાઈ જતા એ જોઈ શકતી હશે, એની ભાભીની વીંધાઈ જતી વેળાની છેલ્લી ચીસ હજુ ય એના કાનમાં સંભળાયા કરતી હશે.

સાઈ એની માને પૂજે છે. એની એકજ અંગત મિલકત

જેવી એની પાસે એની માતાની છબી છે. આખી ૭ હજાર માઈલની કૂચમાં એણે એને છાતી સરસી ચાંપી રાખી હતી. એ છબીનો ચહેરો સાઈ જેવો જ ભરાવદાર ને મજબૂત હતો. પચાસ વરસની ઉંમરની એ માતા તે વખતે એક નિશાળમાં શિક્ષિકા હતી તથા ઘેર આવીને પોતાનાં બાળકોને કોમ્યુનિસ્ટ પક્ષમાં જોડાવાની પ્રેરણા આપતી હતી.

સાઈને મન એની માતાની છબી જીવતી હતી. સાઈએ અનેક સંકટોમાં એની સામે જોઈને અદ્ભુત હિંમત એકઠી કરી હતી. ચીનમાં ચાલેલા ભયંકર સંહારનાં પંદર વરસો ઠેકી જઈને આજે શરીર-મનના આરોગ્યની પ્રતિમા જેવી લાલ નારી ક્રાન્તિની પ્રતિભા બનીને બોલે છે કે, 'હા, હું લાગણીવશ છું જ, ક્યારેક મને મારા કુટુંબનાં કપાઈ ગયેલા ભાઈભાંડુ, ક્રાન્તિની દાદીમા તરીકે મશહૂર બનેલી ભાભી અને કારાગારમાં સડતાં બે યાદ આવી જાય છે—હું તે ભૂલી શકું તેમ નથી. મારી હસ્તીમાં તે અંકાઈ ગયાં છે પણ મારી સાથે રાષ્ટ્રહિતો છે જે સૌથી મહાન છે અને આજની કરોડકી આપણા સૌ માટે તે મહાન હિતોની બરદાસ્ત કરવા આપણી અંગત જાતની વિસ્મૃતિ માથે છે—અને મેં શું ગુમાવ્યું છે...! સહન પણ શું કર્યું છે! મારી સામે સુ-હાઈ-ટુંગ છે. એનું સિત્તેરનું આખું કુટુંબ હુપેમાં કલરવ કરતું ચાંગ-કાઈ-શેકના મારાઓની તરવાર નીચે નીતરી ગયું છે. એના જેવું તો કોઈએ સહન નથી કર્યું ને?

ચીનની બીજી કોમ્યુનિસ્ટ આગેવાન લિયુ-ચીન-સીએન છે. લિયુને એક બાળક છે, અને એના બાળકના પિતા, પો-કુ સાથે એ ૧૯૨૮માં મોસ્કોમાં પરણી હતી. પો-કુ ચીની સોવિયટ સરકારનો પરદેશખાતાનો વડો છે. સોવિયટ સ્ત્રીઓમાં એ ઘણી લાગણીપ્રધાન છે તથા એના લાલ આવેગ ને લાલ આવેશ સોવિયટ

પાટનગરમાં જાણીતાં છે. શેંસી પ્રાંતનાં ટ્રેડ યુનિયનોના સ્ત્રી-વિભાગની એ મંત્રીના દેહ માટે ચાંગની સરકારે પચીસ હજારનું ઇનામ જાહેર કર્યું હતું.

ઓગણત્રીસ વરસની ઉંમરે એ આજે અનેરી પાવરધી ને તંદુરસ્ત દેખાય છે. એ બોલે છે ત્યારે એની આંખો તોફાનમાં તાકી રહે છે, એના બોલ, ઝુલ્ફાં, એની સુંદર ચામડી અને ચહેરાને વધારે સુંદર બનાવે છે. એનો લશ્કરી પોશાક એને વધારે લશ્કરી બનાવે છે. પછી એની જીભ સાંભળનારને મુગ્ધ કરતી ગમે તેવી તીખાશ રેડી શકે છે અને કામદાર સ્ત્રીઓને એને જાહેર સભામાં લડતી જોવી ઘણી જ ગમતી હોય છે.

એણે લાંબી કૂચમાં મરેલાંના ઢગલા જોયા છે. એ જ્યારે કહે છે કે ત્યાં અમને અમારાં શબ ગણવાનો ય સમય નહોતો ત્યારે તેની આંખો ઊભરાઈ જાય છે. લાંબી કૂચની સ્ત્રી-ટુકડીની એ સેનાની આખી યે કૂચ દરમિયાન બંને મોરચા પર સતત લડતી હતી. એક એની આગેવાની નીચેની ત્રીસની સ્ત્રીજનતાના હક્કોની લડતનો મોરચો હતો અને બીજો દુશ્મનો સામેનો. અને હકીકત એવી છે કે એનો હુમલો આવે ત્યારે ભલભલા' લાલ સેનાનીઓ પણ પીછે હઠ કરતા હતા.

ત્રીજી લાલ 'એમેઝોન' કાંગ-કે-શીંગની ગણના અહીં ફરી વાર થવી ઘટે છે, કારણ એ ચુ-ટેહની લાલ સેનાના મહાસેનાનીની ઘરવાળી થવામાં કંઈજ માન સમજતી નથી. આખી લાલ સેનાના એક ઘટક તરીકેની પોતાની સ્વતંત્ર કિંમત જેટલી થતી હોય તેટલી જ એ સ્વીકારવા માગે છે.

પચીસ વરસની ઉંમરે એ પોતાની જ લડાયક લાયકાત પર સ્ત્રીઓની ટુકડી નહિ પણ લાલ લશ્કરની પુરુષ ટુકડીની સેનાની બની ચૂકી છે, અને બીજા સેનાપતિઓની હરોળમાં ઊભી છે.

લાલ લશ્કરની આગેવાન એ પહેલી સ્ત્રી જે અનમત્ત હો-હુંગની બેન પણ લાલ લશ્કરની સરદાર હતી અને હુપેના મોરચા પર લડતા વીંધાઇ ગઇ હતી પણ તેની ટુકડી સ્ત્રીઓની જ બનેલી હતી

કાંગ સાથે તેથી જ ચુ-ટેહનો મેળ ખાઈ ગયો હતો ત્યારે સત્તર વરસની ઉંમરમાં જ વીરાંગના બનેલીને એને લાલ લશ્કરના મહાસેનાનીએ ઓળખી કાઢી અને કોઈ શ્રીમંતને ત્યાં વેચાયેલી એ ખેતમજૂરની બાળકીને, ત્યારે લડાયક સ્ત્રીઓની સત્તર વરસની સરદારને એણે પોતાની રખડપટ્ટીની સાથીદાર બનાવી દીધી આજે એ એટલી જ એની ભૂરી આંખોથી હસી ઊઠતી ગોળ ચહેરામાં સુંદર પ્રમાણની કોઈ પણ હાથને બિરાદરીના જોમથી હલાવીને સમજ પાડે છે કે સ્ત્રીની સુકોમળતા એ એની શોભા નથી, શરમ છે

પહેલા જીવનમાં કિસાન મજૂરણનો પોષાક પહેરી લાલ સેનાને જોતાં જ એણે લશ્કરી પોષાક ઓઢી લીધો આજે તે એના શરીરનું અંગ બની ગયો છે અને નવી જન્મેલી ચીની નારીનું સાચું પ્રતીક બની રહ્યો છે એ સૈનિકને બદલે કોઈને માટે વાત કરતાં લડવૈયો બોલે છે અને લડવૈયાની સંખ્યા કહેવી હોય ત્યારે બંદૂકની સંખ્યા બોલે છે

એને 'એમેઝોન'ને કોઈ સ્ત્રીના સવાલ પૂછે છે ત્યારે તેને એ વચમાંથી જ અટકાવી દઈ નાખે છે 'મને માફ કરજો, હું તમને તે વિષે કહી શકીશ નહિ, મને તેની ગમ નથી હું એક જ સ્ત્રી વિષે જાણું છું એ હો-હુંગની બેન હો-ચીંગ હતી, લશ્કરની સેનાની હતી, જુવાન હતી ત્યાં જતી રહી '

અને કોઈ પૂછે કે, 'સ્ત્રીએ માતા થવા વિષે તમારો શો મત છે—'

'જેવો પુરુષને પિતા થવા વિષેનો—' એ બંદૂક ફોડતી

હોય તેમ બોલે છે. લાલ લશ્કરમાં ય એ જ ઉપાધી છે. સ્ત્રીઓ બાળકો જણે છે. ક્રાન્તિનુ કામ કરવુ હોય તો એ અડચણ રૂપ છે. અમાગ માઓ-સી-તુંગની સ્ત્રીને જ આ સાલ પાંચમુ સાંપડ્યું છે અમાગ સીઆ, કેહની બાઈ લામી કૂચમા બાળક જણતાં મરી ગઈ હો-લુંગની બાઈએ હમણા જ એક વરસની બાળકીને સીઆન મોકલાવી દીધી અને એક સંસ્થા તરીકે બાળકો પર પ્યાર છે પણ અમારે જો લાલ લશ્કરમાં રહેવુ હોય તો તે નહિ પાલવે '

આજે એ ચીની નારી લાલ રણચંડીની છબી બનીને યેનાનમા લાંબી કૂચ આવી પહોચી તેની સાથે આવી હતી. શેસી-કાંસુ-નીંગસિયાની, સરહદી સોવિયટ સરકાર વની એણે ચીની નારીની નિશાળ યેનાનમા માંડી દીધી હતી

એટલે તો યેનાન આખા ચીન પર અજોડ એવું સરકાર-ધામ બની ગયુ હતુ

સાંગશાની એક શાળાનો આચાર્ય જીવનના જળહળતાં મૂલ્યોને શ્રમમાનવની જેહાદમા જોઈને એ મહાપડિત તરીકે પંકાયેલો જીવનના પાછલા પહોરમા પચાસ વરસની વયે કોમ્યુનિસ્ટ બન્યો અને યેનાનમાં આવી પહોચ્યો.

અને સોવિયટ સરકારનો એ શિક્ષણનો વડો બન્યો એણે લોકશાળાઓને ગામેગામ પહોચાડી દેવાનો કાર્યક્રમ ઘડ્યો. એણે ચાર જ વરસમા એકલા શેંસી પ્રાંતમાં એક સો પ્રાથમિક શાળાઓને બદલે આઠ સો શાળાઓ શરૂ કરી એ ઉપરાંત એક હજાર રાત્રિશાળાઓ ચીની લોક-જનતાના સરકાર ઘડી રહી અને સોળ માધ્યમિક શાળાઓ સ્થપાઈ ગઈ. ત્યારે જ લાલ પ્રદેશના પાટનગર યેનાનમાં ત્રણ વિદ્યાપીઠો સ્થપાઈ અને યેનાનની કળા-વિજ્ઞાનની વિદ્યાપીઠ ચીનભરમાં સર્વોત્તમ બની ગઈ.

અને એ બધી વિદ્યાપીઠોમાં આજે ચીની તરુણો ઊભરાતાં

આવતાં હતાં. એ બધી વિદ્યાપીઠોમાં સૌથી વિશાળ વિદ્યાપીઠ કાંગ-ટા (લોકરાજકારણ-વિજ્ઞાનની વિદ્યાપીઠ) હતી.

કાંગ-ટા વિદ્યાપીઠમાં આજે ચીની તરુણો ઊભરાતાં આવતાં હતાં. અહીં પહોંચતાં એ તરુણોને રસ્તામાં જ ઝડપી લઈને કારાગારમાં જકડી લેવા ચાંગ-કાઈ-શેકના અફસરો ટાંપી રહેતા હતા. તો ય ૧૯૩૬માં કાંગ-ટામાં ભણનારાં છોકરા-છોકરીઓની સંખ્યા દશ હજારની હતી.

એ દશહજારમાં કાંગ-ટાની શાખા વિદ્યાપીઠ ચીની નારીની, છોકરીઓની વિદ્યાપીઠ હતી. જગતભરમાં એ અજોડ હતી. ચીની નારીની તરુણ દીકરીઓ અહીં બાંધેલા પગ છોડી નાખીને જનતાનું રાજકારણ અને જીવનવિજ્ઞાન શીખવા આવી હતી.

ફૂશી પાસેના બે જોડકા પર્વતની કિનારીઓમાં ઓળાયલી બસો ગુફાઓમાં એમના વાસ હતા. એ ગુફાઓની નીચેની હરિયાળી ખીણ ખેડીને અનાજ નીપજાવીને એ વિદ્યાપીઠ પોતાનું રસોડું ચલવતી અને તે માટે રોજ સવારે દરેક વિદ્યાર્થિનીને બે કલાકનો શરીરશ્રમ જમીન પર કરવો પડતો.

એ વિદ્યાપીઠની નારી-શાખાનું નામ નુ-ટા હતું.

વાંગ-ભીંગની સુંદર પત્ની મેંગ આ વિદ્યાપીઠના એક વિભાગની આગેવાન હતી, અહીં ચીનના એકેએક ઈલાકાથી છોકરીઓ આવી હતી. અહીંની વિદ્યાર્થિનીઓમાં સાઠ ટકાની સંખ્યા ઓગણીસથી વીશ વરસની ઉંમરવાળી હતી, અને બાકીની વીશથી ત્રીસ વરસની વયવાળી હતી.

એમાંની ઘણીખરી પરણ્યા વિનાની હતી પણ થોડીકના સાથીઓ લાલ લશ્કરના જુવાનો હતા. આખા ચીન પરથી આવેલી આ તરુણીઓ ચીન પર ચઢ ચવાના સંમામની છાયામાં, ચાંગ-કાઈ-શેકની નાકાબંધીઓની આડ ટપી જઈને આવી પહોંચી હતી.

આ બધામાંની બાર દીકરીઓ ચીનના મૂડીપતિઓના ઘરમાં સાંપડેલી હતી.

અહીંનો અભ્યાસવર્ગ રાષ્ટ્રીય કટોકટીના સમયનો હતો. એ અભ્યાસક્રમમા સ્ત્રીઓની હિલચાલ, જનતાનું ગજકારણુ અને જાપાન સામે જંગ ખેલવાનુ વિજ્ઞાન એ મુખ્ય હતાં.

એક હજારની સંખ્યાવાળી ચીની દીકરીઓની આ વિદ્યાપીઠમાં એક મોટું ક્રીડાંગણુ હતું, એક મોટી વિશાળ વ્યાસપીઠ હતી તથા એમને માટે એક મોટુ પરેડ મેદાન અને રાઇડિંગ વર્તુળ હતુ. એ વિદ્યાપીઠના મકાનની નીચે અધ્યાપકોના મકાનો પથરાયાં હતાં આ બધાં વિદ્યાભવનોના દરવાજે ચીનની દીકરી સંગીન ધરીને ચોકી કરતી હતી.

આ વિદ્યાપીઠની પરીક્ષાઓ ચીની જનતામાં લોકસંસ્કાર શીખવવા માટેની, ચીની નારીની આઝાદીની હિલચાલ માટે તથા ચીની રાષ્ટ્રના રક્ષણુ માટે ગેરીલાની હિલચાલ ચલાવવાની આવડત નક્કી કરવા લેવાતી હતી

પશ્ચિમ પછાત પુરવાર થયુ હતું. પૂર્વનો ચીન દેશ ઉત્તર-પશ્ચિમમાં આખી દુનિયાના શિક્ષણુશાસ્ત્રીઓ માટે જીવનવિકાસ-નો પહેલો પ્રકાશ અહીં પેટાવતો હતો. એ પ્રકાશ યેનાન નગરની વિદ્યાપીઠોના યાઓ-ફાંગમાથી (વિદ્યાર્થીઓની ગુફાઓ) ઝળહળતો હતો એ યાઓ-ફાંગની દીકરીઓના સંસ્કાર-દીવડા સંકોરતાં સિત્તેર અધ્યાપકો અહીં રહેતાં હતાં.

ચીની નારીએ યરોપની મૂડીવાદી ઘાણીમાં ઢીમલી બનતી સ્ત્રીને કદમ ઉઠાવવા અહીંના યાઓ-ફાંગમાથી પડકાર ફેંક્યો હતો.

## ૩૮

# જાપાન સામે સંયુક્ત મોરચો ન ઘડો તો, મોતને વરો.

ચાંગ-સો-લીનનો દીકરો વિગ્રહખોર બાપના પાવડામાં પગ રાખીને નાનકીમની ચાંગ-કાઈ-શેકની સરમુખત્યાર સરકારનો મહાસેનાની બન્યો હતો. જનરાલીસીમો પછી એ બીજા નંબરનો આખા ચીનનાં લશ્કરોનો ઉપમહાસેનાની હતો. એના વિગ્રહખોર બાપની તસવીર એના ચહેરામાં મઢાઈ ગઈ હતી. એ વિગ્રહખોર બાપની તરવાર એના હાથમાં સળવળતી હતી. એને કંઈ કરી નાખવાનો તરવરાટ એના બાપે જ સોંપ્યો હતો. એના બાપનો ખૂની જાપાની શાહીવાદ એને અંદરથી ઉશ્કેરતો હતો.

'પણ ખમી જાવ...' ચાંગ-કાઈ-શેક તરફની એની ભક્તિ અનહદ હતી, અને તોય એનું અંતર ભૂખરાણ કરતું હતું. 'ક્યાં સુધી?'

'આપણે અંદરની સાફસૂફી કરવાની હજુ બાકી છે.' કોમ્યુનિસ્ટ અને તમામ લાલ જનતાને સંહારી નાખવાની એ સાફસૂફીની વાત ચાંગ-કાઈ-શેક એને સમજાવતો હતો. પાંચ પાંચ વાર ચાંગનાં લશ્કરો લાખોનો સંહાર કરીને કોમ્યુનિસ્ટોને કીઆંગસીમાંથી હાંકી કાઢીને કહેતાં હતાં, 'એ લોક છ હજાર માઈલની જીવલેણ સફર કરીને જીવતા પહોંચવાનાં જ નથી.'

પણ એ તો જીવતાં પહોંચ્યાં અને ઉત્તર-પશ્ચિમના ચીન,

પ્રદેશ પર લાલ ઝંડા રોપીને લોક-જનતાના એ રાજકીય આગેવાનોનાં લડાયક પાછાં આખા ચીનને સંભળાય તેવી પહેલાંના જેવી જ રણહાક ગજવતાં હતાં કે, 'શાહીવાદનો વિરોધ કરો, જાપાનના આક્રમણ સામે સંયુક્ત મોરચો રચો.'

'તો તેમાં એ લોક શું ખોટું કહે છે!' એવો સવાલ ચાંગ-કાઈ-શેકના મહાસેનાની યંગ માર્શલ, ચાંગ-સુ-લીઆંગને મૂંઝવતો હતો.

અને એવામાં એ ટાઈફોઈડમાંથી સાજો થતો પેકીંગની યુનિયન હૉસ્પિટલમાં હતો જ્યારે જાપાન ૧૯૩૧માં નીકળતો હતો. એની પથારી આખી સળગતી હતી, 'શું એ મહાનુભાવ મોટાભાઈ ઇન્કાર કરે છે ત્યાં!' અને ચાંગને યાદ કરતો એ મૂંઝાતો હતો.

અને એની આંખ સામે બંદૂકનો એક પણ બાર કર્યા વિના મંચુરિયાનું શબ જાપની જલ્લાદના પગમાં આળોટતું હતું.

પણ પછી એને યુરોપ મોકલવામાં આવ્યો અને એ મંચુરિયાની દાદ માગીને યુરોપી શાહીવાદી શયતાનિયતને નજરે નિહાળીને ૧૯૩૪માં ખાલી હાથે પાછો આવ્યો અને એ ટુંગપી લશ્કરોનો પાછો મહાસેનાની બન્યો. એણે યુરોપમાં દેખેલી લશ્કરી શિસ્ત ટુંગપી લશ્કરોમાં ભરવા માંડી એનું દોઢ લાખનું લશ્કર કવાયત કરવા લાગ્યું અને એ સાફ સાફ શબ્દોમાં બોલ્યો, 'મંચુરિયાને આપણે ભૂલવાના નથી...જાપાની શાહીવાદને જવાબ...' અને એની આંખ આગળ ચાંગ દેખાતો હતો. 'કેવો ખાખિયો બનીને એ જાપાનને મુજરા ભરતો જવાબ દેતો હતો! જવાબ તો એ આપ્યા જ કરતો હતો. એક પણ ફટાકડો ફોડ્યા વિના આખા મંચુરિયાને એણે હજમ થઈ જવા દીધો. ટોપી અને ચાદરને પણ એણે એ શાહીવાદને મુજરો કરીને ભરખી જવા દીધાં હતાં.'

એટલા જ માટે એ જનતા પર ગોળીબાજી કરતો હતો! કોમ્યુનિસ્ટોનો સંહાર કરતો હતો? ડૉ. સુનને બેવફા નીવડ્યો હતો? વિગ્રહખોરોનો મિત્ર બનતો હતો? અને જમીનદારો તથા ખાવિયાઓ અને બૅન્કરોની સરકારી ટોળી બનાવીને તેને કયો-મીનટાંગ નામ આપીને…'

યંગ માર્શલની વિચારમાળા ક્યારેક આરો ન દેખાય તેવી ભેખડ પર ધસતી હતી. એને કંઈ જ સમજાતું નહોતું. એ માત્ર એટલું જ દેખતો હતો કે કોમ્યુનિસ્ટો તો સંહાર પામવાને બદલે વધતા જ જતા હતા અને મરતાં મરતાં ચીસ પાડતા હતા કે 'જાપાન સામે લડાઈ જાહેર કરવા ચીનનો સંયુક્ત મોરચો રચો.' એમાં એ લોક ખોટું શું કહેતા હતા એમ એને કોઈ કોઈ વાર સવાલ થતો અને એ યંગ માર્શલ મૂઝાતો. જેહોલનું પતન તો એણે જાતે જોયું હતું. ચાંગ-કાઈ-શેકે એ પડવા દીધું ન હોત તો એ એના ટુકડી લડવૈયાઓને લઈને ત્યાં સંગ્રામ ખેલવા તૈયાર હતો પણ ચાંગે એને પડવા દીધું અને જાપાન સામે લડવાની વાતને નકારી.

કારણ!

અને એની નજરો સામે એવું એ કારણ દેખાતું દક્ષિણમાં પણ એ જ કારણને લઈને ચાંગ-કાઈ-શેકે એને કોમ્યુનિસ્ટોનો સંહાર કરવા મોકલ્યો હતો.

'કેવો એ મહાસંહાર હતો! ચીનનો એ લાલ લડવૈયા કેવી જાપાનવિરોધી રણહાક ગજાવતાં મરતા હતા! અને તોય એ મર્યા ક્યાં હતા! પણ જે લાખોના હાડપિંજર આજે કુમકુ-સીકવેની પર્વતમાળ પર ખખડતાં પડ્યાં છે તે બધા જાપાનનો હલ્લો રોકવા ખડકાયાં હોત તો! તો એક હજાર જાપાની આક્રમણો પણ રણમાં રગદોળાઈ જાત…પણ એમને અટકાવતો

હતો...' એનું નામ ચાંગ–કાઈ–શેક હતું. ચીનની સોનેરી રાણાનો એ સરમુખત્યાર આજે યંગ–માર્શલને નવો હુકમ મોકલતો હતો: 'તમે ઉત્તર–પશ્ચિમની લાલ સરહદને નવો ઘેરો ઘાલવા સીઆન નગરમાં આપણા બે લાખ લડવૈયા લઈને મુકામ નાખો અને ત્યાં રહીને કોમ્યુનિસ્ટોનો સંહાર શરૂ કરી દો.'

અને એ મહાસેનાની પોતાનાં લશ્કરો લઈને સીઆન નગર પર પહોંચી ગયો. અને એણે લાલ પ્રદેશનો સંહાર શરૂ કર્યો. ઉત્તર–પશ્ચિમને ફરતો ભરડો લાગી ગયો.

૧૯૩૫ના ઓક્ટોબર–નવેમ્બરમાં એણે મોટા ત્રણ હલ્લાઓ કર્યા અને દરેકમાં એ માર ખાઈને પાછો હટ્યો. એના જેવો મહાસેનાની કદી પાછો હઠવાને ટેવાયલો નહોતો. આજે એ શરમમાં ગરકાવ બનીને સમરાંગણના પાઠ વિચારતો હતો. એના હજારો યોદ્ધા રણમાં પડ્યા હતા અને વીશહજાર તો કેદ પકડાયા હતા.

'કારણ કે એ જનતાનાં દીકરાંઓ છે...એમના સાથમાં તો લોક આખો છે અને એમની જીભ પર તમામ જાલિમો અને સૌથી મોટો દુશ્મન જાપાની ચાંચીયાદ સામે રણહાક ગરજે છે.'

અને એ અવાક બનેલો બેઠો હતો ત્યારે બે મહિના પછી એના કેદ પકડાયેલા વીશે હજાર યોદ્ધાઓ પાછા આવી પહોંચના હતા અને લાલ પ્રદેશની, લાલ લડવૈયાંની, લાલ રાજકારણની લાખ લાખ વાતો કરતા હતા.

અને એ ખાનગી અભિપ્રાય ઉચ્ચારતો કહેતો હતો: 'જો કોઈ જાપાનનો વિરોધ કરશે તેને હવે મારી હકૂમત ગિરફતાર નહિ કરે.'

અને એના દિમાગમાં સરમુખત્યાર ચાંગના દેશદ્રોહી પગલા સામે પહેલો છૂપો વિરોધ જાગી ઊઠ્યો. એણે કોમ્યુનિસ્ટોનો સંહાર કરવાની વાતને ઢીલી મૂકી દીધી.

અને એની દરોબામાં નોકરી કરવા સેંકડો મરજીવાને વેશ-પલટા કરાવીને કોમ્યુનિસ્ટોએ મોકલવા માંડ્યાં.

ત્યારે ૧૯૩૬નો આરંભ શરૂ થઈ ગયો હતો. ત્યારે યંગ-માર્શલ કોમ્યુનિસ્ટોનો સંહાર કરી નાખવાની કારવાહીને સખત બનાવવાના ચાંગ-કાઈ-શેકનાં નવાં ફરમાન ઉકેલતો એના આવાસના એક ખંડમાં બેઠો હતો. ત્યારે જ એની મુલાકાત માગતો એક જુવાન પોતાના નામની ચિઠ્ઠી લખી મોકલતો બહાર બેઠો હતો.

યંગ-માર્શલ તાજુબ બનીને ધડકતા દિલથી વાંચી રહ્યો, 'હું પાસ્ટર-વાંગ, કોમ્યુનિસ્ટ આપની મુલાકાતે આવ્યો છું.'

એનો હાથ અચાનક રીતે ટેબલ પર પડેલી પિસ્તોલ પર પડ્યો. એણે હેરતમાં ગરકાવ થઈને કહાવ્યું: 'બોલાવી લાવો.'

–અને પાસ્ટર-વાંગનો પડછંદ દેહ એના ખંડમાં ચાલ્યો આવ્યો.

'તમને ખબર છે તમને વીંધી નાખવામાં આવશે! તમારા માથાનું ઈનામ!' યંગ-માર્શલ વિકરાળ હસ્યો.

'મારા માથાનું ઈનામ ગમે તેને મળે પણ...' પાસ્ટર-મીઠું હસતો દેખી રહ્યો, 'પણ હું કહેવા આવ્યો છું...સમજીને કે મારી વાત તમને સમજાશે...અને જો સમજાય તો...'

'શું?' યંગ-માર્શલ ઉતાવળો બોલ્યો.

'તો મને તમારે અમારા લાલ પ્રદેશમાં તમારા વિમાનમાં મોકલવો અને તમારે અમારા લાલ આગેવાનો સાથે મસલત શરૂ કરવી.'

'પણ વાત શું છે?' યંગ-માર્શલે બૂમ પાડી.

પછી પાછો પાસ્ટર બોલ્યો: 'આપણો દેશ ખતરામાં છે. આપણા ચીન પર જાપાની શાહીવાદ ધસ્યો આવે છે ત્યારે આપણે એક થઈએ. તમે અમારો સંહાર બંધ કરો, અને આપણો સંયુક્ત

મોરચો બને અને જાપાન સામે યુદ્ધ જાહેર થાય તો અમે અમારો લાલ પ્રદેશ ચીનનો એક પ્રાંત બનાવી દઈ તમારી સરદારી નીચે...'

'અમારી સરદારી નીચે તમે એક હરોળમાં!' એ આંખ પહોળી કરતો અહોભાવથી બોલી ઊઠ્યો.

'એ વાત તો અમે વરસોથી બૂમરાણ કરીને કહી છે પણ અમને લાગ્યું, તમને સમજાવવા મારા માથાની કિંમત ચૂકવવી પડે તોપણ...અને હું આવ્યો.' અને એક ભયાનક શાંતિ આખા ખંડમાં પથરાઈ ગઈ.

અને આ લાલ મહેમાન યંગ-માર્શલના મહાલયમાં બે દિવસ રહ્યો અને પછી યંગ-માર્શલનું એક વિમાન આ મહેમાનને ઉત્તર સેંશીના લાલ પાટનગર યેનાનમાં ઉતારી આવ્યું.

પહેલી વાર યંગ-માર્શલનું ખાનગી વિમાન લાલ પાટનગરની ધન્ય ધરતી પર ઊતર્યું. અને પછી થોડા દિવસમાં ખાનગી રીતે પાછું આવ્યુ ત્યારે યંગ-માર્શલ પોતે યેનાન નગરમાં આવી પહોંચ્યો અને કોમ્યુનિસ્ટોના રાજકારણી આગેવાન ચાઉ-એન-લી સાથે એની પહેલી મસલત શરૂ થઈ.

અને એ મસલત પછી તરત જ યંગ-માર્શલના દુંગાની લશ્કરો અને લાલ લડવૈયાઓ વચ્ચેનુ યુદ્ધ તમામ મોરચાઓ પર અટકી ગયું.

અને પછી નક્કી કર્યા પ્રમાણે યંગ-માર્શલે ચાગ-કાઈ-શેકને નિમંત્રણપત્ર મોકલ્યો, 'આપ અમારા લશ્કરની તપાસ કરવા અને નિરક્ષણ માટે પધારો.'

અને પછી ચાગ-કાઈ-શેકથી બીજા નંબરનો મહાસેનાની યંગ-માર્શલ છ પાના એક પ્રતિનિધિને મુલાકાત આપતો પહેલી વાર પોતાનો નવો અભિપ્રાય ઉચ્ચારતો કહેતો હતો.

'અમે આટઆટલાં વરસથી આંતરવિગ્રહ કરી જોયો છે. ચીન દેશની એકતા એ આંતરવિગ્રહથી નહિ સધાય પણ આખા ચીનના સામાન્ય દુશ્મન જાપાની શાહીવાદ સામે સંગ્રામ ખેલવાથી જ સધાશે.'

યંગ–માર્શલનો આ અભિપ્રાય છાપામાં વાંચીને ચોંકી ઊઠતો ચાંગ યંગ–માર્શલની સીઆનની છાવણીનું અવલોકન કરવા આવવા ઉતાવળો થયો. એણે કાંસુ પ્રદેશનાં લાલ લશ્કરો પર હલ્લો કરવા જાતે ચઢાઈ કરી અને જગતના શાહીવ દેશોના આનંદ સાથે કોમ્યુનિસ્ટોના સંહારનો છઠ્ઠો મહાસંગ્રામ ખુલ્લો મૂકવાની આગાહી કરી.

અંતે યંગ–માર્શલની છાવણીમાં એણે એકસો બૉમ્બરો મોકલ્યાં, ટનબંધી નવો દારૂગોળો આવી પહોંચ્યો તથા ખાનગી સમાચાર મોકલ્યા કે 'આ વખતે કોમ્યુનિસ્ટો પર મોટા પ્રમાણમાં ઝેરી ગેસ વાપરવો જોઈશે.'

અને પછી એકેએક કોમ્યુનિસ્ટ લડવૈયાને સંહારી નાખવાનું અને કારાગારમાં જકડી લેવાનું પણ લઈને ચીનનો પશુપતિ પોતાના અંગરક્ષકો સાથે ઊડીને સીઆનની મુલાકાતે ઊતર્યો.

ચીની રાષ્ટ્રવાદનો ઉદ્દામ ચરુ હવે સીઆનની છાવણીમાં ઊકળતો હતો. એ ઉકળાટનો આખો ખ્યાલ કરવાની પરવા કર્યા વિના ચીનનો માંધાતા ચાંગ ડિસેમ્બરના ૭મા દિવસે સીઆનના વાયુ–ધર પર પોતાનાં રક્ષક બૉમ્બરોના કાફલા સાથે ઊતરી આવ્યો. સીઆન પાસે લીનટુંગ નગરમાં ચાંગ–કાઈ–શેક નામની ચીની તુંડમિજાજની છાવણી એ દિવસથી પડી હતી. ૧૯૩૬ના ડિસેમ્બરના ૯મા દિવસે ચીનના આ જનરાલીસીમોને જાપાન સામે યુદ્ધ જાહેર કરવાની અને કોમ્યુનિસ્ટોનો સંહાર બંધ કરી દેવાની માગણી કરતાં વિદ્યાર્થીઓનું એક જંગી સરઘસ લીનટુંગમાં ઊભરાતું આગળ વધ્યું.

અને ચીની ખાંધિયાઓનો આ વડો હાકેમ ગરજી ઊઠ્યો: 'એમને વીંધી નાખો.' અને વિદ્યાર્થીઓ પર ગોળીઓ વરસી.

એ ગોળીબારને અટકાવતો યંગ-માર્શલ જાતે ત્યાં આવી પહોંચ્યો અને વિદ્યાર્થીઓના આગેવાનોને મનાવતો બોલ્યો: 'હું તમારી માગણીઓ જનરાલીસીમો પાસે રજૂ કરવાની બાંહેધરી આપું છું...તમે વીખરાઈ જાવ.'

અને વિદ્યાર્થીઓ વીખરાઈ ગયાં.

અને ચાંગના શિબિરમાં દાખલ થતા યંગ-માર્શલ પર ખીજવાયલો ચાંગ બગડી ઊઠ્યો, 'મને આવી તમારી રીતભાત બિલકુલ પસંદ નથી.'

'કેવી?' યંગ-માર્શલ જોઈ રહ્યો.

'ગોળીબાર બંધ કરાવી દેવાની અને મારી ઇચ્છાની વચમાં આવવાની. એ લોકો સામે આપણે કડક હાથે જ કામ લેવું જોઈશે.'

અને ચાંગ પછીનો મહાસેનાની યંગ-માર્શલ આ અપમાન ગળી જઈને ચૂપ રહ્યો.

પછી ચાંગ-કાઈ-શેકે એને એક મોટી યાદી સુપરત કરતાં કહ્યું: 'તમારાં લશ્કરોમાંથી આ યાદીવાળાં તમામ નામોને ગિરફતાર કરવાનાં છે.'

'હું અમલ કરવા રજા લઉં છું.' બોલતો યંગ-માર્શલ સલામ ભરીને ચાલ્યો ગયો ત્યારે ડિસેમ્બરના અગિયારમા દિવસની રાત શરૂ થઈ ગઈ હતી.

ત્યારે પાછલી રાતની મીઠી ઊંઘ માણતી જનરાલીસીમોની અંગરક્ષક ટુકડીઓ ઊંઘતી હતી. ત્યારે એ પાછલી રાતનું માઠું સ્વપ્ન દેખતા હોય તેવા અંગરક્ષકો એમના તંબૂની પથારીઓમાં જ ગિરફતાર થયા. સીઆન નગરનો ગવર્નર સીઓ પણ પકડાઈ ગયો. જનરાલીસીમોનાં પચાસ બોમ્બરોના ડ્રાઈવરો ગિરફતાર થઈ ગયા.

અને લીનટુંગમાંના ચ્યાંગ-કાઈ-શેકના ઉતારા પર છત્રીસ સનો જુવાન સરદાર સુન-મીંગ યંગ-માર્શલના બસો જેટલા ગરક્ષકોને લઈને રાતના ત્રણ વાગે પહોંચી ગયો હતો.

ત્યાંના લીનટુંગના અંગરક્ષકો પર એણે સવારના પાંચ વાગે લો કર્યો અને ચ્યાંગના રક્ષકો લથડના પડયા. અંદર સૂનેલો ગ-કાઈ-શેક સફાળો જાગી ઊઠયો. એ પાછલી બારી ખોલીને ાર કૂદ્યો. પછી સુનના લડવૈયા અરધા કલાકમાં જ ગનના શાકમાં લુંગી પહેરેલા ચીનના જનરાલીસીમોને પકડી લાવ્યા. ગતા જતા એ સરમુખત્યારની કેડ છૂંદાઈ હતી અને હાથપગ રડાઈ ગયા હતા તથા એ મહાસેનાનીના મોઢામાંના ખોટા ખું દાંતનું ખોવાઈ ગયું હતું. એક ઊંચી કમર પાછળ સંતાયલો મહાન સુન-મીંગ પાસે પકડાઈને હાજર થયો અને બગાડી ચો: 'મને વીંધી નાખ '

'મારા સરદારનો હુકમ તમને વીંધી નાખવાનો નથી અમારી ણી એ છે કે તમે આપણાં લશ્કરોને જાપાન સામે દોરો '

અને પછી આ મહાસેનાનીને એક મોટરકારમાં બેસાડીને -મીંગ સીઆન તરફ હંકારી ગયો.

અને ચ્યાંગ-કાઈ-શેકની નાનકીંગમાં બેઠેલી મધ્યસ્થ સરકાર આનથી બંધ થયેલા સમાચાર અને તાર-વ્યવહાર ચાલુ ન શકી. એટલે ડૉ. કુંગ ઉતાવળો મેડમ ચાંગ પાસે આવ્યો બોલ્યો: 'સીઆનમાં બળવો થયો છે ને ત્યાંના બધા સમાચાર ા પડ્યા છે.'

અને નાનકીંગનાં સરકારી વર્તુળો એકથી બીજા છેડા સુધી ડી ઊઠયાં. મેડમ ચાંગ ડૉ. કુંગ અને ડોનાલ્ડ સાથે મધ્યસ્થ ટીની તાકીદની બેઠકમાં ઉતાવળી દોડી

પછી આઠ કલાક પછી યંગ-માર્શલનો તાર નાનકીંગની

સરકાર પર આવી પહોંચ્યો: 'અમે મહાસેનાનીને કેદ કર્યા છે અને તેમને રાષ્ટ્ર-ઉદ્ધારના આઠ મુદ્દાઓ સુપરત કર્યા છે. એ મુદ્દાઓના સ્વીકાર પર તેમનું જીવન નભવાનું છે.'

'અમારા મંત્રી ડોનાલ્ડને તમારી સાથે વાત કરવા ઊડીને મોકલવા માગીએ છીએ, જવાબ આપો.' મેડમ ચાંગે આ તારનો જવાબ સીઆન મોકલ્યો.

અને સીઆન પર ઊડતા ઝંઝાવાતની ફૂંકે આખી દુનિયાને હચમચાવી રહી. જાપાની શાહીવાદીઓની મેલી મુરાદને આ બનાવ કંપાવી રહ્યો. અંગ્રેજ અમેરિકી શાહીવાદીઓ આ બનાવને કૉમ્યુનિસ્ટોના મહાન રાજકીય વિજય તરીકે લેખતા નારાજ થઈ ગયા. આખી દુનિયાના દેશોમાં ચાંગ-કાઈ-શેકને વીંધી નાખવાની અફવાઓ ઊડી. સીઆન પરનો વા-વંટોળ અનેક પાંખો ધરીને ઊડતો બન્યો. લાલ પ્રદેશમાંથી કૉમ્યુનિસ્ટ ડીપ્લોમેટ ચાઉ-એન-લી ઊડીને સીઆન આવી પહોંચ્યો.

આજે એના રાજકારણનો વિજય થયો હતો. આજે એના માથાનું એક લાખ ડૉલરનું ઇનામ કાઢનાર ચીનનો માંધાતા લોકોનો ખૂની બનીને ગિરફતાર થયેલો બેઠો હતો અને કૉમ્યુનિસ્ટોનું રાજકારણ એ માંધાતાને વેતિયો પુરવાર કરતું હતું. રાજકારણના આ વીફરેલા ઝંઝાવાત પર ચઢીને યંગ-માર્શલ એના લડવૈયાઓની વિરાટ સભા ભરીને ગરજતો હતો: 'હજુ હમણાં જ ચાંગ-કાઈ-શેકે શાંગહાઈમાં ચાર નેતાઓને ગિરફતાર કર્યા. મેં એ ચારેને છોડી મૂકવા જનરાલીસીમો પર તાર કર્યો—તેઓ કૉમ્યુનિસ્ટો હતા તેથી નહિ...એ ચારે જણ પ્રમાણિક દેશભક્તો હતા અને જાપાન સામે લડાઈ માગતા હતા એટલે જ.'

'પણ જેમનું રાજકારણ ચીનની સોનેરી ટોળકીથી બહાર દેખી શકતું નથી તે આપણા જનરાલીસીમોએ મને જવાબ મોકલ્યો

કે, 'તમે તમારું દૃષ્ટિબિંદુ જણાવ્યું છે પણ...હું સરકાર છું.'

અને ચંગ-માર્શલ ભયાનક બનીને ગરજી ઊઠયો, 'હાસ્તો, તમે એ સ્વીકારો છો!'

અને એક પ્રચંડ પ્રકોપની ગર્જના ગરજી ઊઠી.

પાછો ચંગ-માર્શલ બોલ્યોઃ 'એટલે જ જે સરકાર નથી પણ ચીની લોક જે એકલો જ સરકાર હોઈ શકે તેનો સંહાર કરનાર અને જાપાની કુત્તાઓને આપણા મહાન દેશના કલેવરમાંથી એક પછી બીજું હાડકું તોડી તોડીને નાખનારને આપણે ગિરફતાર કર્યા છે તથા એ જનરાલીસીમો પાસે આપણા આઠ મુદ્દાઓ રજૂ કર્યા છે કે—

'નાનકીંગ સરકારમાં તમામ દેશભક્ત પક્ષોને દાખલ કરો. તાબડતોબ જાપાન સામે સંગ્રામ શરૂ કરો. તમામ દેશભક્તોને કારાગારમાંથી મુક્ત કરો. ડૉ. સુનના સિદ્ધાંતોનો અમલ શરૂ કરો. આખા ચીનમાં તમામ નાગરિક સ્વાતંત્ર્યને શરૂ કરો. આંતરવિગ્રહ બંધ કરો. તમામ રાજકીય પક્ષોને કાયદેસર કરો અને તેમને સંગઠનની છૂટ આપો. આંતરવિગ્રહ બંધ કરો અને પુખ્ત-મતાધિકારવાળી લોકપ્રતિનિધિ-સભા બોલાવો.'

અને આખાં વિરાટમાંથી અનુમતિનો લોક-પુકાર રણહાક જેવો સુસવી ઊઠયો.

એવી ચીન દેશ પરની, કટોકટી સીઆન નગર પર આવીને ઝોડવાઈ ગઈ. સીઆનમાં ચાંગનો અમેરિકન મંત્રી ડોનાલ્ડ ઊડીને આવ્યો. પછી ડૉ. કુંગ અને ટી-વી સુંગ સાથે મેડમ ચાંગ પોતાના પતિની જિંદગી બચાવવા નાનકીંગથી વિમાનમાં ઊડીને આવી પહોંચતી હતી.

સીઆન પર આવવા નીકળેલાં ચીનનાં બેન્કર કુટુંબનાં આગેવાનો આજે પહેલી વાર ધડકતે દિલે ચીન દેશની વિરાટ

તાકાતના જીવતાજાગતા રાજકારણનો પરચો પામતાં ઊડતાં હતાં. મેડમ ચાંગની સામે પોતાના મહાસેનાની પતિની અપમાન પામેલી, કદાચ જીવતી...કદાચ વીંધાઈ ગયેલી છબી આશંકાઓના અનેક આકારો ધડકાવતી હતી.

સોયાંગથી ઊડેલું આ મુરલીધરોનું વિમાન બરફથી ઢંકાયલા પર્વતો વચ્ચે દોડતી રેલ્વે લાઈન પરથી આગળ ધસતું હતું. હવાયાન પર્વતના શિખરને ટપી જતા એ વિમાનમાં મેડમ ચાંગ ધડકતા દિલને સંકોચતી આ પર્વત પછી ઊપડતી સીઆન પ્રદેશની રેખાઓનાં મેદાન પર પથરાઈને ખૂલતી છબીને દેખતી હતી.

'આ પેલું લીનટુંગ, ત્યાં ક્ષિતિજમાં દેખાય, જ્યાં જનરલીસીમો ગિરફતાર થયા.' બોલતો ડોનાલ્ડ બારીમાંથી ઈમારતોનાં ઊંચાં થતાં ટપકાં બતાવતો હતો.

પછી આ મધ્યસ્થ સરકારનાં મહેમાનોનું વિમાન સીઆન પર ચક્કર મારતું ગીતગતું હતું. હાન-ચીંગ આ મહાનોને લેવા વાયુ-ઘર પર ઊભો હતો.

પછી મહેમાનોને લઈને ઉતાવળી દોડતી એક મોટરકાર હાન-ચીંગના મહાલય આગળ અટકી. એ મહાલયના ચોકમાં જ એક તંબૂમાં ચાંગ-કાઈ-શેક કેદી હતો. એ શિબિરને ફરતા યંગ-માર્શલના અંગરક્ષકો ચોકી કરતા હતા.

અને પછી સંયુક્ત મોરચો નહિ તો મોત સામે એકથી બીજા પર નજર ફેરવતા ચાંગના તંબૂમાં મેડમ ચાંગ દાખલ થઈ. એ ધરાયલો હોય તેવો પથારીમાં અરધો બેઠો થયો. એની આંખમાં આંસુ ભરાયાં.

પછી થોડી વારે ચાંગ, મેડમ પર અનુરાગની નજર ફેરવતો બોલ્યો, 'આજ સવારે મેં બાઈબલ ઉઘાડ્યું ત્યારે ઊપડતા પાન પર જે અક્ષરો મારી નજરમાં અચાનક આવ્યા તે કહેતા હતા

કે, જેહોવાહ હવે એક નવી વસ્તુ કરશે,...ભગવાન જેહોવાહ એક નારીને એક નરનું જીવન બચાવવા મોકલશે.'

'અને હું આવી પહોંચી છું.' મેડમ ચાંગે ઉમળકાથી ઉમેર્યું.

'પણ હું એમના આઠ મુદ્દાઓ પર સહી નથી કરવાનો.' ચાંગ મક્કમતાથી બોલ્યો.

અને એવા ત્રણ દિવસ વહી ગયા.

પછી ત્રીજા દિવસની સવારે ચાંગ-કાઈ-શેકે પેલા આઠ મુદ્દાઓ પર સહી કરી.

અને તરત જ બપોરે યંગ-માર્શલનું વિમાન જનરલીસીમો અને મહેમાનોને નાનકીંગ પહોંચાડવા ઊડવા માટે તૈયાર થઈને ઊભું.

અને તેનાં ઊઘડેલા કમાડમાં ચાંગ-કાઇ-શેક સાથે મેડમ અને સુંગ તસુ કુંગ અંદર જઈને ગોઠવાયાં.

ત્યારે વિમાનના ડ્રાઈવર સાથે યંગ-માર્શલ પોતે ગોઠવાયો.

ચકિત થયેલો ચાંગ એની મેડમ સાથે બોલી ઊઠ્યોઃ 'તમે ...તમે ક્યાં સુધી?'

'નાનકીંગ સુધી...નાનકીંગની મધ્યસ્થ સરકાર સુધી... મહેમાનોને સલામત પહોંચાડવા અને આપણા આઠ મુદ્દાઓ રૂબરૂ પહોંચાડવા. ત્યાં તમે મારો ન્યાય પણ કરી શકશો.'

## ૩૯

# કાળા ચીનની લાલ સીમા

એ ૯૮ એ...સીઆન...એક વખતનું યંગ-માર્શલનું ધામ...ચાંગ-કાઈ-શેકની જનતાનો સંહાર કરવાની સાનને ઠેકાણે લાવનારું સ્થાન પાછું આજે પહેલાં જેવી ભયાનકતા ધરતું કોમ્યુનિસ્ટ-વિરોધી મથક બનતું હતું અને જે કોઈ અજાણ્યું હોય, ન ઓળખાય તેવું હોય, પરદેશી હોય તેનાથી ડરતું હતું અને કુશંકાથી ભરેલી નજરો નાખતું હતું. કેવું એનું અપરાધી દિલ ડગમગતું રહેતું હતું ! કેવો એનો અજ્ઞાત વિહ્વળતાથી વલોવાતો હતો અને ઝેર ફૂંફવતો હતો !

અહીંથી જ કોમ્યુનિસ્ટોના પ્રદેશોની ચારે કોર લશ્કરી આડની 'બ્લોકેડ' ગોઠવાઈ ગઈ હતી. અહીંથી જ કોમ્યુનિસ્ટ પ્રદેશનો સરહદી વિસ્તાર એ ઘેરામાં ગૂંગળાતો હતો.

અહીં પરદેશના ખબરપત્રીઓ કોમ્યુનિસ્ટોના લાલ ચીનની ભાળ કાઢવા આવતા હતા. સીઆનનું ધડકતું દિલ કહેતું હતું: 'પણ ત્યાં દેખવા જેવું જ શું છે તે ! હા, કદાચ કોમ્યુનિસ્ટો તમારા પર સારી અસર પણ કરી જાય પણ તે સાચી અસર નહિ હોવાની.'

'એ કોમ્યુનિસ્ટોના પ્રદેશને ફરતી બ્લોકેડ મુકાઈ ગઈ છે ?' કોઈ પૂછતું.

ત્યારે ચાંગ-કાસીની સીઆન સરકારની એ સવાલ પૂછનાર

તરફ આંખ વંકાતી, ભવાં સંકોચાતાં અને જવાબ જડતો કે, 'હાં...હાં સિરફ મુશ્કેલી ટાળવા ખાતર જ અમે કોમ્યુનિસ્ટોના સરહદ-પ્રદેશને વીંટતી સંરક્ષક લાઇન-દોરી કરી છે.'

'કેવળ લાઇન-દોરી!'

'કિલ્લેબંધી જેવીસ્તો...ફરતી ખાઇઓવાળી.' એવું ચાંગ-ફાસીનો સીઆનનો ગવર્નર કહેતો અને પછી મેજર જનરલ લો-ચી-કાઈ આસ્તેથી ઉમેરતો, 'છે છે તે એ સંરક્ષક પટી જ...કોમ્યુનિસ્ટોએ અમારાં લશ્કરી ફરમાનોનો ભંગ આદર્યો એટલે એ વિના બીજો ઉપાય શો રહ્યો...બસ જે છે તે એ એક સંરક્ષક પટી છે પણ કોમ્યુનિસ્ટો એને 'બ્લોકેડ' કહે છે બ્લોકેડ...તો કહો બ્લોકેડ...અમારે એવી ત્રણ બ્લોકેડ લાઇન-દોરીઓ એકબીજાની પાછળ નાખવી પડી છે. પહેલી ઇયુનથી ઊપડેલી નીંગશિયા પહોંચે છે. કોમ્યુનિસ્ટ સરહદનો એ લગોલગ દોરો છે. એની પાછળ બીજી હોનરશેનથી ઊપડેલી નીંગશિયાની નીચે ખતમ થાય છે અને તેની પાછળ સીઆનને અડીને ઊપડતી ત્રીજી કાંસુની નીચેના પ્રદેશમાં પહોંચે છે. બસ...એને જ કોમ્યુનિસ્ટો બ્લોકેડ કહે છે. વસ્તુતઃ એ કંઈ જ નથી અને જે છે તે અનિવાર્ય છે.'

'પણ આવા પ્રતિબંધો વિના ચીનને ચાલશે જ નહિ!' એવા કોઈ સવાલના જવાબમાં ગવર્નર વચમાં તડૂકી ઊઠતો, 'ચાલશે ચાલશે...ચાંગ કહે છે કે ચાલશે જ...પણ કોમ્યુનિસ્ટો એમનાં લાલ લશ્કરો વિખેરી નાખીને ચાંગ-સરકારને શરણે કયાં આવે છે! અને આ બ્લોકેડો કોમ્યુનિસ્ટો સામે કયાં છે એ તો એમના પર જાપાનીઓ હલ્લા કરે છે અને લોક તો લશ્કરમાં માનતા જ નથી...એટલે જાપાનીઓ એમને હરાવીને સીઆન પર ધસી આવે તો પહેલેથી પાળ બાંધી રાખવી સારી.'

એમ સીઆનની તસ્વીર લાલ લોકો સામેની પહેલી લશ્કરી નાકાબંધીની ઊઘડતી હતી. એ સીઆનમાં નામીચી બની ચૂકેલી એક શ્રમતાલીમ-છાવણી હતી. ૧૯૩૭ની સીઆનની મિલિટરી કાઉનસીલે એની શરૂઆત કરી હતી. એ છાવણીની વસાહત કોમ્યુનિસ્ટ પ્રદેશમાં પેસવા જતાં પકડાતાં ચીની જુવાનો, કોમ્યુનિસ્ટ પ્રદેશની સરહદમાંથી ઝડપાતાં કામદાર-કિસાનો તથા બીજાં રાજકીય રીતે વહેમ પડતાંઓની બની હતી. એમાં મોટા ભાગના હજારો જુવાનો દીવાલો અને કાંટાળા તાર વચમાં પુરાયલાં શ્રમ કરતાં હતાં. ખેતરો ખેડતાં હતાં અને ફરજિયાત પરેડો કરતાં હતાં. ગમગીન ચહેરાઓ અહીં નિરાશ બનીને મૂંઝાતા ફરતા હતા. જુવાન છોકરીઓ આ શ્રમ-છાવણીમાં નિચોવાતી હતી. અને જીવલેણ જીવનમાં જકડાયલી દબાયલા દરદની નિરાશ છાયાઓ બની હતી.

કોઈ વાર કોઈ પરદેશી ખબરપત્રી આ છાવણીની મુલાકાત લેવા આવતો. ત્યારે આ છાવણીની સફાઈ થતી. ત્યારે આ છાવણીમાં નવી છબીઓ ચોંટાતી અને ત્યારની તારીખ નાખેલું ભીંતપત્ર લાગી જતું. ત્યારે સવાલોના જવાબો ગોખાવેલા તાજા થતા. પણ કોઈ વાર એ ગોખેલા શબ્દો ઉપરાંત તક મળતી તો એકાદએ દબાયલા અવાજે ચંપાતા ઊઠતા હતા—

'...મારા દેશને બચાવવા હું કોમ્યુનિસ્ટ નહોતો છતાં કોમ્યુનિસ્ટોની હરોળમાં...સમાનતા, આઝાદી અને લોકશાસન બીજે ક્યાં સાંભળવા મળવાનું હતું! પણ ત્યારે ગેરીલાઓની ટુકડીમાંથી...' અને એવા અવાજ અધકચરી વાતો બોલતા દબાતા, ચંપાતા ને ચૂંથાઈ જતા.

એ બધા ભયાનક શબ્દો હતા. એવા શબ્દોને સ્ફુરાવનાર વિચાર કરવાના ગુના બદલ પણ ચાંગ સરકારના સકંજામાં

સપડાયલાં કૉલેજનાં ભણનારાં અહીં સેંકડો આવ્યાં હતાં અને ગયાં હતાં. એ બધાં પર ચાંગ-ફાસીનો નીમેલો લશ્કરી વડો લેફ્ટેનન્ટ જનરલ હુ-શુંગ-નાન બેઠો હતો. સીઆનનો એ જબરો જલ્લાદ હતો. એના નામ પર ચીની દેશભક્તોના ફિટકાર વરસતા હતા. ચીનની એકહથ્થુ સત્તાનો, લશ્કરવાદનો, ઉદ્દાર મતવાદના વિરોધનો, અને કૉમ્યુનિસ્ટોના સંહારના સંગ્રામોના સંચાલનનો એ મશહૂર મવાલી હતો. એણે એ બધી કામગીરી બજાવવા ચાર લાખની સેનાને સજ્જ હતી. એ જાપાનીઓ સામે લડવાનું હળવું કરીને આજે ચાર ચાર વરસથી કૉમ્યુનિસ્ટોના આવતી કાલના સહારને નજરમાં રાખીને આજે કૉમ્યુનિસ્ટોના પ્રદેશને ફરતી લશ્કરી બ્લોકેડો બાંધતો સીઆનનો લશ્કરી સૂબો બનીને પડ્યો હતો.

સીઆનની સીધી લીટીમાં પીળી નદી પર ટુંગકવાનના ગઢમાં એનો મુકામ રહેતો હતો. એ ટુંગકવાનના સામા કિનારા પર જાપાની લશ્કરોના મુકામ હતા પણ જાપાની આક્રમણ તો લાલ ચીન તરફ મોં ફેરવીને લડતું હતું અને ટુંગકવાનનો ચાંગ લશ્કરવાદ એ લડાઈના સમાચારો સાંભળતો નિરાંત વાળીને બેઠો હતો. વેન્ટેલ વિલ્કીને એ અહીં બેઠા બેઠા જાપાનની સરહદ બતાવતો એ અમરિકી પાકીના કાનમાં ફૂંક મારતો હતો અને અહીંથી જ બ્રિટિશ પારલામેન્ટના મિશનની પરોણાચાકરી કરતો કહેતો હતો, 'કુટાવા દો...આવતી કાલે એ જ લાલ ડાકુઓ સામે અમારે લડવું પડવાનું છે.'

અને અંગ્રેજ-અમરિકી નિરીક્ષણ 'એમેન' બોલીને આશિષ આપતું એ આવતી કાલની મેલી ગણતરી કરતું હતું.

અને જનરલ હુ-શુંગ-નાનનાં નિશાન લાલ ચીન પર કતગતાં હતાં. ચીન આખા પર ભયાનક બનેલો એ ચાંગનો મુખી હતો.

ચાંગ સરકારમાં એ ચાંગ–કાઈ-શેકના વારસદાર તરીકે જાણીતો થયો હતો. એની ક્રૂર અને ભયંકર કાવતરાંખોરી ક્યોમીનટાંગની છૂપી પોલીસના વડા જનરલ ટાઈ-લીથી બીજે નંબરે પંકાતી હતી. એવો હુ-શુંગ-નાન અહીં સીઆનનો સરનશીન નિમાયો હતો.

એ મહાન હીંગુજી આડત્રીસ વરસનો જુવાન હતો જરાક જાડો, જાજરમાન અને સ્ત્રૈણુ પણ રોમન જલ્લાદ જેવો ક્રૂર દેખાતો હતો. એની લશ્કરી ટોપી નીચેથી એના બોચી પરના કલામય વાળ ડોકાતા હતા. એ ખંધું અને શરમાળ હસતો હતો અને એનું ચંચળ માથું હલાવ્યા કરતો હતો.

ત્યારે થોડા જ દિવસમાં એના જેવા જ એક મહાન અને જબરા સેનાપતિએ આખો હોનાન ખોયો હતો. તે તરફનો જાપાની ધસારો આગળ વધતો હતો, અને તો ય સીઆનની નજદીક દોડતા એ ધસારાના હિસાબ ગણતો એ શાંત બેઠો હતો. એ રાજકીય વ્યૂહનાં રમકડાં ગોઠવતો સરવૈયું કાઢતો કહેતો હતો, ' એ ધસારો ક્યોમીનટાંગ કોમ્યુનિસ્ટ પ્રદેશ પર સામટો હુમલો નહિ કરે...તો તો ક્યોમીનટાંગ–કોમ્યુનિસ્ટો એક થઈ જાય...ખુદ ટોકિયોને તે પસંદ નથી...એ તો આપણી પાછળ થઈ ને લાલ ચીન પર જાય છે.'

અને એને પાછી નિરાંત વળી જતી, અને એની આંખ સામે એણે રચેલી રચના જેવી શાંશી પ્રાંતની કોમ્યુનિસ્ટોને ઘેરી વળેલી, કોમ્યુનિસ્ટો પર હકૂમતી ફરમાનો કાઢતી એક ઘરડી છબી દેખાતી.

એ છબી જનરલ યેનની હતી. એ બબડતો, ' ત્રેસઠ વરસનો તો ય બાપો યેન કોમ્યુનિસ્ટોને માટે તો ખરેખર ખતરનાક છે...' અને એના મગજમાં કોમ્યુનિસ્ટોની સંહારયોજના સાથે યેન બાપાની ' પ્રોલેટારિયટ '–સંહારની યોજના ભળી જતી.

એ યોજના પણ કોમ્યુનિસ્ટ પ્રદેશના ઉંબરામાં જનરલ ચેનના દિમાગમાં ઉપર-તળે થતી હતી. જનરલ ચેન, માર્શલ ચેન-સી-શાનના નામે નામીચો હતો. ચાંગ-ફાસીએ ભૂતકાળના જાપાનકબ્જામાંથી સાચવી રાખેલો એ જૂના જમાનાનો વિમહખોર હતો. ૧૯૧૧માં એ એક હોટલમાં પાણિયારો હતો અને ત્યાંથી આજે સાંશીનો ગવર્નર બન્યો હતો અને આજે જાપાનની સામે લડાઈ ચલાવવાના નામમાં કોમ્યુનિસ્ટોની સગવડને આંતરી કોમ્યુનિસ્ટો સામેની આવી પહોંચવાની જેહાદનું નિશાન તાકીને બીજો મોરચો બનાવીને બેઠો હતો.

આજે એનો જૂનો પ્રાંત સાંશી એના કબજામાં કેટલો હતો, તેની કોઈને ખબર નહોતી પણ કોમ્યુનિસ્ટોને કચરી નાખવાનાં ફરમાન આવે ત્યારે અમલ કરવા એ ચાંગની આજ્ઞાથી એક મોટા લશ્કરનો મહાસેનાની બનીને ટાંપી રહ્યો હતો. એનું મથક કેનાપો હતું. પીળી નદી પર ઊંચી પર્વતમાળની નીચી ટેકરીઓમાં એ મથક ગોઠવાયું હતું. એ ગોઠવણમાં ચેન ગોઠવાયો હતો. દેખાવે એ લડાયક નહોતો. એણે સમાજસુધારા પર કનફ્યુશિયસવાદ, સમાજવાદ અને સુનયાતવાદની ખીચડી કરીને કેટલુંક લખાણ લખ્યું હતું એ લખાણનો સાર ચીન પરથી પ્રોલેટારિયટને એટલે સંગઠિત કામદારોને ભૂંસી નાખવાનો હતો, કારણ કે કોમ્યુનિસ્ટ પાર્ટીનો એ જ પાયો હતો અને કોમ્યુનિસ્ટો એમાંથી જ ઊગતા હતા એવી એણે શોધ કરી હતી

કેનાપોમાં એ મહાપુરુષનું ત્રીસ લાખ શબ્દોમાં લખાયેલું લખાણ ફરજિયાત રીતે વંચાતું અને ફરજિયાત રીતે મનાતું હતું.

એ ફિરસ્તાના અહીંના શાસનમાં જનતા પર જમીનદારોના વેરા બોજા હતા પણ એના પોતાના કરભારં ઝળહળ હતા. એણે પોતાની હકૂમતમાં સિગરેટ પીવાની મનાઈ કરી હતી. એણે

જૂની ઢબમાં નવું લશ્કર જમા કર્યું હતું. એ જાપાન સામે લડતા લડતાં જ કોમ્યુનિસ્ટો સામે ચાલુ ચાર વરસમાં છયાસી લડાઇઓ લડ્યો હતો અને હમણાં જ ફેંગ નદી પરના પિંગાણુ-મા એણે એક સરદાર અને સાતસો સૈનિકોને કપાવી માર્યા હતા, કારણકે એને ત્યાં અનાજ ખૂટ્યું હતુ એટલે સાથેના લાલ પ્રદેશના લોકશાસનવાળા ગામો પર ચડાઇ કરવા વિના બીજો રસ્તો નહોતો અને કોમ્યુનિસ્ટ ગ્રામધરકો એની સામે થયાં હતાં.

એ તો ઘણી વાર કહેતો કે 'કોમ્યુનિસ્ટો ઘણા સારા છે કારણકે એમના જેવા કોઈ સગઠિત નથી પણ એ લોક ભલા નથી અને છતા ભલા દેખાય છે; કારણકે એ લોક કેવળ પ્રગતિ-વાળા છે પણ હમેશાં પ્રગતિ સારી નથી હોતી, સુધારો જ સારો હોય છે...અને એટલે તો કયોમીનટાગ એની સામે લડે છે. અને મારી સામે નથી લડતી કારણકે હું કરવેરામાંથી સુધારો કરું છુ...અને મારા કરતા કોણુ મોટો કોમ્યુનિસ્ટ છે વારુ?'

એમ બોલતો એ જરાક કોઈ વાર મૂઝાતો અને બબડતો કે 'અને તો ય જનતા એટલે શ્રમજીવીઓ કોમ્યુનિસ્ટો પર જ મુગ્ધ બનીને દોરાય છે કારણકે એ લોક એ શ્રમજીવીઓને પ્રોલેટારિયટ બનાવે છે...અને તેની સામે જ વાંધો છે, નહિ તો ચીનાઓ તો જ્યા હોય ત્યાં ચીનાઓ જ છે પણ તફાવત ત્યાં મોટો છે...' અને જાણે ચીની લોકની ઘોડાપૂર જેલરાવની પીળી નદીમા એ ડચકાતો હોય તેવો જૂના ચીનનો એ વિગ્રહખોર ડોસો ખીધેલો જોઈ રહેતા એની સામે કાળા ચીનની લાલ સીમા અહીંથી જ દેખાતી હતી. આગ-ફાસીના કાળોતરા પડઘાયાનો સંભુમેળો અહીં પીળી નદીના વિશાળ કદરા-પ્રદેશમાથી અને બંને બાજુના સીધા ને ખુલ્લા પર્વતોની અટારીઓમાથી આ પીળી નદીના ઉતરાણને લાલ સરહદનો ઉબરો માનીને દેખી

રહેતો હતો. આ ઉતરાણ તો પહેલાંના શાંતિ-સમયમાં વેપારનું મોટું મથક હતું. આજે ત્યાં જનતાના સંહારના આંતરવિગ્રહના આંગને સાંપડેલા કાળઓળા ઊડતા હતા.

એ ઉતરાણ પરથી કોઈ અમરિકી ખબરપત્રી લાલ ચીનમાં જવાની મુશ્કેલ પરવાનગી પામીને ઊતરતો હતો ત્યારે જનરલ ચેનનો દૂત સામેના કિનારા તરફ સફેદ વાવટો ફરકાવતો પછી સામા કિનારાની લાલ ચોકી એ સફેદ વાવટાના જવાબમાં સફેદ વાવટો ફરકાવતી અને પોતાને ત્યાં આવવા માગતા મહેમાનને લેવા સફેદ વાવટો ફરકાવતી નૌકા મોકલતી.

અને પછી એવી કોઈ નૌકા પીળી નદીનાં પાણી પર લાલ છાયા ઊભરાવતી લાલ ગીત લલકારતી લડાયક તાલમી ખલાસી બિરાદરીથી હલેસાતી આવતી. જાણે મહા ભયાનક પીળી નદી પર કુદરતી સંહારલીલા પર લાલ માનવીનો સંસ્કાર-લલકાર લહેરાતો.

આ ઉતરાણ આજે શીતળ જળ કિનારા તરીકે મશહૂર બન્યું હતું. એ ઉતરાણ સામે ઊભની સીધી ને ઊંચી ડુંગરમાળ પાછળ જનશાસનનાં લાલ લોકગ્રામોના જનનેસડા ગુંજતા હતા.

એ ગ્રામએકમમાં દરેકમાં કિસાન માટીકાંનાં માટીનાં ઘર હતાં. ગામની વચમાં એક ઊંચી ચણેલી વ્યાસપીઠ હતી. વ્યાસપીઠ પાછળના દેવળમાં બુદ્ધની પ્રતિમા પાસે બાળકો ખેલતાં હતાં કે બાળકીડાંગણમાં શીખતાં હતાં. એના આરંભનાં ગ્રામો પર આડમા રસ્તાનો લાલ સૈનિક પીળી નદી પરની ઉન્નત ટેકરીને માથે ચઢીને ચોકી ભરતો હતો, અને પાછળ પથરાયલી ગ્રામજનતાની વ્યાસપીઠો પરની ગ્રામ-સભાઓની લોક-કાર્યવાહીઓને સબ સલામત પુકારતો હતો.

એ ગ્રામ-ઘટકો લાલ પ્રદેશના સરહદ-પ્રદેશમાં હતાં. એ સરહદ-પ્રદેશના કિસાન સંસાર પોતપોતાના ગામની સરકાર ચૂંટતા

હતા. ઘરબારમાં ચટાઈઓ પર બેસીને કામ કરતા હતા, શાક-ભાજી અને ધાન પકવતા હતા અને પામતા હતા. એ સંસારની કિસાન નારીઓ ઢોર ઉછેરતી અને મરઘાં ઉછેરતી કાંતતી હતી, રાંધતી હતી, શિશુઓને ધવડાવતી આમસરકારનો અંડાડો બનીને જીવનશ્રમમાં સમાન વહેતી હતી, અને એમના માટીડા અને દીકરાઓને ચૂમીઓ ભરીને ટોપીઓમાં લાલ તારક ગૂંથી દેતી હતી. રણમોરચાની એ લાલ નારીઓ લાલ દીકરાઓને હીંચોળતી હતી અને પેલા વાંગ–શેન જેવો બનવાનાં હાલરડાં ગાતી હતી. એવા અનેક વાંગ–શેનોની એ માતાઓ હતી. અને વાંગ–શેન ઘર ઘરમાં શ્રમમાનવી બનીને–મજૂરિયો બનીને ખેતર ખેડતો ને સંભાળતો, જરાક જરાકમાં ખડખડાટ હસતો, દાંત ચમકાવતો, આરપાર જોતી નજર દોડાવતો સમાન સથવારાના ઉમળકામાં જોરથી હાથ મિલાવતો ઘર ઘર પર ઘૂમરતો લાલ લડાયકની ભૂરી ચડ્ડીવાળી તસ્વીર જગવતો હતો.

એને ત્યાં કોઈ કોઈ વાર આઠમા લશ્કરની સૈનિક–ટુકડી આવતી કે પસાર થઈ જતી અને એ ધરતીના ભેરુઓના કાનમાં ખાનગી વાત સંભળાવી જતી, 'આપણા મહાસેનાની ચુ–ટેહનું ફરમાન છે કે...'

આવો એ લાલ ચીનનો ઉત્તર પ્રદેશ હતો એ પ્રદેશ સરહદ-પ્રદેશ તરીકે ઓળખાતો. લાલ ચીનની એ સરહદી સીમા હતી.

એ સીમાપ્રદેશ પીળો, સૂકો અને વેરાન જેવો હતો એના પર ઝાડ ઊગ્યાં નહોતાં. એના પર ગોઠવાયલી ડુંગરમાળો વન-રાજીઓ વિનાની લૂખી હતી ચીની કોમ્યુનિસ્ટોના પહેલા કદમે એમાં લોકરાજકારણ અને લોકયોજના પેદા કરી હતી.

એ યોજનામાં આજ સુધી અણખેડ પડેલી ધરતી પર ચારે બાજુથી કિસાન–જૂથો આવ્યાં અને વસવા માંડ્યા. એ યોજનામાં

એ ધરતી પર શ્રમ-આપલે બ્રિગેડો (Labour exchange Brigades) બની. એ શ્રમટુકડીઓએ સહકારી અને સંઘશ્રમથી પડતર જમીનોને ખોદવા ને ખેડવા માંડી. વેરાન પર જન મંગલ નેસડાઓ બંધાયા. ધરતીના આધેડ કિસાનો આ નવા વસવાટને જોતા આસમાનમાં આંખ ફેરવતા કહેતા હતા, 'માઓ-સી-તુંગ આવી-ગયો ત્યારનો મે પણ શો મન મૂકીને વરસી પડે છે!'

છેલ્લા આઠ વરસમાં એ વેરાન જનપ્રદેશમાં ઝાડો રોપાયાં. પહેલી વાર એ ધરતીના જીવન પર ઢોર-ઉછેર અપનાયો. પહેલી વાર એ ધરતી પર કપાસના ઢગલા પાક્યા. પહેલી વાર એ ગ્રામઘટકો પર શાળાઓ ગુંજી ઊઠી અને પહેલી જ વાર કિસાન-નેસડાઓમાં કાંતણ-પિંજણ અને હાથસાળો શરૂ થયાં.

ત્યાં જ ચાંગ-ફાસીનો ઘેરો જનલોકના ઘર ઘરના ઊંડાણ બચાવમાં લાલ ચીનના ઉંબરામાં તૂટતો હતો.

એ તોડનાર તાકાત ત્યાંની સહકારી ખેતીનો શ્રમસંઘ હતો. ત્યાંનાં ઘરઘરમાં ગુંજતા રેંટિયા ને સાળો હતી. ત્યાંનાં રસોડાંમાં બેઠેલી રાજકારણની લડાયક નારીની છબી હતી. ત્યાંની શાળા અને ક્રીડાંગણ હતાં, અને ત્યાંનાં ગરીબ ગ્રામઘટકોમાં દરેક ગામમાં ચૌટે-ચાકલે લોકનિયુક્ત બનીને લોક-ઇન્સાફ દેખવા બેસતો ગ્રામન્યાયાધીશ તરીકે ચૂંટાયલો પંચાયત સાથે બેસતો ગ્રામ-વડવો હતો.

. પેનાને-લાલ ચીને, ચાંગ-ફાસીની ગોઝારી ઘટમાળ સામે ગામેગામ પર લોકશાહી કમિટીઓના ચુનાવ કરીને ફાસીવાદ સામે લોક-જેહાદ શરૂ કરી હતી. એવી કમિટીઓમાં લોકતત્ત્વ સૌથી વધારે આવી શકે તે માટે કોમ્યુનિસ્ટોને કુલ બેઠકોમાંથી એકતૃતીયાંશ બેઠકો માટે જ ઊભા રહેવાની કોમ્યુનિસ્ટ પાર્ટીની સૂચના હતી.

આ સીમા-પ્રદેશનો વડો આગેવાન વાંગ-શૈન હતો. જાપાન સામે જાતી જંગ ખેલતો એ દશ હજાર લાલ લડવૈયાનો સરદાર લાલ લશ્કરના મહાસેનાનીનું ફરમાન પામતો હતો. 'તમારા લશ્કર સાથે આપણા સીમા-પ્રદેશમાં પહોંચી જાવ. ત્યાં જઈને તમે અને તમારા લડવૈયા જમીનો ખેડીને ખાવ, ત્યાંની કિસાન જનતાની શ્રમટુકડીઓને મદદ કરો. જનતાના શ્રમને હળવો બનાવો અને આપણી ઉત્પાદન-શક્તિને વેગ આપો.'

અને રૂસી જનતાના સોવિયટ પ્રદેશના લાલ લશ્કર વિના જગતભરના ઇતિહાસમાં જે કોઈ લશ્કરે કદી કર્યું નહોતું તે કરી બતાવવા વાંગ-શૈનનું દશ હજારનું કટક સરહદી સીમા પર પહોંચી ગયું.

વધુ ઉત્પાદનની લડત ચલાવવા વાંગ-શૈનના લડવૈયા વેરાન પ્રદેશ પર પહોંચતા હતા. સીમા-પ્રદેશની ડુંગરમાળમાં ગુફાઓ ખોદાતી હતી, લાકડાં કપાતાં હતાં, પડતર જમીનો પર લોક લડવૈયાનાં હળ ફરતાં થતાં હતાં. શ્રમ-ટુકડીઓમાં નવા જોશ ઊભરાતા હતા.

બીજે દિવસે એક ટુકડીનાયક લી, દોડતો આવતો સમાચાર આપતો હતો: 'પેલી ટેકરીના દેવળમાં પ્રાચીન કાળથી લટકતો જંગી ઘંટ છે. આખોય લોખંડનો છે, સેંકડો મણનો વજનદાર છે.'

અને ઘંટ નીચે ભઠ્ઠી સળગી ઊઠી. ઘંટ ઓગળી ગયો. ઘંટમાંથી ખેતીનાં ઓજારો ઘડવા કિસાનો બેસી ગયા. ઘંટ નવી રીતે વાગતો થયો.

સરહદી પ્રદેશના નાનીવાન વિભાગમાં પાંત્રીસહજાર પડતર એકરો ખેડ નીચે પહેલે જ વરસે આવી ગયા. દશહજાર લાલ સૈનિકો અને અમલદારોએ જાતમહેનતથી શ્રમજંગનો વિજય ઊજવ્યો.

એ ઉજવણીને જનતામાં પાથરી દેવા દશહજારમાંથી કિસાનોને મદદ કરનારી ટુકડીઓ કિસાન-ટુકડીઓમાં પથગવા માંડી.'

ધરતીનાં ભેરુઓ, કિસાન જનતાનાં ઝુંડો આ નવા લશ્કરના લોક-બેટાઓને પલકારો માર્યા વિના જોઈ રહ્યાં. 'આજ સુધીનાં લશ્કરોએ એમનાં ઘર ખૂંદ્યા હતાં, માલ લૂંટ્યા હતા પણ આજે તેમનાં ઘરબાર વસાવનારું અને તેમનાં ખેતરોમાં શ્રમ કરી આપનારું આ લશ્કર કેવું નવતર હતું!

અને ૧૯૪૪ના ફેબ્રુઆરીના પાંચમા દિવસે વાંગ-શેન પોતાના દશહજાર લડવૈયાઓ જોગ ફરમાન બોલતો હતો:

'આપણા પ્રમુખ માઓ-સી-ટુંગની વધુ ઉત્પાદનની યોજનાના અમલ માટે આપણા ડિવિઝન કમાન્ડર હો-લુંગે આપણને સોંપેલી ફરજના અમલમાં ગઈ સાલ આપણને સોંપાયા કરતાં બમણું ઉત્પાદન આપણે કરી બતાવ્યું છે. ચાલુ સાલે ગઈ સાલ કરતા બમણું કરવાની આપણે હામ ભીડવાની છે તથા તેર હજાર ટન બાજરો પણ પકવવાનો છે.

'માર્ચથી ઑક્ટોબરની આખર સુધી આપણા એકેએક સૈનિકે ઉત્પાદન-હિલચાલમાં વધરેમાં વધારે વખત આપવાનો છે તથા ફાજલ મહિનાઓમાં અને સમયમાં આપણી મરકાર-પ્રવૃત્તિઓ તથા રાજકીય અભ્યાસવર્ગો અને જાપાનવિરોધી લડાયક તાલીમ તરફ પૂરેપૂરું ધ્યાન આપવાનું છે.'

(સહી) વાંગ-શેન
બ્રિગેડ કમાન્ડર તથા પોલિટિકલ કોમીસાર

અને લાલ સૈનિકોની ટુકડીઓ શ્રમ-જેહાદમાં લાગી પડની હતી સમાન જનતાના શ્રમ-સંઘોમાં કંપની બેટેલિયન અને રેજિમેન્ટ કમાન્ડરો પણ શ્રમજંગમાં સમાન રીતે મચી પડ્યા હતા. નવા જગતને, સમાન જગતને જીતવા નીકળેલું એ નવું

લશ્કર હતું ચીની ધરતી પર હળ ચલાવતા, ઘાસ કાપતા અને ધરતી ખોદતા એ કમાન્ડરો ને સૈનિકોનો દરેક ઘા જૂના જમાનાના જાલિમ ખધા પર પડતો હતો.

અને વાંગ-શેન ખડાગ્ના મહેમાનોને સમજાવતો કહેતો હતો 'એથી અમારું ઉત્પાદન વધે છે. જેમ રણગાડીઓ પેટ્રોલ વિના તેમ અમે રોટલા વિના ઓછા લડી શકવાના છીએ! અને એથી શરીર સચવાય છે, તંદુરસ્તી જળવાય છે, તાકાત ઊભરાય છે. અહીં ખેતીની મોસમો પછી અમારા તાલીમવર્ગોમાં નવી તાજગી પરખાય છે ને ખેતીના કામ કરતા કરતાં પણ અમારી શ્રમટુકડીઓને ગ્રેનેડ નાખવાની, બેયોનેટની અને બીજી તાલીમો તો રોજ અપાય છે. અમારી શ્રમ-ટુકડીઓનો એકેએક કિસાન પણ ખેતરમાં હોય છે તો ય ખભા પાછળ રાઇફલ લટકાવીને જ આવતો હોય છે. જે પળે હાકલ પડે તે જ પળે તૈયાર રહેવાની અમારી મુખ્ય ફરજ છે. અને અમારાં ઘણાખરા હથિયારો તો અમે જાપાનીઓ પાસેથી જ જીવના જોખમે જીતીને મેળવેલા છે.'

એવો લાલ સરહદનો નાનીવાન જિલ્લો એક મોટું લોક-ખેતર બન્યો એક મોટું લોક-ઘરનું કારખાનું બન્યો, એક મોટી લોક-લશ્કરીઓની છાવણી બન્યો, અને એક મોટી લોક-સરકારની લોકશાળા બન્યો

એ લાલ સરહદની ડુંગરમાળની અટારીઓ પર ગોઠવાયેલી તોપો જિતાયલી હતી દરેક તોપને પોતાને જીતનાર લોકતાકાતના પરાક્રમની વાતો કહેવાની હતી વાંગ-શેનનું જીવન એ બધી ધરતીની વાતચીતો સાથે વણાઈ ગયું હતું. એ તાણા-વાણામાંથી કોઈ વાર છૂટા પડી જતા તાર જેવી એના પૂર્વજીવનની વાત ટપકી પડતી હતી ધરતીના ભાવથી નિર્ઝરતી કેવી સીધી અને સાદી એ લોકગિરા હતી

વિશાળ લોક-ખંડ છે. એ ખંડ પર લખ્યું છે, 'પીપલ્સ પોલિટિકલ કાઉન્સીલ' એ ખંડથી થોડે દૂર સરહદી લોક-સરકારનાં મકાનો છે. એ ખંડમાં સીધાંસાદાં સ્ત્રીપુરુષો લોકોથી ચૂંટાયલાં આવે છે. પોતાને માટે કાયદા ઘડે છે અને સરકાર ચલાવે છે. માઓ એ બધું જુએ છે અને શિક્ષકની જેમ ખુશ થતો વિચારે છે...જનતાનાં જુવાન દીકરા-દીકરીઓનાં વૃદ્ધ વિદ્યાર્થીઓ કેવું સરકાર ચલાવવાનું શિક્ષણ લઈ રહ્યાં છે!

યેનાનના રાજકારણની એ લોકશાળાઓ છે. એ શાળાઓ કોઈ વાર લોકનાટકોમાં, કોઈ વાર લોકનૃત્યોમાં પણ દેખાય છે. ભૂરા પોશાકવાળા ઇલ્કાબ કે ચાંદ વિનાનાં જુવાનો ત્યાં લોકોમાં ભળતા, ટોળાંમાં વાતો કરતા કે કોઈ સંસ્થાના ચોગાનમાં ગમ્મત ઉડાવતા, માલૂમ પડે છે. એમાંના કોઈ મહા વિદ્વાનો છે, કોઈ મોટા ડૉક્ટરો છે તથા કેટલા યે સેનાપતિઓ એમાં સેળભેળ થતાં જ એક બનતા હોવાથી જલદી ઓળખી શકાતા નથી હોતા.

પ્રખ્યાત ક્રાન્તિકારી યુવતીઓ, મોટા લેખકો, મોટાં શિક્ષકો કારખાનાનાં યુવાન-યુવતીઓ સાથે એક જ રીતભાતમાં, એક જ પોશાકમાં એક સમાન સથવારામાં એક બને છે. વ્યક્તિ જુદી છતાં સંઘ-શરીરી બને છે. નવા તેજથી ઝગે છે અને તાકાતથી ઊભરાય છે ત્યારે એવી મહાન માનવતા ધન્ય દેખાય છે.

ત્યાં એક ઓચિંતી દેખાઈ પડે છે. થોડાંક અભિનંદનો જેવા આવકાર બોલી ઊઠે છે: 'કોમરેડ ટીંગ-લીંગ!' એ ય છેવટે તો એક શિક્ષિકા છે. એનાં બોધક પુસ્તકો લાખો ચીની ફરજંદોએ વાંચ્યાં છે. જેવાં અહીં જીવતાં દેખાય છે તેવાં જ અહીં માનવપાત્રો એની કલમને સાંપડ્યાં છે. પહેલાં એ શાંગહાઈમાં હતી. યેનાનના લોહચુંબકે ખેંચેલાં અનેકોમાંની એ એક છે. પર્લ હારબરના દિવસે પીપીંગમાંથી ભાગીને આવી

પહોંચેલો માઈકલ લીન્ડસે પણ આઈમા રસ્તાના ટેકનિકલ રેડિયો પર મરી પડ્યો છે અને પેલો અમેરિકન ડૉક્ટર પોતાની જાતનું ચીની નામ પાડીને આજે ૭ વરસથી ચીની કસેવરની માવજત કરવા મંડી પડ્યો છે. એની હરોળમાં અહીં અનેક યુવાનોની ટુકડીઓ જામી છે. એ બધાંમાં એ અમેરિકન આજે મા-હાઈ-ટેહ બન્યો છે.

અહીં તો બધી જ શાળાઓ છે. અહીં સહકારી દુકાનો છે, કારખાનાં છે, મંડળીઓ છે, શાળાઓ અને વિદ્યાપીઠો છે, છાવણીઓ અને દવાખાનાં છે, અદાલતો અને કેદખાનાં છે, પણ એ બધાંય લોકતંતુએ બંધાઈને લોકવિકાસની શાળાઓ બન્યાં છે.

એ બધાંને શાળાઓ બનાવતાં પહેલાં અહીંના પ્રદેશોમાં નિરક્ષરતા સામે એક મહા આક્રમણ કરવું પડ્યું હતું. એ મોટા ધસારામાં સૌ લાગી ગયાં હતાં. એક ને અનેક રીતે લોકજનતાનાં ઘરેઘરમાં અક્ષરજ્ઞાનની યોજનાઓ અનેક રૂપ ધરીને ધસી ગઈ હતી. નિરક્ષરતા-નિવારણનો આ ધસારો જુવાન શિક્ષકો અક્ષરજ્ઞાનનાં ગેરીલા સંચલનોને નામે ઓળખતાં હતાં.

અહીં વાંચન-લેખનની નવી શોધો થતી હતી, શિક્ષણની નવી યોજનાઓ બહાર આવતી હતી. લોકોના દરેક મેળાવડામાં નિરક્ષરતાને નાબૂદ કરવા માટેની કોઈ ને કોઈ યોજના આગળ ધરાતી હતી. સામાન્ય જનતા માટે ખાસ છાપાંઓ નીકળતાં હતાં. લોકનિયુક્ત શાળાઓ, સહકાર સંચલિત શાળાઓ, રાત્રિશાળાઓ, ગ્રીષ્મશાળાઓ, ક્ષેત્રશાળાઓ તથા 'મોબાઈલ વિન્ટર સ્કૂલ્સ' જેવી અનેક શાળાઓ લાલ ચીન પર જ્ઞાનના પ્રકાશના ધોધ વહાવતી હતી. બધાં ભણનારાં બાળકો અને મોટી ઉમરનાં હતાં. બધાં શિક્ષકો લાલ જુવાનો હતાં. એવી અનેક શાળાનાં સંચાલન ભણનારાં ને ભણાવનારાં ચૂંટાયલી કમિટીઓ

મારફત કરતાં હતાં. જ્ઞાનનાં ઘોડાપૂર પર ચઢેલી લોક-જનતા અજબ જેવી ગતિથી વાંચતી-લખતી બનીને લોકસમુદાયના જીવનને અડતા ખાસ વિષયો શીખતી હતી. વધારે અભ્યાસની જોગવાઈ યેનાનની યેન્ડા વિદ્યાપીઠમાં થઈ હતી.

યેન્ડા વિદ્યાપીઠમાં સ્નાતક થવા સાહિત્ય અને કળા માટે બે વરસ જોઈતાં હતાં અને વિજ્ઞાનનાં ત્રણ વરસ હતાં. એ વિદ્યાપીઠમાં લોકરાજકારણ ફરજિયાત હતું. એ વિદ્યાપીઠનો અભ્યાસક્રમ વિજ્ઞાન, લોકશાસન અને લોકસંગઠન પર ઊભો હતો. યેન્ડાનો કુલપતિ કહેતો હતો: 'અમારો એ અભ્યાસક્રમ છે કારણકે અમારે લોક-કાર્યકરો ઊભાં કરવાં છે જે આવતી કાલના નૂતન ચીનનાં સરજનહારો છે.'

યેન્ડા વિદ્યાપીઠનો કુલપતિ છત્રીસ વરસનો મહાવિદ્વાન શીઓ-ચાંગ કોમ્યુનિસ્ટ છે. ચિંતનનો ખાસ વિષય એને અહીં લઈ આવ્યો છે. એ એક કુશળ લેખક છે અને એ કહે છે કે 'વિદ્યા કે ચિંતનનો એકમાત્ર ઉદ્દેશ નૂતન જગત બાંધવાનો છે... એ બંધાય ત્યાં સુધી અમારી વિદ્યાપીઠમાં વેકેશન નહિ પાડવાનો અમારી વિદ્યાસભાએ નિર્ણય કર્યો છે.'

નવા લોકશાસનની લોકસભાઓએ શિક્ષણને જીવનની તાલીમ બનાવીને સમાજગત કરવા માંડ્યું છે. યેનાનની ન્યાયપ્રથા સીધાસાદા લોકયોદ્ધાઓ અને લોકન્યાયાધીશો ચલાવતા હોય છે.

લાલ સરહદી પ્રદેશની એક અદાલત એક ટેકરીની તળેટીમાંનાં થોડાંક ઈંટનાં મકાનોની બનેલી છે. ટેકરીની અંદર થોડીક ગુફાઓ પણ અદાલતના જ ખંડો છે. ટેકરી નીચેના ખેતરમાં ઉત્પાદન વધારવાની લડત લડતી શ્રમ-ટુકડીઓ મચી પડી છે.

આખા સરહદી પ્રદેશના જિલ્લાનો વડો ન્યાયાધીશ લી છે. એના નામનો અર્થ તો ગર્જના થાય છે પણ જાણે મેઘનો

બનેલો એ માર્દવ બુદ્ધ હોય તેવો અનુરાગી છે અને હસમુખો છે. આખાય સરહદી પ્રદેશનો એ 'કૉમ્યુનિસ્ટ મંત્રી છે અને અત્યંત લોકપ્રિય છે.

શાંગહાઈની વિદ્યાપીઠમાં ભણીને, વાંપુઆ લશ્કરી શાળામાં તાલીમ લઈને, લાંબી કૂચની મજલ કાપીને એ અહીં લાલ સરહદી પ્રદેશનો વડો ન્યાયાધીશ બન્યો છે.

એના હાથ નીચેનું લોકનિયુક્ત ન્યાયખાતું સીધુંસાદું છે. દરેક તાલુકાનું પોતાનું ન્યાયખાતું છે એ દરેક ન્યાયખાતાના લોકન્યાયાધીશો લોકોના ચૂંટેલા છે. એ અદાલતોમાંની અપીલો એની વડી અદાલત પાસે આવે છે

એની અદાલતોના ત્રણ જ પાયા છે. પહેલો પાયો લોકહિતોની સાચવણી અથવા સંભાળ, બીજો પાયો નવી સામાજિક ઘટનાનો બચાવ અને ત્રીજો જાપાન સામેનો જંગ.

અને એક શાળાના શિક્ષકની જેમ એ નિખાલસ બનીને કોઈને પણ કહેતો હોય છે: 'પણ અમારી ન્યાયસંસ્થામાં હજુ ય ઘણી ખામીઓ છે હોં! પણ અમારી સૌની શાળા જનતા છે. જનતાના શિક્ષકો ખરા પણ જનતામાંથી શીખીને શીખવીએ છીએ. અમારો સામાન્ય લોકસમુદાય અમારી છૂટથી ટીકાઓ કરતો હોય છે, અમારો જવાબ માગતો હોય છે...નહિ તો અમારી ખામીઓ કેવી રીતે દૂર થાય!'

'પણ તમારે ત્યાંના ક્રિમિનલ ગુનાઓની શિક્ષાઓ શી હોય છે?' કોઈથી પૂછી પડાય છે. અને લીના હસવાનો ખડખડાટ ટેકરી પર અથડાય છે અને એ એક આંખ ઝીણી કરીને તાકીને પૂછે છે: 'તમે પશ્ચિમની ભાષામાં ફોજદારી ગુનાનું પૂછો છો ને?' અને એ સમજાવે છે... 'અમે એ ખાતાને જ લગભગ રદ કર્યું છે. લોક આજે કોઈ ગુનો કરે તો અમારાં આમઘટકો

તેને સુધારી લે છે, પણ જો કોઈ જનતા સમસ્તનો અપરાધ કરે અને દુશ્મનનો ગુપ્તચર બને તો તેને ચેનાતમાં સુધરવા માટે મોકલી આપવામાં આવે છે. એવો કોઈ બનાવ તાજેતરમાં તો બન્યો નથી...પણ...' બોલતાં એને એક બનાવ યાદ આવી જાય છે ને એ નિખાલસ ન્યાય જેવો કહેવા માંડે છેઃ

'વાત એમ બની કે એક ગામમાં અમારાં લોક-સંગઠનની ન્યાયસમતા અહીં પ્રચાર પામે તે અરસામાં આરંભમાં એક કેસ આવ્યો. એક સ્ત્રીને કોઈ જાતીય બિમારી હતી પણ અહીંના એક ઊંટવૈદ્યે એની ચિકિત્સા કરી કે બાઈને ભૂત વળગ્યું છે. પછી એણે એ ભૂતને કાઢવા બાઈને ડામ દઈ મારી નાખી અને અમારી પાસે ફરિયાદ આવી. અમે આખો મુદ્દો સાંભળ્યો અને તેની સામાજિક અગત્ય જોઈને એ કેસને જાહેર મુકદ્દમા તરીકે જાહેર કર્યો. એ મુકદ્દમો ચલાવવા ગ્રામવટકોની રાજસભાઓમાંથી સ્ત્રીઓ, કામદારો તથા જાપાનવિરોધી લોકમંઘોમાંથી જ્યુરી નીમવામાં આવી. એ મુકદ્દમો દેખવા બે હજાર નરનારીઓ જમા થયાં. પેલા ઊંટવૈદ્યનો બચાવ કરવા માટે એ પોતે જેમને પસંદ કરે તેવા એના મિત્રોને બચાવપક્ષ તરીકે ઊભા રાખવામાં આવ્યા.

'પણ પેલા ઊંટવૈદ સામે બીજા અનેક એવા જ ગુનાઓની ફરિયાદો આવી. લોકમેદનીએ એને દેહાંત કરી નાખવાની હિમાયતી કરી પણ ન્યાયસમતાની સમજુતી આપીને જ્યુરીએ કહ્યુંઃ 'આપણે દેહાંત છે જ નહિ તેનું શું!' એટલે એને વધારેમાં વધારે શિક્ષા ફરમાવાઈ. એ શિક્ષા પાંચ વરસની જેલ. પણ પેલો પાંચ વરસ પહેલાં જ સુધરી ગયો હોં! એટલે એની શિક્ષા પૂરી કરવામાં કોને શો ફાયદો થવાનો હતો!'

'તો તમારે ત્યાં શિક્ષાઓ જ નથી!' પરદેશના મહેમાનો એને અનેક વાર પૂછતા.

'છે, છે.' એ ઉતાવળો થતો કહેતો, 'અમારે ત્યાં દેહાંત દંડ નથી અને વધારેમાં વધારે દશ વરસ...પણ જ્યાં અમે શિક્ષણથી ગુનાની માવજત કરવા બેસીએ કે દશ વરસનો ગાળો એકદમ ટૂંકાવી નાખવો પડે છે, પણ લોક-દુશ્મનોને જેમને સુધારીજ ન શકાય તેવા નામીચાઓને અમારે પતાવી દેવા પડે છે...અમે ૧૯૩૮થી ૪૩ સુધીમાં એવા એકસોચારને વીંધી નાખ્યા.' એનો માર્દવતાનો અને લોક-અનુરાગનો બનેલો સી, પણ એને લોકવાયકાએ દીધેલા અર્થ જેવો ગરજતો મેઘ બની જતો હોય છે અને ત્યારે લાલ સરહદી પ્રદેશની પેલી પાર ચાંગ-કાઈના કાળોતરા ઓળાઓને દેખતો હોય તેમ એની આંખની નજર વંકાય છે.

'લાલ ચીને અખત્યાર કરેલી ન્યાયસમતાની લોકપ્રથાનો પહેલો પાઠ કોઈ શાળાનો પાઠ હોય તેવો સહેલો હોય છે. એ પાઠ લોક-જનતાની ન્યાયની જેહાદે હિલચાલ જેવો બનાવી મૂક્યો છે. એ પાઠની હિલચાલે જનપ્રદેશોમાં જેહાદ જગતી છે, 'નિખાલસ બનો.' નિખાલસ બનનાર ગુનાઓને અદાલતમાં આવવાની કે દંડાવાની જરૂર જ પડતી નથી.'

'તોય અમારાં કેદખાનાંમાં...' અને જાણે કેદખાના શબ્દ તરફ અણગમો આવતો હોય તેમ એ આગળ ચલાવતો, 'આજે આખા સરહદ-પ્રદેશના બધા મળીને ચારસો કેદીઓ છે.'

અને ચીની લોકશાસનનાં કેદખાનાં કોઈ પણ શાળાનાં મકાન જેવાં દેખાઈ પડતાં. કેદીઓ, કેદીઓના ચોકિયાતો તથા તેમના સી જેવા ન્યાયાધીશો, એક સરખા તંદુરસ્ત શરીરવાળા, એકજ પોશાકવાળા અને એકજ સમાન અનુરાગી વર્તાવવાળા દેખાતા...અને પાછો સી અજમ બનીને ઊભરાતા સવાલોનો એક જવાબ આપી દેતો, 'એ ય અમારી લોકશાળાઓ છે...એનુ

અમારા બાંધવો છે...એમને ય લોકસમાજની સેવાનો આવેગ છે...'

અને લી એક કેદી બાંધવ તરફ બતાવતો હતો. એક જુવાન કેદી, લી કરતાં વધારે કદાવર ને તંદુરસ્ત દેખાતો છાપાંઓ ઉથલાવતો, પુસ્તકો અને સામયિકોના થોકની વચમાં બેઠો હતો અને એક નકશા તરફ ધ્યાનથી જોઈ રહ્યો હતો.

અને લી એની ઓળખ આપતો હતો: 'ચાંગ-કાઈશેકની પકડમાં આવીને આ બિરાદર અમારા પ્રદેશમાં જાસૂસી ચલાવતો હતો પણ પછી પકડાઈ ગયો...અમારી લોકઅદાલતે એને પાંચ વરસની શિક્ષા ફરમાવી છે પણ બે વરસમાં તો એ લોકબિરાદર બની ગયો છે...કમમાં કમ એ હવે બે મહિના પણ અહીં ભાગ્યે જ રહે '

અને પાછો લી ધીમેથી સમજાવતો...'તો ય અમારી ન્યાય-ઘટનાને સુધારવાની ઘણી જરૂર છે હોં...અમારા લોક-ચોકિયાતો અને ન્યાયાધીશો હવે સમાજ-વિજ્ઞાનની તાલીમ લઈને હજુ હમણાં જ આવતા થયા છે...અત્યાર સુધી તો અમારાં ગ્રામઘટકોના સીધાસાદા ભલાભોળા કિસાનો આ બધું ચલાવ્યે રાખતા આવ્યા છે....એ વિદ્વાનો નથી પણ એમના લોક-હૈયામાં એક વાત...સો વાતની એક વાત એવી તો ચોંટી ગઈ હોય છે કે...કે માણસ માત્ર ભલા છે...એટલું જાણેલા તો અમારાં ઘણાં ય ન્યાયાધીશ છે...અને એ સૌનો વડો એક વુ-ચેન-યુ છે હો...અમે એને 'ભૂરું આસમાન' કહીએ છીએ...બસ અમારી પાસે થોડાંક ભૂરાં આસમાનો હોય...'નિખાલસ બનો'ની અમારી ન્યાય-હિલચાલ હોય, લોક-જનતાનાં હિતોની સાચવણીનો અમારો ન્યાય-હેતુ હોય તો અને અપરાધને દંડવાની નહિ પણ શિક્ષણ આપવાની અમારી નેમ હોય તો...તો તમે શું ધારો છો !...ઘણું થઈ શકે હાં !' બોલતો લી ભૂરા આસમાન જેવો પલકારો માર્યા વિના જોઈ રહેતો.

૪૧

# જનશાસનનાં લોકઘટકો

યેનાન લોકસભાના એક ખંડમા સોળ જણુ બેઠા હતા. એમાં-નો મોટો ભાગ ખેડૂતોનો હતો, અને તેમનો પોશાક ખેડૂતોનો સાદો પોશાક હતો. કેટલાકના પગમાં જોડા પણુ હતા નહિ. એ બધા યેનાન પ્રદેશના સહકારી સંઘોના ચૂંટાયલા આગેવાનો હતા અને કામકાજ વિષે વિચાર કરવા એકઠા થયા હતા એમાં ખેડૂતો હતા તેમાંના કોઈ કોઈ હોકલી પીતા જતા હતા અને ગજવામાંથી મગફળીના દાણા ફાકતા જતા હતા. બીજા થોડાએક વધારે સારા પોશાકવાળા અને સિગરેટ ફૂંકતા હતા તે વેપારી-વર્ગના હતા અને કોઈ કોઈ નવી ઘટનામાં ગોઠવાયલા જમીનદારો હતા. બધા ય લોકહિતની નેમવાળા હતા. એમા એક જૂનો પંડિત પણુ હતો. એણે લાંબો ઝભ્મો પહેર્યો હતો અને ક્યારેક ક્યારેક અણિયાળી દાઢી પરના ધોળા વાળ પર હાથ ફેરવતો એ આનંદતો અને શાણું સ્મિત કરતો ત્યારે એના આખા ચહેરા પરં પ્રસન્નતા છવાતી અને એના મનમાં સ્ફુરતું કે આજે આટલે વરસે તથાગતનો સંઘ લોકહિતના સ્તૂપમાં ટાળે વળ્યો છે. એમાં કેટલાક કૉમ્યુનિસ્ટો પણુ હતા એમની આંખમાં, સખ્તાઈની રેખા-ઓમાં રંગાયલી ખુશનૂમા હતી અને સંતોષ પર ટપી જતો આવેગ તરવરતો હતો. એમાં ખડતલ શરીરોવાળા અને ચીની સહકારના લોકસંસ્કારની સીધીસાદી ઘડી હોય તેવી બે છોકરીઓ પણુ હતી.

'કામ કરવાનો એ જ રસ્તો છે...સરકાર વિના જ્યાં ચલાવી લેવાય ત્યાં સ્વાશ્રય એ જ સૌથી મોટી વસ્તુ છે.' પ્રમુખે કહ્યું.

અને હોકલીના ધુમાડાનો ગોટો ફેંકતા એક ઘરડા કિસાને માથું ધુણાવીને ઉમેર્યું: 'બિલકુલ બરાબર.' અને પ્રમુખે આગળ ચલાવ્યું: 'એ આગેવાને નવાં ઝાડો રોપવાની વાત પર ભાષણ ઘણું મોટું કર્યું પણ પોતે ટેકરી પર જઈને જાતે શરીર હલાવ્યું નહિ... એ તો જૂના સડેલા સમાજની...નોકરશાહીની અમલદારી રીતભાત...'

અને સભામાંથી એક હસવાનો અવાજ આવ્યો. પછી લોકશાળાઓમાં મૂંઝવતાં બાળકોનાં ખરાબ વલણો વિષે હેવાલ રજૂ કરતાં પેલા પંડિતે પાછી દાઢી પંપાળતાં ઉમેર્યું: 'પણ માફ કરજો હોં...ઘણાખરા દાખલાઓમાં તો મૂંઝવતાં બાળકો માટે બધી રીતે જવાબદાર મૂંઝવતાં માબાપો જ છે અને જૂની ટેવો છે.'

'આપણી રાત્રિશાળાઓ...!' કોઈએ સવાલ કર્યો

'એ માબાપ-શાળાઓ છે. તેમાં તમામ રીતે વ્યવહાર-પલટાના પાઠ અપાય છે.'

પછી દશ મુદ્દાઓ વિષે દરેક આગેવાને પોતાની વાત કહેવા માંડી. એમાંના નાના મુદ્દાઓનો તમામ જિલ્લા પ્રદેશોએ અમલ કર્યો હતો. એ મુદ્દાઓ, દરેક કુટુંબે પોતાની ખેતીમાં એક કૂવો ખોદવો, અમુક ઝાડ રોપવાં, ઢોર-ઉછેરમાં વધારો કરવો તથા એક જાજરૂ બાંધવું એવા હતા. દરેક ગ્રામઘટકે એ કાર્યક્રમ સફળ બનાવ્યો હતો તથા ગામેગામના સંઘ-કોઠારમાં આફત વેળા વાપરવા માટેનાં અનાજ ભરાઈ ગયાં હતાં.

'પણ મ્યુનિસિપાલિટીએ ગ્રામઘટકોને જોડતા રસ્તા, નહેરો, અને બીજી સગવડો લીધેલા સમયમાં કેમ તૈયાર કરી નથી!' એક સવાલ જવાબ માગતો ઊભો થઈ ગયો અને પછી ચર્ચા શરૂ થઈ.

જાણે ચીની ધરતી પર લોકશાસનની લોકહાકલ ગુંજી ઊઠી. લોકશાસનના લોકઅવાજે ચીની લોકની નવી બુનિયાદ ઘડતા ઇતિહાસ પર સવાર થતા હતા. ચીની માનવતાની રાજકીય શાળાઓ એક નીચેની લોકરાજકારણની નવી દીવાલનો પાયો નાખતી હતી.

અને પછી 'પ્રમુખને એટલું'જ કહેવાનું હતુંઃ 'વાત કેવળ સાચી છે. અદના નરનારીઓનો વિશ્વાસ, વેગ અને સ્વેચ્છાસહકારમાંથી જ જનહિતના અધિકારો અને ફરજોનું ભાન જાગવાનું છે. એ ભાનમાંથી જ્વતો થતો વહીવટ અને લોકરાજકારણનો વેગવટોળ આપણી તાકાતને...પણ આપણી જનજાગૃતિ–હિલચાલ હજુ વધારે વેગવાળી બનવી જોઈશે,' બોલતા પ્રમુખે કોમ્યુનિસ્ટ જુવાનો પર ફેરવેલી નજર ઊંચકીને વડીલો પર ગોઠવતાં ઉમેર્યું, 'આપણે જૂની સમાજરચનામા સૌની સંમતિથી જરૂરી ફેરફારો કર્યા છે પણ એ ઘટનામાં સાચો ફેરફાર તો આપણા ઉત્પાદન વધારવાના પહેલા કામથી જ શરૂ થઈ ગયો છે. વધારે ઉત્પાદન કરવા આપણાં ઓજારો સુધારવા અને તેમના વેગ વધારવા તે માટે આપણી સમજ સુધારવી, તે માટે શીખવું, શીખવુ એટલે નવો વેગ અને નવી રીતભાત પર કાબૂ મેળવવો, શ્રમ–મંધોના સહકારને બળવાન બનાવવા અને તે માટે સામાજિક વ્યવહારોને મંઘના બનાવવા અને તે માટે લોકશાસનની ચૂંટણીઓમાં આગળ રહેવું...લોકનાયકોને પારખવા અને પારખની કસોટી, જાપાનવિરોધ અને લોકહિતની નેમને જરા ય ઢીલી ન પડવા દેવી...'

'બસ સો વાતની એ એક જ વાત...' સમજી જનો એક વૃદ્ધ આગેવાન ઉત્સાહમા આવી ગયો અને બોલ્યોઃ 'આપણા જમાનાથી જૂના બે જ દુશ્મનો છે. એક જાપાની શાહીવાદી બર્બર અને બીજો આપણી ભૂતકાળની સામાજિક પછાત દશા...એ બંનેને

મારી હઠાવવા નતું લોકશાસન...બસ સો વાતની એ એક જ વાત.'

'પણ એમાંથી જ બધું આપમેળે નથી પતવાનું. મારે એ એક વાત ઉપરાંત બીજું કહેવાનું છે.' અત્યાર સુધી શાંત બેઠેલી ભરાવદાર પથ્થરની પ્રતિમા જેવી એક જુવાન છોકરી બોલી ઊઠી. 'આજ સુધીમાં આપણા લાલ સરહદી પ્રદેશ પર આપણા કાર્યકરોને ઉઠાવી જવાનાં આપણા માલ લૂંટવાનાં, આપણા ગામ પર હલ્લા કરવાનાં ચાંગ-કાઈ-શેકનાં સીઆન તરફથી આક્રમણો ચાલુ જ રહ્યાં છે. એકલા ફુહસીન તાલુકામાં ઉંરલા છ મહિનામાં તમામ નાનાં ગામો પર બધી મળીને નેવાસી ચઢાઈઓ થઈ છે, ચોસઠ જણને ઉઠાવી જવામાં કે ગુમ કરવામાં આવ્યાં છે. એક આગેવાનને તો જીવતો દાટી દેવામાં આવ્યો તે વાત પણ હવે વિસારે પડતી લાગે છે. આપણા ખેડૂતો અને વેપારી સંઘની મિલકતો પર ધાડ પડી છે. હું પૂછવા માગું છું કે આપણે એ બાબતમાં નોંધાયેલી ફરિયાદોનો સીઆનની સરકારે શો જવાબ વાળ્યો છે? બિરાદર જનરલ ચુ-ટેહની એ બાબતમાં શી સૂચના આવી છે?'

'એમ કે ક્યોમીનટાંગ લશ્કરોનાં ઘટકો પોતાના જ પ્રદેશોમાં અત્યાચારી વર્તાવ કરતાં હોય છે તો પછી આપણા પર જ્યાં નાકાબંધીઓ રચીને જે લશ્કરો પડ્યાં હોય તેમની પાસેથી આપણે કઈ સારી આશા રાખી શકીએ?' એક જુવાને કટાક્ષમાં કહ્યું.

'હું આશા રાખવાની વાત નથી પૂછતી...એ બાબતમાં આપણે શું કરવા માગીએ છીએ!' છોકરીનો આખો ચહેરો તપી ઊઠયો, 'ચાંગ-કાઈના એ ફાસીવાદી પશુઓ ભૂલી જાય છે કે જેમના પર એ ધાડ પાડે છે, સંહાર મચાવે છે, સળગાવે છે અને જે જુવાન છોકરીઓ પર યાતનાઓ અને અત્યાચારો વરસાવે છે તે બધાં છેવટે તો તેમનાં જેવાં-જ ચીની માનવો છે.'

'એ બાબત પર સરહદી પ્રદેશની આપણી લોક-રાજસભા વિચાર ચલાવે છે.' પ્રમુખે મ્લાન ચહેરા પર શાંતિ જાળવવાનો અમલ કરતાં કહ્યું. થોડી વાર સુધી કોઈ કંઈ બોલ્યું નહિ. પછી પ્રમુખે પોતાની પ્રશાંત નજર સંયુક્ત મોરચાની પ્રતીતિમાં ચોટેલી ચાંગ-કાઈ-શેકની છબી તરફ ગોઠવતાં ગમગીન અવાજમાં બોલવા માંડ્યું, 'આપણે ય એમના જેવાં જ અને એમને ત્યાં પણ આપણા જેવી ચીની જનતા છે એ વાત આપણે આપણા આપ-ભોગોથી પુરવાર કરવાની છે ને! માલિક-વર્ગને માનવના કે દેશ નથી દેખાતો હોતો...' બોલતા પ્રમુખનો ચહેરો જાણે એકલી ચાંગની છબી સાથે વાત કરવા મંડી પડ્યો હોય તેમ તે તરફ જોતો બબડ્યોઃ 'જો ચીની માનવતાનો ચીન દેશ...તારી આંખથી દેખવા મંડે તો તું પણ જનરલ...ચાંગ-કાઈ-શેક? ચીનલોક-જનતાના હાથે દેવા વશ અને માનનો ભાગીદાર બને...!'

અને એવી ચર્ચાઓમાં લંબાયલી ચીની ધરતી પરની લોક-સભાઓમાં આ પણ એક છેવટે એનો એ જ નિરધાર ઘડતી પીખરાતી હતી. એ નિરધાર જાણે ચીની ધરતી પરનું જીવનસૂત્ર બનીને લોકજીવનમાં કોતરાતું હતું કે—

'આપણે જપાનનો પરાજય કરવાનો છે, નવા ચીનને સર્જવાનો છે...એ ફરજ આપણી સામે દરરોજની ફરજોનું નિર્માણ કરે છે...આપણા ખેતરો પર વધારે ને વધારે ફસલો પકવવાની, આપણી જરૂરિયાતો અને કપડાંની પેદાશ આપણાં ગામેગામમાં નિપજાવવાની, આપણાં આયુધો આપણી જ કોઠ અને કારખાનાં-માં ઘડવાની...અને એ બધું કરતાં જતાં આપણી લોકશાળાઓ, આપણાં લોકસંગઠનો અને આપણો તાલીમવર્ગોને જનતામાં તર-બોળ કરી નાખવાની...એ જ આપણો લોકમોરચો અને એ જ આપણા જનજંગની લોક-ફરજ છે.'

એની લોક-ફરજની લોકછબી ચીની માનવતાના લાલ-લોકપ્રદેશ પર ઊપસતી હતી. એ છબીના સંચલનમાં પોતાની લોકસરકારનાં ફરમાન આકાર ધરતાં હતાં. એ આકારમાં લાલ લશ્કરના સરદારો અને અફસરો, સૈનિકો અને ગ્રામ-ચોકીદારો, શિક્ષકો અને વિદ્યાર્થીઓ અને કાર્યવાહકો તમામ જનતાના શ્રમમાં સેળભેળ થતાં હતાં અને પોતાની જરૂરિયાતો નિપજાવતાં હતાં અને લોકસરકારનાં તમામ યંત્રો સ્વાશ્રયી બનતાં હતાં. સરકારનાં જુદા જુદા ખાતાંઓ પચાસ ટકા જેટલી પોતાની જરૂરિયાતો પકવી લેતાં હતાં. સરકારી ઊપજમાંથી એ ખાતાંઓના કુલ ખરચમાં અરધો ફાળો આપવો પડતો હતો. ઉત્પાદન, અભ્યાસ અને તાલીમ ચીની કલેવર પરનો યુગવેગ બનતાં હતાં.

સરકારી ખાતાંઓનો એક જાજરમાન દેહનો પોલાદી ઘડાયેલ હોય તેવો મૂર્તિમાન લોક બોલશેવિક સરહદી લાલચીનનો રાજકીય-વડો લો-મ ઈ હતો. એના કદાવર હાથ વડે કદાવર સાથીદારીના સ્નેહમાં જેનો હાથ હલાવતો તેનું શરીર હાલી ઊઠતું અને એના અવાજમાં, એની વાણીમાં, તથા એના હલનચલનમાં ક્રિયાવેગનો વંટોળ વાતો દેખાતો. સરકારી લોકયંત્રોનો એ ડાયનેમો હોય તેવો જ્યારે ને ત્યારે કહેતો હતો: 'તંત્રયંત્રોને જેટલાં સાફ રાખ્યાં હોય તેટલાં સારાં...ઘણી વાર એક સાંચાને સંભાળવા જોઈએ તેથી વધારે' કાર્યકરો મૂકવામાં આવતાં હોય છે અને ત્યારે ફરજોની બજવણી એકબીજા પર ચઢી જતી હોય છે...ઘણી વાર ચર્ચાઓ પણ વધારા-પડતી થઈ જાય છે. અમારા જ સરહદ-પ્રદેશમાં ગઈ સાલ ત્રણ લાખ લોકોએ ચર્ચાઓ કરવામાં જ સરાસરી એક મહિનો ખરચ્યો એવો અંદાજ નીકળ્યો છે. હવે હિસાબ કાઢો કે, ૧,૫૦૦,૦૦૦ લોકની વસ્તીવાળા પ્રદેશમાં ચર્ચાઓ અને સભાઓમાં ૯,૦૦૦,૦૦૦ શ્રમ-કલાકો ખરચી કાઢે તો કેટલાં બધાં જરૂરી કામો બાકી રહી જાય!"

અને ગણિતવાળા લો–માઈને કોઈ કહેતું કે, ' પણ આપણા સરહદી પ્રદેશનો વહીવટી હેવાલ આપણા પ્રમુખ લીન–પાઈ–સુએ તૈયાર કર્યો છે તેમાં આ ઉલ્લેખ કેમ નથી ! '

' કયો ? ' બોલતો એ વિરાટ બોલ્શેવિક હસી પડતો અને ઉમેરતો: ' મારું કહેવાનું એટલું જ છે કે આપણે આપણા કલાકો ન વધારી શકીએ તો ઝડપ તો વધારી જ મૂકવી જોઈએ. ' અને પાછો યાદ કરતો એ આગળ ચલાવતો, ' આપણે આપણાં કાર્ય-કરોની બુર્ઝવા ટેવો નાબૂદ કરી છે, અમલદારી આદતને વખોડી કાઢી છે, જવાબદારીની ચોખવટ કરી છે અને આપણે આપણી ઝડપ વધારી શક્યાં છીએ...પણ આપણામાં ખામીઓ ઘણી છે... આપણે શોધી કાઢી શકતાં ન હોઈએ તો તે બેવડી ખામી છે... એક તો આપણી જાત પરની આપણી સખ્તાઈ એટલી ઓછી છે તે અને બીજી બીજાંની ચકાસણી કરવાનું મોકૂફ રાખી બીજાંને બચાવી લેવાની આદત છે આપણે હજુ ય વધારે સખત થવાની જરૂર છે. '

એવો સખત થવાનો અવાજ ચીની ધરતીનાં ગામેગામમાં ગુંજતો હતો. ગામેગામ પર ચીની ધરતીનાં ફરજંદ ધરતી પર કાન ગોઠવીને જનતૂર સાંભળતાં જીવનભરનો મોરચો સંભાળતાં હતાં.

અહીં માર્કસવાદના આચાર અદના માનવીઓ ઘડતાં હતાં. નવા જગતના આકાર ઘડવામાં પંડિતો અને વિદ્વાનો પાછા પડ્યા હતા. મંદિરોએ કમાડો વાસીને સમાધિઓ ચડાવી હતી કે સોનેરી કળશો નીચે જનલોક તરફનો અવાજ અવરોધવા ઘંટાનાદનો ઘોંઘાટ ચાલુ કર્યો હતો, ત્યારે જૂના જગત પર ક્રાન્ત કદમ ઉપાડતાં ચીની ધરતીનાં શ્રમમાનવો મૂડીવાદના એક દિવસ પર ચડીને યુગ યુગની છલંગો ભરતાં હતાં.

એવી જન-જેહાદની તાલીમ આપતાં લોકઘટકો લોકશાસનને

શિમાં કર્યાં હતાં. આગેવાન કાર્યકરોની તાલીમ-છાવણી પેનાન નગરમાં જુદી જુદી કાર્યકર-ટુકડીઓને તૈયાર કરતી હતી.

એ તાલીમોનો નિચોડ લોકદૃષ્ટિનો હતો. એ તાલીમની નેમ લોકશાસન પર મંડાઈ ચૂકી હતી. એ મંજલની સફરે ચઢેલા લોક-વિરાટની સરદારી ધરનાર લોક-આગેવાનોનાં જીવનસત્ર ધરતી પર કાન રાખીને જનતા પાસેથી શીખવાનું અને પછી તેમને શીખવવાનું હતું. શીખવવાનું લોકશાસન અને લોક-રાજકારણ હતું. એ રાજકારણ જીવનવ્યવહારનું હતું. એ વ્યવહારની નવી ઘટનામાંથી સ્વવિષયીપણાને, સ્વસંકુચિતતાને અને કર્તવ્યમૂઢતાને મિટાવવાનાં હતાં. * જૂનાં જગતનાં એ દૂષણો હતાં. જૂના વ્યવહારની એ કુટેવો હતી અને જનતાના વિકાસને રૂંધનારી અને રોકનારી હતી.

એનું નામ યુ-એન-યુ હતું. કિસાનો અને લાલ સૈનિકોનાં જૂથ એને પડતર પ્રદેશોને ખેડ નીચે લાવી અનાજ નીપજાવનાર તરીકે બહુમાનતાં હતાં, ન્યાયાધીશો, ડૉક્ટરો અને શિક્ષકો તથા કલાકારો એને લોકશાસનને ગામથટોમાં ન્યાય, આરોગ્ય અને લોકશિક્ષણના રૂપમાં રેલવનાર શ્રમ-માનવ તરીકે પિછાણતાં હતાં અને માઓ-સી-ટુંગ એના નામ પર મુગ્ધ બનતો કહેતો હતો કે ચાંગ-કાઈ-શેકની બ્લોકેડને અંદરથી તોડનાર એ જ શ્રમવીર છે.

એ, એના મજૂરિયા દેહ પર ગરીબ કપડાં પહેરેલો, ટાલિયા માથા પર ટોવેલ બાંધેલો, બીજી પચીસીના શ્રમપુંજ જેવો નિખાલસ ચહેરા પર પ્રમાણિકતાના પ્રસન્ન ભાવ ચમકાવતો અનુરાગી છાયામાં બુદ્ધિની ચમકારી નજર નાખતો સામાજિક શ્રમતાકાતની નેમનો વ્રતધારી જેવો એ ચીની ધરતીના કણ કણનો ઘડેલો હોય તેવો એ ધરતીનો દીકરો છે. જેવો માઓ લોકતાકાતની પ્રજ્ઞા છે, જેવો યુ લોકપ્રાણનો પ્રચંડ પ્રવાહ છે તેવો લોક

* ( Subjectivism-Sactarianism-Formalism )

સામાજિક શ્રમતાકાતની ઘટનામાં પુ લાલ ચીનનો શ્રમવીર છે.

આ જ ઇલાકામાં એ ઉત્તર છેડા પર રહેતો હતો અને ૧૯૨૮ના દુકાળમાં ભૂખે મરતો પોતાની ત્રણ વરસની છોકરીને રોટલાનો ટુકડો મેળવવા વેચવા નીકળતો નફાખોરના પલ્લામાં પાંચ શેર અનાજના બદલામાં એ પોતાની દીકરીને...' પણ જવા દો એ વાત.'

એમ એ ઓળખ આપતા બેસતો સારે અટક્યા વિના ઓળખાવતો જતો કહેતો હતો: 'દેખો પેલી ડુંગરમાળની અટારીઓ, એના પર દેખાય છે તે તોરણો જેવી લટકતી લીલોતરીઓ અમારી શ્રમટુકડીએ એ નિપજાવી છે. અમારા ગ્રામઘટકમાં પહેલાં એકસો એકર ખેડાતા...હવે અમે ત્રણસો પચીસ એકર આ રીતે ઊભા કર્યા છે. હજારો વરસથી ખાવા ધાય તેવી વેરાન પડેલી અમારી ડુંગરમાળાએ પણ લીલા કણસલાના ધાન ભરેલા હારડા પહેરવા માંડ્યા છે અને ત્યાં જ્યાં જંગલની જ હાક વાગતી ત્યાં આજે અમારા લોકશાસનની સંસ્કાર-હાકલોની હલકો ચઢે છે અને પીળી નદીના પાણી પર લહેરાતી ચાંગ-ફાસીની પીડમાં ભીંકાતી લોકજતનના નશા ચઢાવતી સીમાનનાં લોકને પણ લોહચુંબકની જેમ આ અમારી ગિરિમાળા ખેંચે છે.'

'અને પેલું અમારા ભૂતકાળના લોકગીતના ઠમકાવાળું ગીત છે તે શ્રમ-આપસે-ટુકડીએ બનાવ્યું...હું કહું છું કે ટુકડીએ બનાવ્યું...સૌએ પોતપોતાના માથામાંથી, કંઠમાંથી, દિલમાંથી કંઈ કંઈ કાઢી કાઢીને એ ઘડી કાઢ્યું...આજે એ જાણે ધરતીના પટ પર લખાયલું, લોકકંઠમાં આરોપાયલું, લોકદિલ પર બિરદાયલું ...લોકજતન પર રોમ રોમમાં રણઝંકાર જગાવે છે હો...એ તો એક છે...એવા અનેક લલકાર અમારી ધરતીમાંથી લોકશાસનની જમાવટ સાથે જોડાઈ ગયા છે હોં!' બોલતો એ એના ખડતલ

અવાજમાં ગાઈ પડતો હસી રોડતો. ગરજી પડનો આસ્તેથી ઉમેરતો, 'આવો તો માઓ હોય કે...અમારા આખા ય ચેનાન પ્રદેશનો એ નેતા અને તો ય...ચુંગકીંગમાં કોઈ અદના નરનારી સાથે હાથ હલાવતો, ધૂળમાં બેસતો બિનદર બોલતો વાત કરે ખરો કે! માઓ અને ચુ ધરતીની ધૂળમાં ભારેલા જ રહે છે... મેં એમની સાથે અનેક વાર ભાત ખાધો છે...અમારાં ગ્રામઘટકોનાં દીકરાદીકરીઓને એ ઓળખે છે, અમારાં જીવતરનાં જતનમાં એ જીવે છે. અમે એ બધું એકડું કરીને ઓળખીએ તો એ અમારું જનલોકશાસન છે.'

બોલતો એ કોઈ પરદેશથી આવેલા મહેમાનને આરામ આપ્યા વિના બતાવતો, 'એ જુઓ અમારા લાલ લશ્કરની બેટેલિયનનો સરદાર લણવા લાગ્યો છે...ત્યાં જુઓ, અમારી નારી ચોકિયાતદળની રણચંડી ખભે બંદૂક લટકાવીને રોટલા દેવા જાય છે...ત્યાં જુઓ અમારી શ્રમટુકડીની સભા આંબાવાડિયામાં જામી પડી છે...અમારાં ગ્રામઘટકને લોકખંડ છે, ગ્રામકોઠારો છે... લોકશાળા છે, સુવાવડખાતાં છે...અમારા દીકરા રાત્રિશાળા-માંથી ઈંજેક્શન મારતાં પણ શીખ્યા છે...અમે તો ય ગરીબ છીએ, અમારી ધરતી ગરીબ છે...અમારા પર ચારે પહોર ચાંગ-કાઈનાં બર્બર આક્રમણો વીંઝાયા કરે છે પણ અમારે પહેરવાનાં કપડાં છે, અનાજના કોઠારો છે, આતજતનાં માયાળુ દવાખાનાં છે...અને અમારું લાલ લશ્કર છે અને પાણીની લહેર પર લહેરાતો હોઉં તેમ હું આપણી ધરતી પર ઓગળી જતો લાગ્યો છું. મેં મારા ગ્રામસંગઠનની જવાબદારી લીધી છે ત્યારથી.'

આ અજબ એવા પેલા કોમ્યુનિસ્ટો હતા! અદના માનવી-ઓને એકડાં કરીને કહેતા હતા, 'તમે નિરધાર કરો અને અમલ કરો.'

ગામેગામ પર વાત વિહરતી હતી, 'તમે નિર્ધાર કરો અને અમલ કરો!' અને હેરતના દરિયા ઢંઢોળતાં આજ સુધી વિચારવાની પણ છૂટ નહિ પામેલાં લોકઘટકો નિર્ધાર કરતાં હતાં અને અમલ કરતાં હતાં.'

અને અમે સમજ્યાં: 'એનું જ નામ ક્રાન્તિ હતું.'

'બિરાદર માઓએ અમવીરોની ચૂંટણી કરી. લોકોએ ચૂંટીને કહ્યું: 'અમારા વતી આ એક...' પણ એવા તો અનેક છે મારાં જેવા જ ચૂંટાયલાં...પણ બધાં કહે છે કે હું જરાક વધારે સુધરી ગયો છું હોં.' બોલતો એ ખડખડાટ હસી પડતો અને ઉમેરતો, 'અમે હવે અષ્ટમ ઘાટમાં ય છીએ...અષ્ટમ ઘાટ એટલે અમારું આઠમા રસ્તાનું લશ્કર...નવતર લશ્કર અમારા ઘરના જ દીકરાઓનું બનેલું...અમારાં ખેતરોમાં, અમારાં સંકટોમાં અમારી રાહબરી કરનારું...અમારાં લોહીના સંબંધવાળું, અમારી કાયાનાં જ કલેવરવાળું...હું એને ચાહું છું હો-બિલકુલ અમારી ધરતીના જ રંગ ને છાયાવાળું...આવું તે લશ્કર હોય કે...' બોલતો એ; વિચારમાં ગરકાવ થઈ જતો.

## ૪૨

## આઠમા રસ્તાના લાલ લશ્કરના બે સેનાનીઓ

૧૯૩૧ના સપ્ટેમ્બરની ૧૮મી રાતે મુકડેન આગળ જાપાને ચિનાઈ વિગ્રહનો પહેલો ધડાકો કર્યો. ચાલ્યા આવતા રિવાજ મુજબ ચાંગ-સરકારે મધ્યમ માર્ગ ગ્રહણ કરવાનો પ્રયત્ન કર્યો અને થોડાં વરસો સુધી એણે પોતાના લોકોને કહ્યા કર્યું કે 'એવો વચેટ રસ્તો સંભવે છે.'

પણ પછી મંચુરિયા પછી તરત જ જેહોલનો પ્રદેશ જાપાને ઝડપી લીધો અને ટાંગકુ સલાહ પછી હો-ઉમેત્સુ કરાર ઘડાયા જાપાનીસ નીતિના બે ઉલ્લેખો-એક ૧૯૩૪નો અમાઉ ડૉક્ટ્રીન અને બીજો ૧૯૩૬માં લખાયલા પ્રિમિયર હીરોટાના ત્રણ મુદ્દા, ચિનાઈ પ્રજાને ચેતવણી આપી રહ્યા કે આખા ચીન પર જાપાન-ની ધૂંસરી અનિવાર્ય છે.

ચીનના નવા ભાને આ પરિસ્થિતિ દેખી અને વચલો માર્ગ દેખ્યો નહિ.

તો તો બધું જોર એકઠું કરીને જાપાન સામે ઊડવું જ રહ્યું અને ચીન ઊઠયો. અને ૧૯૩૬ના ડિસેમ્બરના ૧૨મા દિવસે એ જાગેલા ભાને, ઊંઘતા આગેવાનને સીઆન મુકામે ગિરફતાર કર્યો.

દૂર પૂર્વમાં ગતિમાન થતાં સામાજિક પરિબળોની હિલ-ચાલે ચિનાઈ પ્રદેશ પર ત્રણ બનાવો નોંધ્યા, એક મુકડેન, બીજો સીઆન અને ત્રીજો લુકોશીઓ.

ત્રીજા બનાવનો આદર કરવા, ચીન પર પથરાતા જાપાનીસ પશુને ખાળવા ચીની રાજકીય ઐક્યમાં એક મોરચો આકાર ધરીને ઊઠયો. એવી એકતાથી જ જાપાનનો લશ્કરવાદ થરથરે ધ્રૂજતો હતો. આજ સુધી ચાંગ-કાઈ-શેક તેને પાળ્યો હતો.

પણ આજે ચીન એ એકતા માટે પોતાની રાજકીય જાતને યોગ્ય બનેલી પુરવાર કરતો હતો.

૧૯૩૭ના ઑગસ્ટના ૭ મા દિવસે રવિવારે પેકીંગ નગરમાં જાપાને પ્રવેશ કર્યો. સૌથી આગળ ટેન્કો હતી, પછી બખ્તરિયા મોટરગાડીઓ હતી, પછી પાયદળ ચાલતું હતું અને બને બાજુએ યંત્રયુક્ત પાંખો મોટર સાઈકલ પર સ્વાર હતી.

ચીન પર જાપાનની યુદ્ધરેખાઓ સ્પષ્ટ અંકાવા લાગી.

અને પેકીંગ પડ્યું, શાંગહાઈ ગયું અને નાનકીંગ પણ જિતાયું તો ય જ્યાં સુધી ચીનનો ઉત્તર પ્રદેશ જિતાયો નથી તો બધી જીતો લાંબી ટકવાની નથી તે જાપાનને સમજાયલું જ હતું, એટલે ઉત્તર ચીન પર ચડનારાં લશ્કરોની જમાવટ, ઉત્તર ચીન પરની ચડાઈના જાસૂસોની ભરતી ઉત્તર ચીનના વ્યૂહ સાથે શરૂ થઈ. જાપાનને ખબર હતી કે જ્યાં સુધી પોતે ઉત્તર ચીન પર બરાબર ઊંડી એડ ગોઠવે નહિ ત્યાં સુધી દક્ષિણની બધી ફતેહો નકામી નીવડવાની છે.

તેથી તો ઉત્તર ચીનની ગિરિકંદરાઓ, ઉત્તર ચીનની ગાંડી નદીઓ, ઉત્તર ચીનના ટેકરાઓની ટૂંપોનાં ચડતાં-ઊતરતાં અનંત ઓજાં બધાનો મોહ જાપાને પોતાના સૈનિકોને શરૂથી જ લગાડ્યો હતો. જનરલ માત્સુએ સૌ સાથે સૌના દિલમાં એ ઉત્તરને સર કરવાનો આવેગ જગાવ્યો હતો.

ઉત્તરના એ રાજમાર્ગે ચડ્યા વિના જાપાનનો છૂટકો નહોતો. કારણ કે જ્યાં સુધી ઉત્તર-પશ્ચિમ પડે નહિ ત્યાં સુધી *રેંસીના પ્રાંતોમાં વકરી સરંજામ રશિયાથી આવવાનો રાજમાર્ગ*

૪૨

# આઠમા રસ્તાના લાલ લશ્કરના બે સેનાનીઓ

૧૯૩૧ના સપ્ટેમ્બરની ૧૮મી રાતે મુકડેન આગળ જાપાને ચિનાઈ વિગ્રહનો પહેલો ધડાકો કર્યો. ચાલ્યા આવતા રિવાજ મુજબ ચાંગ-સરકારે મધ્યમ માર્ગ ગ્રહણ કરવાનો પ્રયત્ન કર્યો અને થોડાં વરસો સુધી એણે પોતાના લોકોને કહ્યા કર્યું કે 'એવો વચેટ રસ્તો સંભવે છે.'

પણ પછી મંચુરિયા પછી તરત જ જેહોલનો પ્રદેશ જાપાને ઝડપી લીધો અને ટાંગકુ સલાહ પછી હો-ઉમેત્સુ કરાર ઘડાયા. જાપાનીસ નીતિના બે ઉલ્લેખો—એક ૧૯૩૪નો અમાઉ ડૉક્ટ્રીન અને બીજો ૧૯૩૬માં લખાયલા પ્રિમિયર હીરોટાના ત્રણ મુદ્દા, ચિનાઈ પ્રજાને ચેતવણી આપી રહ્યા કે આખા ચીન પર જાપાન-ની ધૂંસરી અનિવાર્ય છે.

ચીનના નવા ભાને આ પરિસ્થિતિ દેખી અને વચલો માર્ગ દેખ્યો નહિ.

તો તો બધું જોર એકઠું કરીને જાપાન સામે ઊડવું જ રહ્યું અને ચીન ઊઠયો. અને ૧૯૩૬ના ડિસેમ્બરના ૧૨મા દિવસે એ જાગેલા ભાને ,ઊંઘતા આગેવાનને સીઆન મુકામે ગિરફતાર કર્યો.

દૂર પૂર્વમાં ગતિમાન થતા સામાજિક પરિબળોની હિલચાલે ચિનાઈ પ્રદેશ પર ત્રણ બનાવો નોંધ્યા, એક મુકડેન, બીજો સીઆન અને ત્રીજો કુકાશીઓ.

ઓચિંતાં ફફડી ઊઠે છે. ખચ્ચરો પર કે પગ પર દોડતા પાણીના રેલા જેવા કેટલા યે મરજીવા એનાં શિખરો પરથી ઊતરી પડે છે અને એની હરોળનો દરેક લડવૈયો મરણની સામે દોડ્યો જાય તેવો હોય છે ત્યારે એ મહાન જાપાનનો જાજરમાન લશ્કરવાદ પણ વિચારમાં પડી જતો હતો અને સાવચેતીથી ઉત્તર પર ચડતો હતો.

અને લુંટારાઓના બનાવ પછી તરત જ પોતાની સામે ચાલી આવતા મહાન વિગ્રહને થંભાવી રાખવા ઉત્તર-પશ્ચિમના પ્રદેશવાસીઓએ પોતાની તૈયારીઓ શરૂ કરી દીધી હતી. એ વખતનાં કૉમ્યુનિસ્ટ લશ્કરોમાં મુખ્ય ત્રણ હતાં. પહેલા મોરચાનું લશ્કર, બીજા મોરચાનું અને ચોથા મોરચાનું એમ ત્રણ લાલ લશ્કરો આંતરવિગ્રહ વખતનાં યોજાયલાં હતાં. પછી એ ત્રણે લશ્કરો લાંબી કૂચ કરીને અહીં ઉત્તર-પશ્ચિમમાં ભેગાં મળ્યાં હતાં અને ત્રણે લશ્કરનો મહાસેનાની ચૂ ટેહ હતો.

પણ જ્યારે સંયુક્ત મોરચા નીચે રાષ્ટ્રીય સરકારનો નાનકીંગ-નો હુકમ મળ્યો કે તરત જ એ લશ્કરના ત્રણ વિભાગ થયાઃ એક ૧૧૫મો, બીજો ૧૨૦મો અને ત્રીજો ૧૨૯મો. એ ત્રણે લશ્કરો 'હવે ૧૮મુ સેઘ લશ્કર અથવા ૮મા રસ્તાનું લશ્કર કહેવાયું, અને રાષ્ટ્રીય ક્રાન્તિકારી લશ્કરોનું એક અંગ બની રહ્યું.

લાલ લશ્કરનો મહાસેનાની ચૂ-ટેહ આઠમા રસ્તાનો મહા-સેનાની બન્યો તથા પેંગ-ટેહ-હુઆઈ વાઈસ-કમાન્ડર બન્યો.

એમ લાલ લશ્કર જાપાનને ઉત્તર-પશ્ચિમમાં રોકવા આઠમા રસ્તાનું લશ્કર બનીને ગોઠવાઈ ગયું.

ત્યારે ચીનની સોવિયટનો ત્યારનો પ્રમુખ અને ચીની કૉમ્યુ-નિસ્ટોનો આગેવાન, માઓ-સી-ટુંગ યેનાનમાં આજે ય પ્રમુખ હતો. પ્રમુખ માઓ મોરચા પર વિદાય થતી ટુકડીઓને એક વસ્તુ ભાર દઈને સમજાવતો હતો કે આપણી પાસે નવું લશ્કર

છે, એ લશ્કર ખેડૂત-મજૂરનું બનેલું છે અને એ લશ્કરની પીઠ આખા યે પ્રદેશ પર વેરાયલી પડેલી વિરાટ જનતા છે, એટલે આપણી પાસે એક રાઈફલ નહિ હોય તોપણ જ્યાં સુધી આપણી લોક-પીઠ આપણી સાથે છે ત્યાં સુધી લાકડીઓ અને પથરાઓ વડે પણ આપણે જાપાની પશુને પાછો હાંકી કાઢી શકશું.

અને ઉત્તર-પશ્ચિમના આખા પ્રદેશ પર ઠેરઠેર લાલ લશ્કરની ટુકડીઓ પોતપોતાના મોરચા પર ગોઠવાતી જતી હતી. અને દરેક મોરચો પીડિતોના આંતરરાષ્ટ્રીય ગાનથી ગાજી ઊઠતો હતો.

ત્યારે જોરદાર ખભા પર તોપના ગોળા જેવું ટેકવાયલું માથું, માથામાંથી પાંપણોના અંતરાયની આરપાર ટીકી રહેતી સજગની આંખો, શાંતિમાં વિષાદની છાયા રેલવતી સચોટ નજર, ફના થઈ જવાને તલસતો અતિ ઉદાર ચહેરો ને ચહેરાની વચમાં મૂછોની વંકાયલી આછી દોરીવાળો, પ્રમાણસર અંગોવાળો પડછંદ સિનાઈ દેહ દેખો તો સમજવું કે એ, હો-લુંગ છે.

એક વખતનો લાલ લશ્કરનો એ સેનાની આજે ઉત્તર-પશ્ચિમના મોરચા પર શેંસીની ઉત્તર પર્વતમાળના ટેકરાઓ પર દોટ દે છે, ગિરિકંદરાઓમાં મસલત કરે છે, ચીની કિસાનોમાં મરી ફિટવાની અગ્નિઝાળ રેલાવે છે ને જાપાની પશુને જેર કરતો ત્રાડ દેતો વીફરતો ફરે છે.

તોય એને કોઈએ પૂરી દીધો હોય તેમ એ એની છાવણીની કુટિરમાં હંમેશાં પાંજરામાં ફેરા મારતા સાવજ જેવો આંટા દેતો જ દેખાતો હોય છે. તો ય એનાં અંગેઅંગમાંથી ફાટતો જોમને આજનો તબક્કો ઓછો પડતો હોય તેમ માલમ પડે છે, અને એનું આખું વ્યક્તિત્વ ઊભરાતા ઘોડાપૂર જેવું દરેક પળે ઉત્તેજિત અને વહેતું દેખાયા કરે છે. ગેરીલા, લડાયક વ્યૂહનો સરદાર હો-લુંગ-ચીની કિસાન લડતનો લડવૈયો છે.

લાલ લશ્કરનો એ ઘોડેસ્વાર સેનાની છે. એને ઘોડા પર સ્વાર થઈને દુશ્મન પર દોડવાનો શોખ છે. કાપી નાખે તેવી પવનની ઠંડી ધાર ઘસાતી સૂસવતી હોય, પીળી ધૂળ સાથે બરફની રજકણો એના ચહેરા પર ચોંટતી હોય ત્યારે, એના ઘોડાનો એ રણઘેલો સ્વાર ઓર ખીલે છે.

હો-લુંગ એના મોરચા પર ગામેગામ રખડતો ફરે છે. એને રખડતાને રસ્તામાં એના સૈનિકો મળે છે, એનો ઘોડો અટકે છે, મોરચાના સમાચાર પુછાય છે; એ સેનાની એના લાલ સૈનિકની કોઈની પીઠ થાબડે છે, કોઈનો હાથ હલાવે છે, કોઈની ઠેકડી કરે છે, ને આગળ શીડે છે. જાપાની વેતિયાઓના ત્રાસમાંથી ખચ્ચર પર ઘરવખરી લાદીને ભાગતાં કોઈ કિસાન નરનારીઓ ભેગાં થઈ પડે છે, એ ઘોડેસ્વાર કૂદી પડે છે. કોઈને ગજવામાંથી સિક્કો આપે છે, કોઈની સાથે વાતે વળગે છે, કોઈના પોટકામાંથી રોટલો ખાય છે, કોઈની સાથે હસે છે, કોઈના બાળકને ચૂમે છે, થાબડે છે ને જાપાની વેતિયાઓને પડકારવા એડ મારે છે, લગામ ખેંચે છે ને છલગ ભરતો ચિનાઈ હવામાનમા વિલાઈ જાય છે

'હો-લુંગ . હો-લુંગ !' કિસાન જનતા મરતા મરતા એનું નામ સ્મરે છે.

જોકે એની ટુકડીઓમાંના લડવૈયા ઘણાખરા હુપે અને હુનાનના કિસાન જુવાનો છે પણ એ એના ખડમાથી ઘણી વાર બરાડે છે...કે, 'માન-ઝૂ ..માન-ઝૂ !'

અને એક જુવાન દાંત કકડાવતો એની સામે ખડો થાય છે. લાંબી કૂચ વખતે (તિબેટ) સીકાંગમાથી એ એની સાથે જોડાયો હતો.

'માન-ઝુ, ગા.' એ પ્રેમની આજ્ઞા કરે છે.

અને માન-ઝૂ ગાય છે એની આંખ સામે એના માથામાંથી

બરફની રંગબેરંગી કિનારીઓવાળી પર્વતમાળ ચાલવા માંડે છે, મનરંજન વનરાજીઓ લહેરી ઊઠે છે, પક્ષીઓના સૂર કલરવે છે. કુદરતનાં ભયાનક સૌંદર્ય નીતરતાં થાય છે.

લામાઓના ધર્મ-મઠમાંથી માન-ઝૂ એની સાથે ભાગી આવ્યો હતો.

પણ એ ગાતો એકાએક અટકી જાય છે. એક ગેરીલો બાળ લડવૈયો બંનેની વચમાં કૂદી પડતો બૂમ પાડે છે: 'રેડીઓ... ઇંગ્લિશ ન્યુસ!'

અને એ અંદર જઈને રેડીઓ સાંભળી રહે છે, 'આજે બપોરના બે વાગે જાપાનનાં શાહી લશ્કરો ચીનના પાટનગર નાનકીંગમાં પેઠાં. બધી મુશ્કેલીઓની સામે જાપાનનું શાહી નૌકાબળ યાંગત્ઝી પર આગળ ધપી રહ્યું છે અને ભાગી જતા ચીનાઓ રણભૂમિ પર પોતાનાં સાઠ હજાર મડદાં છોડી ગયા છે.'

'હેં!' બાળ ગેરીલો હો-લુંગનો હાથ પકડી તાકી રહે છે.

'હા,' ભયંકર શાંતિ પર એનો અવાજ ઘા કરે છે ને ઉમેરે છે, 'નાનકીંગ, વાન-લા!'*

અને તાકી રહે છે, 'પણ આપણે તે પાછું લેશું.' અને બીજી પળે એ ભમર ચઢાવેલો શેતરંજ રમતો હોય છે.

ચીનની બહાર બહુ જ ઓછો જાણીતો એવો, એ હો-લુંગ ચીનના ચાર પ્રાંતની કિસાનગાથામાં દંતકથા બન્યો છે.

ચૂ-તેહ યરોપમાં ફર્યો, માઓ-સી-ટુંગની વેધક બુદ્ધિ આંતરરાષ્ટ્રીય બની, પણ ચિનાઇ કોમ્યુનિસ્ટ પક્ષ પણ જનમ્યો નહોતો ત્યારે ચીની જનતાની કિસાન-ફોજની મોખરે જમીનદારી વિમદખોરી સામે રણખંજરી ખખડાવતો એકધારો રખડતો ફરતો હો-લુંગ હતો.

* નાનકીંગ પાછું.

એના જીવનની રેખાનો ઉદય દક્ષિણપ્રદેશમાં અંકાયો. વીશમા શતકના પહેલાંના વરસમાં એ પશ્ચિમ હુનાનમાં શાંગશીના એક ગરીબ કિસાન કુટુંબમાં જનમ્યો. એણે એના પારણામાંથી એનાં કિસાન માબાપને ટુશુનના (જમીનદારી) જુલ્મો નીચે કચડાતાં દીઠાં.

એટલે ૧૯૧૬ની સાલમાં એ અઢાર વરસના જુવાને કુહાડી-ને દાતરડી ખૂણામાં નાખી દીધી, હળનો દાંડો હડસેલી મૂકયો અને પહોળા પાનાવાળી તરવાર તાણી બાંધી.

હો-લુંગે અઢારમે વરસે પહેલા કિસાનબળવાની સરદારી લીધી.

ત્યારે મંચુ સરકાર મરી પરવારી હતી અને તેની જગા પર યુઆન-શી-કાઈ નામનો એક ચાડીવાદી ખાંધિયો પોતાની જાતને શહેનશાહ બનાવવા મથતો હતો.

હો-લુંગે હોકારો કર્યો ને એના પોતાના જિલ્લામાંથી કિસાન-ફોજ બનાવી. એ કિસાન-ફોજે આઠ પરગણાંનાં થાણાં કબજે કર્યાં ને આગળ વધતી એ ફોજની સંખ્યા દોઢ લાખ લડવૈયાઓની બની. એ કિસાને-ફોજ ઘેર બનાવેલી બંદૂકો, પહોળી તરવારો ને લાંબા ભાલાઓ ધરીને હો-લુંગની સરદારી નીચે આગળ વધી.

એ કિસાન-ફોજ સામે ઉત્તરના વિગ્રહખોરોનાં લશ્કરો અથડાયાં. દોઢ લાખ કિસાનોમાંનો મોટો ભાગ રણમાં પડ્યો ને હો-લુંગનાં માબાપ પણ દીકરાના પરાક્રમથી એકનું એક ઘર-ખેતર છોડી જીવ લઈને ભાગી ગયાં.

અને પેલાઓ હો-લુંગનું ઘર સળગાવવા આવ્યા. ઘર સળગતાં પવન ને વરસાદનું ભયંકર તોફાન તૂટી પડ્યું. સળગાવ-નારા ભાગી ગયા અને ઘર હોલવાઈ ગયું.

ચીની જનતાએ પહેલો પરચો દીઠો ને દક્ષિણમાં વાત ફેલાઈઃ 'આપણો હો-લુંગ તો દેવતાઈ છે દેવતાઈ!'

ને ભાગેલો હો-લુંગ પાછો ડુંગરાઓ ઠેકતો હતો, નદીઓ ઓળંગતો હતો, જંગલો ગજાવતો કિસાન-ફોજ જમાવતો હતો.

એની ટુકડીઓ સામે ઉત્તરના વિગ્રહખોર સરદારોએ વિગ્રહ આંડ્યો હતો. વિગ્રહખોરની કોઈ ટુકડીને નદી ઓળંગતી એ ડબોળી દેતો હતો, કોઈને ડુંગરાની ટોચ પરથી શિલાઓ ગબડાવતો ગડબી નાખતો હતો.

એમ થોડાંક વરસો લડ્યા પછી એણે ઉત્તર સાથે સલાહ કરી અને એને પોતાની કિસાન-ફોજ વિખેરી નાખવાની ફરજ પડી.

જમીનદારો અને તેમની જુલ્મી જમાતોએ ત્યારે આરામનો શ્વાસ જોરથી ખેંચ્યો.

અને હો-લુંગ ચાંગ-શા પહોંચ્યો અને ત્યાંના રાજકારણમાં પડ્યો, તથા સુન-યાત-સેનના પક્ષમાં કામ કરવા લાગ્યો.

પણ પછી ઉત્તરની પોલીસે એને ગિરફતાર કર્યો અને એક અઠવાડિયામાં જ એ જેલ તોડીને નાઠો અને પાછો પશ્ચિમ હુનાનમાં પહોંચ્યો.

હુનાનની કિસાન જનતાએ એને પોતાની વચમાં જોયો ને તે ક્રાન્તિનાં ઓવારાંમાં ઝૂલી રહી. પણ આ વખતે એ કિસાનોનું રાજકીય સંગઠન કરતો હતો અને એ સંગઠન પર જોતજોતામાં ત્રણ લાખ કિસાનો પોતાના અચૂકા પાડતા હતા, અને આઝાદી પુકારતા આખા હુનાના પર કબજો મેળવવા કિસાન-ફોજ રચતા હતા.

પણ એ પાછો પકડાયો ને પાછો ભાગ્યો. અને ભાગીને હુપે પ્રાંતમાં પેઠો.

રસ્તામાં એણે દસની ટુકડી જમાવી અને બે હલ્લાઓ કરીને દસ રાઇફલો અને બે નાની તોપો કબજે કરી.

એટલામાં ૧૯૨૦ની સાલ શરૂ થઈ હતી, અને સુન-યાત-

સેનને વાંચી નાખ્યા પછી હવે એ શેંગટાવ નામના એક કૉમ્યુનિસ્ટ સામયિકમાં માર્કસવાદને હજમ કરતો નિરધાર કરતો હતો, 'કિસાન-કામદારોને પોતાની લડત લડવા માટે પોતાનો એક રાજકીય પક્ષ જોઈએ જ જોઈએ.'

પણ ૧૯૨૦માં ચીની કૉમ્યુનિસ્ટ પક્ષ તો હતો નહિ એટલે તે દરમિયાન કંઈ કરવા માટે એના હાથ સળવળતા હતા.

એણે કિસાન-ફોજ બનાવવાને બદલે ત્રીસ લડવૈયા ઊભા કર્યા. એક દિવસ એ ત્રીસનો આગેવાન સમજાવતો હતો, 'આપણે કિસાન-ફોજ કરીએ. ત્યારે હથિયારો જોઈશે, નાણાં જોઈશે માટે એ દિશામાં પહેલું પગલું લઈએ.'

પહેલું પગલું યાંગત્સી નદી પર લંગારાયલા એક જહાજ પર તકાયું હતું. એ જહાજના ભંડારિયામાં હથિયારો હતાં ને મોંઘો માલ હતો. એણે એ ત્રીસ ઉપરાંત કેટલીક કિસાન છોકરીઓને તૈયાર કરી. બધાંએ મજૂરિયનો મેલો પોશાક પહેર્યો ને મેલા અંગરખાં નીચે આ મજૂરિયાંએ એક એક પિસ્તોલ પરોવી દીધી. પછી જહાજના માલિકો સામે મજૂરિયાં બનીને ઊભાં રહ્યાં.

'શું લેશો મજૂરીનો ભાવ!'

'જે આપો તે!'

મજૂરિયાં જહાજ પર ચડ્યાં ને કિનારા પર માલ ગોઠવી રહ્યાં. સેરવે વારે મજૂરિયાંના મુખીએ ત્રાડ દીધી અને પિસ્તોલો છૂટી. જહાજ આખું કબજે કરવામાં આવ્યું અને બે કમનસીબ જાપાનીસ અમલદારોનું જહાજ પરથી હરણ કરીને હો-લુંગ ભાગ્યો.

બે વરસ સુધી એ બંને અમલદારો હો-લુંગની ગુફામાં કેદી બન્યા, અને જાપાની એલચીએ તેમને એકલાખ સિક્કા ભરીને ત્યાર પછી છોડાવ્યા.

એ સમયથી, હો-લુંગનું નામ જાપાની ચોપડે નોંધાઈ ગયું.

''તમે જાવ. તમે જાવ ને જીતો...પછી મારે માટે કોઈને મોકલજો.' એણે ચીસ પાડીને મને ધક્કો માર્યો, અને ડોક ફેરવી દીધી.

'એક બીજે પ્રસંગે કીઆંગસીમાં જ લશ્કર કૂચ કરતું હતું. અને એક આગળ દોડતો હતો પંદર વરસનો પડછંદ હવામાંથી એક બોમ્બ પડ્યો ને એની પાસે ફાટ્યો ને એક છરીએ એનો સાથળ ચીરી નાખ્યો ને એ કમલો વીંટાળી બાજુ પર પડ્યો... પણ પડ્યો પડ્યો હસતો હતો ને બોલતો હતો: 'થાક ખાઉં છું... આવી પહોંચુ છું.'

'અને એક બીજો હતો, અમે હાર પામીને ભાગતા હતા ત્યારે...ત્યારે એ પગમાં ઘવાયલો એક ખેડૂતની ઝૂંપડીમાં પેસી ગયો. ઝૂપડીમાં એક વૃદ્ધા ખાટલીમાં લેટતી હતી તેણે એને પોતાની સોડમાં દબાવી દીધો.

'પછી પાછળ આવતા ચાંગના શિકારીઓએ એને શોધી કાઢ્યો. ડોસીને લોહીલુહાણ કરીને એને ઊભો કર્યો પણ એ ઢળી પડ્યો, 'હું ઘવાયલો છું' એ બોલ્યો પછી એને બહાર ચોગાનમાં ઘસડી જવામાં આવ્યો અને એને વીંધી નાખવા માટે હુકમ કરવામાં આવ્યો.

''વીંધશો નહિ, વીંધશો નહિ' એણે હાથ ઊંચકી બૂમ પાડી...'મારું માથું કાપી નાખો તો...! થોડી વાર વધારે પીડા ભલે થાય પણ મારે માટે બચેલી ગોળી જાપાનીઓ સામે વાપરજો...મારી છેલ્લી ઇચ્છા છે.'

'અને ચાંગના સિપાઈઓની એ ટોળી એ બાળક પર મુગ્ધ થઈ ગઈ ને એની આસપાસ નાચવા લાગી.

'આજે એ વીર અમારી પાસે છે...માન ધટે તો એવા અનેકોને, સમજ્યા, અમને નહિ' બોલતો પેંગ ઘણી વાર ગદ્ગદ

થઈ જાય છે ને કોઈ વાર ટેબલ પર મૂઠ પછાડી કહે છે, '...ત્યાં સુધી લાલ લશ્કરની લોખંડી હરોળો કોણ ભેદી શકે તેમ છે?' બોલતો એ ઘણી વાર ક્યાં સુધી નકશા તરફ જોઈ રહેવો હોય છે.

ત્યારે નકશા પાસે ગોઠવેલી મેજ પર બળતી મીણબત્તીના નાચતા પ્રકાશમાં એ ઊંડી છાતીવાળો, ગોળ ખભાવાળો અને એના મૂંડિયા માથા પર પરસેવાવાળો એ લાલ મહારથી ઘણો વખત એકલો બેઠો નકશા તરફ જોઈ રહેતો હતો. એણે લાલ લશ્કરમાં જોડાયા પછી દશ વરસ પહેલાં હુનાનમાં છોડેલી અને પછી કદી નહિ જોયેલી પોતાની સાથે પરણેલી છોકરીને એ કોઈ કોઈ વાર યાદ કરતો અને પાછો નકશા પર નજર નાખતો હતો.

નકશાના માથા પરના જાપાનનાં મંચુકોને જોઈ રહેતો હતો. ત્યાંથી જાપાનનાં લશ્કરો ચીન પર આવતાં હતાં અને મંચુકો સોવિયટ સાઈબીરિયા અને આઉટર મોંગોલિયાના સીમાડા પર એ નકશામાં દેખતો હતો. સોવિયટ ફરં પૂર્વ સાથે ભળીને ચિનાઈ ગેરીલાઓ મંચુકો પર તૂટી પડે તો...તો જાપાનનો સંગ્રામ-પાયો બનેલો મંચુકો ઉત્તરમાં રશિયન લશ્કરથી, પશ્ચિમમાં આઉટર મોંગોલિયાના હુમલાથી અને દક્ષિણમાં ચિનાઈ ગેરીલાઓથી ઘેરાઈ જાય...અને મંચુકોમાં જ આપણા બેંશીહજાર લાલ સ્વયં-સેવકો તો છે જ...તો તો આકડા રસ્તાનું લાલ લશ્કર ચાંગની રજા વિના પણ મચુકો પર તૂટી પડે. પણ હમણાં સોવિયટ રાજ-નીતિની ખુલ્લી ચર્ચા કરવાની નથી' બોલતો એ નકશા પરથી આંખ સંકેલી લેતો, લાલ મહાસેનાની, ચૂ-ટેહના રેડીઓ સમા-ચાર સાંભળતો હતો.

'ચૂ-ટેહ...ચૂ-ટેહ' ગણગણતો પેંગ એ આની મહાસેના-નીના નામથી જ ગરમ થઈ જતો હતો અને ખાનગી વિચારતો હતો કે...' જો ચાંગ-કાઈ-શેક ન હોય તો એની ખુરશી પર ચૂ-ટેહ

જરૂર આવે,' અને એને એક પ્રચલિત વાત યાદ આવતી હતી. 'કારણકે ચાંગ-કાઈ-શેકે, ચૂ-ટેહને જીવતો કે મરેલો લાવનારને ૧૦૦,૦૦૦ ડૉલરનું ઇનામ જાહેર કર્યું હતું અને તેની સામે ચૂ-ટેહે, ચાંગને જીવતો કે મરેલો પકડી લાવનારને એક જ ડૉલર-નું ઇનામ બહાર પાડ્યું હતું...એટલે જ એટલો બધો વ્યવહાર-કુશળ ચૂ-ટેહ સમસ્ત ચીનનો મહાસેનાની થવાને લાયક હતો.'

પછી પેલા બાળ ગેરીલા સીઓ-કુઈનું એક ઝુંડ જનરલ પેંગના શિસ્ત તરફ દાંતિયાં કરતું એના આવાસની બહાર નવ-રાશની વાતો કરતું હતું, ત્યારે તેમાંના એકને બીજાએ પૂછ્યુંઃ 'તારે જાપાન પર ચઢાઈ કરવી હોય તો તું કોણ સરદારને પસંદ કરે?'

'હો-લુંગ! હો-લુંગ!' એક સાથે ચાર જણ બોલી ઊઠયા. 'એના સરખો બીજો સરદાર દુનિયામાં છે ક્યાં તે!'

'ચૂ-ટેહ પણ નહિ! અને પેંગ!'

'પણ એને એવી ઘોડેસ્વારી ક્યાં આવડે છે!'

